# ભક્તકવિ શ્રીદયારામભાઈનું

# આન્તર જીવન

અથવા

## દિવ્ય અક્ષરદેહ.

સદ્ગત મૂળચંદ્ર તુલસીદાસ તેલીવાલા,

બી. એ. એલ્‌એલ્‌. બી.-મુંબાઈ.

તથા

પ્રોફેસર જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ

એમ. એ.-અમદાવાદ.

પ્રકાશક,

નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઈવાલા.

મુંબાઈ નં. ૪

॥ श्रीकृष्णाय नमः ॥

भक्तकवि श्रीदयारामभाईनुं

# આન્તર જીવન

અથવા

## દિવ્ય અક્ષરદેહ.

લેખકો,

સદ્દગત મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાલા
બી. એ. એલ્‌એલ્. બી–મુંબાઈ.
તથા
પ્રોફેસર જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ
એમ્. એ.–અમદાવાદ.

પ્રકાશક,
નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઇવાલા
ઠે. પાંજરાપોળ ઓફીસ સામે પાંજરાપોળની ચાલી
પહેલે માળે માધવબાગ–મુંબાઈ નં. ૪

સંવત ૧૯૮૭ આવૃત્તિ ૧ લી સને ૧૯૩૧

કિંમત બે રૂપિઆ



શુદ્ધાદ્વૈતપુષ્ટિસંપ્રદાયસ્થાપક

અખિલભૂમંડલાચાર્ય

જગદ્ગુરુ **શ્રીમદ્વલ્લભાચાર્યજી.**

[illegible] પ્રી. વર્ક્સ, અમદાવાદ.

श्रीमदनमोहनो विजयते

# અર્પણપત્રિકા

અખિલભૂમણ્ડલાચાર્ય ભગવદ્વદનવૈશ્વાનરાવતાર
ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડ, શુદ્ધાદ્વૈતપથનિરૂપક
શ્રીમદ્વલ્લભાચાર્યજીનાં પુનિત ચરણ-
સરોજમાં કોટિશઃ દંડવત્ પ્રણામ
પૂર્વક અનન્ય ભક્ત કવિશ્રી દયારામ
ભાઈનું આ આન્તરજીવન
અર્પણ કરીને કૃતાર્થ
થાઉં
છું.

પ્રકાશક:

દાસાનુદાસ નારાયણદાસ પરમાનંદદાસ
ડભોઇવાળા.

# ગ્રંથો મળવાનાં ઠેકાણાં.

## નારાયણદાસ પરમાનંદદાસ શાહ ડભોઈવાળા.

ઠે.માધવબાગમાં પાંજરાપોળ ઓફીસ સામે પાંજરાપોળની ચાલી–મુંબઇ.નં.૪

"ગુજરાતી" પત્રની ઓફીસ, સાસુનબીલ્ડીંગ, સરકલ, કોટ, મુંબઈ.નં.૧

મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. બુકસેલર ઠે. પ્રીન્સેસ સ્ટ્રીટ–મુંબઈ. નં.૨

| | | |
|---|---|---|
| જીવનલાલ એન્ડ સન્સ બુકસેલર | કાલબાદેવી રોડ | મુંબઈ ૨ |
| નારણજી મુળજી ,, | ,, | ,, |

ચુનીલાલ કૃીષ્ણાશંકર ,, ઠે મોટું મંદિર–ત્રીજો ભોઈવાડો–મુંબઈ. ૨

પંડિત ગટુલાલજીની લાયબ્રેરિ ઠે. ભુલેશ્વર કેથીડ્રલ સ્ટ્રીટ મુંબઈ. ૨

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર ઠે. ત્રણ દરવાજા અમદાવાદ.

લલ્લુભાઈ છગનલાલ દેસાઈ ,, ઠે. રીચીરોડ નં. ૧૧૦ અમદાવાદ

રણછોડલાલ મોતીલાલ ,, ,, ,,

દલસુખભાઈ પરમાનંદદાસ શાહ ઠે. પોસ્ટ પાસે ડભોઈ (વડોદરા)

| | | |
|---|---|---|
| શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય | | નડીઆદ. |
| ડા. એચર મેઘજી | ઠે. પુરાબજાર | રાજકોટ, |
| કરસનદાસ નારણદાસ બુકસેલર | નાણાવટ | સુરત. |
| દેસાઇ બ્રધર્સ ,, | ઠે. ફતેપોર બજાર | ભરૂચ. |
| ગોપાલદાસ ગિરધરદાસ પરીખ | મોટું મંદિર | સુરત. |
| મકનજી જુઠાભાઈ મુગટવાલા | શ્રીનાથજીનું મંદિર | વડોદરા |

**આ સિવાય બહારગામના જાણીતા બુકસેલરો.**

# કવિરત્ન ભક્ત શ્રીદયારામભાઈ (ડભોઈ)





જન્મ-સંવત ૧૮૩૩ ના ભાદરવા શુક્લ ૧૧
દિનાંત (વામનજયંતી) શનિવાર.

ગોલોકવાસ-સંવત ૧૯૦૯ ના માઘ કૃષ્ણ
સ્થિતિ વર્ષ ૭૫-૭૬.

॥ श्रीरसेशो जयति ॥

# ભકતકવિ શ્રીદયારામભાઇને

## રસસ્મરણાંજલિ.

ગુર્જર સાહિત્યના કુંજે કોકિલા ટહુકી ગઈ;
તંબૂર તંત્રીના સાથે કાવ્યોર્મિ ઉછળી ગઈ.
શ્રીકૃષ્ણભક્તિ કવિતા વિરચી અનેક,
નાસક્તિ લૌકિક મહીં વિષયે વિરક્ત;
સેવા અને સ્મરણ કાર્ય મહીં નિમગ્ન,
ભોળું હતું હૃદય ભાવુક ભક્તિપૂર્ણ.
એનું કવિત્વ રસ-નિર્ઝરથી ભરેલું,
સાહિત્ય-કાવ્ય-શિખરે વિહરે અનેરૂં;
પ્રેમસ્વરૂપ પ્રભુનું પરિજ્ઞાનવાળું,
અદ્વૈત શુદ્ધ મકરન્દ પીવાડનારું.
સ્યામસુન્દરની મૂર્તિ હૃદયે રમતી હતી,
પ્રભુમાં પ્રેમ આસક્તિ કવિએ મેળવી હતી.
કવિદર્શન સમ્પ્રતિ થાય નહીં,
પણ કાવ્ય કૃતિ મહિં થાય નકી;
કવિતા વળિ ભાવપ્રધાન રુડી'
પ્રભુ પ્રેમ તણો રસ ચૂચવતી.
આજેય કાવ્ય અવલોકનથી જણાય,
ઉદ્ભ્રાંત ભક્ત કવિનું શુચિ આર્દ્ર હાર્દ;
વીતી શતાબ્દિ કવિને, પણ છે સજીવ,
કાવ્યે સુરમ્ય પ્રતિભા કવિની અનિંદ્ય.

ગો. શ્રીવ્રજનાથલાલજી વિ. મહારાજ.

# અનુક્રમણિકા

## પ્રકરણ ૫ મું



## પ્રકરણ ૬ ઠું ૨૨૯ ૨૪૬



## પ્રકરણ ૭ મું



## પ્રકરણ ૮ મું



## દયારામભાઇની જયંતીનાં ભાષણો તથા અન્ય લેખો

## પરિશિષ્ટો.



## ચિત્રોની સૂચી.

# પ્રકાશકનું નિવેદન.

ગુજરાતી સાહિત્યરૂપ ગગનમંડળમાં ચન્દ્રમાની પેઠે પ્રકાશી રહેલા મહાનુભાવ ભક્તકવિ શ્રીદયારામભાઈના દિવ્ય અક્ષરદેહને આલેખવાનો પ્રયત્ન કરતાં પરિણમેલું આ આંતર જીવન ગુજરાતી સાહિત્યના વિલાસી ભક્ત જનોના કરકમલમાં મુકતાં આજે મારા આનંદની સીમા નથી. ૧૬ વર્ષના સતત પ્રયાસો અને તન મન ધનના મહાન્ ભોગે પણ આ ગ્રંથ હું ગુર્જરસાહિત્યરૂપ ઉદ્યાનમાં મૂકવા ભાગ્યશાળી થયો એ મારા વિચારથી તો મારા જીવનની કૃતાર્થતા જ ગણું છું. ગુજરાતી સાહિત્યવાટિકાના વિહારીઓ આ મારા નાનાશા પણ અનેરી દિવ્ય સુગંધ પ્રસરાવતા, નિત્ય નવીન સ્વરૂપે વિકસતા, ભાવનાપુષ્પોથી લચી રહેલા, જીવનના અનેક ભોગે ઉછેરેલા આ બાલ વૃક્ષને નિરખશે, તેના દિવ્ય સુવાસથી હૃદયને મહેકાવશે તો મારા આનંદનો પાર નહિ રહે. આ ગ્રંથ પ્રકટ કરતાં મારા હૃદયમાં જે ઊર્મિઓ ઉછળી રહી છે તેને વાણીદ્વારા બહાર પ્રકટ કરવા હું તો અશક્ત જ છું.

હું સાક્ષર કે વિદ્વાન્ નથી. ગુર્જરસાહિત્યના સમરાંગણમાં ઝઝૂમવા માટે જે ઝમકદાર તૈયારી હોવી જોઈએ, તેનો ખ્યાલ પણ ધરાવવાનો મને અધિકાર નથી. મહાનુભાવ કવિશ્રીનું દિવ્ય જીવન અને એઓશ્રીનું રસસરિતા વહેવરાવતું ગંભીર રસમય કવિહૃદય; એ બધાનો વિચાર કરતાં પણ મારી મતિ કાંઈ પણ કામ નજ કરી શકે. છતાં આ ક્ષેત્રમાં આજે ૨૦ વર્ષથી મેં ઝંપલાવ્યું છે. આ સાહસમાં મારા જેવા નિઃસાધન જીવમાં આ કાર્ય માટે બલ પ્રેરનાર જો કોઇ

હોય તો મારા પરમ પૂજ્ય ગોલોકવાસી સદ્‌ગત જોષી નાથજીભાઈ જ છે; કે જેઓએ કવિશ્રીની દિવ્ય વાણીના વિલાસમાં જ સમગ્ર જીવન ઓતપ્રોત કરી દીધું હતું. તેમનાં બળે જ આ કાર્ય ૨૦ વર્ષથી ચાલુ છે, અને તેટલા જૂજ સમયમાં કવિશ્રી વિષે કોઈ નવો જ શુદ્ધ પ્રકાશવંતો યુગ પ્રસરી ચુકયો છે. આ યુગના મંડાણ માટે કેવી ઉગ્ર તપસ્યા કરવી પડી છે તેનો કાંઈક ખ્યાલ આપવો અહીં અસ્થાને નહિ જ ગણાય.

સં. ૧૯૬૭ ની સાલની વાત છે. આજ સાલમાં મને કવિશ્રીના ભક્તિયોગની દીક્ષા સદ્‌ગત જોષીજીએ આપેલી મારા સ્મરણમાં છે. સદ્‌ગત જોષી નાથજીભાઈ કવિશ્રીના શિષ્ય ગિરિજાશંકરભાઈના પુત્ર થાય. પિતાશ્રીના લૌકિક વારસાની પેઠે અલૌકિક વારસો પણ તેમણે મેળવ્યો હતો, તેથી જ મહાનુભાવ કવિશ્રીની રસપૂર્ણ વાણીનું તેમને વ્યસન લાગી ગયું હતું. વ્યાવૃત્તિમાંથી જે સમય બચતો તેમાં તેઓ કવિશ્રીના મહાન્ ગ્રંથોમાં અવગાહન કરતા અને પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોની નવી પ્રતિઓ ઉતારતા, સમજી ન શકાય તેવા ગ્રંથો ઉપર ટિપ્પણ ટીકા આદિ લખતા. ઉપરાંત કવિશ્રીનું તમામ છપાયેલું સાહિત્ય પણ તેમણે એકઠું કરીને વાંચવા માંડયું. આ પ્રકટ થયેલા સાહિત્યથી તેમને આનંદ પણ થયો: પણ તેથી અધિક તો કલેશ થયો. કવિશ્રીનાં જીવનના અદ્‌ભુત પ્રસંગો આલેખાય, તેમનાં કાવ્યરસની ઉચ્ચતા અને સર્વોત્કૃષ્ટતા કબૂલાય, એ તો રહ્યો આનંદનો વિષય; પણ કવિશ્રીના દિવ્ય જીવનમાં કલ્પનાના કાજળનાં ટપકાં જાણે અજાણે કરવામાં આવે, કાવ્યોના અર્થમાં કેવલ દુન્યવી દૃષ્ટિ જ ઉપયોજાય, આ બધા કલેશના વિષય નહિ તો બીજું શું હોય? છાપેલાં સાહિત્યોમાં જે ગંભીર ભૂલો થયલી હતી, તે જોષીજીએ સુધારવા માંડી. ખાસ

કરીને કવિ નર્મદાશંકરે કરેલો સંગ્રહ સુધાર્યો અને તે સંગ્રહના પ્રકાશક સદ્ગત સાક્ષર શ્રીયુત ઇચ્છારામભાઈ પાસે મારી મારફત મુંબઈ મોકલી આપ્યો. હું મુંબાઈમાં આજે વર્ષોથી રહું છું. પ્રાચીન ગુજરાતી સાહિત્યનો જીર્ણોદ્ધાર કરીને તેનો પ્રચાર કરનાર તરીકેનું સાક્ષર ઇચ્છારામભાઈનું સ્થાન તો અદ્વિતીય ગણાય. મેં જ્યારે દયા; રામકાવ્યસંગ્રહની સુધારેલી પ્રતિ તેમને બતાવી એટલે તેમની સત્ય-શોધક બુદ્ધિએ જોષીજીને અનેક ધન્યવાદો આપ્યા. વળી બીજી આવૃત્તિ વખતે એ સંગ્રહ શુદ્ધ છપાય તેની કબૂલાત આપી. ઉપરાંત કવિશ્રીનાં જીવનચરિત્રો ઉપર આરોપાયેલાં કલંકોને નિર્મૂલ બનાવનારા ઐતિહાસિક પુરાવાઓ જ્યારે એ મહાન્ સાહિત્યસેવકને દેખાડવામાં આવ્યા ત્યારે તો તેમને અનિર્વર્ણનીય આનંદ થયો. કવિશ્રીપર આરોપાયેલાં કલંકો, કાવ્યનો શુદ્ધ ઉદ્દેશ સમજ્યા વિના તેના થયેલા ખરાબ અર્થો એ બન્ને સાક્ષર ઇચ્છારામભાઈને થોડાં ખટકતાં ન હતાં. સાક્ષર મંડળ તરફના વિરુદ્ધ વાતાવરણમાંએ 'ગુજરાતી' પત્રદ્વારા એ સદ્ગત સાક્ષરે ભક્ત કવિ શ્રીદયારામભાઈના અક્ષરદેહનો શુદ્ધ પ્રકાશ ફેલાવવામાં લેશ પણ પાછી પાની કરી નથી. એમની એ સત્યનિષ્ઠા અને થયેલી ભૂલ પણ કોઇને અન્યાય કરતી હોય તો તે સુધારી લેવાની ઉદારતા માટે તો તેમનો ઉપકાર જ માનવો રહ્યો. એ સદ્ગત સાક્ષર કવિશ્રીનું ચરિત્ર અને કાવ્યો શુદ્ધ સુંદર સ્વરૂપમાં પ્રકટ થાય તે માટે ખાસ અભિલાષા ધરાવતા હતા. ખચિત જ ગુર્જરગિરાના એ એકનિષ્ઠ સેવકની તો ખોટજ પડી છે.

સદ્ગત સાક્ષર ઇચ્છારામભાઈની ઉક્ત અભિલાષાથી તો જોષીજી નાથજીભાઈ ઘણા પ્રસન્ન થયા. કાવ્ય અને ચરિત્રનું સંશોધન તથા પ્રકાશન 'ગુજરાતી' મુદ્રણાલય મારફત થાય તો તેમાં તેઓ સંતુષ્ટ જ

હતા. પણ એક ઉણપ તેમને ખટકવા લાગી, તે એ કે આ કાર્ય કોઈ પુષ્ટિમાર્ગીય ભક્ત વિદ્વાનને હાથે જેટલું સંગીન થાય તેટલું બીજાને હાથે ન જ અને એ સ્વાભાવિક છે. તેથી પુષ્ટિમાર્ગના સુપ્રસિદ્ધ વિદ્વાન્ ભગવચ્છાસ્ત્રનિષ્ણાત પ્રો૦ મગનલાલ શાસ્ત્રીજીની આ વિષે સલાહ જોષીજીની આજ્ઞાથી મેં લીધી. તેઓ તો ઘણા પ્રવૃત્તિવાળા રહ્યા એટલે પોતે આ કાર્યમાં સંપૂર્ણ સહાયતા ન જ આપી શકે. તેથી તેમણે સદ્ગત સાક્ષર મૂલચંદ્ર તેલીવાળા અને રા. વસંતરામ શાસ્ત્રીને આ બધું કાર્ય સોંપવા ફરમાવ્યું. તેમાં કાવ્ય સાહિત્યનું મુદ્રણ રા. વસંતરામ શાસ્ત્રીને ભાગે આવ્યું અને જીવન ચરિત્રના તાત્ત્વિક અંશની સેવા સદ્ગત તેલીવાળાએ સ્વીકારી લીધી.

કવિશ્રીને ત્રણ દૃષ્ટિએ નિરખી શકાય. ૧ આધિભૌતિક, ૨. આધ્યાત્મિક અને ૩. આધિદૈવિક. આ ત્રણ દૃષ્ટિએ કવિશ્રીનાં બાહ્ય અને આંતર જીવનનું નિરીક્ષણ કરવું રહ્યું. બાહ્ય જીવનમાં આધિભૌતિક દૃષ્ટિની મુખ્યતા હોય. આંતર જીવનમાં આધ્યાત્મિક અને આધિદૈવિક દૃષ્ટિની મુખ્યતા ગણાય. પુષ્ટિમાર્ગના તાત્ત્વિક વિદ્વાનો જ આધ્યાત્મિક દૃષ્ટિથી જોઇ શકે કે જે આધ્યાત્મિક દૃષ્ટિ કવિશ્રીના અક્ષરદેહનું સત્ય આલેખન કરવામાં સહાયભૂત બને છે. આધિદૈવિકદૃષ્ટિ તો કોઈ વિરલાની જ હોય. જેના ઉપર પ્રભુકૃપા થાય તેજ કવિશ્રી જેવા મહાન્ ભક્તનાં દરેક ચલનવલનમાં દિવ્યતા જોઈ શકે. જોષીજી વિના આવી દૃષ્ટિ બીજા કોઈની હોય તેમ મારા અનુભવમાં આવ્યું નથી. અલબત્ત, પરમ ભગવદીય મનમોહનદાસભાઈ બી. એ. પણ એ ઉત્તમોત્તમ દૃષ્ટિએ કવિશ્રીને આલેખી શકયા છે. પણ પરાકાષ્ઠાને પામેલી દૃષ્ટિની ચર્ચા અહીં વિશેષ કરવાની ભાગ્યે જ જરૂર હોય. અનુભવની વાતો તો વિરલા અનુભવીઓને જ સોંપવી રહી.

સદ્‌ગત તેલીવાલાએ કવિશ્રીનાં ચરિત્ર વિષેના અનેક સબળ પુરાવાઓ અને મહાન્ કાવ્યસમુદાય જોઈને ચરિત્રના બે વિભાગ સ્થાપ્યા. એક વિભાગમાં તો કવિશ્રીનું ચરિત્ર આધિભૌતિક દૃષ્ટિને મુખ્ય રાખીને લખવામાં આવે અને બીજા ભાગમાં આધ્યાત્મિક દૃષ્ટિ જ પ્રધાન રાખી લખાય એવી યોજના કરી. કવિશ્રીનું બાહ્ય જીવન મનઘડંત-કલ્પના કાદવથી જાણે અજાણે પૂર્વના સાક્ષરોથી થોડું ખરડાયું ન હતું. આંતર જીવનની તો પછી વાત જ શી કરવી? માત્ર એક જ નિર્મત્સર અને ઉદારાશય સાક્ષર ગુર્જર સાહિત્યમાં વિરલ તારલાસમા ચમકતા હતા, કે જેમણે કવિશ્રીનો 'અક્ષરદેહ' આલેખીને, પહેલાનાં સાક્ષરોએ એ દિવ્યદેહચિત્ર ઉપર નાંખેલા શાહીના છાંટા ધોઈ નાંખ્યા હતા. એ સાક્ષર તે આપણા માનનીય સદ્‌ગત ગોવર્ધનરામ ભાઈ 'સરસ્વતીચંદ્ર'ના કર્તા છે. કવિશ્રીનાં પ્રકટ દર્શન વખતે તો કોઇ વિદ્વાનની તાકાત ન હતી કે તેમનાં દિવ્ય જીવન પર અંધારાના ગોબારા ફેંકી શકે. બાકી શ્રીનરસિંહમહેતા જેવા મહાનુભાવ સામે તેમની હયાતીમાં જ નિરર્થક આંદોલનો કરનાર અજ્ઞાનીઓ ક્યાં ઓછા હતા? તેવું કવિશ્રી વિષે બને તો તે સહજ જ છે છતાં વિવેકશાલી વિદ્વાનો તેવા ગાડરીઆ પ્રવાહમાં ભળાતા નથી. કવિશ્રીએ આ લોકનો ત્યાગ કર્યો અને પોતાનું દિવ્ય પ્રકાશમય ચિત્ર કાયમને માટે ગુજરાતી સાહિત્યોદ્યાનમાં સ્થાપી ગયા પછી ભક્તનિંદકોના ભોગ બનેલા સાક્ષરોએ એ આકર્ષક ચિત્રને બેડોળ બનાવવા પ્રયાસ કર્યો. મહારાણી વિક્ટોરીઆનાં ભવ્ય બાવલાને મુંબાઇમાં કોઇએ કેવું બેડોળ બનાવી દીધું હતું? તેના ઉપર ચોપડેલો કાળો રંગ ભુંસી નાખવા માટે કેટલા ધુરંધર રસાયનશાસ્ત્રીઓને બોલાવ્યા હતા? પણ આખરે આપણા જ દેશના મહાન્ રસાયનશાસ્ત્રી સ્વર્ગસ્થ ગજ્જરે

અને તેમના શાગીર્દ, તથા જાણીતા હેન્ડરાઈટીંગ એક્સ્પર્ટ ભગવદીય પ્રો. સાંકળચંદ શાહ એમ. એ. એ એ બાવલાને કલંકમુક્ત કર્યું હતું. એને માટે એ બન્ને રસાયનશાસ્ત્રીઓનાં નામો યાદગાર બન્યાં છે. તેવો જ બનાવ અહીં બન્યો છે. સાહિત્યોદ્યાનમાં સર્વોત્કૃષ્ટ રીતે પ્રકાશી રહેલા કવિશ્રીના દિવ્ય અક્ષરદેહનાં ચિત્રપર જાણે અજાણે જે શાહીનાં ટપકાં નાંખેલાં તેને ખાળી નાખવાનું કાર્ય સદ્ગત શ્રીયુત ગોવર્ધનરામભાઇએ કર્યું, પણ તેમ કરતાં તેમને હાથે કવિ–ચિત્ર કાંઇક ઝાંખું પડવાનો સંભવ ઉભો થયો. અને તેને માટે કવિ શ્રીસવિતાનારાયણે જાહેર પત્રદ્વારા ભયચિહ્ન પણ દેખાડી દીધું. આ જ અરસામાં મારા પૂજ્ય જોષીજીએ કવિશ્રીના જીવનચરિત્રના સબલ પુરાવાઓ એકઠા કર્યા અને સદ્ગત તેલીવાળા જેવા પુષ્ટિમાર્ગના વિદ્વાન્ સાક્ષરોની સહાયતાથી કવિચિત્રનું ભવ્ય, સુંદર અને આકર્ષક સ્વરૂપ ફરીને પ્રકટાવી દીધું. કવિશ્રીનાં બાહ્ય જીવન ઉપર જે માનસ તરંગોના રંગો ઉડાડેલા તે તો સહજમાંજ હતા ન હતા થઇ જાય તેમ હોવાથી તેની રૂપરેખા આંકીને સદ્ગત તેલીવાળાએ પોતાના ભરૂચનિવાસી મિત્ર રા. શંકરપ્રસાદ રાવળને એ કાર્ય સોંપી દીધું અને તેનાં ફલરૂપ કવિશ્રીનાં ચરિત્રનો પહેલો ભાગ પ્રકટ થયો. આ ભાગથી કવિશ્રી વિષે જે મનઘડંત માન્યતાઓ ફેલાઇ હતી તે લગભગ નષ્ટપ્રાય થઇ ગઇ અને કવિશ્રીનાં કાવ્યોના 'મણિમાલા'રૂપે ક્રમશઃ પાંચ ભાગ પ્રકટ થતાં દિનપ્રતિદિન કવિ-શ્રીનાં કાવ્યો વિષેનો ભ્રમ પણ નષ્ટ જ થયો.

આંતર જીવનમાં આધ્યાત્મિક દૃષ્ટિ અને સાંપ્રદાયિક માર્મિક તલસ્પર્શી વિદ્વત્તા, એ બન્નેની આવશ્યકતા હોય જ, તેથી સદ્ગત તેલીવાળાએ એ કાર્ય પોતે ઉપાડી લીધું. સાહિત્યસેવક સાક્ષરોની

આર્થિક સ્થિતિ ભાગ્યે જ સંતોષજનક હોય છે. સદ્‌ગત તેલીવાલા પોતે વકીલાત કરતા, પુષ્ટિમાર્ગના મહાન્ સંસ્કૃત ગ્રંથો અનેક પ્રતો ઉપરથી સંશોધન કરીને પ્રકટ કરતા. આ મહાકાર્યોમાંથી જે સમય બચે તેમાં અમારૂં આ કાર્ય પણ રગશીયાં ગાડાંની જેમ આગળ ધપતું હતું. સવારે અને સાંજરે તેઓ મને પોતાને ઘેર બોલાવતા હતા. હું મારા દ્રવ્યસંપાદનના સમયનો મહાન્ ભોગ આપીને તે સમય સાધતો હતો. તેમાંએ એમના જેવા વૈષ્ણવ ગૃહસ્થનાં ગાર્હસ્થ્યજીવનમાં, એક આત્મભોગી સાહિત્યસેવકના સાહિત્યસેવામય જીવનમાં, શરીર, સમય, ધન આદિનો ભોગ આપીને હું કૃતાર્થતા માનતો હતો. દિવસોના દિવસો, કલાકોના કલાકો વીતતાં જ્યારે તેમને મુખ્ય કાર્યોમાંથી અવકાશ મળતો ત્યારે તેઓ આ આંતર જીવન લખાવતા હતા. કોઇ વખતે પોતે પણ લખી નાખતા હતા. આંતરજીવનમાં શું આવવું જોઇએ તેની રૂપરેખા તો એમણે તૈયાર કરી જ રાખી હતી. અનુક્રમે પ્રકરણો લખાવતા હતા. આમને આમ મહીનાઓ વીતી ગયા—વર્ષો વીતી ગયાં—કાર્ય પૂર્ણ થઈ શક્યું નહિ. એટલામાં તો શેઠ મૂળજી જેઠાના એક લાખના સ્મારક ફંડ-માંથી શ્રીમદ્વલ્લભાચાર્યજીના મહાન્ ગ્રંથ શ્રીમદણુભાષ્યનું રશ્મિ-પ્રકાશ—સાહિત્ય સાથે મુદ્રણ કરવાનું અતિશ્રમજનક કાર્ય તેમણે ઉપાડી લીધું. હવે તો બીલકુલ સમય મળે તેમ હતું જ નહિ. એટલે એમણે કાર્ય સુરતવાળા જાણીતા ઉત્સાહી અને સાંપ્રદાયિક અભ્યાસી રા. રા. ઈશ્વરલાલ મગનલાલ શાહને સોંપવા જણાવ્યું. તેમણે પ્રયાસ કરીને મેં 'ચોપડાશાહી' અક્ષરોમાં લખેલી અને તેલીવાલાએ લખાવેલી પ્રત પણ એમણે સુધારા વધારા સાથે 'પ્રેસકોપી'ને લાયક તૈયાર કરી અને બીજાં એકાદ બે સ્વતંત્ર પ્રકરણો પણ લખ્યાં. આ સ્વતંત્ર પ્રકરણો શ્રીયુત તેલીવાલાને ટુંકાં જણાયાં અને

તેમાં હજુ વધારે પૂર્તિ કરવાની જરૂર લાગી, તેથી છેવટે 'શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવમહાસભાના મંત્રી અને પુષ્ટિમાર્ગીય મહાન્ સંસ્કૃત ગ્રંથોના અનુવાદક શ્રીયુત જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ એમ. એ. ને આ કાર્ય સોંપવાનો નિશ્ચય કર્યો. બધું સાહિત્ય રા. જેઠાલાલભાઈ ઉપર મોકલી આપ્યું. તેમણે ઘણો જ શ્રમ લીધો. લખાયલું સાહિત્ય વાંચી જઈને, તેમાં સુધારા વધારા કરીને નવાં પ્રકરણો પણ સવિસ્તર લખ્યાં અને ગ્રંથનાં પ્રકરણો અને વિભાગો પાડીને મુદ્રણાલયમાં મોકલવા યોગ્ય ગ્રંથ તૈયાર કર્યો. આ તૈયાર સાહિત્ય અને તેની સાથેનો એક પત્ર અમદાવાદથી લઇને હું મુંબાઈ શ્રીયુત તેલીવાળા પાસે આવ્યો. શ્રીયુત તેલીવાલાએ કેટલીક સૂચના કરી, તે પરથી ફરીને રા. જેઠાલાલભાઈને મલ્યો. એ સૂચના તેમણે સ્વીકારી લીધી આથી પુસ્તકનું પૂર વધી ગયું, તેથી શ્રીયુત જેઠાલાલભાઇની સૂચના મુજબ કેટલોક ઘટાડો કરી નાંખ્યો. ત્યાર બાદ મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાના ડે. એજ્યુકેશન ઇન્સ્પેકટર અને સુપ્રસિદ્ધ ભગવદીય મનમોહનદાસ દલાલ બી. એ. ને પણ આ સાહિત્ય વંચાવ્યું, તેમણે કેટલીક માર્મિક સૂચના કીધી તે મુજબ ફરીને આખો ગ્રંથ પ્રો. જેઠાલાલભાઈ જોઇ ગયા અને સુધારો વધારો કર્યો. આ રીતે આ ગ્રંથ પુષ્ટિસંપ્રદાયના સુપ્રસિદ્ધ બન્ને ગ્રેજ્યુએટ વિદ્વાનોએ મળી પૂર્ણ કર્યો છે; એટલે શ્રીયુત તેલીવાળા અને પ્રોફેસર જેઠાલાલભાઇના ઉપકારનું અહીં સ્મરણ કરૂં છું. સદ્ગત તેલીવાલા આજે હયાત હોત તો આ ગ્રંથના પ્રકાશનથી તેમને ઘણો જ આનંદ થાત, પણ પ્રભુની ઇચ્છા આગળ કોઇનું પણ બલ ચાલતું નથી; તથાપિ તેમનો આત્મા આ કાર્યથી અવશ્ય પ્રસન્ન થશે એવો મારો દૃઢ વિશ્વાસ છે.

૧૬ વર્ષના મારા સતત પ્રયાસનું આ ફલ મારા આનંદમાં વૃદ્ધિ કરે તેમાં આશ્ચર્ય શું? ઘણાં આવશ્યક કાર્યોને પણ તિલાંજલિ

આપીને રાત્રિના બાર બાર વાગ્યા સુધીના ઉજાગરા વેઠીને, પરિણામે તબીયત લથડે તો તેની પણ દરકાર કર્યા વિના આ સેવા બજાવવા માટે જે ધૈર્ય અને બળનો અનુભવ કર્યો છે તે માટે મહાનુભાવ કવિશ્રી અને તેમના કૃપાપાત્ર સદ્‌ગત જોષીનું જ સ્મરણ કરૂં છું. કવિશ્રીના અક્ષરદેહને થયલો અન્યાય કેમ મિટાવાય તેની ધૂનમાં ઉજાગરા કે ભૂખ તરશની પણ મેં દરકાર કીધી નથી. અનેકવાર મુંબાઇથી ડભોઇ, સુરત અને અમદાવાદની જાત્રાઓમાં પૈસા પાછળ જોયું નથી. આનો ખરો અનુભવ તો જે આ સ્થિતિમાં મુકાય તેને જ થાય છતાં આ ગ્રંથ આટલે વર્ષે હું સાહિત્યવિલાસીઓને અર્પણ કરી શક્યો, એટલે મારા તન, મન, અને ધનના મહાન્ ભોગની સાર્થકતા સમજું છું.

આ ગ્રંથની રચના થયા પછી, તેનો શૃંગાર ગુજરાતી સાહિત્યના મહાન્ સાક્ષરોમાંથી કોઈ સાક્ષરને પવિત્ર હસ્તે થાય તો ઉત્તમ; એમ સમજીને મેં સદ્‌ગત તેલીવાલાના પરમ સ્નેહી સુપ્રસિદ્ધ સાક્ષરવર્ય શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતાને વિનંતિ કરી. મારી નમ્ર વિનંતિ સ્વીકારીને તેમણે એક નાનો પણ માર્મિક સચોટ ઉપોદ્‌ઘાત લખીને આ ગ્રંથને કહો કે કવિશ્રીના અક્ષરદેહને એક અમૂલ્ય દિવ્ય રત્ન જડેલા મુકુટથી શણગારી દીધો છે. એટલા માટે તેમનો ઉપકાર કયા શબ્દોમાં માનું તે પણ મને સૂજતું નથી. તેથી અહીં તેમના શ્રમની નોંધ લઈને જ વિરમું છું. તેમ શ્રીયુત મનમોહનદાસભાઈ અને રા. રા. ઈશ્વરલાલ મગનલાલ શાહે પણ લીધેલા શ્રમ માટે તેમનો આભાર માનું છું.

સદ્‌ગત શેઠ શ્રી કલ્યાણદાસ કેશવદાસ બી. એ. જે. પી. ના ચી. શેઠ શ્રી દ્વારકાદાસ કલ્યાણદાસ બી. એ., ગોલોકવાસી ભગવદીય શેઠ શ્રી અચરતલાલ હરિવલ્લભદાસના આત્મજ શેઠ શ્રી હરિદાસભાઇ

તથા શેઠ શ્રી છોટાલાલ કીલાચંદ જે. પી. તથા સ્વ. પંડ્યા ભવાનીશંકર તોળાશંકરના આત્મજ પંડ્યા હિરાલાલભાઈ તરફથી આ પુસ્તકની કેટલીક નકલો લઇને ઉત્તેજન આપવામાં આવ્યું છે, અને એ રીતે ગુજરાતના મહાન્ ભક્ત કવિ શ્રીદયારામભાઈની વાણી તરફ જે અનન્ય પ્રીતિ તથા ભાક્તભાવ દર્શાવ્યાં છે તે માટે હું તેમનો ઉપકાર માનું છું.

ગ્રંથ જ્યારે છપાતો હતો ત્યારે કેટલાક વૈષ્ણવો તરફથી સૂચના થઈ કે કવિશ્રીની જયન્તીનાં વ્યાખ્યાનો પણ જો આ ગ્રંથમાં છપાય તો સારૂં તેથી તેનો પણ આમાં સમાવેશ કર્યો છે. આમાં મુખ્યત્વે કવિશિરોમણિ ન્હાનાલાલ દલપતરામ, રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રા. નર્મદાશંકર દેવશંકર મહેતા, રા. મનમોહનદાસ દલપતરામ રા. નગીનદાસ ત્રિભોવનદાસ માસ્ટર, રા. ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી, રા. ચીમનલાલ છોટાલાલ દેસાઈ, રા. મંજુલાલ જમનાદાસ દવે, રા. જગજીવનદાસ દયાળજી મોદી, તથા શાસ્ત્રી વસંતરામ હરિકૃષ્ણ, રા. અંબાલાલ બુલાખીદાસ જાની, વગેરેનાં ભાષણો જે 'ગુજરાતી' 'ગુજરાતી પંચ' 'પ્રજાબંધુ' 'સાંઝ વર્તમાન' શુદ્ધાદ્વૈત' વગેરે સાપ્તાહિકો, દૈનિકો તથા માસિકોમાં જે પ્રકટ થયાં, હતાં, તેનો પણ સંગ્રહ અહિંઆં કર્યો છે, આ માટે તે સર્વે લેખકો તથા પ્રકાશકોનો હું અત્રે અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

જયન્તીનાં ભાષણો અને અન્ય લેખો અસ્તવ્યસ્ત સ્થિતિમાં જૂદાંજૂદાં છાપાંઓમાં પડી રહેલાં હોવાથી, તેને હમેશને માટે સાચવી રાખવાને તથા અભ્યાસીઓને કવિશ્રી વિષે જૂદી જૂદી દૃષ્ટિબિન્દુથી જાણવાનું મળે તે માટે અહિંયા કેટલાક સન્મિત્રોની ઇચ્છાથી દાખલ કર્યાં છે.

ઉપરાંત ગૂજરાતના ઉગતા સાહિત્યસુધાકર સુપ્રસિદ્ધ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીવ્રજનાથલાલજી મહોદયે કવિ શ્રીના અક્ષરદેહને રસ-સ્મરણાંજલિ' અર્પીને તેને કાંઈ નવું રસરૂપ અર્પ્યું છે, એટલે એઓ શ્રીનો ઉપકાર તો ચિરસ્મરણીય જ ગણાય. આપ શ્રી 'ભક્તરત્ન-

પરીક્ષક' શ્રીવિઠ્ઠલેશ્વરપ્રભુના વંશજ રહ્યા, એટલે ભક્ત કવિશ્રીને કેમ ન ઓળખે?

આ ગ્રંથના પરિશિષ્ટમાં કવિશ્રીએ રચેલા 'પ્રશ્નોત્તરમાલિકા' ગ્રંથમાંનો જે ગદ્ય લેખ છપાયો છે, તેને માટે શાસ્ત્રીજી ચીમનલાલજી તથા રા. ઈશ્વરલાલ શાહનો ઉપકાર માનું છું.

આ પરિશિષ્ટ વિભાગમાં કવિશ્રી ઉપર કડીના વૈષ્ણવે લખેલો પત્ર કવિશ્રીના તરફ અન્ય વૈષ્ણવોનો કેવો સદ્દભાવ હતો તેની પ્રતીતિ માટે તથા તેમના કાળની—સંવત્‍૧૯૦૨ની—પત્રના ગદ્ય લખાણની ભાષા કેવી હતી તેનો ખ્યાલ થવા માટે અત્ર આપ્યો છે.

આ ગ્રંથનું મુદ્રણ પ્રો. જેઠાલાલભાઈની દેખરેખ નીચે થયું છે અને તેમાં તેમણે ઘણો શ્રમ લીધો છે. પણ આ ગ્રંથનાં પાછળનાં પ્રૂફો શોધવાનો તેમને સમય ન મળ્યો તેથી બીજાઓ પાસે મુંબાઈ શોધાયા હતા અને તેમાં અશુદ્ધિ રહી જવા પામી છે. તેથી ક્ષમા માગું છું. જાણીતા વૈષ્ણવ સદ્દગૃહસ્થ રા. રા. મૂળજી નાથજી કોઠારીએ ઘણી કીંમતી સૂચના કરી છે, અને રા. વસંતરામ શાસ્ત્રી, રા. ગિરિધરલાલ જ. શાહ, રા. રા. ગોવિન્દશરણદાસ આદિ મિત્રોએ પણ આ કાર્યમાં પૂર્ણ સહકાર આપીને મને આભારી બનાવ્યો છે. આ સર્વ ભગવદીયોના પ્રયાસની અહીં નોધ લઉં છું. અંતમાં આ સર્વ કાર્ય એ દયામય પ્રભુનાં રસાત્મક સ્વરૂપના અમંદ આનંદના આસ્વાદમાં લવલીન બનેલા ભક્તરત્ન કવિશ્રીનાં ચરણમાં નિવેદન કરીને વિરમું છું.

અમદાવાદ
કુંજ એકાદશી સં. ૧૯૮૭

નારાયણદાસ પરમાનંદદાસ શાહ.
ડભોઈવાળાના સર્વને શ્રી સ્મરણ.

# પ્રસ્તાવના

ગુર્જર કવિસમ્રાટ્ ભક્તકવિ શ્રીદયારામભાઇની વાણીથી કયો ગુર્જરવાસી અપરિચિત છે? તે કવિએ પોતાની વાણીની મીઠી મધુરપથી દરેક ગુર્જરવાસીનું હૃદય આકર્ષી લીધું છે તેમ કહેવું તેમાં અતિશયોક્તિ નથી. પ્રથમ તે કવિની વાણીનો પરિચય સદ્ગત નર્મદાશંકર કવિએ ગુજરાતી પ્રેસ તરફથી પ્રકટ થયેલા દયારામકાવ્યસંગ્રહ એ પુસ્તકથી કરાવ્યો. આ પુસ્તકમાં તે કવિની ગરબીઓ તથા ભક્તિ નીતિ તથા વૈરાગ્ય વિષેનાં પદો ઉપરાંત તેમની વ્રજભાષાના 'સતસૈયા' જેવી કવિતાઓ પ્રસિદ્ધ કરવામાં આવી હતી. ત્યાર પછી પંડિત ગટ્ટુલાલજી તરફથી તેમજ વડોદરા ભાષાંતર ખાતા તરફથી તેનાં 'રસિકવલ્લભ વગેરે છપાયાં હતાં પણ આ પ્રયાસ કોક કોક સ્થળે છાપના અશુદ્ધિઓવાળા જણાવાથી તેમજ કવિની બીજી કૃતિઓ પણ પ્રસિદ્ધ કરવાની જરૂર જણાતાં ડભોઇનિવાસી નારાયણદાસ પરમાનંદદાસ શાહે કવિના શિષ્યપુત્ર જોષી છોટાલાલભટ્ટની સાહાય્યથી કવિની કવિતાઓનો સંગ્રહ પોતે હસ્તલિખિત પ્રતો ઉપરથી તૈયાર કર્યો અને ત્યાર પછી તે બધાને જેમ જેમ જોગવાઈ મળતી ગઈ તેમ તેમ 'દયારામકૃતકાવ્યમણિમાળા' ના નામથી બહાર પાડ્યા. આ રીતે અત્યાર સુધી તે કવિની કવિતાના પાંચ ભાગ બહાર પડી ચૂક્યા છે. હજુ કેટલોક ભાગ પ્રસિદ્ધ થવાનો બાકી છે. આ ઉપરાંત પ્રાણશંકર વૈજનાથ વ્યાસે રા. જગજીવન દયાળજી મોદીની પ્રસ્તાવના સહિત 'દયારામકાવ્યસુધા' નામનું પુસ્તક પણ છપાવ્યું છે. આ ઉપરથી ભક્ત કવિ શ્રીદયારામના સાહિત્યનો જેમને અભ્યાસ કરવો હશે તેમને પૂરતી સામગ્રી મળશે.

જ્યાં સુધી આ સામગ્રી ઉપલબ્ધ ન હોતી ત્યાં સુધી આ ભક્ત કવિની કવિતાના પૂરતા અભ્યાસના અભાવના પરિણામે ગુજરાતના કેટલાક સાક્ષરો તરફથી આ કવિને મોટો અન્યાય થયેલો હતો. કેટલીક વ્યક્તિઓએ આ કવિનાં જીવનચરિત્ર જુદાં પ્રસિદ્ધ કરીને એ કવિના જીવનને ઝાંખું પાડવાના મિથ્યા પ્રયત્નો કરેલા, પણ જેમ સૂર્ય સ્હામે ધૂળ નાખવાથી સૂર્યનો પ્રકાશ ઢંકાતો નથી, તેમ આ કવિના કીર્તિ-સૂર્ય વિષે બન્યું. સ્વ. ગોવર્ધનરામભાઇએ દયારામભાઇને થતા અન્યાયમાંથી કંઇક અંશે બચાવી લેવા માટે દયારામભાઇનો અક્ષરદેહ વિષેનો પોતાનો નિબંધ લખ્યો અને તેમાં તેમના સ્થૂલ જીવન અને અક્ષરદેહને છૂટાં પાડયાં અને જણાવ્યું કે તેમનું સ્થૂલજીવન ગમે તેવું હોય પણ તેમનો અક્ષરદેહ ખરેખર સુંદર છે. ગોવર્ધનરામ ભાઇનો આ મત પણ તે કવિચરિત્રને શુદ્ધ રૂપે પીછાણી શકયો નહિ. મહાપુરુષનાં જીવન અને કવન ઉત્તરધ્રુવ અને દક્ષિણ ધ્રુવની માફક એક બીજાથી નિરાળાં હોતાં નથી. તેમનાં જીવનના આચાર અને વિચાર એક બીજાની સાથે અભેદ્યતાથી રહેલા હોય છે. તેમની કૃતિઓ તે તેમના આન્તર વિચાર અગર સંકલ્પનું જ પરિણામ છે. આંતર સંકલ્પથી કૃતિ ભિન્ન હોતી નથી. એક ક્ષણવાર માટે પણ તે નોખી રહી શકે નહિ. પુષ્પમા જેમ પરિમલ મહેકી રહે છે તેમ મહાપુરુષોનાં જીવનમાં તેમની કૃતિ પણ મહેકી રહે છે. જેમ વસ્તુની જ છાયા અગર પ્રતિબિંબ પડે છે, તેમ તેમના જીવનમાં જે જે શુભ વિચારો બાંધેલા હોય તેનું જ પ્રતિબિંબ કૃતિઓ દ્વારા જીવનમાં ઉઠે છે, આ સિદ્ધાન્ત તરફ શ્રી.ગોવર્ધનરામભાઈ કેમ દુર્લક્ષ્ય રહ્યા હશે તે સમજી શકાતું નથી. તેમ છતાં તેમણે દયારામભાઇનો અ-ક્ષરદેહ અવલોકવામાં જે સુંદર પ્રયાસ કર્યો છે તે ખરેખર પ્રશંસનીય

છે. અલબત, તેની અંદર છણાયેલી તાત્ત્વિક વિચારસરણિ તે દયારામ ભાઈની નથી. દયારામભાઈ એક ભક્ત કવિ હતા અને તે શુદ્ધાદ્વૈત મતના પ્રતિપાદક શ્રીમદ્વલ્લભાચાર્યજીના પુષ્ટિમાર્ગના સેવક હતા. આથી તેમનું તત્ત્વજ્ઞાન સર્વથા શુદ્ધાદ્વૈત મતને અનુસરે છે. એટલે ગોવર્ધનરામભાઇની મીમાંસામાં કોકકોક સૈદ્ધાન્તિક દોષો રહી ગયા છે. આ ત્રુટિઓ તરફ 'ગુજરાતી' માં કવિ સવિતાનારાયણે (?) 'અક્ષર-દેહનાં અવલોકન'ના લેખથી ધ્યાન ખેંચ્યું હતું. ત્યાર પછી આ પુસ્તકના પ્રકાશક તરફથી દયારામભાઇનું એક જીવનચરિત્ર પ્રમાણપૂર્વક સામગ્રી ઉપરથી રચાને બહાર પાડવામાં આવ્યું હતું પણ તેમાં જીવનચરિત્રના જ પ્રસંગો નિરૂપવાના હોવાથી, દયારામભાઈનાં કાવ્યોમાં કયો અર્થ છુપાયેલો છે તે પ્રકટ કરવાનો તેમાં અવસર ન હોતો, તેથી તેજ પ્રકાશકની ઇચ્છાથી 'દયારામભાઈનું આન્તરજીવન' નામનું આ પુસ્તક પ્રકટ કરવામાં આવે છે. મનુષ્યને સ્થૂલ જીવનની માફક સૂક્ષ્મ જીવન અગર આન્તરજીવન પણ હોય છે. તે આન્તરજીવન મનોવ્યાપાર અને લાગણીઓનું બનેલું હોય છે. અહિંઆં તે લક્ષ્યમાં રાખીને જ 'જીવન' નિરૂપવામાં આવ્યું છે. કવિના મનના વ્યાપારો તથા લાગણીઓ તેમની કવિતામાં દર્શાવેલા છે. એટલે તેનો જ આધાર લઇને તેનું પૃથક્કરણ કરવામાં આવ્યું છે. અને તે વ્યાપારો તથા લાગણીઓ કેવાં હતાં તે અહિંઆ દર્શાવવામાં આવ્યાં છે. આમ કરવામાં કવિએ પોતાની કવિતામાં રજુ કરેલા કેટલાક વિચારો તથા મતો ઉપર કેટલીક આનુષંગિક વિસ્તૃત ચર્ચા કરવાની જરૂર જણાયેલી હોવાથી તે પણ અહિંઆં કરી છે. પરમાત્મા શ્રીકૃષ્ણ પરબ્રહ્મ તેજ કવિના મનોવિચારના આધેય હતા, અને તે આધેય સાથે આધારકની વૃત્તિ તદાકાર બને તે માટે સાધનરૂપ ભક્તિ કેવી હોવી જોઇએ, તથા તે

તદ્રૂપ બનતાં આધાયક આધેય સાથે કેવી રીતે રસાસ્વાદ કરે છે, તે બધી બાબતોનો ટુંકમાં રફોટ કરવાની જરૂર જણાતાં તેનો પણ વિચાર આ પુસ્તકમાં કર્યો છે. અર્થાત્ આ પુસ્તકમાં કવિના સ્થૂલ-જીવન નહિ પણ તેમના આન્તરજીવન–તેમની માનસિક સૃષ્ટિનો જ તથા તેની સાથે સંબંધ ધરાવતા વિષયોનો જ વિચાર કરવામાં આવ્યો છે.

આ પુસ્તક રચવાનો પ્રથમ સંકલ્પ સદ્‌ગત શ્રી મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાલા બી. એ. એલ્‌એલ્‌. બી. ને થયો હતો. તેઓ પુષ્ટિમાર્ગના એક સમર્થ વિદ્વાન્ હતા. તેમણે પોતે એ સંપ્રદાયનાં અનેક પુસ્તકોનું વાચન કર્યું હતું તેમજ સંસ્કૃત ગ્રંથોનો સમુદ્ધાર કરવામાં જ પોતાના જીવનનો ભોગ આપ્યો હતો. તેઓ દયારામભાઇના કાવ્યોના ખાસ અભ્યાસી હતા. દયારામભાઈ વિષે ગુજરાતના સાક્ષરોનું અજ્ઞાન કેવું છે તે જ્યારે તેમને ખબર પડી ત્યારે તેઓએ દયારામભાઇનાં કાવ્યોમાં કયો વિચાર છે તે પુસ્તકરૂપે બહાર પાડવાનો વિચાર કર્યો, અને તે વિચાર પ્રકાશકને જણાવ્યો. અહિંઆં કહેવું જોઇએ કે દયારા-મભાઇનું જીવનચરિત્ર જે આ પુસ્તકના પ્રકાશકે છપાવેલું તેની રૂપરેખા ભાઈ મૂલચંદ્રના હાથે જ તૈયાર થઈ અને પ્રકાશકે તે વિચારને સહર્ષ ઉપાડી લીધો. આમ નિર્ણય થયા પછી ભાઈ મૂળચંદ્રે 'આ-ન્તરજીવન' માટે વિષયોનું ટાંચણ કર્યું અને તેમાંના કેટલાકો ઉપર પોતે જાતે લેખો લખ્યા. કેટલાક લેખો પોતે પોતાના હાથે લખતા તો કેટલાક પ્રકાશકને લખાવતા. આમ તેમણે આન્તરજીવનની સામગ્રી તૈયાર કરવા માંડી, પણ આ વખતે તેમની પાસે સંસ્કૃત ગ્રંથોના મુદ્રણનું કામ એટલું બધું હતું કે તેઓ આ કામ માટે પુરતો સમય આપી શકે તેમ નહોતા તેથી તેમણે તે અધૂરૂ રહેલું કામ ઉપાડી લેવાને સૂચવ્યું, મેં તેમની તે ઇચ્છાને માન આપીને કબૂલ્યું. વિષયોની

યાદી તેમણે જ તૈયાર કરી જ હતી, એટલે મારે તો બાકીના વિષયો ઉપર પૂરતા લેખો તૈયાર કરવાના હતા. તેમજ તે લેખોની પરસ્પર સંકલના જાળવવાની હતી. આ વખતે વળી ભાઈ મૂલચંદ્રની સંમતિથી રા. નારાયણદાસે ભાઇ ઇશ્વરલાલ મગનલાલ શાહની પણ લખાણની બાબતમાં સહાય લીધી. ભાઇ ઇશ્વરલાલનો દયારામ વિષેનો અભ્યાસ સારો હતો તેથી તેમણે પણ તે કાર્યમાં પોતાનો હિસ્સો આપવા માંડ્યો. તે પછી શ્રીયુત મનમોહનદાસ દલપતરામ દલાલ બી. એ.ને એ મેટર વાંચવા તેલીવાલાની સૂચનાથી પ્રકાશકે આપ્યું હતું. બધા લેખો જ્યારે તૈયાર થયા ત્યારે પુસ્તકનું દળ ઘણું જ વધી ગયું, આથી તમામ સામગ્રીને ભાઇ મૂળચંદ્રે ફરીથી તપાસી અને તેમાં ઘટાડો કરવાનો સૂચવ્યો. ત્યાર પછીથી ભાઈ મૂળચંદ્ર આ ગ્રંથનું મુદ્રણ શરૂ થાય તે પહેલાં હરિશરણ થયા તેથી તે કામમાં પછીથી તેમની જે સાહાય્ય જોઇએ તે અટકી ગઈ. પ્રકાશકની ઇચ્છાથી મેં ફરીથી બધાં મેટર તપાસી અને પુસ્તકનું કદ વધી ન જાય તેટલા માટે વિશેષ ઘટાડો કર્યો. આ સાથે કવિની જયન્તીઓનાં ભાષણ પણ અગત્યનાં હોવાથી આ પુસ્તક સાથે છપાવવાનો વિચાર પ્રકાશકનો હોવાથી પ્રકાશકની ઇચ્છા પ્રમાણે તેનો પણ અહિંઆં સમાવેશ કરવામાં આવ્યો છે,

ભાઇ મૂલચંદ્ર પોતાના હાથે આ કાર્ય પૂર્ણ કરી ગયા હોત તો સારૂં, પણ પરમાત્માની ઇચ્છા આગળ આપણા સંકલ્પો વ્યર્થ છે. આ ગ્રંથની યોજના ભાઇ મૂળચંદ્રના શુભ અને સંસ્કારી સંકલ્પમાંથી ઉદ્દ્ભવી છે તેથી આ પ્રયાસનું સર્વ માન તેમને ઘટે છે. ભાઇ ઇશ્વરલાલ મગનલાલ શાહે પણ આ કાર્યમાં જ પોતાની અમૂલ્ય સેવા આપેલી તે માટે તેમનો પણ ઉપકાર ઘટે છે.

આ સાથે ખાસ ઉપકાર ભાઈ નારાયણદાસ પરમાનંદદાસનો માનવો જોઇએ. સાહિત્ય એ તેમનો વિષય નથી તેમ પોતે વ્હેપારિ લાઈનના ધંધામાં હોવા છતાં ભક્તકવિ દયારામભાઈ તરફ શુદ્ધ ભક્તિથી આકર્ષાઈને તેમણે આ ગ્રંથના મુદ્રણનું સાહસ કર્યું છે, તે માટે વૈષ્ણવો તથા સાહિત્યપ્રેમીઓ તરફથી તેમને અભિનંદન ઘટે છે. ભાઈ નારાયણદાસે જો આ સાહસ ન કર્યું હોત તો, દયારામભાઈનું શુદ્ધ જીવન ચરિત્ર તથા કાવ્યમણિમાળાના પાંચ ભાગો ગુજરાતની જનતાને વાંચવાનાં મળત નહિ.

પ્રકાશકની સૂચનાથી આ પુસ્તકમાં જયન્તીના ભાષણો તથા લેખોનો સંગ્રહ પણ કરવામાં આવ્યો છે, તે માટે તે તમામ લેખકોનો આભાર પ્રકાશકે જૂદો માન્યો છે. હું પણ તે લેખકોએ પોતાનાં ભાષણોદ્વારા જે દયારામભાઈની સેવા કરી છે અને જે પત્રોના અધિપતિઓએ તેને પ્રકટ કરી છે તે માટે તેમનો પણ ઉપકાર માનુ છું.

આ પુસ્તકમાં ગ્રંથમુદ્રણના જે જે દોષો રહી ગયા છે તેમાંના કેટલાકનું શુદ્ધિપત્રક અહિંઆં આપ્યું છે. તેમ છતાં જે અશુદ્ધિઓ રહી ગઇ હોય તે માટે ક્ષમા યાચું છું. જયન્તિવિભાગનાં પ્રૂફો હું જોઇ શકયો નથી. છેવટે જે પરમાત્માની પ્રેરણાથી આ કાર્ય હું કરી શકયો છું તેમને સાક્ષી રાખીને નીચેનું વાકય હું ઉચ્ચારૂં છું.—**धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि**

ઋષિપંચમી ૧૯૮૬
અમદાવાદ

જેઠાલાલ ગો. શાહ.

# ઉપોદ્‌ઘાત..

શ્રી નરસિંહ મહેતા ( ઈ. સ. ૧૪૧૪–૧૪૮૧ ) આપણા ગુજરાતના પ્રાચીન યુગના આદ્ય કવિ અને કવિ દયારામભાઈ (ઇ. સ. ૧૭૬૭–૧૮૫૨) આપણા ગુજરાતના પ્રાચીન યુગના છેલ્લા કવિ. બન્ને રસિક નાગર જ્ઞાતિના. બન્ને કવિ છતાં શ્રીકૃષ્ણમૂર્તિમાં ગોપિકા જેવા માધુર્યભક્તિથી મુગ્ધ બનેલા ભક્ત. આમ છતાં ઇંગ્રેજી શિક્ષણના આરંભ સમયે શ્રી નરસિંહ મહેતા આપણા જમાનાથી આઘા; વધારે મોહકરૂપમાં, અને શ્રી દયારામ આપણા જમાનાની અત્યંત નજીકના, તેથી મનુષ્યસહભાવી માત્સર્યવડે કંઈક કલુષિત રૂપમાં જણાયા. કવિ નર્મદાશંકરે ( ઈ. સ. ૧૮૩૩–૧૮૮૬ ) શ્રી દયારામભાઇનાં કેટલાંક કાવ્યોનો સંગ્રહ કર્યો, અને તેમના અક્ષર દેહનાં ઘટક અણુઓ એકત્ર કર્યાં. પરન્તુ વિશ્વામિત્રની વિચિત્ર સૃષ્ટિ જેવી કવિ દયારામભાઈના અક્ષરદેહની રચના તેમણે ઘણી બેડોળ બનાવી. નવા યુગના મોટા કવિએ કર્યું તે

**દયારામના શુદ્ધ** સર્વ માની લીધું, અને ગાડરીયા પ્રવાહ જેવા **અક્ષરદેહનાં સ્વરૂપને** આપણા જનસમાજે કવિ દયારામ ઉપરના **ન જાણવાનાં કારણો** અધ્યારોપિત દોષોને સાચા માની તેમના **( ૧૮૫૨–૧૯૦૭ )** સંબંધમાં નાક મરડવા માંડયું. આ દોષનું નિવારણ શ્રી ગોવર્ધનરામ ભાઈએ ( ઈ. સ. ૧૮૫૫–૧૯૦૭ ) કર્યું, પરન્તુ કવિ દયારામને લગતું સર્વ સાહિત્ય તેમના સમયમાં પ્રકટ થયેલું નહિ હોવાથી, સિદ્ધાન્તમાં શાંકર કેવલાદ્વૈતમતના મમત્વવાળા હોવાથી, અને જ્ઞાનશાસ્ત્ર અને યોગશાસ્ત્ર

એનો ગાઢ પરિચય તેમને હોવાથી, ભક્તિશાસ્ત્ર અને પ્રેમ નિરોધ ઉપર બંધાયેલા કવિ દયારામના ગ્રંથોમાંથી કવિના પોતાના અભિપ્રાયથી અવળા રૂપના સિદ્ધાન્તો તેમણે તારવ્યા; એટલે દયારામભાઈનો અક્ષરદેહ સુન્દર ચિતરાયો, છતાં જેમ ગંગાજી શિવની મૂર્તિને માથે જોઇએ, તેને બદલે ચરણ આગળ કોઇ બેસાડે અને જેવી વિકૃત ભાવના ઉભી થાય તેવી રીતે પાતંજલ યોગનાં જંગમ સાધુનાં કડાં કવિની સુન્દર મૂર્તિને પહેરાવવામાં આવ્યાં. અને વિચિત્ર અક્ષરદેહ ઉભો થયો.

તે જમાનો પણ ગયો; અને કવિના અધ્યારોપિત સદોષ અથવા વિકૃત અક્ષરદેહને તેના મૂલ રૂપમાં તારવવાના પ્રયત્નો થયા. પરન્તુ આ દેહનાં ઘટક અણુઓ જ્યાં સુધી કવિની સર્વ કૃતિઓ ઉદ્ધારને ન પામે ત્યાં સુધી મળવાં મુશ્કેલ; એમ

**દયારામને લગતું પૂર્ણ સાહિત્ય પ્રકટ થયું (ઇ. સ. ૧૯૧૪-૧૯૨૯)**

રહમજી સને ૧૯૧૪ થી ૧૯૨૯ સુધીમાં "દયારામ કૃત કાવ્યમણિમાલા" ના પાંચ ભાગ શ્રી દયારામભાઇના પ્રત્યક્ષ શિષ્યના પુત્ર તથા મિત્રમંડળ તરફથી પ્રસિદ્ધ થયા. આ પાંચ વિભાગમાં એકત્ર થયેલા ગ્રન્થોથી પ્રજાના સમજવામાં આવ્યું કે દયારામભાઈની લોકપ્રસિદ્ધ ગવાતી ગરબીઓ તો તેમની કૃતિઓનો એક નાનો લોકભોગ્ય સંગ્રહ છે, પરન્તુ ભક્તિશાસ્ત્રના કાવ્યની રીતિએ સ્ફુટ થતા મર્મોનો સંગ્રહ "રસિક વલ્લભ" "ભક્તિપોષણ" "પુષ્ટિ પથ રહસ્ય" વિગેરે અનેક ગ્રન્થોમાં છે, અને તે કંઇક વિદ્વદ્ભોગ્ય સમૂહ છે.

દયારામભાઈનું લોકભોગ્ય અને વિદ્વદ્ભોગ્ય સાહિત્ય પ્રસિદ્ધિમાં આવ્યા પછી શ્રીમદ્વલ્લભાચાર્યજીના પુષ્ટિસમ્પ્રદાયનું વિપુલ સંસ્કૃત સાહિત્ય લગભગ ૪૦ નાના મોટા શાસ્ત્ર તથા પ્રકરણ ગ્રન્થોનું

વૈષ્ણવ વિદ્વાનો તરફથી પ્રસિદ્ધિમાં આવ્યું. અને આ સાહિત્યનો સમુદ્ધાર કરનાર પુણ્યશ્લોક શ્રી મૂલચન્દ્ર તેલીવાળાએ જે સેવા શિષ્ટ સાહિત્યના ઉદ્ધરણમાં કરી છે તેવી કોઈ સામ્પ્રદાયિક વિદ્વાને કરી નથી.

**પુષ્ટિ સમ્પ્રદાયના વિપુલ સંસ્કૃત સાહિત્યના પ્રકાશક શ્રી તેલીવાળા**

આ સાહિત્યના સમુદ્ધારકે આપણી નજર ઉપર આણ્યું કે શ્રી દયારામભાઇના પુષ્ટિસમ્પ્રદાયના જ્ઞાનગુરુ યા માર્ગદર્શક શ્રી-ઇચ્છારામ ભટ્ટજી હતા; અને તેઓ પ્રખર સંસ્કૃત વિદ્વાન હતા, અને તેમણે શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના બ્રહ્મસૂત્ર ઉપરના અણુભાષ્ય ઉપર "પ્રદીપ" નામની ટીકા લખી છે. આ ગુરુ શિષ્યના સમ્બન્ધનો પડદો ઉઘડયા પછી જાણવામાં આવ્યું કે શ્રી દયારામભાઇમાં જે શૃંગાર-રસ છલકાય છે તે લૌકિક રતિનો ઉલ્લાસ નથી, પરન્તુ શ્રી કૃષ્ણ પ્રતિના અલૌકિક માધુર્ય ભક્તિનો પ્રવાહ છે.

આ લૌકિક શૃંગાર અને અલૌકિક માધુર્ય ભક્તિનો ભેદ ન સમજવાથી; અને બન્નેમાં શબ્દમર્યા પરિભાષા લૌકિક રતિની ઉદ્દીપક હોવાથી દયારામનાં કાવ્યો માત્ર શૃંગારનાં છે, એવું મંતવ્ય કેટલાક વિવેચકોમાં દૃઢ થયું હતું, તેની ભ્રાંતિ ઉઘડી ગઇ. લૌકિક રતિમાં આત્મામાંથી પ્રેમ નીચે ઉતરી સ્થૂલ દેહમાં સંભોગ અથવા વિપ્રલંભ શૃંગારમાં પરિણમે છે; અલૌકિક

**લૌકિક શૃંગાર અને અલૌકિક માધુર્ય ભક્તિનું આધિરૂપમાં સામ્ય છતાં આંતર રૂપમાં વૈષમ્ય**

માધુર્ય ભક્તિમાં સ્થૂલદેહની સ્થૂલ કામ-વાસના પલટાઈ 'રસમય' પરમાત્માની દિવ્ય મૂર્તિમાં પરા ભક્તિરૂપે પલટાય છે. લૌકિક રતિનું આલંબન સ્ત્રી--પુરૂષનું સચેતન શરીર છે: અલૌકિક માધુર્યભક્તિનું આલંબન પરમે-શ્વરની રસમયી મૂર્તિ છે, અને જીવ-ઇશ્વર

વચ્ચે વિલક્ષણ મધુર ભાવ સ્થાયી બંધાયેલો હોય છે. આ દષ્ટિ-બિન્દુથી દયારામભાઇ શ્રીકૃષ્ણ સાથે સખીભાવથી સંયોજન પામેલા સમજાતાં, તેમનાં કાવ્યો માધુર્યભક્તિના બોધક સમજાયા વિના રહેશે નહિ.

શ્રીમૂલચન્દ્ર તેલીવાળાના સંશોધનને પરિણામે અને કવિ દયારામના ભાવિકો અને પ્રશંસકોના ઉત્સાહને લઈ શ્રી દયારામ ભાઈના સંબંધનું વિવેચન સાહિત્ય ઉભું થવા લાગ્યું; અને કવિશ્રીની જયંતીના પ્રસંગોમાં ઉત્તમ વિદ્વાનોથી કવિનાં અક્ષર દેહની સુન્દર છબી આલેખાવા લાગી. કવિના અક્ષરદેહની છબીના ચિત્રકારોમાં અનેક કુશલ કલાવિદ્ રોકાયેલા જણાય છે. આ અક્ષરદેહનું બાહ્યરૂપ તે કાવ્ય શરીર છે, તેનું મસ્તક તે કવિના તાત્ત્વિક વિચારોની ગુંથણી છે, અને તેનું હૃદય તે કવિનો માધુર્યરસ છે.

**દયારામને લગતું વિવેચન સાહિત્ય (૧૯૨૫–૧૯૩૦) દયારામના અક્ષર દેહના ત્રણ અંશો: કાવ્યશરીર, જ્ઞાનમય મસ્તક અને ભક્તિમયહૃદય**

આ પ્રમાણે કવિના અક્ષરદેહને સર્વાંશે જેમણે અવલોકવો હોય તેમણે કવિની કૃતિઓને કાવ્ય શાસ્ત્રની દષ્ટિથી, જ્ઞાનશાસ્ત્રની દષ્ટિથી અને ભક્તિશાસ્ત્રની દષ્ટિથી અવલોકવી જોઇએ. આ "આંતરજીવન"ના ગ્રન્થમાં ત્રણે દષ્ટિબિન્દુથી કવિના અક્ષરદેહનું નિરૂપણ થયું છે. તે નિરૂપણ કરનારા, કવિના કેવલ ભક્તો અથવા પ્રશંસકોજ નથી પરંતુ ઘણા તત્ત્વચિન્તકો, કાવ્યશાસ્ત્રના નિપુણ વિવેચકો, કવિજનો અને તટસ્થ સાહિત્ય રસિક વિદ્વાનો પણ છે. પરન્તુ આ ત્રણે વર્ગના વિવેચકો 'સહૃદય' વર્ગના છે, અને તેથી ગુણ પક્ષપાતી છે. જ્યાં ઇષ્ટમૂર્તિને પૂજાના અવધિએ પુષ્પાંજલિ આપવામાં આવે, ત્યાં પુષ્પની જાતિ ઉપર લક્ષ

આપવામાં આવતું નથી, પરંતુ ભાવ વડેજ પુષ્પની કિંમત અંકાય છે. પુષ્પાંજલિમાં ગુલાબ, મોગરો, ચંપો વિગેરે ઉત્તમ જાતિનાં સુગંધી અને સુરૂપ પુષ્પો પણ હોય અને કાંટાસળીયાનાં, ધંતુરાનાં અને આકડાંનાં પણ ફુલો હોઈ શકે. "જયંતી" ને લગતાં વ્યાખ્યાનોમાં કવિશ્રીને અર્પણ થયેલી પુષ્પાંજલિમાં આજ ન્યાય પ્રવર્તતો જણાશે. મુખ્ય વ્યાખ્યાનકર્તાઓએ સુગંધી અને સુરૂપ પુષ્પોથી કવિશ્રીને વધાવ્યા છે, અને પ્રાસ્તાવિક વિવેચકોએ અથવા પ્રવચન કરનારાઓએ સામાન્ય ફુલોની વૃષ્ટિ કરી છે. પરન્તુ સર્વ જનોએ પોતાના શુદ્ધ ભાવનું પ્રાકટ્ય કર્યું છે.

દયારામભાઈના અક્ષરદેહનું આદ્યરૂપ તેમનાં કાવ્યો છે. આ શબ્દબ્રહ્માત્મક મૂર્તિનું સર્વાંગ નિરૂપણઃ—

**કાવ્યશરીરના પ્રકાશક લેખો.**

૧. કાવ્યનો શુદ્ધ ઉદ્દેશ.
૨. કવિનાં કાવ્યોનું વર્ગીકરણ.
૩. અન્ય કવિઓ સાથે સરખામણી.
૪. દયારામના કાવ્ય વિષેના વિચારો.
૫. કાવ્યવિહંગાવલોકન.
૬. દયારામને લગતું કવિશ્રી ન્હાનાલાલનું ભાષણ

આ ૭ લેખોમાં થયેલું વાચકને મળી આવશે. આ લેખોમાંના પ્રથમના પાંચમાં કાવ્યમીમાંસા અલંકારશાસ્ત્રના આધારે શ્રી તેલીવાલા તથા શ્રીજેઠાલાલ શાહ તરફથી થઈ છે, અને કવિની કવિ તરીકેની કદર શ્રીન્હાનાલાલ કવિએ અત્યંત રમણીય શૈલીમાં છઠ્ઠા લેખમાં કરેલી જણાશે. શેકસપીઅર, મીલ્ટન વિગેરે ઉત્તમ કવિના જીવનને લગતા વિવેચનો અંગ્રેજી ભાષામાં Englishmen of Letters Series માં જેવાં આકર્ષક હોય છે, તેવું મનોહર વિવેચન

શ્રી ન્હાનાલાલના લેખમાં વાચકને મળી આવશે. ઉત્તમ સાહિત્યના સર્જક તરીકે કવિ દયારામમાં સ્વાભાવિક પ્રતિભાશક્તિ ઉપરાંત જે બહુશ્રુતત્વ, લોકનું ઉંડું નિરીક્ષણ વિગેરે ઉદ્બોધક સામગ્રી જોઇએ તે દયારામે કેવી રીતે મેળવી હતી તેનું સ્વરૂપ "સાક્ષર તરીકે કવિ" એ નિબંધમાં વર્ણવાયેલું મળી આવશે. કવિ દયારામને સમ્પ્રદાયની મર્યાદામાં બાંધ્યા બંધાય એમ નથી એવું જે નિરૂપણ થયું છે, તેમાં કવિજનો કલ્પનાના બલ વડે અકલ્પિત સત્ય વસ્તુનો સ્પર્શ કેવી રીતે કરાવી શકે છે તેનું ભાન થયા વિના રહેતું નથી. કવિ ન્હાનાલાલના ચમત્કારિક શબ્દોમાં કહીએ તો:–

"દયારામભાઈ માત્ર સમ્પ્રદાયના નથી રહ્યા. સમસ્ત ગુજરાતના છે. એ ચંપાની સ્હોડમ તમારી (વૈષ્ણવ સમ્પ્રદાયની) વાડીમાંજ પાછી પૂરી રાખશો? 'પૂરી પૂરાશે? પૂરતાં આવડે તો પૂરો. એ નર્મદાજી પાછાં અમર કંટકના પહાડમાં સમાશે? આવડે તો સમાવો. વૈષ્ણવી વાડીમાં એ પ્રફુલ્યો. પણ પરિમલ ઉડયા તે વાડી બ્હાર પ્રવર્ત્યા. પાછા લાવી એ સમ્પ્રદાયની વાડીમાં બંધાશે? સમ્પ્રદાયની સીમાઓમાંથી દયારામ છલકાઇ ગયા છે. સમેટયા નહિ સમાય. શ્રી કૃષ્ણચંદ્ર સમ્પ્રદાયગુરુ કે જગદ્ગુરુ? દયારામભાઇ એ ગુજરાતની પૂર્ણિમાના રસચન્દ્ર"

દયારામભાઈ સામ્પ્રદાયિક ભક્ત કવિ ખરા. પણ તેમના સમ્પ્રદાયની પીઠમાં રહેલું તાત્ત્વિક દર્શન જાણવું હોય તો નીચેના લેખો પર ધ્યાન ખેંચવામાં આવે છે:—

| | |
|---|---|
| | ૧. દયારામની ઇશ્વિરભાવના |
| **દયારામનો જ્ઞાન** | ૨. તેમના જગત્ વિષે વિચારો |
| **વૈભવ.** | ૩. તેમના જીવ વિષે વિચારો. |

૪. તેમના મોક્ષ વિષે વિચારો
૫. તેમના સાધન વિચાર

તેમના આ નિબંધોમાં પુષ્ટિ સમ્પ્રદાયના તાત્ત્વિક સિદ્ધાન્તો શ્રી દયારામભાઈનાં કાવ્યોમાંથી તારવવામાં ઘણી કુશલતા શ્રી જેઠાલાલ શાહે દર્શાવી છે. દયારામના અક્ષરદેહનું મસ્તક અથવા બુદ્ધિવૈભવ સ્હમજવા આ લેખો બસ છે.

હવે રહ્યું દયારામના અક્ષરદેહનું "હૃદય". આ હૃદયના આકાશને ઉઘાડનારા લેખો નીચે પ્રમાણે સંકલિત થયા છે:—

**દયારામનું ભકિતમય હૃદય**

૧. ભક્તિ.
૨. કવિશ્રીનો શૃંગારરસ
૩. રાધાકૃષ્ણમાં કવિનો રસવિષય.
૪. દયારામને કેમ અવલોકશો?
૫. દયારામ કેવલ પ્રણય કવિ છે કે ભક્ત પણ છે?

આ સંગ્રહમાં દયારામના હૃદયાકાશમાં રસમયી કૃષ્ણમૂર્તિ કેવી રીતે અખંડ રાસ રમે છે તે સમજાશે. આ સહજ પ્રેમનું આલંબન કૃષ્ણના નામ વડે પરબ્રહ્મરૂપ વસ્તુ છે, અને તેના અનુભવમાં આવતી આકૃતિ અથવા સ્વરૂપ તે શાંકર વેદાંત પ્રમાણેની માયિક સગુણમૂર્તિ નહિ, પરંતુ સ્વેચ્છાવિહાર કરનારી આનંદમયી સત્યમૂર્તિ જેની સાથે જીવની ગોપીસદૃશ મૂર્તિને રમણ કરવાનું છે. આ સહજ પ્રેમાવેશથી પ્રકટ થતો ભજનીય કૃષ્ણ અને ભક્ત ગોપીસદૃશ દયારામનો અખંડ રાસ સંબંધ તેના કાવ્યોમાં શબ્દબ્રહ્મદ્વારા બાહ્ય જગત્માં સ્રવે છે. આ સહજ પ્રેમભક્તિનાં પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતાના રંગો કવિ પોતાના કાવ્યોમાં

અનેક દૃષ્ટાંતોથી ચિતરે છે; અને આ રંગથી રંગાયેલાં ભક્તજનો વર્ણાશ્રમધર્મની મર્યાદાના બન્ધનમાં નથી. જેમ જ્ઞાનશાસ્ત્રની પરાકાષ્ઠા અતિવર્ણાશ્રમી પદમાં છે તેમ ભક્તિ શાસ્ત્રની પરાકાષ્ઠા પણ સર્વ જાતિ વિગેરે ભેદોનું અતિક્રમણ કરનારી પરાભક્તિમાં છે. આ પરાભક્તિ તે શાંત બ્રહ્મવાદની ઠંડી પ્રશાંત વાહિતા–પ્રેમભક્તિ–નહિ, પરંતુ સ્પંદ બ્રહ્મવાદની ગરમ–ઉછળતી–ઉત્કટ પ્રેમરસની મત્તનદી. આ ઉન્મત્ત યમુનાના પ્રવાહ જેવી પ્રેમભક્તિનું ઉદાહરણ ગોપિકામાં જેવું મૂર્ત થયેલું હતું, તેવું ઉન્મત્ત નર્મદાના પ્રવાહ જેવું પોતાનું જીવન દયારામે અખંડ "સ્વામિની" રૂપે સિદ્ધ થાય એ ભાવનાથી ગાળ્યું હતું. દયારામ શ્રી ગોપવધૂના પ્રેમનું વર્ણન કરતાં કહે છે કે–

"જાતિ જુઓ તો આહિરની, તેમાં અબળા અધમ અવતાર.
"એ વેદાદિ ન્હોતી ભણી, ન્હોતો ઉત્તમ કર્મ અધિકાર
"અધિકાર વણ એક પ્રેમ પ્રતાપ, કર્યા આધીન શ્રી કૃષ્ણજી આપ;
"તે ગોપીની પદરજ વંદે ઈશ, પ્રેમ લક્ષણા તે સૌને શીશ
"સેવા સંગત હરિભક્તની, કરે પ્રેમ ભક્તિ ઉત્પન્ન;
"તે કૃતાર્થ એકલી, નવ જોઇએ કો સાધન.

ત્યારે દયારામભાઇના હૃદયાકાશના પડદાને ઉઘાડનારી કુંચી આપણે મેળવવી હોય તો આ ગોપિકાની માધુર્યભક્તિના દૃષ્ટિબિન્દુથી તેમનાં કાવ્યો સમજવાં જોઇએ. આવી દૃષ્ટિથી દયારામનો સ્વાધ્યાય કરવો હોય અને સંસારનો કામ નામનો હૃદયરોગ ટાળવો હોય તો દયારામનું મૂલ સાહિત્ય આ ગ્રન્થમાં એકત્રિત થયેલા વિવેચન સાહિત્યની મદદથી પુનઃ પુનઃ અવલોકવા ભલામણ કરું છું. પરંતુ તે સાથે શ્રીવિઠ્ઠલેશ્વરનું પ્રબોધવચન આ અસિધારાવ્રત જેવા પ્રેમમાર્ગમાં ખાસ કરીને ધ્યાન રાખવા જેવું છે.–

**प्रार्थये रसिकाः स्वैरं पर्यालोच्यमहानिशम्**
**एतद्रसानभिज्ञस्तु नाद्रियेतापि वैष्णवः।**

**દયારામનું હૃદય ખોલનારી ચાવી માધુર્યભક્તિમાં છે.**

"ગોપીજનવલ્લભ" શ્રી કૃષ્ણ સ્વરૂપમાં ભક્તિયોગ કરવો હોય તો આ સિદ્ધાન્તનું રાત્રિદિવસ સ્વેચ્છાથી હે રસિક જનો! તમે પરિશીલન કરો એમ માંગુ છું. પરંતુ આ રસના ચમત્કારને નહિ જાણનારા ભલે તે વૈષ્ણવ હો તો પણ આ સિદ્ધાન્તમાં દૃષ્ટિ નાંખશો નહિ. સારાંશ તેવા વૈષ્ણવોએ શ્રીદ્વારિકામાં બિરાજતા મર્યાદાપ્રભુને ભજવા જોઇએ, પરન્તુ અધિકારનો વિપ્લવ કરી શુદ્ધ પુષ્ટિમાર્ગમાં માથું મારવું નહિ. પ્રભુને મેળવવાના અનેક માર્ગોમાં આ પ્રેમભક્તિનો માર્ગ, જો ચાવી હાથ લાગે તો સરલ છે અને સુગમ છે, અને જો ચાવી હાથ ન લાગી તો ત્રિજોરી તોડનારનાં કાંડાં કપાય તેવો પણ છે. ઘણાએ આ પ્રેમમાર્ગના આલંબનાદિ વિભાવોનું રહસ્ય જાણ્યું નથી, અને તેથી પતિત થયા છે. જેઓએ જાણ્યું છે તેવા ભક્તો કૃતકૃત્ય થયા છે.

"શિવસદન" અમદાવાદ.
સંવત ૧૯૮૬ આશ્વિન શુક્લ
પક્ષપ્રતિપદા તા. ૨૩–૯–૩૦

નર્મદાશંકર દેવશંકર મહેતા.



સદ્ગત મૂળચંદ્ર તુલસીદાસ તેલીવાલા, બી. એ. એલ્એલ્. બી.
હાઇકોર્ટ પ્લીડર, મુંબાઈ.

ફીનીક્ષ પ્રો વર્કસ, અમદાવાદ.

# સદ્ગત શ્રીયુત મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાલા.

## સાંપ્રદાયિક સાહિત્યના પ્રકાશનની તેમની પ્રવૃત્તિઓ.

(લેખક:— J. K. K.)

કવિકુલગુરુ કાલીદાસ કથે છે કે "ભવિતવ્યાનાં દ્વારાણિ ભવંતિ સર્વત્ર" તદનુસાર પુષ્ટિસંપ્રદાયના નભોમંડળમાંથી એક ન્હાનો પણ અતિતેજસ્વી તારક તા. ૨૬ મી જુન ૧૯૨૭ ના દિને રાત્રિએ સહસા તિરોધાન પામ્યો છે. આ ઉલ્લેખ વેદાંતના નિષ્ણાત જ્ઞાતા અને પુષ્ટિસંપ્રદાયના સર્વમાન્ય પ્રખર વિદ્વાન ભગવદીય મૂળચન્દ્ર તુલસીદાસ તેલીવાલાના અવસાનનું સ્મરણ કરાવે છે.

### જન્મ અને કેળવણી.

ભગવદીય મૂળચન્દ્રભાઇનો જન્મ ભરૂચ મુકામે એક વખત જાહોજલાલી ભોગવતાં પ્રસિદ્ધ તેલીવાળા કુટુંબમાં સંવત ૧૯૪૩ ના આશ્વિન વદી ૭ ને દિને થયો હતો પણ ચડતીપડતીના ચક્કરને આધીન તેમનું કુટુંબ પણ થતું હતું અને મૂળચન્દ્રભાઇના જન્મ સમયે તેમના માતાપિતાની સ્થિતિ આર્થિક બાબતમાં ઘણી નબળી હતી. પરિણામ મૂળચન્દ્રભાઈની શારીરિક સંપત્તિ અને શરીરવિકાસને ઉલટું નીવડયું, પરંતુ તેના કસર ઉચ્ચ માનસિક વિકાસે પુરી પાડી. ભરૂચમાં યોગ્ય કેળવણી લઈ તેઓ મુંબાઈની વિલ્સન કોલેજમાંથી ઐચ્છિક વિષય તરીકે ભાષા અને સંસ્કૃતમાં વેદાંત લઇને મૂળચન્દ્રભાઇએ બી એ. ની ડીગ્રી ઉંચ્ચે નંબરે મેળવી, અને જો તેમની અરજી વખતસર થઈ હોય તો તેઓ તે કોલેજમાં દક્ષિણાફેલો પણ નીમાત. કોલેજમાં પણ તત્ત્વજ્ઞાન તરફની ઉચ્ચ વૃત્તિ જોઇને કોલેજના મરહુમ પ્રોફેસર ભાડકમકર તેઓ માટે ઉંચો મત ધરાવતા હતા.

## ષોડશગ્રન્થોનું સંશોધન.

સુભાગ્યે આ સમય તેઓ સંપ્રદાયના પ્રખર વિદ્વાન અને હાલમાં પુનાની દખણ કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર મગનલાલ ગણુપતિરામ શાસ્ત્રીના સમાગમમાં આવ્યા અને તેથી તેમની સાંપ્રદાયિક વૃત્તિઓને યોગ્ય પોષણ મળ્યું. દરમ્યાન સદ્ગત મૂળચંદભાઈ એક શિક્ષક તરીકે સરકારી નોકરીમાં જોડાયા અને ત્યાં પણ બુદ્ધિબળ અને મિલનસાર સ્વભાવથી પોતાના ઉપરીઓની ચાહના મેળવી. શિક્ષકો માટેની ટ્રેનીંગ કૉલેજમાં દાખલ થયા અને પોતાના ફાજલ સમયમાં વકીલાતનો અભ્યાસ કરી તે પરીક્ષા પણ પસાર કીધી અને ગૃહસ્થાશ્રમમાં જોડાયા. આ સમયે વકીલાતની સનંદ માટે પણ જરૂરી રકમ તેમની પાસે ન હતી પણ વણમાગે જ પ્રભુએ તેની તેમના એક સંબંધીદ્વારા જ સરળતા કરી આપી અને તેથી જ તેમનું કાયમનું રહેવાનું મુંબઈમાં થયું અને તેઓએ હાઇકોર્ટમાં એપેલેટ સાઇડપર પોતાની પ્રેક્ટીસ શરૂ કીધી. જે વૃત્તિ શિક્ષણ લેતી વખતે સંપ્રદાયપર હતી તે ગૃહસ્થાશ્રમમાં પણ અચળ રહી એટલું જ નહી પણ તે દિનપર દિન વધતી ગઇ. તેઓ પોતાનો ધંધો કેવળ સ્વાર્થ અને દ્રવ્યોપાર્જન અર્થે કરતા ન હતા, કેમકે જો તેમ હોત તો તેમણે આ પહેલાં સારૂં દ્રવ્યોપાર્જન કીધું હોત. તેમની જીંદગીનું ધ્યેય સંપ્રદાયનું શ્રેય શોધવાનું હતું અને તે તેમણે તેનું અપ્રકટ વિપુલ સાહિત્ય પ્રકટ કરવા દ્વારા સિદ્ધ કર્યું. અચાનક આ સમયે તેમને ભારતમાર્તંડ પંડિત ગટુલાલજીની સંસ્થાઓ અને પુસ્તકાલયના કાર્યકર્તા સદ્ગત શેઠ ત્રિભુવનદાસ વરજીવનદાસ તથા કાશીદાસ નારણદાસ દલાલ વકીલના સમાગમમાં આવ્યા અને તે વખતે જેમના હાથમાં પુસ્તકાલયની વ્યવસ્થા હતી તેમાં વિદ્વાનોને પુસ્તકોનાં દર્શન સુદ્ધાં થવામાં કેટલી મુશ્કેલી અનુભવી હતી તે પ્રત્યક્ષ દેખાડી આપ્યું અને પ્રભુપ્રે-

રણાથી તે પછી મૂળચંદ્રભાઇ તે સંસ્થાઓ તથા પુસ્તકાલયના એક ટ્રસ્ટી નેમાયા અને તે તકનો યોગ્ય લાભ લઇને તેમણે ત્યાંના સંગ્રહમાંના પુરાતન પુસ્તકોનું સંશોધન પોતાના ધંધાના ભોગે પણ ચાલુ રાખ્યું. તેમણે શ્રીવલ્લભસંપ્રદાયના સિદ્ધાંતોનું સ્વરૂપ સમજાવતા (શ્રીમદ્‌વલ્લભાચાર્યના) ષોડશ ગ્રન્થોનું સંશોધન અને મુદ્રણ પ્રારંભ્યું, આ સમયે સંપ્રદાયનું નામ કેળવાએલ વર્ગને અને પાશ્ચાત્ય પ્રજાને મનથી "લાયબલ" કેસના અંગે ઉત્પન્ન થએલ ભ્રમણાના કારણે અનીતિના બાહુરૂપ હતું. એક બીજી ઘટનાએ પણ તે બાહુને દૂર કરવાને મૂળચંદ્રભાઇને નિમિત્ત કીધા, તે ઘટના આ હતી કે પોતાની બીજી પ્રવૃત્તિઓ સાથે મૂળચંદ્રભાઇને મુંબઇની યુનીવર્સીટી તરફથી "સુજ્ઞ ગોકુળજી ઝાલા વેદાન્ત પ્રાઇઝ"ની હરીફાઇના નિબંધમાં શાંકરમત કરતાં શુદ્ધાદ્વૈતમત વ્યાસનાં "બ્રહ્મસૂત્ર"ને કેવી સચોટ રીતે અનુસરે છે તે પૂર્ણપણે દેખાડી આપ્યું અને તે દ્વારા સંપ્રદાયવિષયક સંભ્રમને સદાને માટે દૂર કરાવ્યો. ન્યાયમૂર્તિ સર વુડરોફ, મી. કીથ શાંતિનિકેતનવાળા શ્રીયુત વિધુશેખર ભટ્ટાચાર્ય વગેરે જેવા તત્ત્વજ્ઞાનના વિજ્ઞાતાઓએ મજકુર નિબંધની મુક્ત કંઠે સમાલોચના કરી મૂળચંદ્રભાઈની તે કૃતિ અતિ ઉત્કૃષ્ટ હોવાનું જાહેર કર્યું. મૂળચંદ્ર ભાઇએ આચાર્યચરણના ષોડશ ગ્રન્થોની દુષ્પ્રાપ્ય ટીકાઓ હસ્તલિખિત પ્રતિઓમાંથી શોધિ અને "સેવાફળ" પંદર ટીકા સાથે "નિરોધલક્ષણ" ચાર ટીકાઓ સાથે, "સંન્યાસનિર્ણય" ૭ ટીકા સાથે "જળભેદ" પાંચ ટીકાઓ સાથે અતિત્વરાએ પહેલાં પ્રકટ કરી દીધા. આ વખતે પણ પ્રભુએજ અપેક્ષિત દ્રવ્યસાહાય્ય નિત્યલીલામાં પધારેલા પૂજ્ય વિદ્વાન્ ગોસ્વામી શ્રીજીવનેશાચાર્ય દ્વારા અપાવ્યું. મૂલચંદ્રભાઈના આ વિદ્યુદ્વેગે પુસ્તકો પ્રકટ થવાથી સાંપ્રદાયિક અને અન્ય વિદ્વાનો ઉલ્લાસ પામ્યા અને તેઓએ પણ પોતાનું

તે કામ જારી રાખી પોતાના અવસાનપર્યંત લગભગ ચાલીસ જેટલા ગ્રંથો તે પરમપ્રાપ્ય સંપૂર્ણ સાહિત્ય સહિત બહાર પાડ્યા. અને કેટલાએકોમાં તે ગુજરાતી અનુવાદ અને અંગ્રેજી પ્રસ્તાવનાઓ પણ બહાર પાડી. આ સર્વ કાર્યની સિદ્ધિને માટે પણ મૂળચંદ્રભાઇને અપેક્ષિત દ્રવ્ય ઘર બેઠે મળી જતું અને તેમની પ્રકટ કરવાની શક્તિ ઉપરાંત તેઓની મારફત કામ કરાવવાની સાંપ્રદાયિકોની માગણી ચાલુ તેમને ત્યાં જારી રહેતી હતી. સર્વ પુસ્તકોના સંગોપન અને પ્રકાશનમાં મૂળચંદ્રભાઇએ જે કુશાગ્રબુદ્ધિમત્તા અને સંભાળનું દિગ્-દર્શન કરાવ્યું છે. તેવું ભાગ્યેજ સંપ્રદાયમાં અદ્યાપિ પર્યંત કોઇએ કરાવ્યું હશે અને ગુણજ્ઞ વિદ્વાનો તેમના આ ગુણની મુક્તકંઠે પ્રશંસા કરી રહ્યા છે.

તત્ત્વજ્ઞાનની ફિલ્સુફિજ એ એકલુંજ મૂળચંદ્રભાઈનું ધ્યેય નહોતું પરંતુ અન્ય સાહિત્ય અને તેમાં પણ આચાર્યચરણના દ્વિતીય કુમાર શ્રીવિટ્ઠલેશ્વરકૃત "શંગારરસમંડન" અને "વિજ્ઞપ્તિઓ" જેમાં રસ-શાસ્ત્રની નીતિ પ્રતિપાદન કરેલી છે તે તેમણે શોધી પ્રકટ કીધા. ઉપરાંત 'પુષ્ટિભક્તિસુધા" નામના માસિકમાં ચાલુ આઠ વર્ષ પર્યંત દરેક અંકમાં તેમણે સાંપ્રદાયિક સિદ્ધાંતોના રહસ્ય સમજાવતા લેખો લખ્યા હતા, અને "વેણુનાદ" નામનુ માસિક પણ તેઓએ બે વરસ સુધી પોતાના તંત્રીપણા હેઠળ ચલાવીને તે દ્વારા પોતાની ઉચ્ચ વિચારશક્તિ અને ઉંડા રહસ્યો સમજાવવાની સુગમ શૈલીનો નિર્વિવાદ પુરાવો આપ્યો.

### અન્ય પ્રવૃત્તિઓ

પુસ્તકપ્રકાશન સિવાયની પણ સાંપ્રદાયિક પ્રવૃત્તિઓમાં મૂળચંદ્રભાઈ રસ લેતા અને પુના, નગરઠઠ્ઠા મુંબઈ વગેરે સ્થળોએ ભરાયલી વૈષ્ણવપરિષદો તેમના શ્રમનું જ ફળ હતું. તેઓ પુનાની પરિષદમાં તેના જનરલ સેક્રેટરી નીમાયા।

સાંપ્રદાયિક આચાર્યોએ પણ પોતાની કૃપા મૂળચંદભાઈ ઉપર ઓછી વરસાવી નહોતી અને તેનો પુરાવો તેમનો નાથદ્વારાધીશ ટીકાયત શ્રીગોવર્ધનલાલજી માહારાજ તથા તેમના વિદ્વાન કુમાર શ્રીદામોદરલાલજી બાવા, સુરતવાળા ગો. શ્રીવ્રજરત્નલાલજી મહારાજ મુંબઈવાળા ગો. શ્રીગોકુલનાથજી મહારાજ તથા શ્રી રણછોડલાલજી મહારાજ સાથેનો તેમનો ઘાડો સંબંધ પુરો પાડે છે. ટીકાયતશ્રીએ સદ્દગતની વિનતિથી શ્રીમદ્દભાગવતનો ગુજરાતી અનુવાદ સાંપ્રદાયિક સિદ્ધાંતોને અનુસરી પ્રકટ કરાવવાનો પ્રબંધ કીધો છે એવું પણ જાણવામાં આવ્યું છે.

## રશ્મિમુદ્રણ.

અવસાન સમયે સદ્દગતને હાથે સંપ્રદાયનો આકર ગ્રન્થ બ્રહ્મસૂત્રપરના શ્રીમદ્દવલ્લભાચાર્યજીના "અણુભાષ્ય" અને તે ઉપરના દશદિગન્તવિજયી ગો. શ્રીપુરુષોત્તમજી કૃત "પ્રકાશ" અને તે ઉપર યોગી શ્રીગોપેશ્વરજી વિરચિત દુષ્પ્રાપ્ય ટીકા શ્રી 'રશ્મિ'નું એકત્રિત મુદ્રણ શેઠ ગોરધનદાસ સુંદરદાસ મુળજી જેઠાના ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓ શેઠ લાલજી નારણજી વગેરેના પ્રબંધથી ચાલુ હતું. તેના ત્રણ ભાગ પ્રકટ કરી શુદ્ધાદ્વૈતસિદ્ધાંતની ઉચ્ચતા મૂળચંદભાઇએ ચોમેર પ્રસરાવી આપી. પ્રભુની ઇચ્છા આટલુંજ કાર્ય તેમની મારફત સિદ્ધ કરાવવાની હોય એમ લાગ્યું અને બાકીના તેર ભાગનું સંશોધન તથા તેનું મુદ્રણ બાકી રાખી પ્રભુએ તેમને પોતાને શરણે લીધા. આ અવશિષ્ટ કાર્ય પ્રભુ અવશ્ય સિદ્ધ કરાવશેજ પણ તેમાં નિમિત્ત માત્ર કઈ વ્યકિત થાય છે તે હવે તો પ્રભુ જ જાણે.

મૂળચંદભાઈ સ્વભાવે અતિમિલનસાર રહેણી કરણીમાં સાદા અને એક જ્ઞાની ભકતને શોભાવે તેવા ગુણો ધરાવતા. તેઓ પોતાની પાછળ ધર્મપત્ની, અને ૩ નાના પુત્રો અને ૧ કન્યા તથા વિશાળ મિત્રમંડળને વિલાપ કરતું મુકી પ્રભુચરણકમળને પામ્યા છે.

મહાનુભાવ ભક્તકવિશ્રીએ રચેલું
અને મંડલીમાં ભજન કીર્તનોમાં
સૌથી પહેલાં ગવાતું

# मंगलाचरणम्.

द्रुपद—राग कल्याण.

महामंगलरूप श्रीगुरुदेव श्रीमहाप्रभो,
जाके पदपद्मको प्रथम सिर नाइये-महामंगल०
नाम लेत उदय होत आनंद कंद.
पाप ताप दमन छन ध्याइये-महामंगल०
ब्रह्मा शिव विष्णु परब्रह्म सो गुरुराइ,
सकल तीरथ आदि अं[illegible]रज नाइये-महामंगल०
दयो कहे आचारज अधिक को दूजो नाहि.
गुरुसेवा चिंतामनि इच्छित फल पाइये-महामंगल०



સદ્‌ગત શેઠ અચરતલાલ હરિલાલભાઈ
અમદાવાદ.

જ્ઞાનોદય પ્રી. વર્કસ, અમદાવાદ.

# સદ્દગત શેઠશ્રી અચરતલાલ હરિલાલભાઈનું

# જીવનચરિત્ર.

શેઠશ્રી અચરતલાલભાઇ ગુજરાતના તેમાં ખાસ કરીને અમદાવાદના વૈષ્ણવોમાં જાણીતા છે. તેમની વૈષ્ણવતા આદર્શમય હતી. તેમના પિતાનું નામ હરિલાલભાઇ હતું અને માતાનું નામ પાર્વતીબાઇ હતું. તેમનો જન્મ સંવત ૧૯૧૩ ના વૈશાખ વદ ૧૩ ને દિવસે થયો હતો. તેમને પ્રભુ ઉપર અડગ શ્રદ્ધા અને ધર્મ ઉપર પ્રીતિ ન્હાનપણથીજ પિતા માતા તરફથી સંસ્કારદ્વારા પ્રાપ્ત થયાં હતાં, અને તે તેમણે જીવનમાં આચરીને વધારે સારાં ખીલવ્યાં. બચપણમાં તેમને ત્રણ વખત જાત્રાએ જવાની તક મળેલી. તે સમયે રેલ્વે ગાડીથી મુસાફરી કરીને જાત્રામાં જવાતું નહોતું તેથી બે વખત તો અમદાવાદથી ગાડીઓ કરીને પગરસ્તે ગયેલા અને ત્યાં ત્રણ ત્રણ માસ સુધી રહેલા. યુવાવસ્થામાં શ્રીનાથજી, મથુરા વગેરે સ્થળે પાંચથી સાત વખત જાત્રાએ ગયેલા.

વ્યાપારમાં પણ તેમનું કૌશલ્ય સારૂં હતું. તેમણે પોતાની બુદ્ધિ કુશળતા તથા સાહસથી પોતાના વ્યાપારની ખીલવણી એકદમ કરી તે એટલે સુધી કે માણેકલાલ હરિલાલ સ્પીનીંગ એન્ડ મેન્યુફેકચરીંગ નામની મીલ પોતાની દેખરેખ નીચે મૂળથી બંધાવીને તેને ઘણાજ સારા પાયા ઉપર મુકી હતી. વળી તેમણે પોતે અને પોતાના ભાઇઓએ થઇ બીજી બે મીલો કરી હતી જેનું નામ વડોદરા સ્પીનીંગ એન્ડ વીવીંગ ને હરિવલ્લભ મૂલચંદ મીલ્સ—કુલ ત્રણ મીલો કરી હતી. તેમ હરિવલ્લભ મૂળચંદની પેઢીને પણ સારા પાયા ઉપર મૂકવામાં

તેમની સલાહ ઘણી કીંમતી હતી. પોતાના વડીલો કરતાં પણ પોતાની બાહોશીથી તેમણે સારી આબરૂ મેળવી હતી અને વ્યાપાર ધંધામાં ઘણાજ આગળ વધ્યા હતા અને પોતાની આવકમાં વધારો કર્યો હતો.

તેમનો ઘણો ખરો વખત દેવદર્શન અને સેવામાં તેમજ ભગવદીયોનો સત્સંગ કરવામાં તે ગાળતા હતા. અષ્ટાક્ષરનો જપ કરવામાં વધારે વખતનો ભોગ આપતા. તેઓ સ્વભાવે ઉગ્ર હતા પણ તેની સાથે દયાળુ હતા, કોઇપણ વૈષ્ણવ તેમની પાસેથી પાછો જતો નહોતો. પોતાનાથી બની શકે તેટલું કંઇને કંઇ તેમનું સન્માન કરવામાં ચૂકતા નહિ. શ્રીમહાપ્રભુજી તથા તેમના બાળકો પ્રત્યે તેમને અતિશય ભક્તિભાવ હતો. શ્રીમહાપ્રભુજીની વાણી ખાસ કરીને શ્રીસુબોધિનીજીનું શ્રવણ કરવામાં બહુજ ઉત્સુક હતા. એટલા માટે તેઓ મથુરાજીવાળા ગોવર્ધન ચોબાજીને કેટલોક વખત તો ખાસ પોતાને ત્યાં બોલાવીને તેમની પાસેથી શ્રીસુબોધિનીનું શ્રવણ કરતા. તેમણે પરોપકારનાં કાર્યોમાં છૂપી ઘણી સખાવતો કરેલી છે. અમદાવાદમાં એ વૈષ્ણવોને તથા ધર્મપ્રિય હિન્દુઓને ઉતરવાને માટે સ્ટેશન પાસે એક ધર્મશાળા પણ તેમણે તેમના ભાઇઓ સાથે બંધાવેલી તેનું નામ હરિવલ્લભ મૂળચંદની ધર્મશાળા છે. અહિંઆં શ્રીગુસાંઇજીના બાળકો પણ ઉતરે છે અત્યારે તેનો વહીવટ તેમના ભાઇઓ તથા તેમના પુત્રો કરે છે. ડાકોરમાં જે ધર્મશાળા ખાસ પોતે બંધાવેલી છે તેનું નામ વિઠ્ઠલનિવાસ છે. તેમાં પણ શ્રીગુસાંઈજીના બાળકો તથા વૈષ્ણવો ઉતરી શકે છે. અહિંઆં ગાદલાં તથા વાસણોની પણ પૂરતી સવડ કરી છે. આ ઉપરાંત વ્રજભૂમિમાં ઘણા કુવા, વાવડીઓ વગેરે સુધરાવવામાં પોતાના વિત્તનો સદુપયોગ કર્યો છે.

તેમનું કૌટુમ્બિક જીવન પણ એક ગૃહસ્થને છાજે તેવું અને આદર્શ ગૃહસ્થના જેવું હતું અને તેથી બીજાઓને કેટલેક અંશે અનુકરણીય હતું. કુટુંબમાં તમામ પ્રતિ તેમનો પ્રેમ હતો, તેમ તમામ તેમને પ્રેમથી ચહાતા. દરેક જણ પ્રેમથી વર્તે, સંપથી વર્તે તેવી તેમની ભાવના હતી. કોઇપણ કુટુંબનો માણસ કંકાસ ન કરે તેવી તેમની વૃત્તિ હતી. જ્ઞાતિના માણસો તરફ તથા વૈષ્ણવો તરફ તેમનો ઘણો પ્રેમ હતો. એક વખત અમદાવાદમાં તેમણે મોટો મનોરથ કરેલો તેમાં લગભગ ૨૦૦૦ વૈષ્ણવોએ ભાગ લીધેલો, આ વખતે મરજાદી વૈષ્ણવોમાંથી દરેકને ભગવદીય મનોહરદાસજીને હાથે ચાંદીની લોટીનું લ્હાણું કર્યું હતું. તેમની ઇચ્છાને માન આપીને તેમના પુત્ર શેઠશ્રી હરિદાસે પણ તેમની પાછળ અમદાવાદની શહેર ચોરાસી જમાડી હતી, તેની અંદર લગભગ ૧૨ થી ૧૫ હજાર બ્રાહ્મણોને બ્રહ્મભોજન કરાવ્યું હતું.

શેઠ શ્રી અંબાભાઈ પ્રભુના એકનિષ્ઠ સેવક હતા. કોઇપણ વૈષ્ણવ એમની પાસે આવે, ભલે પછી તે છેક ગરીબ હોય, વિરક્ત હોય, પણ તેને તેઓ સત્કારતા, પોતાની બેસવાની ગાદી પર બેસાડતા. વૈષ્ણવતા વિનાના મોટા ચમરબંધીની પણ તેઓ પરવા કરતા નહિ. એટલુંજ નહિ પણ, તેની સાથે વિશેષ વાર્તાલાપ કરતા ન હતા. એકવેળાએ એક મહાન્ ધનાઢ્ય સદ્‌ગૃહસ્થ તેમને ત્યાં મહેમાન થયો. ગૃહસ્થધર્મ મુજબ તેમનો આદર તો થયો, પણ પોતે તેમની મુલાકાત લેવાની ઇચ્છા દર્શાવી નહિ. પોતાના આત્મજ શેઠ હરિદાસભાઇને જ કહ્યું કે "તેમની સરભરા કરી લેજો. વૈષ્ણવતા વિનાનો કરોડાધિપતિ મારે મન સમાગમને યોગ્ય નથી." ઉપરાંત તેઓ હિતવચન કડવું હોય તો પણ સાફ સાફ મ્હોં પર કહી દેતા હતા. એમનાં શુદ્ધ અને

પવિત્ર હૃદયનો એ કઠોર લાગતો ધ્વનિ પણ કદી ઊંધી અસર કરતો નહિ.

સદ્ગુણી શેઠ મુંબઇના જાણીતા વૈષ્ણવ ગૃહસ્થ સદ્ગત શેઠ ચતુર્ભુજ મુરારજીના ખાસ મિત્ર હતા. તેઓ તથા શેઠશ્રી ચુનીલાલ ગોડીયાવાલા જ્યારે જ્યારે તેમના સમાગમમાં આવતા ત્યારે ત્યારે પોતે પુષ્ટિમાર્ગના અનેક વિષયો ઉપર ચર્ચા કરતા. આ ચર્ચાની છાપ શેઠશ્રી હરિદાસભાઇ ઉપર પણ સારી પડેલી. આમ શેઠશ્રી અચાભાઇ પોતાના સર્વ વ્યવહારોમાં પણ ભક્તિમય જીવનજ ગાળતા.

સદ્ગત શેઠશ્રી તન મન અને ધનથી પોતાના ગુરુ ગૃહ તરફ સેવા કરતા. કોટાવાળા શ્રી મથુરેશજીના મંદિરના ખરડામાં પોતે સારી રકમ ભરી હતી તેમજ અમદાવાદના શ્રીનટવરલાલજી તથા શ્રી સ્યામલાલજીના મંદિરના ખરડામાં પણ પોતે રૂ ૧૭૦૦૦ની ઘણી સારી રકમ ભરી હતી. તેમજ જ્યારે શ્રીમથુરાંધીશ કોટાથી શ્રીનાથદ્વાર પગ રસ્તે થઇ પધાર્યા ત્યારે પણ તેમણે સારી રકમની સેવા કરી હતી અને તે વખતે શેઠશ્રી અચાભાઈ મુસાફરીમાં ગોસ્વામી શ્રી રણછોડલાલજી માહારાજશ્રીની સાથે જ હતા.

વૈષ્ણવોના સમાગમના સ્થાનરૂપ, વૈષ્ણવો માટેના લાૈકિકસહાયતામા પણ એક બિનહરીફ ઉદાર, પુષ્ટિસંપ્રદાયના જાહેર કાર્યોમાં સહુથી આગળ પડતો ભાગ લેનારા, મનસા, વચસા, કર્મણા એક જ શુદ્ધ નિષ્ઠાવાળા એક મહાન્ પરમ ભક્તિયોગી શેઠ અચાભાઈનું નામ અમદાવાદ તો શું પણ એક કરોડ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો કદી નહિજ વિસરે.

લૌકિકમાં રહીને પણ તેથી લિપ્ત ન રહેતાં કેવળ પ્રભુમયજીવન ગાળતા, મીલો વગેરેનો વહીવટ કરતાં છતાંએ વિદેશી અંગ્રેજોનો સ્પર્શ પણ ન કરનારા એક પવિત્ર સદાચારી (કહો કે સાચા અસહકારી) પ્રભુસેવારૂપ મહાયજ્ઞમાં, यज्ञानां जपयज्ञोऽस्मि એ ગીતાવાક્ય પ્રમાણે

જપયજ્ઞરૂપ ભગવાન્‌માં અત્યંત અનુરાગી અને એ મહાન્ જપયજ્ઞ-સમયે ભૂખ કે તરશની પરવા પણ નહિ કરનારા પરમ ભગવદીય શેઠ ચચાભાઈનું અલૌકિક જીવન ચિરસ્મરણીય જ રહેશે.

અલૌકિક અવસાનકાળ—આવા એક પવિત્ર ખાનદાન કુટુંબમાં જન્મ ધરેલા એક સંસ્કારી દૈવી ભગવદંશને તેમનાં ખરાં સ્વરૂપમાં તો કોઇ પણ ઓળખી શક્યું ન હતું. તેમનાં અવસાન-કાળે એ દિવ્ય વિભૂતિનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર સર્વને કરાવ્યો. વૃદ્ધ અવસ્થા થતાં એમનું લૌકિક શરીર વ્યાધિગ્રસ્ત થયું. એવો કોઇ ભયાનક વ્યાધિ પણ તેમને ન હતો. માત્ર જીવનયાત્રા સંકેલવા પુરતી જ શરીરની ક્ષીણતા વધતી ગઈ. આ સ્થિતિમાંએ તેઓ પોતાનું અલૌકિક કર્તવ્ય થોડું પણ ઘટાડતા ન હતા, પણ વધારતા હતા. બબ્બે માણસોની સહાયતાથી ગાડીમાંથી ઉતરીને અહીંના મોટા મંદિરમાં પ્રભુનાં દર્શન કરતા અને બેઠકમાં પણ એજ પ્રમાણે દર્શન કરતા. વળી ઘેર પણ પ્રભુની સેવા ભાવપૂર્વક કરતા. બપોરના સમયમાં 'શુદ્ધાદ્વૈત'ના જાણીતા તંત્રી રા. વસંતરામ શાસ્ત્રી પાસે વેણુગીત, સર્વોત્તમસ્તોત્રની બડી ટીકા આદિ સંપ્રદાયના ગ્રંથો પણ શ્રવણ કરતા હતા. જગદ્‌ગુરુ શ્રીમદ્વલ્લભાચાર્યજીમાં તેમની ઘણી શ્રદ્ધા હતી, એ મહાન્ આચાર્યશ્રીનું સુંદર ચિત્ર કીસનગઢમાં ચારસો વર્ષ પહેલાંનું બિરાજે છે, તેથી ત્યાં એક ચિતારો મોકલીને એ ચિત્રની સુંદર પ્રતિકૃતિ ઘણે ખર્ચે તૈયાર કરાવી અને તેને ચાંદીથી મઢાવીને અહર્નિશ પોતાને દર્શન થાય તેમ રાખતા હતા. આ પ્રમાણે છેલ્લા કેટલાક માસોમાં તો તેમણે પોતાના જીવનની દરેક પળ અલૌકિક બનાવી દીધી હતી. લૌકિક વિષયમાં સહેજ પણ ભાગ લેતા ન હતા. દિનપ્રતિદિન શરીર ક્ષીણ થતું ગયું, છતાં એમનાં મુખ પર કોઈ અલૌકિક ભગવત્તેજ પ્રકાશતું હતું. એમ કરતાં શ્રાદ્ધ

પક્ષ આવ્યો. શ્રાદ્ધપક્ષમાં અવસાન સારૂં નથી ગણાતું. બધાને ચિંતા થતી કે આ પક્ષમાં તો તેઓ દેહત્યાગ નહિ કરે? પણ એમણે કહેવા માંડયું કે શ્રાદ્ધપક્ષ પછી બેસતા નવરાત્રમાં જ મારે વ્રજમાં શ્રીગિરિરાજજી પાસે જવું છે અને ત્યાં જ રહેવું છે. જવાની તૈયારી પણ કરવા માંડી. શાસ્ત્રી વસંતરામને પણ સાથે ચાલવાની સૂચના કરી દીધી, એમનાં આ ભેદી વચનોનો ઉકેલ કોઇ કરી શકયું નહિ, બધાંને તો આશ્ચર્ય થતું કે આવાં અશક્ત શરીરે ત્યાં કેમ જઈ શકાશે? વખત વહી જતાં કેટલીવાર? સં. ૧૯૮૧ ના આસો સુદ ૧ નું પ્રથમ નવરાત્ર આવી પહોંચ્યું. આજે તો શેઠ પૂર્ણ ઉત્સાહમાં હતા. સવારમાં પાંચ વાગે જાગીને સ્નાનાદિથી પરવારીને પ્રભુસેવામાં લાગી ગયા. પણ આજે અસારવાની શ્રીગુંસાઇજીની બેઠકે જવાનું માંડી વાળ્યું અને પોતાના પુત્ર શેઠ હરિદાસભાઇને કહ્યું કે:-"આજે તમે બેઠકે જઇને શ્રીમત્પ્રભુચરણને વિનવજો કે આજે હું દર્શનાર્થે આવી શકયો નથી તે અપરાધ ક્ષમા કરે" બરોબર દશ વાગ્યા, બધાને મહાપ્રસાદ લેવાનું કહી દીધું. કોઇને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે આજે જ શેઠ પ્રભુની નિત્યલીલામાં લીન થશે. એકદમ મોટા મંદિરમાં માણસ મોકલ્યો કે તે ત્યાંથી સેવાનિષ્ઠ ચિ. ગો. શ્રીરણછોડલાલજી બાવાસાહબને પધરાવી લાવે. પણ આપ શ્રી રાજભોગાર્તિ કરીને પધારે, સેવા છોડીને નહિ. જાણે કે તેટલા સમય સુધી પોતે નજીક આવેલા અવસાનકાલને એક યોગીની માફક રોકી રહ્યા હોય તેમ લાગ્યું પરમકૃપાળુ ગો. શ્રીરણછોડલાલજી બાવા શ્રીહસ્તમાં પ્રસાદી જલ (જમુનાજલ) લઇને પધાર્યા, પોતાના શ્રી હસ્તથી શેઠનાં મુખમાં તે જલ પધરાવ્યું. શેઠે એઓશ્રીને તિલક કરીને ભેટ ધરી, આર્તી કરી, છેવટે વિનતિ કરી કે, આ બધાંને આપ સંભાળજો, હું તો હવે જાઉં છું. આપશ્રીએ આજ્ઞા કરી કે, તમે તો શ્રીનટવર પ્રભુમાં ચિત્ત રાખો, એજ બધાને

સંભાળે છે અને સંભાળશે. શેઠ ગદ્દગદ થઈ ગયા, આંખમાંથી અશ્રુની ધારા ચાલી. આ વખતનો ચીતાર જડ લેખિની શું ચિતરી શકે? એક અશ્મસાર–પત્થર જેવું–હૃદય પણ પીગળી જાય તેવો દેખાવ હતો! શેઠજીએ આપશ્રીને વિનતિ કરી કે, "મારું મન તો પ્રભુમાં જ રહે એવો આપ આશીર્વાદ આપો." આપશ્રીનાં નેત્ર પણ અશ્રુભીનાં થઇ ગયાં. આપશ્રીએ વિદાય લીધી અને મંદિરમાં પધાર્યા, અહીં શ્રીવલ્લભાખ્યાન ગવાતું હતું. છઠ્ઠું આખ્યાન ("સગુણ સનેહી") ગાવાનું વસંતરામ શાસ્ત્રી વગેરેએ શરૂ કર્યું. એ આખ્યાન શેઠ પોતે પણ બધા સાથે ગાતા હતા. એ આખ્યાન પૂરૂં થતાં પછી આગળ ગાવાનું બંધ કરાવ્યું. થોડીવાર બધાને બહાર હટાવ્યા. કોઇને ખ્યાલ ન હતો કે એ મહાન્ ભગવદીય હવે પ્રભુની દિવ્ય લીલાનો વધુ વિયોગ સહી નહિ શકે. બધા એ ખંડમાંથી બહાર આવ્યા, એટલામાં તો શેઠજીનો પવિત્ર, દિવ્ય આત્મા આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરીને પ્રભુની લીલાનો અમંદ આનંદાસ્વાદ લેવા સીધાવી ગયો. એકદમ દોડાદોડી થઈ રહી. મુખપર એજ ભવ્ય ભગવત્તેજ ચમકી રહ્યું હતું. એક મહાન્ યોગીની પેઠે પંચમહાભૂતના લૌકિક દેહનો તેમણે ત્યાગ કર્યો હતો. આ વખતે બધાની આંખો ઉઘડી અમદાવાદે એ દિવ્યાત્માનું સ્વરૂપ જાણ્યું. બધાને એજ અફસોસ રહી ગયો કે આવા મહાન્ પરમ ભગવદીયનું સ્વરૂપ ઓળખી શકાયું નહિ.

હાલમાં તેમના પુત્ર ધર્મપરાયણ શેઠ હરિદાસભાઇ જેઓ અમદાવાદની વૈષ્ણવ મહાસભાના એક આગેવાન સહાયક છે. તેઓ પણ સંપ્રદાયની સેવામાં કટિબદ્ધ રહે છે. તેમણે પોતાના પિતાના સ્મરણાર્થે આ ગ્રંથને મદદ કરી છે, તેથી અત્રે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીને વિરમું છું.

પ્રકાશક.



परम वैष्णवभक्त कविरत्न श्रीदयारामभाइ. (व्रजमां विराजता.)

श्री कृष्णाय नमः ॥

# ભકતકવિ શ્રીદયારામભાઇનુ

# આન્તર જીવન.

## પ્રકરણ ૧ લું.

### કાવ્યનો શુદ્ધ ઉદ્દેશ.

तथा च लौकिककाव्येष्वपि सरस्वती भगवदीयमेव वदति, लौकिका एव त्वन्यथाभिमन्यन्त इति भावः। अत एव लौकिकासु गाथास्वपि जीवनाम दूरीकृत्य, भगवन्नाम तत्र निक्षिप्य ताः प्राञ्चो गापयाञ्चक्रुः।

तामसफलप्रकरण प्रकाश. १०-३०-२६.

[૧]

શ્રીમદ્‌ભાગવતના મંગળાચરણના શ્લોકમાં એમ જણાવ્યું છે કે પ્રભુએ નિજ સ્વરૂપનો બોધ આદિ કવિને કર્યો. અર્થાત્ આદિ કવિ બ્રહ્માજીને-નિજ સ્વરૂપનો બોધ કર્યો, અને બ્રહ્માજીએ જે બોધ પોતાને થયો તેનો પ્રકાશ વેદદ્વારા કર્યો. આ પ્રકારે બ્રહ્માજી પ્રથમ કવિ થયા

અને વેદ એ પ્રથમ કાવ્ય થયું. વેદ એ બ્રહ્મસ્વરૂપનું યથાર્થ પ્રતિપાદન કરતો હોવાથી એ આદિ કાવ્ય થયું એટલું જ નહિ પણ ઉત્તમોત્તમ કાવ્ય પણ ગણાયું, અને એની પ્રથમ સ્ફૂર્તિ બ્રહ્માજીને થયેલી હોવાથી એ માત્ર આદિ કવિ જ નહિ પણ ઉત્તમોત્તમ કવિ થયા. શ્રીમદાચાર્યજી આજ્ઞા કરે છે કે કવિ એટલે શબ્દમાં અન્તઃસ્થિત રસને યથાર્થ જાણનાર તે. અર્થાત્ શબ્દરસાભિજ્ઞ. જ્યારે વસ્તુસ્વરૂપનું યથાસ્થિત વર્ણન કરે ત્યારે તે ઉત્તમ કાવ્ય ગણાય. પ્રભુ પોતે સર્વ-રૂપ છે; અખિલ વાઙ્મય એનું જ પ્રતિપાદન કરે છે, વેદના અને લોકના શબ્દમાત્રના મુખ્ય અર્થરૂપ પ્રભુ છે, તેથી ઉત્તમોત્તમ શબ્દ-રસાભિજ્ઞ કવિઓએ પોતાના કવનના વિષય તરીકે પ્રભુ સિવાય અન્યને ગણ્યા નથી. પ્રભુસ્વરૂપનું પ્રતિપાદન કરનારા અને તેમના ગુણના ગાન કરનારાં કાવ્યો ઉત્તમ ગણાયાં અને તે કાવ્યપ્રયોજકો પણ ઉત્તમ કવિઓ કહેવાયા. કવિ, સૂરિ ઇત્યાદિ શબ્દો વેદના મન્ત્રદ્રષ્ટા ઋષિઓને માટે આરંભથી જ પ્રયોજાયા. સૂરિશબ્દ માહાત્મ્યજ્ઞાનનું સૂચન કરે છે; અને શુદ્ધ ભક્તિવિના શુદ્ધ જ્ઞાન નહિ હોવાથી સૂરિશબ્દથી ભક્તનું જ સૂચન થાય છે; આવા ભક્ત ભક્તિના અતિશયથી કવચિત્ પ્રભુ સ્વરૂપનો ઉદ્‌બોધ થતાં, ગાન કરવા માંડે છે. આ ગાન કરનારા મુખ્ય સૂરિઓ—ભકતો જ કવિઓ ગણાયા. ઋષિઓએ પ્રભુસ્વરૂપનો જેવો ઉદ્‌બોધ પોતાને થયો તેવો જ ગુણાનુવાદ પોતે કર્યો. આ પ્રભુસ્વરૂપ ગુણાનુવાદ તે વેદના મન્ત્ર થયા. સાક્ષાત્ અનુભવથી પ્રેરિત આ વેદના મન્ત્રો હોવાથી એ ઋષિના વંશજોએ પણ પ્રભુસ્વરૂપ ગુણગાન તે તે મન્ત્રોદ્વારા કર્યાં. આ પ્રકારે શબ્દનો ઉત્તમ સદુપયોગ ત્યારે જ થયલો ગણાય કે જ્યારે એ શબ્દ એના મુખ્ય અર્થનું પ્રભુનું સ્મરણ કરાવે, અને આવા પ્રભુસ્વરૂપ ગુણ અને સંબંધના સ્મારક શબ્દોનું

ગ્રથન તે જ ઉત્તમોત્તમ કાવ્ય ગણાય, અને આવા કાવ્યનો પ્રયોજક પણ ઉત્તમોત્તમ કવિ ગણાય; આ પ્રકારે ઉત્તમ પ્રકારનું કવિત્વ ભગવદ્ભક્તવિના અન્યત્ર સંભવતુંજ નથી. આજ કારણથી વેદ પછીના ઉત્તમોત્તમ કાવ્યસહિંતાઓના યોજક ભગવદ્ભક્ત વેદવ્યાસ થયા, અને શ્રીરામાયણના દ્રષ્ટા ભગવદ્ભક્ત શ્રીવાલ્મીકિ થયા. આ સર્વ ઋષિ મુનિઓને સાક્ષાત્ ભગવત્સંબન્ધ હતો. કાલબલે જેમ જેમ સૃષ્ટિ ઉત્તરોત્તર થતી ગઇ એટલે પ્રાચીન મહર્ષિ ભગવદ્ભકતોના દૃષ્ટિબિન્દુની લોકમાં વિસ્મૃતિ થતી ગઇ; આ વિસ્મૃતિ જેમ જેમ ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતી ચાલી તેમ તેમ કાવ્યોનો ઉત્તમોત્તમ વિષય પ્રભુ વિના અન્ય ન હોઇ શકે એ તત્ત્વની અવગણના થઇ. વેદના ઋષિઓ, વ્યાસ અને વાલ્મીકિ પછીના મહાન્ કવિઓ ભાસ, કાલીદાસ, ભવભૂતિ આદિ છે. આ કવિઓ સંક્રાંતિ યુગના છે; અને તેથી તેમના કાવ્યોમાં ભગવદ્યશોવર્ણન અને લૌકિક નાયકાદિના વર્ણનનું મિશ્રણ છે, અને જેટલે અંશે આ લૌકિકતાનું મિશ્રણ એમના કાવ્યોમાં થયું તેટલે અંશે તેમનાં કાવ્યોની સર્વ વ્યાપિની ઉત્તમતા તિરોધાન થતી ગઇ. કાવ્યોનો મુખ્ય ઉદ્દેશ પ્રભુગુણગાન વિના અન્ય ન હોઇ શકે. તેની વિસ્મૃતિ એટલે સુધી વધી કે પછી તો બાણાદિ કવિઓએ પોતાના કાવ્યના વિષય તરીકે કેવલ લૌકિક પાત્રો જ યોજ્યાં આ પ્રકારની અંધપરંપરા વિક્રમ સંવત્‌ના પંદરમા સોળમા શતક પર્યન્ત ચાલી. મમ્મટાદિ અલંકાર શાસ્ત્રીઓએ પણ કાવ્યના લક્ષણમાં આ વસ્તુસ્થિતિનો નિર્દેશ ન કર્યો. કાવ્યને નિયતિ-બ્રહ્માજીના કરેલા નિયમોથી અતીત-સ્વતંત્ર અને કેવલ આનન્દદાયક એમ કહ્યું, પરંતુ વસ્તુસ્થિતિનો વિચાર કરીશું તો આ લક્ષણ પણ ભાગવદ્યશોવર્ણનરૂપ કાવ્ય વિના અન્યને લાગુ પડતું નથી. વિશુદ્ધ આનંદનું દાન

પ્રભુ—આનંદમય—રસાત્મક—પુરુષોત્તમ વિના અન્ય કોણ કરી શકે, અને બ્રહ્માજીના નિયમોથી અતીત પણ વસ્તુતઃ પ્રભુ અને ભગવદીય વિના અન્ય કોણ હોઇ શકે? નિરંકુશ નિરુપધિ સ્વાતંત્ર્ય પણ પ્રભુવિના અન્યનું ક્યાંથી હોઇ શકે? અર્થાત્ સૂક્ષ્મ દૃષ્ટિથી મમ્મટાદિએ આપેલા કાવ્યના સ્વરૂપનો વિચાર કરતાં પણ પ્રભુકીર્તનવિના અન્ય ઉત્તમ કાવ્ય ગણી શકાય જ નહિ.

વિક્રમના બારમા શતકથી ભગવદ્‌ભક્ત આચાર્યોના પ્રાદુર્ભાવ ભરતખંડમાં થવા લાગ્યા; અને બારમાથી સોલમા શતક સુધીમાં તો અનેક ભગવદ્‌ભક્ત આચાર્યોના ઉપદેશના પ્રવાહે અખિલ ભરતખંડને આર્દ્ર આર્દ્ર કરી મૂક્યું. કાવ્યનો વિષય પ્રભુ જ છે એની પુનઃ સ્મૃતિ થવા લાગી, અને શ્રીજયદેવજી જેવા મહાન્ ભગવદ્‌ભક્તે પોતાની અસાધારણ કવિત્વશક્તિનો અને ગાયનશક્તિનો વિનિયોગ શ્રીગીતગોવિન્દના પ્રયોગમાં કર્યો. સોલમા શતકથી તો સંસ્કૃતને સ્થાને પ્રાકૃત હાલ પ્રચલિત ભાષાઓનો વિશેષ ઉદય થયો; અનેક કવિઓ ભગવદ્‌ભક્તોએ ગુજરાતી, વ્રજભાષા, મરાઠી; બંગાલીમાં ભગવદ્યશોવર્ણન કરવા માંડયા. ગુજરાતમાં નરસિંહ મહેતાએ અને મીરાંબાઇએ ભગવદ્‌ગુણગાન કરવા માંડયા. નરસિંહ[1] મહેતાના કાવ્યોમાં તો બ્રહ્મવાદ અને ભક્તિમાર્ગ પ્રેમમાર્ગનો ઉદ્દેશ સ્પષ્ટ પ્રતીત થાય છે. મીરાંબાઇ સ્વતઃ મધ્વસંપ્રદાયનાં હતાં અને તેથી તેમનાં કાવ્યોમાં પ્રભુગુણગાન તત્સંપ્રદાયાનુરોધી છે. મહાનુભાવી શ્રીગોપાલદાસજીને પણ વાણીનું દાન ભગવચ્ચર્વિત તાંબૂલદાનથી થયું, અને જેવું તે દાન થયું, કે તરતજ એમણે

---

૧ જુઓ 'પુષ્ટિભક્તિ સુધા' વર્ષ ૪ નં. ૧૨

૨ જુઓ બસોબાવન વૈષ્ણવની વાર્તામાં શ્રી ગોપાલદાસજીની વાર્તા.

પ્રતિપદ મધુર એવું શ્રીવલ્લભાખ્યાન યોજીને સ્વવાણીને પ્રભુનેજ નિવેદન[૨] કરી. શ્રીસુરદાસજી શ્રીપરમાનન્દદાસજીઆદિ અષ્ટસખાનાં કીર્તનોનો વિષય પ્રભુ જ હોવાથી જ ભક્તકવિ દયારામભાઇએ તેમને કવિકુલભૂપ તરીકે ગાયા. આ પ્રકારે ભાષાકવિઓએ તે તે સંપ્રદાયની છાયા નીચે પ્રભુસ્વરૂપના ગુણગાન કર્યા. આ ભગવદ્‌ગુણગાન તે જ એમનાં કાવ્ય કહેવાયાં; અને ભગવદ્‌ગુણગાનરૂપ એ કાવ્યોનું માધુર્ય ભગવદ્‌ભાવના પ્રમાણમાં અન્યોએ પણ અનુભવવા માંડયું. આ ભાષા કવિઓ પ્રાયઃ ભગવદ્‌ભક્ત હતા, લૌકિક કવિ તરીકેની કીર્તિ પ્રાપ્ત જ કરવી એ એમનું લક્ષ્યબિન્દુ મહાનુભાવ આચાર્યોની કૃપાથી રહ્યું જ નહિ. લૌકિક કાવ્યોમાં પણ સરસ્વતી તો ભગવદીય જ વસ્તુનું કથન કરે છે એમ આ ભક્તકવિઓ જાણતા. સાથે એ પણ તેઓ જાણતા કે સામાન્ય જન સમાજ પ્રાકૃત છે, લૌકિક કાવ્ય ભગવદીય વસ્તુનુ જ નિરૂપણ કરે છે, અથવા તો વાઙ્મય માત્ર ભગવાન્ વિના ઇતરનું મુખ્યતઃ પ્રતિપાદન કરી શકે જ નહિ એ તત્ત્વ પ્રાકૃત જનસમાજ સંસારાસક્ત સમજી શકશે નહિ એમ પણ તેમને સ્ફુરતું. આવા લોકોની લૌકિકતા સરલતાથી દૂર કરી તેમનામાં પણ ભગવદીયત્વ સંપાદન કરવું એ આ ભક્ત કવિઓનું લક્ષ્યબિન્દુ હતું. લગ્ન વિવાહ વગેરે પ્રસંગો મનુષ્યોને સંસારમાં વિશેષ પટકનારા હોય છે, આવા પ્રસંગે લોકો લૌકિક કાવ્યો યથેચ્છ રીતે ગાઇને પ્રાકૃત આનંદાભાસનું પાન કરે છે. આવા લૌકિક કાવ્યોની પ્રાકૃતતા જતી રહે એ હેતુથી ભગવદ્‌ભક્ત દયારામાદિ કવિઓએ એવા કાવ્યોમાંથી લૌકિક નામ દૂર કરી તેમાં ભગવન્નામનો નિવેશ કર્યો. આ દયારામભાઇ આદિ ભક્ત કવિઓનો ઉદ્દેશ રૂકિમણીવિવાહ, સત્યભામાવિવાહાદિ કાવ્યો યોજવામાં તે તે સમયનો ઇતિહાસ ચર્ચવાનો ન હતો. ગોવર્ધનરા-

માદિ સમીક્ષકો એ કાવ્યોમાં ઐતિહાસિક વસ્તુનું દર્શન કરવા ગયા, અને સ્વાભાવિક રીતે તે તેમને તેમાં ન મળ્યું. આથી તે સાક્ષરોએ જણાવ્યું કે સત્યભામાવિવાહાદિ કાવ્યોમાં તો ઐતિહાસિક કાંઇ નથી, પણ માત્ર લૌકિક નામને બદલે કૃષ્ણ–સત્યભામા–ઇત્યાદિ નામો છે. આ ખરી જ વાત છે કે આ કાવ્યોમાં લૌકિક નામને બદલે ભગવન્નામ છે, પરંતુ દયારામાદિ ભક્તકવિઓનો ઉદ્દેશ ઉપર જણાવ્યું તેમ ઇતિહાસ લખવાનો ન હતો. દયારામાદિ ભક્તોને તે લોકોની લોકાસક્તિ દૂર કરી ભગવદાસક્તિ સંપાદન કરવાનો હતો. 'મારા મન મુખ લોચનમાં આવી રહેજો શામલીઆ વહાલા' એમ દીન પ્રાર્થના કરનાર ભગવદ્‌ભક્ત કવિ વિશ્વકલ્યાણને માટે યથાશક્તિ પ્રભુગુણગાનપ્રતિ લોકરુચિની દિક્ષા ફેરવવાથી અધિક શું કરી શકે? ગોવર્ધનભાઇ વગેરેની ઐતિહાસિક તત્ત્વના અભાવ વિષેની ફર્યાદ તો ભક્ત કવિઓનો ઉદ્દેશ વિચારતાં નિરાધાર જ લાગે છે. સત્યભામાવિવાહ વાંચો કે શ્રીગુસાંઇજીનો વિવાહખેલ વાંચો, ત્યાં દષ્ટિબિન્દુ ભગવદ્‌ભક્તનું જ લાગે છે. દયારામાદિને દાન થયલી કવિત્વશક્તિનું સાર્થક્ય ભગવદ્‌ગુણગાનથી જ થયેલું છે. ભગવદ્‌ભક્ત શબ્દરસિક દયારામભાઇના કાવ્યોમાં આજ કારણથી નિઃસંકોચરીતે મૃદુભાવ અને શબ્દલાલિત્ય પ્રતિપદ ભાવવિશિષ્ટને સ્ફુરે છે. કલેશજન્યતા તો દયારામાદિ ભક્તોનાં કાવ્યોમાં ક્વચિત્ પણ દર્શન દેતી નથી, અને તેનું મુખ્ય કારણ આ છે. આ સર્વ મહાનુભાવોના કાવ્યોનો વિષય આનંદરૂપ ભગવાન્ છે. કોઇ પણ પ્રકારે ભગવદ્‌ભાવ સંપાદન કરવામાં જ કવિનું કવિત્વ છે, અને કાવ્યનું કાવ્યત્વ છે. ભગવત્સંબંધની વિસ્મૃતિ કરી લૌકિકાસક્તિની વૃદ્ધિ કરનારાં કાવ્યો કાવ્યો નથી, પણ કાવ્યાભાસ જ એમ ઉપર જણાવેલા દષ્ટિબિન્દુથી ગણાય. એમાં સંશય નથી.

મૂ. તેલીવાળા

# દયારામભાઇના કાવ્ય વિષેના વિચારો.

## ૨

કાવ્યનું લક્ષણ કાવ્યશાસ્ત્રોના ગ્રંથોમાં જૂદી જૂદી રીતે આપ્યું છે, પણ તે બધાનો મૂળ આશય ઉંડીદૃષ્ટિથી જોનારને એકજ છે એમ જણાશે વિષ્ણુ પુરાણમાં કાવ્યાદિ શું છે તે સંબંધી નીચેના શ્લોકમાં કહ્યું છે.

**काव्यालापाश्च ये केचिद्गीतकान्यखिलानि च शब्द-मूर्तिधरस्यैते विष्णोरंशा महात्मनः ॥**

જે કંઇ કાવ્યાલાપ અગર ગીતો છે તે સર્વ શબ્દમૂર્તિ વિષ્ણુ ભગવાનના અંશો છે. કાવ્યાદિ એ શબ્દના વિસ્તાર છે. શબ્દને વેદમાં બ્રહ્મ કહેલા છે. વાક્માંથી અખિલ વિશ્વની ઉત્પત્તિ છે એવું ઋગ્વેદના દશમખણ્ડમાં કહ્યું છે-કાવ્ય વગેરે પણ બ્રહ્મના અંશજ છે. આ રીતે જોતાં કાવ્યનો આશય પરબ્રહ્મનું સ્તવન કરવામાંજ હોવું જોઇએ. તે કાવ્ય નિર્દુષ્ટ ગણી શકાય એમ હોય તોજ. માટે મમ્મટે કાવ્ય પ્રકાશના મંગલાચરણના આરંભમાં કહ્યું છે—

**नियतिकृतनियमरहितामाह्लादैकमयीमनन्यपरतंत्राम् ।**
**नवरसरुचिरां निर्मितिमादधती भारती कवेर्जयति ॥**

કવિની ભારતી નિયતિ એ (બ્રહ્માએ) કરેલા નિયમોથી રહિત હોવી જોઇએ; કવિની સૃષ્ટિને કોઇપણ નિયમનું બંધન નથી. જ્યારે અન્ય સર્વ વિષયોના ત્યાગ પૂર્વક ફક્ત પરબ્રહ્મનું ગાનજ કવિની વાણી કરે તોજ તેમાં નિયતિ કૃતનિયમ રાહિત્ય છે એમ યથાર્થ રીતે કહી શકાય. વળી તે આનંદમયજ હોય છે. તૈતીરીય ઉપનિષદ્ની

બ્રહ્માનંદવલ્લીમાં પરબ્રહ્મના આનંદમય સ્વરૂપનું વર્ણન કરેલું છે, તે ઉપરથી બ્રહ્મની આનંદમયતા સિદ્ધ છે. બ્રહ્મનો આનંદ અવિચ્છિન્ન તથા અગણિત છે. જ્યારે અન્ય સર્વ પ્રકારનો આનંદ ગણિત છે. કાવ્યનું આહ્લાદૈકમયત્વ આનંદસ્વરૂપ બ્રહ્મના ગાનથીજ શોભે છે, ખરો આનંદ બ્રહ્મમાંજ છે. અન્યવસ્તુનો આનંદ, આનંદાભાસ છે. કવિની વાણી નવરસથી રુચિર હોય છે. **रसो वै स;** શ્રુતિથી પ્રભુની રસાત્મકતા પ્રતિપાદન કરવામાં આવી છે, અને તે જ મૂર્તિ પરબ્રહ્મ નવરસેન્દ્ર "નવરસનાગર" કૃષ્ણચંદ્રનું વર્ણન ભાગવતકારે **मल्लानामशनि:** માં કર્યું છે. આ શ્લોકનાં સુબોધિનીમાં આચાર્યશ્રી ભગવાનને દશરસ રૂપે સ્વીકારે છે. તો આ રસાત્મક સ્વરૂપના ગાનમાંજ કાવ્યનું સર્વરસ રુચિરત્વ હોય છે. આ પ્રમાણે મંગલાચરણના શ્લોકમાં મમ્મટે ખરૂં કાવ્યનું સ્વરૂપ કેવું હોય તે દર્શાવ્યું છે. એટલે વસ્તુતઃ ખરૂં કાવ્ય તો એજ હોઇ શકે કે જે પરમ બ્રહ્મને ઉદ્દેશીને લખાયલું હોય.

સાહિત્ય દર્પણકાર માત્ર "**वाक्यं रसात्मकं काव्यं**" એ રીતે લક્ષણ આપે છે. એટલે રસાત્મક વાકય તેજ કાવ્ય રસાત્મક વાકય કયું, તે સંબંધી વિશેષ વિસ્તાર કરવાની અત્ર જરૂર નથી કારણ કે ખરો રસતો શ્રુતિએ નિર્દિષ્ટ કર્યો છે તે પ્રમાણે પરબ્રહ્મજ હોઇ શકે તો પરબ્રહ્મને ઉદ્દેશીને જે વાકય ઉચ્ચારાય અગર લખાય તેજ કાવ્ય હોઇ શકે એવો અર્થ આ લક્ષણમાંથી પણ ફલિત થાય છે.

દણ્ડી **इष्टार्थव्यवच्छिन्ना पदावली** ઇષ્ટ અર્થથી (યુક્ત અર્થથી) વ્યવચ્છિન્ન પદોની પંક્તિ તે કાવ્ય છે એમ કહે છે. તો ઇષ્ટ અર્થ કયો તેનો વિવેક પૂર્વક વિચાર બુદ્ધિશાળીઓએ

કરવો જોઇએ. વિચાર કરતાં જણાશે કે ઇષ્ટાર્થ બ્રહ્મથી વ્યતિરિક્ત હોઇ શકેજ નહિ. વેદપણ એમજ કહે છે. બ્રહ્મરૂપ શબ્દનો ઇષ્ટઅર્થ બ્રહ્મજ હોઇ શકે, તો જેમાં બ્રહ્મનું વર્ણન કરેલું હોય તેનેજ કાવ્ય કહેવું જોઇએ. જગન્નાથનું रमणीयार्थप्रतिपादकशब्दं काव्यम् ભગવદર્થમાંજ તે સત્ય અને યથાર્થ છે. શબ્દ અને અર્થ ઉભય બ્રહ્મરૂપ હોવાથી તે બન્નેનો સંદર્ભ કવિ જેટલી રમણીયતાથી કરે છે તેટલું ઉચ્ચ કોટિનું તે કાવ્ય બને છે. માટે મમ્મટ આ પ્રકારના કાવ્યની રમણીયતા માટે તે દોષથી મુક્ત હોવું જોઇએ એમ કહે છે. પરબ્રહ્મ સિવાય સાંસારિક વિષયોનું વર્ણન જો કવિનીવાણી કરે તો કાવ્યનો વિનિયોગ શુભ થતો નથી, પણ ઉલટું તે હીન અને અપકૃષ્ટ થાય છે, માટે કાવ્ય તેવા દોષથી રહિત હોવું જોઇએ. જો આવા પ્રકારનો દોષ કાવ્યમાં રહી જાય તો પછી રસની ચ્યુતિ થાય છે. રસની પ્રતીતિમાં અન્તરાય નિવડે છે અર્થાત્ રસાત્મક બ્રહ્મનું સ્વરૂપ લક્ષ્યમાં આવી શકતું નથી. માટે કાવ્ય દોષથી રહિત હોવું જોઇએ એટલુંજ નહિ પણ, તે ગુણયુક્ત હોવું જોઇએ. એમાં ભગવાનનાજ ગુણનું સંકીર્તન કરેલું હોવું જોઇએ. પ્રભુની ગુણલીલાના સંકીર્તનથી પ્રભુનો સાક્ષાત્કાર બને છે. કાવ્યનો વિશુદ્ધ આશય પરમ બ્રહ્મજ છે. Leigh Hunt ના Highest Order of Poetry નામના લેખમાં આ પરમ આશયને ઉદ્દેશીને લખ્યું છે કે–

What the poet has to cultivate above all things is love & truth:–What he has to avoid, like poison is the fleeting and the false. કવિએ પ્રેમ અને સત્યની પ્રાપ્તિ કરવી જોઇએ. અને ક્ષણિક અને અસત્ય વસ્તુઓનો વિષની માફક ત્યાગ કરવો જોઇએ.

**ઋગ્વેદની** ઋચાઓમાં, ઉપનિષદ્‌ની શ્રુતિઓમાં, ભાગવતાદિ પુરાણોમાં, મહાભારત રામયણ ઇત્યાદિ ઇતિહાસ ગ્રંથોમાં–કાવ્યના આ વિશુદ્ધ ઉદ્દેશને લક્ષ્યમાં રાખીને વાણીનું પ્રાકટય થયું છે. ત્યાર પછીના કાળના કવિઓ આ શુદ્ધ ઉદ્દેશને ભૂલી ગયા અને લૌકિક વિષયોને ઉદ્દેશીને તે કાવ્ય યોજ્યાં. આથી તે કાવ્યો આત્માવગરના શબની માફક દેખાવા લાગ્યાં. તે કાવ્યો વસ્તુતઃ કાવ્યાભાસજ ગણાયાં.કાળીદાસનું મેઘદૂત કરુણરસનું સુંદર કાવ્ય છે એમ તેના ટીકાકારો કહે છે, પણ જો તે ટીકાકારોએ કાવ્યનો વિશુદ્ધ અને રમણીય આશય લક્ષ્યમાં રાખ્યો હોત તો તેઓ જરૂર કબૂલ કરત કે કવિએ પોતાની ઉત્તમ કાવ્યશક્તિનો ઉપયોગ પ્રભુ વિષયનાં કાવ્યમાં કર્યો હોત તો ઠીક. આ મેઘદૂત કરતાં ભક્ત કવિઓએ પ્રભુને વિષય બનાવીને, તેના અનુકરણમાં રચેલાં હૃદયદૂત અને મનોદૂત એ વધારે સુંદર છે. આથીજ કવિ જયદેવના ભકતહૃદયે કાલીદાસાદિ કવિઓની સરણીનો ત્યાગ કરીને સત્યમાર્ગને સ્વીકારીને ભક્તિ પ્રધાન ગીતગોવિન્દ કાવ્ય રચ્યું. આ કાવ્યમાં કવિની કાવ્ય શક્તિની કૃતાર્થતા સિદ્ધ થયેલી જણાય છે અને તેથીજ કાવ્યદેવીના મંદિરનો પરમભક્ત એ મનાયો છે. ગુજરાતી સાહિત્યમાં પણ નરસિંહ, તથા મીરાંએ આવા પ્રકારનાં કાવ્યોનું કવન કર્યું છે. પૂર્વ ભક્ત કવિઓની સરણીને અનુસરીને કાવ્યમૂર્તિના સ્વરૂપનું અવધારણ પોતાના હૃદયમાં કરેલું હોવાથી, તેમના કાવ્યની મૂર્તિને સુંદર મનોહર અને આકર્ષક બનાવવાને તેમણે ઘણો પ્રયત્ન કર્યો છે એવું તેમના અક્ષરદેહના અવલોકનથી આપણને જણાય છે.

આ ઉપરથી જણાશે કે દયારામભાઇનો મુખ્ય વિષય પરબ્રહ્મ છે. કાવ્ય કેવું હોય તે સંબંધી સ્વરચિત **શતશૈયામાં** તેમણે નીચે પ્રમાણે કહ્યું છે.

બિનસંબંધ હરિ કાવ્ય સબ, અતિ અદ્દભૂત હુ નકામ;
આરકૂટ ભૂખન રુચિર; પેંજીમિ મિલે ન દામ.

દ. કા. સં. પૃ. ૪૩૫. શ્લો ૭૦૧

શ્રીહરિના સંબંધ વિનાનું જે કાવ્ય તે ઘણું અદભૂત હોય તો પણ તે વ્યર્થ છે. હરિના કાવ્યમાં જે પ્રકારના રસનો આસ્વાદ થાય છે, તેવો રસ અન્યત્ર નથી. દૃષ્ટાંત તરિકે આર્કૂટ કહેતાં પિત્તળ તેના અલંકારો ઘણા સુંદર બનાવ્યા હોય, પણ સુવર્ણના બેડોળ અલંકારોના જેટલું મૂલ્ય તેનું ઉપજતું નથી. અર્થાત્ હરિસંબંધી કાવ્ય તે સુવર્ણ છે અને તદ્વ્યતિરિક્ત કાવ્ય પિત્તળ છે. હરિસંબંધી કાવ્ય, કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ નમાલું તથા ક્ષુલ્લક લાગતું હોય છતાં પણ અન્ય વિષયક કાવ્ય કરતાં તે ઉત્કૃષ્ટ છે. અર્થાત્ ઉત્તમ કવિ તો એજ કહી શકાય કે જે ભગવાનને પોતાના કાવ્યને વિષય બનાવીને કાવ્ય લખે છે. ભગવાન સિવાય અન્ય દેવો અગર ભકતો, અગર દેવાંશી પુરુષોની જીવન કથાના પ્રસંગો લઇને જે કાવ્ય બનાવે છે તે મધ્યમ કોટિનો કવિ ગણવો જોઇએ અને ફક્ત લૌકિક વિષયોમાંજ પોતાની પ્રતિભાના ચમત્કાર અન્યને દૃષ્ટિગોચર કરાવનાર કવિ તે ગણવો જોઇએ.

આ પ્રકારના કાવ્યનાં ગુણ લક્ષણ કેવાં હોય છે તે વિષે પોતે જણાવે છે—

"બરન થોર અતિ અર્થસહ, અમલ સરસ સદહોઇ;
કૃપા ભારતી કૃષ્ણ વહ, કાવ્ય ન એસી કોઇ"

દ. કા. સં. પૃ ૪૩૫ શ્લો ૭૦૩

થોડા વર્ણો, અક્ષરો થોડા, પણ અર્થ ઘણો, અને તે દોષ રહિત અને સરસ કહેતાં રસસહ વર્તમાન હોય, એટલુંજ નહિ પણ

જેમાં પરિશ્રમ વગરની રચના હોય, ત્યારે તે શ્રીકૃષ્ણના સંબંધવાળી ભારતી છે એમ જાણવું એ વિના અન્યસર્વ કાવ્યો શ્રમજન્ય છે. તેમજ ચાતુર્ય યુકત છે. આ દુહામાં કાવ્યમાં ક્યાં આવશ્યક લક્ષણોની જરૂર છે તે દયારામભાઇએ દર્શાવ્યું છે. (૧) થોડાવર્ણ (૨) ગૂઢ અર્થ (૩) દોષનો અભાવ-શબ્દદોષ અગર અર્થદોષ, અર્થાત્ શબ્દ સુંદર અને ભાવવાહી જોઇએ અને પ્રસંગ તથા સમયને અનુસરીને જોઇએ. અર્થ પણ રમણીય હોવો જોઇએ અર્થની રમણીયતા તો એ ભગવદ્‌વિષયક હોય તો જ બની શકે. **ક્ષણે ક્ષણે યન્નવતામુપૈતિ તદેવરૂપં રમણીયતાયાઃ** રમણીયતાનું રૂપ પ્રતિક્ષણે નવીનતામાં છે. એ નવીનતા ભકત કવિની દૃષ્ટિએ, "નિત્યલીલા નિત્યનૌતમ શ્રુતિ ન પામે પાર' એ પંકિતમાં કહ્યા પ્રમાણે હોય છે (૪) રસયુકતતા એ ચતુર્થ લક્ષણ છે; રસ એજ કાવ્યનો આત્મા છે તો આવા કાવ્યમાં રસ હોવો જોઇએ અર્થાત્ રસાત્મક ભગવાનની નિત્ય નૌતમ લીલાનાં સંકીર્તન કરવામાંજ કવિના કાવ્યમાં રસયુક્તતા હોય છે. (૫) વળી આ કાવ્ય શ્રમજન્ય હોવાં ન જોઇએ. પણ તેનો પ્રવાહ સદ્ય નૈસર્ગિક વહેવો જોઇએ. સદ્યનો અર્થ એમ નથી કે આવા કવિઓ તે શીઘ્ર કવિઓ છે. પણ એનો ભાવાર્થ એટલોજ છે, કે ભગવદ્ ભકતોની આસકિત પ્રભુ પ્રતિ છે, તેમની કાવ્ય શકિત એટલી ઉત્કટ હોય છે કે જ્યારે જયારે તે ભગવદ્‌ભક્તને પ્રભુનાં ગુણગાન કરવાં હોય ત્યારે ત્યારે તે એકદમ કાવ્યદ્વારા તેનો આવિર્ભાવ થાય છે. તેની નૈસર્ગિક પ્રતિભાને કોઇ પણ પ્રકારના અન્તરાય નડતા નથી. આવા પ્રકારના લક્ષણયુકત કાવ્યોનો આવિર્ભાવ પ્રભુની કૃપાના બળેજ ભકત હૃદયમાંથી થાય છે.

અન્ય દુહામાં દયારામભાઈ કહે છે—

ઓર બરન હુ સફલ સબ, જો સંજોગ ઘનશ્યામ;
જયોં કંસારિ મુરારિ, મધુસૂદન સુચિ નામ;
દ. કા. સં. પૃ. ૪૩૬ શ્લો. ૭૦૫

જો ઘનસ્યામ કહેતાં શ્રીકૃષ્ણના નામનો યત્કિંચિત્ પણ સંબંધ હોય તો તે સંબંધથી અન્ય અક્ષરો પણ સફળ છે એમ જાણવું જેમ કંસારિ, મુરારિ અને મધુસૂદન એ નામો ભગવાનનાં છે, પણ આ નામમાં કંસ, મૂર અને મધુ દૈત્યનાં નામ છે હરિના સંબંધે કરીને કંસાર ઇત્યાદિ નામો પવિત્ર લાગે છે. અર્થાત્ કાવ્ય ભગવદ્વિષયક હોયતોજ તે કાવ્યના શબ્દો અગર અક્ષર સફળ થાય છે.

કેટલાક કવિઓ પોતે અતિદીર્ઘ અને સંસ્કૃતમય શબ્દોથી કાવ્ય બનાવે છે, કેટલાકો ફક્ત સંસ્કૃત ભાષામાંજ કાવ્યો રચે છે, અને લૌકિક ભાષામાં રચવાની વિરુદ્ધ હોય છે. તો તે સંબંધી પણ દયારામભાઈ કહે છે—

શ્લોક પુરાની સંસ્કૃત, બાંચત સબ ઈતરાય;
ફુલ્ય સુફલ ગિર્વાણુ જબ, શ્રોતા લે સમુઝાય.
દ. કા. સં. પૂ. ૪૩૬ શ્લો. ૭૦૬

સર્વપુરાણીઓ સંસ્કૃત શ્લોક વાંચીને ફુલાય છે અને કહે છે કે અમે તો સંસ્કૃતમાંજ વાદ કરીએ છીએ અને તે વાદ સાચો છે. લૌકિક ભાષામાં વ્યવહાર કરવો તે જૂઠો છે પણ તે ફુલ્યાતો ત્યારે પ્રમાણ કે શ્રોતૃજનને દેશભાષા બોલ્યા વિના ગીર્વાણ—સંસ્કૃતવાણીથી સમજાવે ત્યારેજ. અર્થાત્ શ્રોતૃવર્ગ દેશભાષાજ જાણતા હોવાથી તેમને સમજાવવાને તે ભાષા બોલ્યા વગર છૂટકોજ નથી, તો પછી સંસ્કૃત ભાષામાંજ કાવ્ય રચવાનું પ્રયોજન શું ? જો કાવ્યનો પ્રચાર

શ્રોતૃવર્ગમાં કરવાનો હોય તો, જે ભાષાના સંસર્ગમાં શ્રોતૃવર્ગ હોય તે ભાષામાંજ એ કાવ્ય પ્રગટ થવું જોઇએ. "ભાષાને શું વળગે ભૂર જે રણમાં જીતે તે સૂર" એ અખાની વાણીનો પડઘો દયારામભાઇ આ દુહામાં પાડતા જણાય છે, અને તેઓ એવા અભિપ્રાય ઉપર આવે છે કે ગમે તે ભાષામાં કાવ્ય લખો તેમાં કોઇ પણ જાતનો પ્રતિબન્ધ નથી, પણ તે કાવ્ય ભગવદ્‌વિષયક હોવું જોઇએ. સંસ્કૃતમાં ઘણી સુંદર રીતે કાવ્ય લખેલું હોય, પણ જો તેમાં ભગવાન સંબંધી કંઇ પણ કથન ન હોય તો તે કાવ્ય માટેનો પ્રયાસ વ્યર્થ છે. માટે કાવ્યનો વિષય ભગવાનજ હોવો જોઇએ. શ્રીમદ્‌ભાગવતની 'રાસ પંચાધ્યાયીના, એટલે ૧૦–૩૦–૨૬ મા શ્લોકમાં શુકદેવજી કહે છે કે પ્રભુએ શ્રીગોપીજનોને રાસોત્સવનું સુખ આપવાને શરત્, કાવ્ય અને કથાના રસના આશ્રયરૂપ નિશાઓનું સેવન કર્યું. આની ઉપર ટિપ્પણ કરતાં શ્રીપુરૂષોત્તમજી પોતાના "પ્રકાશ"માં લખે છે કે—

"લૌકિક કાવ્યોમાં પણ સરસ્વતી ભગવદીયનુજ કથન કરે છે; લૌકિકોજ તેને અન્યથા સમજે છે એવો ભાવ છે. આથીજ લૌકિક ગાથાઓમાં પણ જીવનામને દૂર કરીને ભગવન્નામનો તેમાં નિક્ષેપ કરીને પ્રાચીન કવિઓએ કથાઓ ગાઈ છે." દયારામભાઇ પણ પોતાની કવિતાને ભગવદ્‌ભિમુખ બનાવે છે અને તેથીજ જે કાવ્ય શાસ્ત્રીઓ ધ્વનિ, અલંકાર, રીતિ અગર રસને કાવ્યનું પ્રધાનભૂત તત્ત્વ માને છે તેમનાથી જુદા પ્રકારે કાવ્યનું લક્ષણ તે લે છે. ધ્વનિ, રસ, અલંકાર વગેરે તમામ દયારામની કવિતામાં છે પણ તે સર્વેનો ભગવાન્ સાથે સંબંધ જોડ્યો છે.

દયારામભાઇના કાવ્યોમાં અલંકાર, ધ્વનિ, રસ વગેરે કેવી રીતે છે તેનાં દષ્ટાંત આપણે લેઇએ.

નીચેનું પદ રૂપક અલંકારનું દૃષ્ટાંત છે.

મનજી મુસાફરરે, ચાલો નિજ દેશ ભણી,
મુલક ઘણા જોયારે; મુસાફરી થઇ છે ઘણી, ટેક
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઇ
ફરીને આ મારગ મળશે નહિ, એહેવી છે અવળાઇ,
સમજીને ચાલો સુધારે, ના જાશો ડાબા કે જમણી. મનજી ૧
વચે ફાંસીઆ વાટ મારવાને, બેઠા છે એ ચાર
માટે વળાવા રાખો એ ત્રણેક, ત્યારે તેનો નહિ ભાર
મળ્યો છે એક ભેદીરે, કહેલી ગતિ સહુ તે તણી. મનજી ર
હાવાં માલ વેહોરો તો વેહોરો શેઠના નામનો, થાય ના કાંઈ અટકાવ
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ.
એટલા સારૂરે ના થાવું વેહરતના ધણી. મનજી ૩
જો જો જુગ થકી જાવું છે, કરજો સંભાળીને કામ;
દાસ દયાને એમ ગમે છે, હવાં જઇએ પોતાને ગામ;
સુઝે છે હાવાં હેતું રે, અવધ થઇ છે આપણી. મનજી ૪
દ. કા. સં. પૃ. ર૭૦

આ પદમાં રૂપક સમજવાને માટે નીચેનો તાદાત્મ્ય સંબંધ સમજવો જોઇએ. મન=મુસાફર, નિજદેશ=બ્રહ્મધામ; સ્વપૂર જવાનો પંથ=ભક્તિમાર્ગ. ડાબા જમણી માર્ગ=કર્મ માર્ગ અગર જ્ઞાનમાર્ગ; ફાંસીઆ=કામાદિ વિકારો. વળાવા=સત્સંગ ઇત્યાદિ. માલ–ભગવન્નામ; શેઠ=પ્રભુ આ પદ ઉપદેશાત્મક કવિતા તરીકે છે કારણ કે કવિનો ઉદ્દેશ મનને ઉપદેશ આપવાનો છે છતાં રૂપક અલંકારની ખૂબીથી તેમાં કાવ્યની ચારુતા આવી છે. અલંકારો સ્વતઃ કાવ્યના પ્રાણ

રૂપે નથી જો કે જયદેવ નામનો આલંકારિક પોતે એમ કહે છે કે જો અગ્નિ ઉષ્મા રહિત હોય તોજ કાવ્ય અલંકાર રહિત હોઇ શકે. પણ આ મત સર્વ આલંકારિકોને ગ્રાહ્ય નથી. કેવલ અલંકાર પ્રધાન કાવ્ય ચિત્રકાવ્યની કોટિમાં ગણાય છે આથી મમ્મટ વિશ્વનાથ વગેરે જો કે અલંકારને સ્વીકારે છે તો પણ તેમના મતે જો કાવ્યમાં રસ હોય તો જ તે અલંકારો કાવ્યને શોભા અર્પી શકે છે. અલંકારમાત્ર કાવ્યને શોભા આપનાર તરીકેજ ગણાવેલા છે. દયારામના કાવ્યમાં તે અલંકાર ઇશ્વરના ગુણ ગાનના અંગે યોજેલો છે માટે જ તે શોભારૂપ છે એમ તેઓનો મત જણાય છે. રૂપકનું બીજું દષ્ટાંત દયારામના 'ભક્તિ પોષણમાં' નીચે પ્રમાણે છે.

ભક્તિ મણિ જ્ઞાન દીપ છે, ટાળે ઉભય ખરા અંધકાર
મણિ અભય દુતી અચળ છે, દીપકને ભય છે અપાર.
અપાર ભય વાયુથી વામે, તેલ પાત્ર બતી વણ લય પામે
જ્ઞાન અભય તો અન્ય કુણ માત્ર; નિર્ભય ભક્તિ સકળ સુખપાત્ર
ભક્તિ પોષણ ૪૮

અર્થાન્તર ન્યાસ અલંકારનું દષ્ટાંત નીચેની પંક્તિઓમાં છે.

સાચી પ્રીત તે પ્રાણ લેરે, સાધારણ થાય પરી;
દાદુર જળ વણ જીવેરે, માછલડાં તો જાય મરી.
" પ્રેમ પરીક્ષા ૧૨

આ અલંકારમાં સામાન્ય અગર વિશેષ ઉક્તિના સમર્થનમાં વિશેષ અગર સામાન્ય ઉક્તિનો પ્રયોગ કવિ કરે છે. એટલે જો કવિને કોઇ પણ સામાન્ય ઉક્તિ કહેવી હોય તો તેના સમર્થનમાં વિશેષ ( અમૂક ઉદાહરણોનો પ્રયોગ કરે છે; તેમ વિશેષના સમર્થનમાં સામાન્ય કથન

કરે છે અહિંઆં સાચી પ્રીત અને સાધારણ પ્રીતિનો ભેદ કવિ પ્રથમ સામાન્ય ઉક્તિથી કરે છે અને પછી તેના સમર્થનમાં વિશેષ દૃષ્ટાંતો દાદુર અને માછલડાંનાં આપ્યાં છે. દાદુર જળ વગર જીવે છે. માટે તેમની પ્રીતિ સાધારણ છે. માછલડાં મરી જાય છે માટે તેમની પ્રીતિ સાચી છે.

આજ કાવ્યમાં આગળ ગોપીજન ઉદ્ધવ પ્રતિ કહે છે—

"ઇંદુને અવલોકીરે, ચકોરનું ચિત્ત ચળે,
તે પ્રકાશને પેખીરે, તેને સંતોષ વળે."

આ શ્લોકમાં ચકોર ચંદ્ર તરફ એક ચિત્તથી જોઇ રહે છે અને તેનો પ્રકાશ અવલોકીને સંતોષ પ્રાપ્ત કરે છે એવું અપ્રસ્તુત દષ્ટાંત આપ્યું તેથી ગોપીજનનો એવો કહેવાનો આશય છે કે અમને પણ પ્રભુનાં દર્શનમાંજ સંતોષ થાય છે. પ્રભુના દર્શન સિવાય અમને બીજા કશામાં પણ સંતોષ થતો નથી. આ રીતે અપ્રસ્તુતમાંથી પ્રસ્તુત અર્થ ફલિત થાય છે માટે તે અપ્રસ્તુતપ્રશંસાઃ અલંકારનું દષ્ટાંત છે.

રાધિકાના વખાણ નામના ધોળમાં રાણી કીર્તિજી રાધાના શરીરના સૌંદર્યનું વર્ણન કરતાં એક સ્થળે કહે છે.

કીર ચંચુને લજાવે તારી નાસિકા રે;
તારી ભૃકુટિ લજાવે છે કોદંડ. મારી લાડસ ઘેલી
તારાં મુખડાં ઉપર વારૂ કોટિક ચંદ્રમારે
તારાં નેત્ર ઉપર વારૂં મૃગને મીન. મારી લાડસ ઘેલી

× × × ×

તારો કંઠ સુણી કોકિલા થઇ દીન. મારી લાડસ ઘેલી

આ શ્લોકમાં રાધાની નાસિકા ભ્રકુટિ, મુખ, નેત્ર કંઠ એ ઉપ-

મેય છે. અને કીરચંચુ, કોદંડ, ચંદ્રમા, મૃગ ને મીન, તથા કોકિલા એ બધાં ઉપમાન છે. જો ઉપમેય કરતાં ઉપમાનના અપકર્ષનું વર્ણન કોઇ કાવ્યમાં કરેલું હોય તો તેને અલંકાર શાસ્ત્રમાં પ્રતીપ નામનો અલંકાર કહે છે, અહિઆં કવિએ અલંકારનું દષ્ટાંત સુંદર રીતે આપ્યું છે.

આજ ધોળમાં આગળ કહે છે—

તારું હસવું જાણે વરસે મિઠડાં ફૂલડાંરે,
દીપે કુંદ કળી સરખા તારા દંત.

આ પદની પ્રથમ પંક્તિમાં ઉત્પ્રેક્ષા અલંકાર છે, કારણ કે રાધાના હાસ્યમાં મીઠડાં ફૂલડાંના વર્ષણની સંભાવના કરી છે. બીજી પંક્તિમાં ઉપમેય દાંતને ઉપમાન કુંદકળી સાથે સરખાવ્યા છે; માટે તે સાદૃશ્ય ભાવમાં ઉપમા અલંકાર છે.

તારી નખશિખ શોભાને શી વરણવુંરે;
તારી સમોવડ કોઇએ નવ કહેવાય. મારી લાડસ ઘેલી

આમાં અસમાલંકાર છે કારણ કે ઉપમેય રાધાનું સમોવડ નથી. કોઇ પણ ઉપમાનનો અત્યન્ત નિષેધ કર્યો છે.

એક ગરબીમાં ગોપી પ્રભુના સ્વરૂપનું વર્ણન કરે છે, ત્યાં કહે છે.

"અબળા જન હોય તે તો ઠાતક કહેવાય નહિ,
તેમાં કામ જેવા ફૂટડા વહેવાય છે જીરે. ૫

આ પદમાં વિરોધાભાસ અલંકાર છે. કામ જે સર્વને મોહ પમાડે છે તે પણ પ્રભુના રૂપથી મોહ પામી જાય છે, માટે તે ઉક્તિમાં વિરોધ હોવાથી વિરોધાભાસ અલંકાર કહેવાય છે.

નાસિકાનું મોતી ઝુમી રહ્યું છે અધરપર,
તે તે મનડા મારામાં ઝોકાં ખાય છે જીરે.

પ્રભુના અધરપર ઝુલી રહેલું મોતી ગોપીના મનડામાં ઝોકા ખાય છે એમ કહે છે, એટલે અધરપર જે એનું સ્થાન હતું તે સ્થાન મન પર આવે છે. એક વસ્તુ અનેક સ્થળે રહેતી હોય એવું વર્ણન જો કવિ કરે તો તે **પર્યાય** અલંકાર ગણાય છે. નાસિકાનું મોતી પ્રભુના અધરપર અને ગોપીના મનડામાં ઝૂકી રહે છે. આ રીતે સ્થાન ભેદનો નિર્દેશ આમાં કર્યો છે.

કાચનાં ફાનસમાં દીપક જેવો ચળકે રે;
સુંદરીનાં વેણુમાં તેવો રતિરસ ઝળકેરે.

આ પંક્તિમાં **પ્રસ્તુતોપમા** અલંકાર કેવો સુંદર સુવર્ણની વીંટિમાં હિરાના નંગને ગોઠવીને બેસાડયો હોય તેવો દીપી રહ્યો છે.

"રસિક રંજન માંનું નીચેનું કવિત **વ્યાજ સ્તુતિ** અલંકારનું દૃષ્ટાંત છે.

પિતુકોં ન મોખ દીનો, બ્રાહ્મનકોં લૂટ લીનો,
છત્રી હોય વિપ્રનીકું પાય પરસાયે હો;
એક નારી મારી ડારી, નાસિકા વિડારી દુજી
બિના દોષ મારીવેકોં, મૃગ પાછેં ધાયે હો;
જાને દીની બેટી વાકી મરજાદા મેટી, કપી
બિના વેરમાર્યો, ભીલી જૂઠે બેર ખાયે હો;
મુનિયોગ મુક્તિ દીની નીચેં દયાનાથ રામ,
મરજાદા પાલક, તુમ કેસે કહાયે હો,

કાવ્ય સુધા. પૃ. ૨૨૩

આ કવિતમાં ઉપર ઉપરથી વાંચતાં જણાશે કે શ્રીરામચંદ્રજીની નિન્દા કરી છે, પણ અંદરથી સ્તુતિ કરી છે. તેવીજ રીતે દેખીતી રીતે પ્રશંસા હોય પણ અંદરથી સ્તુતિ હોય એવા પ્રકારનું આ અલંકારનું બીજું દૃષ્ટાંત નીચેના કવિતમાં છે.

કોન દછ કંસ જેસો, કૃષ્ણકોં ન ભૂલ્યો છિનુ,
ખબરિ લેન ભેજવાને પ્રાણુ ભેટ કીનો હૈ,
ધનૂમુખ મડયો આદી, પ્રભુ પધરાયે પૂજ્ય.
વાસ ગંધ મનૂહાર, સામે પઠઇ દીનો હૈ,
સકુન હેતુ હસ્તીકુ રંગદાર ઠાડો રાખ્યો,
ગિરિકે ડંડાત કીનો, એસો પ્રણય ભીનો હૈ,
એસો બૂજી દયા પ્રભૂ ફાંદી શીઘ્ર મિલે જાય,
બિવસ હોય ગિર્યો તાતેં ભયો અસૂ હીનોં હૈ,

આ કવિતમાં કવિએ કંસની પ્રશંસા બહારથી કહી છે, પણ વસ્તુતઃ તો કવિના હૃદયમાં તેના પ્રતિનો તિરસ્કાર સૂચવાય છે, અંગ્રેજીમાં આને Irony કહે છે.

વળી—

વાંકુ મા જોશો વરણાગીયા,
જોતાં કાળજામાં કાંઇ કાંઇ થાય છે જીરે.
અણિયાળી આંખે વાલમ પ્રાણ મારો પ્રોયો છે.
મોહન મુખડું જોઇ મનડું મોહાય છે જીરે, વાંકુ ૧

અહિંઆં ગોપી પ્રભુને કહે છે કે મારી દૃષ્ટિ આપના મુખ કમળને જુએ છે પણ આશ્ચર્યની વાત તો એ છે કે એ દૃષ્ટિ મુગ્ધ બની નથી પણ મન મુગ્ધ થઈ ગયું છે, "મનડુ મોહાય છે" અહિંઆં

કારણ અને કાર્યનો સંબંધ સચવાયો નથી; લોકમાં જે કોઇ અમુક કાર્ય કરે તેનેજ અમુક ફળ મળે છે, પણ કાર્ય કરે કોઇક અને ફળ બીજાને ભોગવવું પડે તો એવી કવિની ઉક્તિમાં અસંગતિ અલંકાર છે. અહિંઆં દૃષ્ટિ પ્રભુના મુખને નિહાળી રહી છે છતાં મોહ ઇત્યાદિ પરિણામ મનને ભોગવવું પડે છે માટે અસંગતિ અલંકારનું દૃષ્ટાંત છે.

'અણિયાળી આંખે વાલ્લમ પ્રાણ મારો પ્રોયો છે' એમાં પણ સુંદર ધ્વનિ રહેલો છે. સોયથી જેમ મણિ વગેરે સૂત્રમાં પરોવાય છે તેમ પ્રભુની અક્ષિથી ગોપીના પ્રાણ પરોવાય છે; અર્થાત્ પ્રભુની દૃષ્ટિ ગોપીના પ્રાણ ઉપર એવી લાગી ગઇ છે કે જેથી એ પ્રાણમાં પ્રભુ સિવાય અન્ય કશો પણ વિચાર પ્રવેશ પામતો નથી. "પરોવાવું" ધાતું અહિંઆં તેના મૂળ અર્થનો ત્યાગ કરીને "આસક્ત બનવું" એ અન્ય અર્થમાં વપરાયો છે, માટે આ અત્યન્ત તિરસ્કૃત વાચ્ય ધ્વનિનું દૃષ્ટાંત છે.

નીચેની ગરબીમાં વાચ્યાર્થ નિષેધાત્મક છે અને વિધ્યર્થ પ્રતીયમાન છે.

શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજ થકી શ્યામ રંગ. ટેક.
જેમાં કાળાસ તે સહુ એક સરખું; સરવમાં કપટ હશે આવું મારે.
કસ્તુરીની બીંદી તે કરૂં નહિ, કાજળ ના આંખમાં અંજાવું. મારે.
કોકિલાનો શબ્દ શ્રણું નહીં, કાગવાણી સકુનમાં ન લાવું. મારે.
નીલાંબર કાળી કંચુકી ના પેહેરૂં, જમનાનાં નીરમાં ન ન્હાવું મારે.
મરકટ મણિને મેઘ દષ્ટે ના જોવા, જાંબૂવંત્યાગ ના ખાવું. મારે.
દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો, પણ મન કહે જે
પલક ન નીભાવું. મારે.

વાચ્યાર્થથી ગોપી એમ કહેવા માગે છે કે હવે હું શ્યામ રંગ પાસે જઇશ નહિ કારણ કે કૃષ્ણ કાળા છે તેથી એટલુંજ નહિ પણ જ્યાં જ્યાં કાળા રંગ હોય ત્યાં પણ જઇશ નહિ પણ તે વ્યંગ્યાર્થ તો વિપર્યયજ છે. શ્યામ કૃષ્ણના મેળાપની તાલાવેલી ગોપીના હૃદયમાં ઘણી થઇ રહી છે તેથી ક્યારે મને એ પ્રભુનો મેળાપ થશે એમ કહેવાનો ભાવાર્થ છે. આમાં **અવજ્ઞા, પ્રત્યનીક** તથા **અર્થાન્તર ન્યાસ** અલંકારો મિશ્ર થયા છે. અને માનવતી નાયિકાના હૃદયમાં સ્થિત રહેલા રતિ સ્થાયિ ભાવને પોષે છે. આ કાવ્યમાં માન એ નાયિકાલંકાર છે.

તેજ પ્રમાણે નીચેની પંક્તિઓથી શરૂ થતી ગરબીમાં પણ વાચ્યાર્થ નિષેધાત્મક છે અને વિપર્યય પ્રતીયમાન છે.

હાવા હું સખી નહીં બોલું રે, કદાપી નંદકુંવરની સંગે;
મુને શશીવદની કહી છે રે, ત્યારની દાઝ લાગી છે અંગે...૧

ઇત્યાદિ.

દ—કા—સં. પૃ. ૧૭૮. ગરબી ૨૮

આમાં વાગ્વિદગ્ધા નાયિકા છે. કૃષ્ણે ગોપીને શશીવદની કહી તેથી ગોપી કહે છે કે હું એમની સાથે નહિ બોલું, એમ વાચ્યાર્થ છે, પણ પ્રતીયમાન અર્થ એવો નથી. ઉલટો અર્થ એવો સમજવાનો છે કે પ્રભુએ શશીવદની કહીને મને કેવા સુંદર ભાવથી બોલાવી છે, તો પછી શું હું એવી નિષ્ઠુર થઇશ કે પ્રભુ મારી પાસે આવે તો પણ હું તેમની સાથે બોલીશ નહિ ? ના, ના, હું તો જો પ્રભુ નહિ બોલાવે તો પણ બોલીશજ. આવો અર્થ યુક્તિથી ગોપ્ય રાખ્યો છે.

અલંકારો સ્વતઃકાવ્યના પ્રાણુ રૂપે નથી. જો કે જયદેવ નામનો આલંકારિક પોતે એમ કહે છે કે જો અગ્નિ ઉષ્મા રહિત હોય તોજ કાવ્ય અલંકાર રહિત હોઇ શકે. પણ આ મત સર્વ આલંકારિકોને ગ્રાહ્ય નથી. કેવલ અલંકાર પ્રધાન કાવ્ય ચિત્ર કાવ્યની કોટિમાં ગણાય છે. આથી મમ્મટ વિશ્વનાથ વગેરે જો કે અલંકારને સ્વીકારે છે પણ જો કાવ્યમાં રસ હોય તોજ તે અલંકારો કાવ્યને શોભા અર્પી શકે છે. અલંકાર માત્ર કાવ્યને શોભા આપનાર તરીકેજ ગણાવેલ છે. દયારામના કાવ્યમાં તે અલંકાર ઇશ્વરના ગુણુ ગાનના અંગે યોજેલો છે. માટેજ તે શોભારૂપ છે. એમ તેઓનો મત જણાય છે.

લોચન મનનોરે, કે આ ઝગડો લોચનમનનો.
રસિયાતે જનનોરે, કે આ ઝગડો લોચન મનનો. ટેક.
પ્રીત પ્રથમ કોણે કરી, નંદ કુંવરની સાથ:
મન કેહે લોચન તેં કરી, લોચન કેહેતું જ હાથ, ઝઘડો લોચન ૧

આમાં નેત્રથી પ્રભુના સ્વરૂપનાં દર્શન કરાય છે અને તેથી પ્રભુ માટેનો ભાવ ઉત્પન્ન થાય છે, પણુ મન તે ભાવનું અહર્નિશ ચિંતન કરીને તેને હૃદયારૂઢ કરે છે, એવો અર્થ લોચન અને મનના ઝગડાથી સુંદર રીતે કવિએ વર્ણ્યો છે. જેને કાવ્ય શાસ્ત્રમાં અવિવક્ષિત વાચ્ય ધ્વનિના સંલક્ષ્યક્રમ ધ્વનિનો અર્થશક્ત્યુદ્ભવાનુરણધ્વનિ નામનો પ્રકાર કહેવામાં આવે છે, તેનું આ ઉત્તમ દષ્ટાંત છે. આ લોચન મનનો ઝઘડો કવિએ પ્રૌઢોક્તિથી કર્યો છે.

કવિએ શબ્દાલંકારમાં પણુ અનુપ્રાસ તથા યમક એકાક્ષર, દ્વયાક્ષર, પદાક્ષર દુહામાં ગાયા છે. (જૂઓ. દ. કા. સંગ્રહ.

પૃ. ૪૩૭–૪૩૮) ચિત્ર કાવ્યોમાં ગોમૂત્રિકા, અશ્વગતિ, ત્રિપદી, કપાટબંધ, ધનુષબંધ, કમળબંધ, હારબંધ, તથા છત્ર અથવા મેરુબંધમાં બનાવ્યાં છે. રસિક રંજનમાં નીચલો મત્તગયંદ, અંતરલાપિકાનું દૃષ્ટાંત છે.

મીતકી મીત સુહાનિ કરે ન કરે. અરિકીયહ બાત ખરીહે.
પાપ કિયે પર બ્રહ્મ મિલે ન મિલે સતસંગ કિયે સું હરિ હૈ;
નીતિકી બાતસું કલેશ રહે ન રહે મતિ નિત્ય અનીતિ ભરી હૈ,
દેખત જુઠિ લગે જુગતી નહીં સાંચિ દયા કવિ બાની ઠરી હૈ.

કાવ્ય સુધા પૃ. ૨૨૩.

દેહલી દીપકન્યાયે આ મત્તગયંદમાંનો વચલો નકાર બે તરફ વાંચી શકાય છે અને આવી રીતે વાંચતાં બે પ્રકારના અર્થ સમજાય છે.

નાયિકાવર્ણનમાં જુદા જુદા પ્રકારની નાયિકાઓ, દાખલા તરીકે પ્રોષિતભર્તૃકા, ક્રિયાવિદગ્ધા, વાક્‌વિદગ્ધા, ખંડિતા, સ્વયંદૂતિકા, અનસૂયા, ખંડિતા અધીરા, ખંડિતા ધીરાધીરા, ખંડિતા ધીરા, કલહાંતરિતા, ઉત્કંઠિતા, રૂપગર્વિતા, ચોત્સ્નાભિસારિકા, મુગ્ધા, વાસકસજ્જા, વિપ્રલબ્ધા, આગમપતિકા લક્ષિતા, મુદિતા, માનવતી વગેરે સોદાહરણ વર્ણ્યાં છે. અને તેનાં લક્ષણો સુંદર રીતે સમજાવ્યાં છે. (જુઓ સતસૈયા. કા. સંગ્રહ પૃ. ૨૯૦–૩૪૩ સુધી)

પ્રહેલિકાનાં પણ દૃષ્ટાંતો દયારામભાઇએ ઘણાં ઉત્તમ યોજ્યાં છે; અને તે પ્રાચીન કાવ્યમાળા ભાગ ૨ જા માં પ્રસિદ્ધ થયાં છે. અહિંઆં ફક્ત તેમાંથી થોડાં દૃષ્ટાંતો ઉતારીશું. રાધા માન લઇને બઠાં છે અને

શ્રીકૃષ્ણ કુંજમાં તેમની રાહ જોઇ રહ્યા છે. ઘણો સમય વ્યતીત થયો છતાં રાધા કુંજમાં પધાર્યાં નહિ ત્યારે કૃષ્ણ સખીને મોકલે છે અને સખી રાધાની પાસે આવીને કહે છે.

સિંધુ સુતા સુતતે રિપુગમની, સુણ મારી તું વાત;
કામ પિતા વાહન ભક્ષણ તન, કયમ ન ધરે નિજગાત. ૧
અલિવાહન પતિવાહન રિપુની, તપત વડી તનં ભારી.
શૈલસુતા સુત તે સુત અંગના, તે તો ત્યહાં વિસારી. ૨
ચતુરાનન સુત તે સુત વાસુત, ઉદિત થવાને આવ્યો;
મન્મથ માત તાત સુત આથ્યો, તે તો વૃથા ગુમાવ્યો. ૩

સારાવલી–પૃ. ૨૩૮. ૨૩૯.

અર્થ (૧) સિંધુ (સમુદ્ર)ની સુતા (પુત્રી, છીપ)ના સુત (મોતી)ના રીપુ (હંસ) સમાન ગમન કરનારી હે રાધા! તું મારી વાત સાંભળ. કામપિતા (કૃષ્ણ)ના વાહન (ગરુડ)ના ભક્ષણ (સર્પ)ના તન (અંગ) ઉપર જે હોય છે તેને (અર્થાત્ કાંચળીને) તું પોતાના ગાત (અંગ) ઉપર કેમ ધરતી નથી?

૨ અલિ (ભ્રમર)ના વાહન (કમળ)ના પતિ (બ્રહ્મા) ના વાહન (હંસ–અર્થાત્ પરમહંસ)ના રિપુ કામદેવની તપત તનમાં ભારે છે. અને તેથી શૈલસુતા (પાર્વતી)ના સુત (ગણપતિ) તે સુતની અંગના (શ્રી–શુદ્ધિ) તેને વિસારે છે. અર્થાત્ તારા વિરહ તાપથી કૃષ્ણની શુદ્ધિ જતી રહી છે.

૩. ચતુરાનન (બ્રહ્મા)ના સુત (મરીચિ)ના સુત (કશ્યપ) વા (એનો) સુત (સૂર્ય) ઉદય થવા આવ્યો. અને મન્મથ (કામ)ની માત (લક્ષ્મી)ના તાત (સમુદ્ર)નો સુત (ચંદ્ર) અથ્યો (આથમ્યો) તે ચદ્ર

તેં મિથ્યા ગુમાવ્યો. ચંદ્રના પ્રકાશમાં તું કૃષ્ણની સાથે વિહાર કરવાને માટે કુંજમાં ગઇ નહિ એટલે તેં તને મળેલી સુંદર તક ગુમાવી દીધી.

અવળ વાણીનું એક કવિત રચ્યું છે, તેમાંની એક ચોપાઇ દ્દષ્ટાંત માટે બસ છે.

અભકતને અચ્યુત પદ મળે, અકર્મીનાં અઘ દૂર રમે
નરકે જાય ભજે ભગવતી, હરિવલ્લભ મોટી દુર્મતિ. ૧

આ ચોપાઇમાં દેખીતો અર્થ એવો નીકળે છે કે જે ભગવાનનો ભક્ત નથી તેને ભગવાન પ્રાપ્ત થાય છે. અને જે અકર્મી છે તેનાં પાપ નિવૃત્ત થાય છે. જે ભગવાનને ભજે તે નરકે જાય છે, અને હરિનો પ્રિય ભકત હોય તો તેનામાં દુર્મતિ હોય છે. પણ આ અર્થ વિપરીત છે. કારણ કે ખરો અર્થ આ પ્રમાણે છે. અભકતને એટલે જે અ=વિષ્ણુનો ભકત હોય તેને ભગવાનનું પદ પ્રાપ્ત થાય છે. જે અકર્મી એટલે કર્મ માર્ગમાં સ્થિત નહિ અર્થાત્ જ્ઞાન માર્ગવાળો હોય છે ( જે જ્ઞાની હોય છે) તેનાં પાપ દૂર થાય છે. જે ભગવતી (સ્ત્રી) ને ભજે છે અર્થાત્ સ્ત્રીમાં આસકત બને છે તે નરકે જાય છે. અને હરિનો—કંચન અગર કામનો પ્રિય બને છે તેવામાં દુર્બુદ્ધિ વાસો કરે છે. આ રીતે શબ્દ શકિતથી જુદોજ અર્થ સમજાય છે. માટે આનું નામ અવલવાણી કહેવાય છે.

શિરાવેધ પ્રકરણ વર્ણનમાં દેખીતી રીતે કોઇમાં ગ્રહનાં નામ, કોઇમાં નક્ષત્રોનાં નામ કોઇમાં રાશિનાં નામ, કોઇમાં યોગનાં નામ, કોઇમાં અષ્ટ દેવતાનાં નામ, કોઇમાં દશ રાગનાં નામ, ફકત આપેલાં હોય છે. પણ તેમાંથી ભગવાન સંબંધીનો ઉપદેશ કવિ પોતાના મનને કરે છે. દાખલા તરીકે નીચેનો દુહો આપણે લઇએ.

મિનકેતુ રહા કવિ પર્યો, જીવ બુદ્ધિ ગહિ મંદ;
મંગલમય તટ તરનિજા, બનિ ન ભજે બ્રજચંદ

દ. કા. સં. ૫-૩૪૮. દુહો ૨૬૮

આ દુહો નવ ગ્રહ બંધ છે. આમાં ગુરુ શિષ્યને કહે છે, હે શિષ્ય તું કવિ કહેતાં જ્ઞાની થઇને મીનકેતુ જે કામ, તેનો રાહ જે માર્ગ તેમાં પડયો; અને અલ્યા ! જીવ બુદ્ધિ જે મંદ તે તેં ઝાલી; અને મંગળમય જે કલ્યાણરૂપ તરણિજા–સૂર્યની પુત્રી શ્રીયમુનાજી તેના તટ ઉપર વસીને વ્રજના ચંદ્ર શ્રીકૃષ્ણ તેમને તેં ન ભજ્યા, માટે સર્વનો ત્યાગ કરીને તેને ભજ. હવે નવ ગ્રહનાં નામ જે આમાં આવે છે તે ? કેતુ ૨. રાહ–રાહુ, ૩ કવિ–શુક્ર, ૪ જીવ–ગુરૂ, ૫ મંદ –શનિ, ૬ તરણી–રવિ, ૭ બુદ્ધિ–બુધ ૮ મંગળ ૯ ચંદ્ર–સોમ છે.

કવિનાં કાવ્યોનું કાવ્ય શાસ્ત્રની દષ્ટિથી આપણે અવલોકન કર્યું અને તે ઉપરથી આપણે સમજી શકયા છીએ કે કવિમાં અનુપમ કાવ્ય શકિત હતી, એટલુંજ નહિ પણ જે વિષય ઉપર જેવી ખૂબીથી લખવું હોય તેવી રીતે તે લખી શકતા. અલંકારની તેમજ ધ્વનિની ખૂબી પોતે લાવી શકતા. જો તેમણે ગુજરાતી ભાષામાં અલંકાર શાસ્ત્ર અગર કાવ્ય શાસ્ત્રનો સ્વતંત્ર ગ્રંથ સ્વયોજીત દ્રષ્ટાંતોથી રચવાને ઇચ્છયું હોત તો તે અતિ ઉત્તમ ગ્રંથ આપણને આપી શકત. પણ તેમનું મન અન્ય દિશામાં હતું. તેમને લૌકિક કીર્તિની અભિલાષા નહોતી; અલંકાર યાતો ધ્વનિ એજ ફકત કાવ્યને માટે આવશ્યક છે એમ તેમનું માનવું નહોતું. કોઇ પણ પ્રકારે કાવ્યમાં પ્રભુના ગુણ યા લીલાનું ગાન કરવું કે જેથી કરીને હ્રદયમાં પ્રભુ માટેનો ભાવ વૃદ્ધિમાન્ થાય તેજ મહેચ્છાથી તેઓ કાવ્ય પ્રયોજવામાં પ્રેરાતા. કાવ્ય પ્રયોજન

સમયે તે કંઇ અમુક અલંકાર અગર ધ્વનિની ખૂબી તેમાં લાવવી છે એનો બિલકૂલ વિચાર કરવા બેસતા નહોતા, પણ તે આપો આપ તેમના કાવ્યમાં ઉતરતી. આમાંજ ભકત કવિઓના કાવ્યનો ઉત્કર્ષ શમાયેલો છે. ભકત દૃષ્ટિએ તેમ કવિની દૃષ્ટિએ દયારામભાઇનાં કાવ્યો શબ્દ અને અર્થની પવિત્રતામાં, કલ્પનાની ઉત્તમતામાં ભાવની ઉત્કૃષ્ટતામાં, ગુર્જર સાહિત્યમાં અપ્રતિમ સ્થાન ભોગવે છે, તેમાં કોઇ પણ શંકાને આવકાશ નથી.

જે. ગો. શાહ.

૩

## કવિનાં કાવ્યોનું વર્ગીકરણ.

દયારામ ભાઈનાં કાવ્યો એકજ પ્રકારનાં નથી. તેમની કાવ્યશકિત જૂદાજૂદા રૂપે તેમના કાવ્યોમાં દેખા દે છે. એ તમામ કાવ્યોમાં કૃષ્ણ ભકિત એ પ્રાણરૂપે છે, એટલે એ રીતે જોતાં દયારામનાં કાવ્યોને જૂદા જૂદા વર્ગમાં વહેંચવું અશકય છે તો પણ તેમની કવિતાને સૂક્ષ્મતાથી વાંચતાં આ કૃષ્ણ ભકિતને જુદી જુદી રીતે પ્રતિપાદન કરી છે. આથી તે ઘડીકમાં સ્વાનુભવ રસિક કવિ તો બીજે વખતે સર્વાનુભવ રસિક કવિ છે. અમુક કાવ્યોમાં તેની કવિતા ઉપદેશાત્મક છે તો અમુકમાં તે ઉર્મિપ્રધાન–ભાવાત્મક છે. પ્રેમાનંદ, અખો કે સામળની કવિતાનું વહેણ એકજ સ્વરૂપમાં પ્રકટ થયું છે પણ દયારામની કાવ્ય સરિતા અનેક વહેણમાં વહે છે.

દયારામભાઇનાં કાવ્યોનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરવું યોગ્ય લાગે છે.




શૃંગાર અને નીતિ ભક્તિનાં પદો એવું વર્ગીકરણ કવિશ્રીની વિશાલ પ્રવૃત્તિના કાર્યનું દર્શન કરાવતું નથી. આ કાવ્યોના બે ભાગ પ્રાયઃ થઇ શકે એક ગુજરાતી અને બીજી વ્રજભાષામાં અગર હિન્દુસ્તાની, કારણ કે કવિશ્રીનાં અનેક નાનાં કાવ્યો સંસ્કૃતમાં, આ ઉપરાંત મારવાડીમાં અને ઉર્દુ ભાષામાં પણ જોવામાં આવે છે. સંસ્કૃત કાવ્યો સ્તોત્રરૂપ છે તેથી જણાય છે કે કવિશ્રીને સંસ્કૃતનું જ્ઞાન સારૂં હતું. કવિશ્રીના કાવ્યોના પ્રથમ વિભાગમાં એમની ગરબીઓ જેને લોકો શૃંગારમાં મૂકે છે તે આવી જાય છે, તેમ કમલલીલા, દાનલીલા, રાસલીલા, પત્રલીલા ઇત્યાદિ અનેક લીલાત્મક કાવ્યોનો સમાવેશ એમાં થાય છે. આખ્યાનાત્મકમાં રુક્મિણીવિવાહ સત્યભામાવિવાહ શ્રીકૃષ્ણોપવીત, રૂકમણિ સીમન્ત, અજામિલાખ્યાન બોડાણાનું આખ્યાન, મીરાંચરિત્ર ઇત્યાદિનો સમાવેશ થાય છે. ભક્તનાં આખ્યાનો ભગવત્સંબંધથી ભગવાનનુંજ માહાત્મ્ય બોધે

છે તેથી તેમનો સમાવેશ અત્રજ થાય છે. સ્તોત્રાત્મકમાં અનેક ધવલ ગરબા વગેરેનો સમાવેશ થાય છે.

દ્વિતીયમાં બ્રહ્મવાદમાં શુદ્ધાદ્વૈતપ્રતિપાદન, માયામત ખંડન ઇત્યાદિના ભકિતમાર્ગમાં ભકિતવિધાન ભકિતદઢત્વ વગેરેનો; ઉભયાત્મકમાં રસિકવલ્લભ, ભકિતપોષણ સિદ્ધાન્તસાર સંપ્રદાયસાર એ વગેરેનો થઇ શકે.

ઉપદેશાત્મક કાવ્યોમાં આચારમાં પ્રશ્નોત્તરમાલિકા વગેરે વૈરાગ્યમાં કાલજ્ઞાનસારાંશ, મનોમતિસંવાદ, પ્રબોધબાવની અને દીનતાનાં પદો.

પ્રકીર્ણમાં સતસૈયા, સારાવલી, વસ્તુવૃન્દદીપિકા, હરિહરતારતમ્ય વગેરે મૂકી શકાય.

દયારામભાઇના કેટલાક ગ્રન્થો એવા છે કે જેમાં સર્વ અંશો પ્રધાન હોય છે. કયા વિભાગમાં એ કાવ્યને મૂકવું એ પ્રશ્ન ઉદ્દભવતો નથી. ગમે ત્યાં એનો સમાવેશ કરી શકાય. આ વિભાગ સૂચન સામાન્યતઃ કરેલું છે; પરંતુ ભવિષ્યમાં દયારામ ભાઇના કાવ્ય સંગ્રહ કરનાર એના ઉપર દષ્ટિ રાખી વર્ગીકરણ કરશે તો કવિશ્રીનું હાર્દ લોકમાં જેટલે અંશે સમજાશે તેટલે અંશે ધન્યવાદને પ્રાપ્ત થશે. આ વર્ગીકરણથી એટલું તો સ્પષ્ટ જ દેખાય છે કે દયારામભાઇની સાહિત્ય પ્રવૃત્તિ સર્વદેશીય હતી, પૂર્વના સર્વ કવિઓ કરતાં વિશાલ હતી, અને તે ઉપરથી પણ કવિશ્રીનાં જ્ઞાન, અનુભવ, ભાષા વગેરેનું સૂચન થાય છે.

ભાવાત્મક કાવ્યોમાં સામાન્ય રીતે ગરબીઓનો સમાવેશ થાય છે. તથા કેટલાંક પદો તથા હોરી એ સર્વનો સમાવેશ ભાવાત્મક કાવ્યોમાં કરી શકાય. દયારામભાઇનાં એ કાવ્યોમાંથી થોડાં દષ્ટાંત

નીચે આપીશું; ભાવ, રસ અથવા તો પ્રેમ એ ત્રણ પ્રકારે થાય છે. રાજસ, સાત્વિક. અને તામસ. સાત્વિક પ્રેમમાં શ્રીયશોદાજીનું પારણું એનો સમાવેશ થાય. રૂક્ષ્મણી સત્યભામા આદિના પ્રસંગોનું વર્ણન તે કાવ્યોમાં કહેલું છે તેનો રાજસ પ્રેમમાં સમાવેશ થઇ શકે, અને ગરબીઓ જેમાં પ્રેમનો પરકીયા તરીકેનો વિલાસ છે તેનો તામસ ભાવમાં સમાવેશ થઇ શકે. આ પ્રકારે કવિશ્રીનાં ભાવાત્મક કાવ્યોના પણ ત્રણ વર્ગ સામાન્યતઃ પાડી શકાય. અહિં તામસ, સાત્વિક, અને રાજસ શબ્દ લોક રૂઢ ભાષામાં ન સમજવા; કારણકે આ શબ્દો માત્ર તે તે ભાવ સૂચવવાને અમે વાપર્યા છે. અનેકવાર અમે કહી ચુકયા છીએ કે દયારામભાઇનું દષ્ટિ બિંદુ પાર લૌકિક છે અને તેથી લોકમાં સંસારમાં વિદ્યમાન રાજસ તામસ ગુણો પ્રાકૃત ગુણો વર્ણવવામાં કવિશ્રીનું હાર્દ નથી. કવિશ્રીનાં કાવ્યનો વિષય નિરવધિ નિરૂપધિ પરમ તત્ત્વ આનંદમય શ્રીકૃષ્ણ છે અને શ્રી કૃષ્ણની નિર્ગુણતા શાસ્ત્ર સિદ્ધ પદ્ધતિથી કવિશ્રી માને છે અને તેથી તેનું પ્રતિપાદન કરનારા કવિ શ્રીનાં યાવન્માત્ર કાવ્યો લોકદષ્ટિથી સર્વથા નિર્ગુણ છે એમ કવિશ્રીની માફક અમે પણ માનીએ છીએ.

વિશેષ વિવેચનમાં અહીં નહી ઉતરતાં ઉપર જે વિભાગ અમે જણાવ્યા તેનું દિગ્દર્શન કરવાને પ્રત્યેક ભાવનું એક એક દ્રષ્ટાંત કવિશ્રીનાં કાવ્યોમાંથી આપીશું જેનાથી વિવેચક વાચક પોતે પણ કવિશ્રીના કાવ્યોનું યથાર્થ વર્ગીકરણ કરી પોતે પણ કવિશ્રીનો આશય શુદ્ધ રીતે સમજી શકે.

મૂ. ગુ. તેલીવાળા

## ૪

## કાવ્ય વિહંગાવલોકન.



યારામભાઇના આન્તર જીવનના ગુપ્ત ભાગો અવલોકવાનું મુખ્ય સાધન તેમનાં કાવ્યો છે. તે કાવ્યોમાં તેમની દૃષ્ટિ સમક્ષ તરવરતા તથા પોતાને ઇષ્ટ તથા પ્રિય થઇ પડેલા વિષયો ઉપર પોતાના વિચારો દર્શાવ્યા છે તે ઉપરથી તેમનું આન્તરજીવન કેવી રીતે ઘડાએલું હતું તેનો ખ્યાલ આપણને થઇ શકે તે માટે અહિંયાં તેમનાં કેટલાંક કાવ્યનો સંક્ષિપ્ત સાર આપણે જોઇશું. આ કાવ્યોના સંક્ષિપ્તાવલોકનમાં કાળનો ક્રમ સચવાયો નથી કારણકે તે સંપૂર્ણપણે જાણવાનું સાધન આપણી પાસે નથી માટે માત્ર એવા ક્રમ સિવાયજ એનું સારરૂપે અવલોકન કરીશું.

"રસિકવલ્લભ" આ મોટું કાવ્ય પ્રાચીન કાવ્યમાળાના ૧૨ મા પુસ્તકમાં પ્રગટ થયું છે. તેમજ અમારા તરફથી દયારામકૃત કાવ્ય મણિમાલા ભાગ–૨ જામાં પ્રગટ થયું છે. આ ગ્રંથમાં એકંદરે ૧૦૯ પદ છે. આ ગ્રંથની રચના ગુરૂ શિષ્યના સંવાદ રૂપે છે. ગ્રંથનું પ્રયોજન કવિ પોતે જણાવે છે કે

આ ગ્રંથ રચના કરૂં છું, ગુરૂ શિષ્ય સંવાદ કરી;
જેમાં ખંડન માયાવાદ, શુદ્ધાદ્વૈત પ્રતિપાદન ભરી.
જે થકી સહુ સંદેહ ટળે, સિદ્ધાંત સૂધો ભાસે;
પડે પ્રતીતિ પર્વતપ્રાયે, નિશ્ચે ભ્રમણ ભ્રાંતિનાસે.
હોય પ્રકટ ભક્તિ પ્રેમ, શ્રી ગિરિધર વસે ઊરમાંય;
નિજ કરી કરૂણા દૃષ્ટિભાળે, સહજ ઝાલે બાંય.

એવું કથન હું કરૂં છું શ્રીકૃષ્ણ પ્રતાપ,
સ્થાપન સગુણ સાકારનું હરિવિશ્વ કર્તાઆપ.
નિત્યધર્મ સેવક સ્વામીનો એકતા નહિકો કાળ;
ઇત્યાદિ વર્ણન કરીશ સરળ જેમ સમજે બાળ.
અહી શાસ્ત્રમત ઇતિહાસ અદ્દભુત, યુકિત સહદૃષ્ટાંત;
જે સુણેથી જનદયા પ્રીતમ, કૃષ્ણ પદ રહે નિશ્ચિંત.

આ ગ્રંથનું નામ પોતે "રસિકવલ્લભ" શાથી રાખ્યું તો તેનું કારણ પોતે ૧૦૯ મા પદમાં જણાવે છે.

રસિક વલ્લભ આ શુભ ગ્રંથજી, વર્ણન કીધો પુષ્ટિ પંથજી;
પૂર્ણ કરાવ્યો ગુરૂ ગોવિંદજી, દૈવીજન દેવા આનંદજી.
રસિક જનને વલ્લભ લાગેજી, સઘળા સંશય સુણતાં ભાગેજી;
કહ્યા પ્રમાણે આચરણ કરશેજી, તે વ્રજવલ્લભ પ્રભુને વરશેજી.

આ. ગ્રન્થ રસિકજનોનેજ માટે છે, તેમને વલ્લભ લાગે માટે તેનું નામ 'રાસક વલ્લભ' કહેવાય છે, આમાં શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાન એટલે શું ? દૈવી આસુરી સૃષ્ટિના ભેદ, જીવ અને બ્રહ્મનો સંબંધ, અવિકૃત પરિણામ વાદનું પ્રતિપાદન, નિર્ગુણ સગુણ શ્રુતિનો વિરોધપરિહાર, બ્રહ્મનું વિરૂદ્ધધર્માશ્રયત્વ, કૃષ્ણની પરબ્રહ્મતા, ભક્તિ માહાત્મ્ય, નવધા અને દશમી એટલે પ્રેમ લક્ષણા ભક્તિનું તારતમ્ય, આત્મનિવેદન વગેરે અનેક સાંપ્રદાયિક વિષયોનું ઉપયોગી જ્ઞાન કવિએ, કાવ્યમાં આપ્યું છે. ખરેખર આ ગ્રંથ વાંચનારને શાસ્ત્ર સંબંધીની કોઇ પણ વિષયની શંકા આપોઆપ દૂર થાય છે. તુલનાત્મક દૃષ્ટિથી વેદાન્તના ગહન વિષયને સરળ સ્વભાષામાં સમજવાની જીજ્ઞાસા રાખનાર દરેક વ્યક્તિને તે વાંચવા લાયક છે.

"**બ્રાહ્મણ ભકત વિવાદ**"—આ સંવાદ સ્માર્ત અને વૈષ્ણવ વચ્ચેનો છે. આમાં કવિએ વિષ્ણુદત્ત અને શિવશંકર નામના બે પાત્રોની કલ્પના કરીને તેઓની વચ્ચેનો સંવાદ યોજ્યો છે. આમાં વિષ્ણુદત્ત ઇતર સ્માર્ત ધર્મ કરતાં પુષ્ટિ સંપ્રદાયનું ગૌરવ અધિક જણાવે છે. આમાં યાજ્ઞિક ક્રિયાઓ સંબંધીના પ્રશ્નો વિચારવા જેવા છે, પ્રભુ ભકતને કર્મનો કાનૂન બાધા કરી શકતો નથી, એવો સિદ્ધાંત તારવી કાઢવામાં આવ્યો છે. જો કે વ્યવહારમાં બ્રાહ્મણ સર્વ વર્ણથી શ્રેષ્ઠ ગણાય છે, પણ પ્રભુ ભકત ધર્મ શૂન્ય બ્રાહ્મણ કરતાં ઉચ્ચ છે. આ સંબંધી નીચેનો વિષ્ણુદત્ત અને શિવશંકરનો સંવાદ વાંચવા જેવો છે.

શિવશંકર—ભક્ત હરિના સર્વ બરાબર કો મોટા કો નાનાજી;
આપણા બ્રાહ્મણ સર્વ શિરોમણી, શ્રેષ્ઠ રહ્યા પછી શાંના ? ૨૯

વિષ્ણુ—ક્યારના બ્રાહ્મણ પદ લેઇ ફૂલો, સહજ થયા કેમ બ્રાહ્મણ જી ?
વેદ શાસ્ત્ર પ્રત્યુત્તર દો, શું આવડું અકલામણ. ૩૦

શિવ—જન્મ શુદ્ધ દ્વિજસંસ્કારથી વેદાભ્યાસથી વિપ્રજી;
બ્રહ્મ જાણ્યાથી બ્રાહ્મણ કહાવે, સ્મૃતિવાક્ય લો ક્ષિપ્ર.

વિષ્ણુ—જાણે બ્રહ્મ તે સર્વે બ્રાહ્મણ, તમો અધિકા કેમજી;
ઉત્તર બંધ થશે બહુ ચુંથે, નથી સમજતા મર્મ
જો કહેશો બ્રાહ્મણ આત્મા તો નાશ કદાપી થાતોજી
અપર તનુ પેસે છે ત્યાં કેમ, બ્રાહ્મણ નથી કહેવાતો ?
કહેશો બ્રાહ્મણ દેહ કદાપિ તો પણ સંકટ જાગેજી
દગ્ધ કરે છે પુત્ર તેને કેમ બ્રહ્મ હત્યા નવ લાગે ?
આત્મા દેહ મળે બ્રાહ્મણ કહેશો તો પણ નહિ ફાવેજી
આત્મા દેહ સંબંધ અખિલને બ્રાહ્મણ સર્વ ઠરાવો

વજ્ર સૂચી ગ્રંથેરે બહુ વાક્ય શંકર છે એવાં ભાખ્યાંજી
બ્રાહ્મણ પદનો ગર્વ ગાળવા કાંઇ તમને કહી દાખ્યાં
દેવ પિતૃ નર ઋષિઋણ ચારે કૃષ્ણશરણથી છુટેજી
હરિજન વેઠ ત્રિશ ત્રણકોટિ ઋષિ તે કર્મે શિર કૂટે
સુણીએ બ્રાહ્મણજી ભગવતજન થઇએજી
સહેજે ભવ તરીયે વૈકુંઠ પદ લહીએજી.

જો કે દયારામ પોતે તો આ ગ્રંથને નાટક કહે છે, પણ નાટય શાસ્ત્રની સંજ્ઞા તેને કોઇ પણ રીતે લાગુ પડતી નથી, માટે ‘ બ્રાહ્મણ ભક્ત સંવાદ ’ અગર ‘ વિવાદ ’ નામ આપવુંજ ઉચિત છે.

દયારામ દ્વિજ વલ્લભી વૈષ્ણવ તેણે આ નાટક રચીયુંજી.
વેદ શાસ્ત્ર વચન પ્રમાણ સઘળે સુબુદ્ધિ પંડિત સંચિયું

**પુષ્ટિ પથ રહસ્યમાં** ૧૮૩ દુહા છે. આ ગ્રંથમાં કવિએ પુષ્ટિ સંપ્રદાય એટલે શું અને તે સંબંધી પોતાની માન્યતા કેવી છે તે જણાવી છે. પુષ્ટિ સંપ્રદાયના સ્થાપક શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે પણ સારી રીતે સમજાવ્યું છે. પુષ્ટિ માર્ગ સંબંધી પોતે કહે છે.

માર્ગ બીજા પણ ઘણા ત્યાં સાધનનું કામ
અંગીજીવ કેવલ કૃપા તે પથ પુષ્ટિ નામ
શ્રીજીના શ્રીઅંગથી પ્રકટી પુષ્ટિ સૃષ્ટિ
પ્રભુ પ્રાપ્તિ ગુરૂ કૃપાથી ન મળે સાધન કષ્ટ
જે સાધન છે તેજ ફળ સેવા શ્રીવ્રજભૂપ
પુરૂષોત્તમ પ્રભુ આપ થે તેજ થયા ગુરૂ રૂપ

વળી તેઓ કહે છે.

" શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણ વસ્તુતઃ એક " આજ તેમની પુષ્ટિ માર્ગના આચાર્ય પ્રતિની માન્યતા છે. ખરા વૈષ્ણવનું લક્ષણ શું ? તો તેનો ઉત્તર એજ કાવ્યમાં આપે છે.

વલ્લભ વિઠ્ઠલ બે વકાર આદ્યન્ત રહ્યા છે.
મધ્યે ષ્ણ કૃષ્ણનો મેળે વૈષ્ણવજ લહ્યા છે.

વૈષ્ણવ આદિ અને અન્તમાં વિઠ્ઠલેશ અને વલ્લભાચાર્યના આદિ વર્ણો છે. અને મધ્યમાં કૃષ્ણનો અન્ત્ય પદ છે. માટે જે કોઇ વલ્લભાચાર્ય વિઠ્ઠલેશ ગુસાંઇજી અને કૃષ્ણમાં એક બુદ્ધિ રાખે તેજ ખરો વૈષ્ણવ કહી શકાય. આવી વ્યાખ્યા વૈષ્ણવની આપે છે.

" ભગવદ્ગીતા માહાત્મ્ય " આ કાવ્યમાં ભગવદ્ગીતાની માફક ૧૮ અધ્યાય રાખ્યા છે. અને તેમાં દરેક અધ્યાયનો પાઠ કરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે તે જણાવ્યું છે. આ કથા પોતે પદ્મપુરાણને અનુસરીને લખી છે, એમ પોતે કહે છે.

ગીતા મહાત્મ કથા અતિપાવન સાંભળતાં સુખ થાય;
અષ્ટાદશ અધ્યાય વર્ણવ્યા પૃથક્ પૃથક્ મહિમાય,
પદ્મ પુરાણ વિષે તે ભાખી કથા અનુપમ સારી;
કૃષ્ણ ભક્તિ ઉત્પન્ન કરે ઉર કોટિક કિલ્મિષહારી.

આ કાવ્યમાં ભક્તનું ચિત્ત ગીતાજીના શ્રવણ તથા પાઠ કરવામાં ચોટે તેટલા માટે સુંદર કથાઓ તથા ઉપકથાઓ યોજી છે.

ભક્તિપોષણ આ કાવ્ય ૧૦૧ ચંદ્રાવળા છંદમાં છે. ભક્તિનું પોષણ કરવાના ઉપાયો આમાં કવિએ સૂચવ્યા છે. ભક્તિનું પોષણ કરવાને કવિ કહે છે કે પ્રથમ તો અન્યાશ્રયનો ત્યાગ થવો જોઇએ અને ફક્ત પ્રભુમાંજ અવ્યભિચારિણી ભક્તિ હોવી જોઇએ. પ્રભુમાં દૃઢ વિશ્વાસ રાખીને સર્વ કાર્ય કરનારને કોઇ પણ વખત

કોઇ પણ દુઃખ સહન કરવું પડતું નથી. પ્રભુજ સર્વ કર્તા હોવાથી કોઇનું અનિષ્ટ કરશે નહિ તો પછી પોતાના દાસનું અહિત શી રીતે કરે ? અસમર્પિત વસ્તુનું વર્જન કરવું. કર્મ તથા જ્ઞાનના કરતાં ભક્તિ અધિક છે " શ્રીકૃષ્ણ ભક્તિ અંક છે; બીજાં સાધન સર્વ શૂન્ય. "

વળી કહે છે.

ભક્તિ તારે ચંડાળને જેમાં કોઇ ન શુભ આચર્ણ
શું પછી કહેવું તેહનું ઉદ્ધારે અધમ અન્ય વર્ણ

માટેજ ભક્તિ કર્મથી અધિક છે, તેમજ જ્ઞાનથી પણ અધિક છે.

ભક્તિ મણિ જ્ઞાન દીપ છે, ટાળે ઉભય ખરો અંધકાર
મણિ અભય દ્યુતિ અચળ છે, દીપકને તો ભય છે અપાર

ભક્તિ મણિ સમાન છે ને જ્ઞાન દીવાની માફક છે, તે બન્ને જો કે અંધકારને દૂર કરે છે, છતાં દીપકને વાયુ વગેરેથી ભય હોય છે ને મણિને હોતો નથી. અર્થાત્ ભક્તિને કોઇ પણ જાતનો ભય નથી, જ્ઞાનને હોય છે. આ ભક્તિ સાધનરૂપા અને સાધ્યરૂપા હોય છે. સાધનરૂપા એટલે જેને નવધા ભક્તિ કહે છે–શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મ નિવેદન, એ નવધા ભક્તિ કહેવાય છે. ત્યાર પછીથી સાધ્યરૂપા અગર પ્રેમ લક્ષણા ભક્તિ હોય છે. તેની ૧૦ સ્થિતિઓ હોય છે, દગ્રૂચિ, સ્મૃતિ, અભિલાષા, અને ઉદ્વેગ, એ ચાર સ્નેહની સ્થિતિઓ છે. વ્યાધિ–પ્રલાપ અને ઉન્માદ એ ત્રણ આસક્તિની છે, જડતા અને મૂર્છના એ બે વ્યસનની અને તન્મયતા એ છેલ્લી. આ રીતે જ્યારે તે પ્રેમ અંતિમ દશાને પહોંચે છે, ત્યારે ભગવત્પ્રાપ્તિ થાય છે. ભક્તિભાવ વધાર-

વાને વૈષ્ણવે દૈન્ય રાખવું જોઇએ. કામાદિ રિપુને જીતવા જોઇએ. સત્પુરૂષોનો ( વૈષ્ણવોનો ) સંગ કરવો જોઇએ. ગુરૂ ઉપર પણ સદ્ભાવ રાખવો જોઇએ, પ્રભુ જે કરે છે તે સારૂં કરે છે એમ સમજીને આપણું કાર્ય કર્યા કરવું જોઇએ.

હરિ જંત્રી તું જંત્ર છે, તે વાજે વજાડે જેમ
કાષ્ટ પુતળી નૃત્ય કરે સૂત્રધાર નચાવે તેમ.

આ લઘુ ગ્રંથ ઘણો સુંદર છે અને વૈષ્ણવોમાં ઘણોજ પ્રિય થઇ પડયો છે, આમાંના એક એક ચંદ્રાવળા શાસ્ત્રના સિધ્ધાન્ત પરત્વે દલિલથી તથા રહસ્યથી પૂર્ણ છે. પોતેજ આ ગ્રંથ રચવાનું પ્રયોજન નીચે પ્રમાણે કહે છે.

મહા મંદમતિ જીવ કળિના, સર્વ શાસ્ત્ર કયાં ખોળે;
માટે સકળ સિધ્ધાંત સાર, શોધી કીધો છે ટોળે.
ટોળે કરાવ્યો પ્રભુ મતી દીધી, નિજ જન જાણીને કરૂણા કીધી;
ભક્તિપોષણ ધર્યું ગ્રંથનું નામ, કથે સુણે સરે સર્વનાં કામ.
એકસોને એક ચંદ્રાવળા, એ ગ્રંથ તણો છે સાર;
પ્રતિપદ શુભ સિદ્ધાંત ભર્યું છે, વાંચીને કરજો વિચાર;
વિચારતાં વલ્લભ હરિ થાશે, સર્વે કલેશ સમૂળા જાશે;
આચરણ કરતાં આનંદની હેલી, ભક્તિ શ્રીકૃષ્ણની કરજો વ્હેલી.
ભક્તિપોષણ ૧૦૦

"રૂક્મિણી વિવાહ" નામનું આખ્યાન શ્રીભાગવતના દશમ સ્કંધમાંના ૫૩ મા અધ્યાયનો અનુવાદ છે. આ એક પ્રેમાનંદનાં આખ્યાનોની માફકનું આખ્યાન છે પણ પ્રેમાનંદનાં આખ્યાન અતિ દીર્ઘ હોય છે, જયારે આ આખ્યાન ટુંકું પણ રસ યુકત છે.

"**સત્યભામા વિવાહ**" આ પણ ભાગવતના ૫૬ મા અધ્યાયની કથા છે, આમાં સ્યમન્તક મણિનો મહિમા વર્ણવ્યો છે, તથા ભગવાને સત્યભામાની સાથે લગ્ન કેવી રીતે કર્યું તેનું પણ વર્ણન છે. "**નાગ્નજીતી વિવાહ**" નામના આખ્યાનાત્મક કાવ્યમાં કૃષ્ણનો નગ્નજીત્ રાજાની કન્યા સાથેનો વિવાહ વર્ણવ્યો છે. નગ્નજીત્ રાજાએ પોતાની પુત્રીને પરણાવવાને સાત સાંઢ તૈયાર કર્યા અને એવી પ્રતિજ્ઞા કરી કે જે કોઇ આ સાંઢને એકી સાથે નાથ ઘાલે તેમને મારી પુત્રી પરણાવું. કોઇ પણ રાજા નાથ ઘાલી શકયા નહિ; ફક્ત કૃષ્ણેજ તે કામ કર્યું. આથી તે કન્યા કૃષ્ણને પરણાવી પાંચ મીઠામાં આ આખું આખ્યાન સમાપ્ત કર્યું છે.

**પ્રેમરસ ગીતા** એ ભાગવતના ભ્રમર ગીતનો અનુવાદ છે. કૃષ્ણ દ્વારકાં ગયા પછી ઉદ્ધવ ગોકુળ નંદાદિને સંદેશો મોકલાવે છે, ગોપિકાઓને પણ ખબર પડે છે કે ઉદ્ધવ દ્વારકાંથી આવ્યા છે, એટલે તેઓ બધાં એકઠાં થઇ જાય છે, અને ઉદ્ધવને કૃષ્ણની કુશળતાનો પ્રશ્ન પૂછે છે અને પછી કૃષ્ણ ક્યારે ગોકુળમાં ફરીથી પધારશે એવી અંતરની જીજ્ઞાસાનો પ્રશ્ન કરે છે અને આક્રંદ કરે છે. ઉદ્ધવ તેમને શાંત પાડે છે કે કૃષ્ણ ભગવાન તો સર્વત્ર વ્યાપક છે, માટે તમે તેનું ધ્યાન કરો. એ તમારાથી દૂર નથી. વૃથા કલ્પાંત કરો નહિ" પણ ઉદ્ધવજીનો આ ઉપદેશ ગોપિકાઓને રૂચતો નથી. તેઓ તો કૃષ્ણ એજ પરબ્રહ્મ છે. વ્યાપક રૂપે નહિ. તેથી તેમનું ચિત્ત ધ્યાનાદિમાં બિલ્કુલ ચોટતું નથી. એ સમયે એક ભ્રમર ઉડતો ઉડતો ત્યાં આવે છે. ભ્રમરનો રંગ કૃષ્ણના શ્યામ રંગને મળતો હોવાથી ગોપીઓ રોષમાં તેને કહે છે.

અલ્યા મધુપ અડમાં આથો રેહે ઇતબાર ત્હારો ન આણીયે;
તું કાળો છે તે હોશ કપટી, વિત્યું માટે જાણીયે.
તેં બગાડયાં બહુ કમળ, ભમરા પ્રીત્ય કરી પ્રીમળ ગયો;
કરી નીરસ નલિન સઘળાં, ગરજ સરી ઉડી ગયો.
ત્હારૂં ચંપે ચિત્ત માન્યું નહિ, પેલા અડુસાથી મન ઠર્યું.
દયાના પ્રભુ પ્રાણ વલ્લભે ત્હારી પેઠે સહુ કર્યું.
અલ્યા તું તો મથુરામાં અહોનિશ ભમતોજી, શોક્યના કૂચઉપર રમતોજી
કુંમકુંમ લેપેલી પ્રસાદી પુષ્પની માળાજી, સુગંધી છે તે મધુકર કાલાજી
હમને ન ભાવે અલ્યા કરની તું અળગુંજી, તેનું કુમકુમ તારી મૂછે વળગ્યુંજી
મધુપને મિષે કહી કહી મર્મની વાણીજી, સમજાવ્યા ઉદ્ધવને વાત વખાણીજી

આ રીતે ભ્રમર પ્રતિ પોતાનો અંતર્ગત રોષ પ્રગટ કરે છે આમાં યોગ અને પ્રેમનો ભેદ બહુ સરળ રીતે સમજાવ્યો છે.

એ ઝીટા સરખા જોગને શું પાથરીએ કે ઓઢીએ
પ્રત્યક્ષ પાવક પરહરી શીદ, પત્થરમાં શીર ફોડીએ

ટુંકમાં "ઝેર સરખું સ્નેહ પાખે, સ્નેહ તે અમૃત ખરૂં" એ પંક્તિમાં આખી પ્રેમરસ ગીતાનું રહસ્ય કવિ જણાવે છે. પ્રેમાનંદની ભ્રમર પચીસીની સાથે આનું ઘણું સામ્ય છે પણ પ્રેમાનંદમાં કવિત્વ વિશેષ ઝળકે છે; ત્યારે દયારામમાં ભક્તત્વ પ્રકાશી રહ્યું છે.

"**મીરાં ચરિત્ર**" માં ભક્ત મીરાંબાઇના જીવનનો ઇતિહાસ દયારામભાઇએ લખ્યો છે. ઐતિહાસિક દૃષ્ટિથી આ આખ્યાન ઘણુંજ ઉપયોગી છે. **પ્રેમપરીક્ષામાં** પણ ઉદ્ધવ અને ગોપીઓનો સંવાદ છે આ કાવ્યની શરૂઆત નીચેની લીટીઓથી થાય છે.

ઓધવજી છે અળગીરે વાત એક પ્રેમ તણી;
કોઇ અનુભવી જાણેરે કહેતાં તો નાવે બણી.

પછી ચકોર, દાદુર, મત્સ્ય, મધુકર વગેરેનાં દૃષ્ટાંતો ઉત્તમ પ્રેમ સમજાવવાને આપે છે. સાચી પ્રીતિ અને જૂઠી પ્રીતિ કયી તો તેનો ભેદ નીચેની પંક્તિઓમાં આપે છે,

સાચી પ્રીત તે પ્રાણુ લેરે સાધારણુ થાય પરી
દાદુર જળ વીણુ જીવેરે માછલડાં તો જાય મરી

પછી છેવટે ઉદ્ધવજીને કહે છે.

છે અગમ પંથ સ્નેહનોરે, ઓધવજી એ નથી દીઠો;
ત્યાં લગી જ્ઞાન ગોઠે રે, જોગ પણુ છે મીઠો. ૨૩
જોગ તો તેને જોઇએ રે, જેનું મન જગમાં ભમે;
તે તો અચળ હમારૂં રે, ચિત રસિયામાં રમે. ૨૪
જેનું મન માને રે, જોગ સુખેથી ગ્રહો;
અમો તો એહે માગું રે, પ્રીતમજી શું પ્રીત રહો. ૨૫
તમારા તો હરી સઘળે રે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચંદ્ર મળે.
ઇંદુને અવલોકી રે, ચકોરનું ચિત્ત ઠરે;
તે પ્રકાશને પેખી રે, કહો શું સંતોષ ધરે.

ગોપીઓના શબ્દથી ઉદ્ધવજીની ભ્રાન્તિ દૂર થઇ અને ભગવાન માટે સ્નેહ થયો.

હેવાં વચન સુણીનેરે ઉદ્ધવજીની ભ્રાન્તિ ટળી
જોગ જંજાળ છુટ્યારે ગયું મન સ્નેહમાં ગળી.
અભિમાન મૂકીનેરે ઉદ્ધવ ગોપી પાય પડયા
કહું દયાના પ્રીતમજીરે નિશ્ચે એક તમને જડયા.

"ચોરાશી વૈષ્ણવ" કાવ્યમાં પુષ્ટિ સંપ્રદાયમાં શ્રીમહાપ્રભુજીના ૮૪ મહાનુભાવી વૈષ્ણવોના નામનું સ્મરણુ કવિએ કરાવ્યું છે.

**'ચેતવણીમાં'** પોતાના ચિત્તને ચેતવણી આપે છે કે આ સંસારમાં કશું પણ સ્થાયી નથી તો વૃથા સંસારના વિષયમાં આસક્ત રહેવાથી મનુષ્યનું અકલ્યાણ થાય છે માટે પ્રભુનું સ્મરણ દરેકે કરવું જોઇએ.

ચેત ચેત મન ચપળ થઇને કૃષ્ણ કૃપાનિધિ ભજની હે.
આ જૂઠી બાજી જગત તણી છે તેથી મમતા તજની હે–ચેત૦

**'ચાતુરી'** ના ગરબામાં પણ મનને ઉપદેશ આપ્યો છે. સંસારના વ્યવહારમાં મનુષ્યે કેવી નીતિ તથા સદાચરણ રાખવાં જોઇએ તેનો કવિએ આમાં બોધ આપ્યો છે. સર્વનો સાર ટુંકામાં કહીએ તો કવિ એવું કહેવા માગે છે કે—

સર્વે કામ છોડીને પ્રથમ ગુરૂ ગોવિંદને ભજીએજી
સકળ કામના જેથી સિદ્ધિ વારે તેને તજીએ–શિક્ષા શાણાને
* * * * * * *
આપ વખાણ અવરની નિંદા પર પત્નીશું હાસ્યજી
અતિ ભાષણ કટુ જીવ ચલાવે મહોટમપણાનો નાશ–શિક્ષા શાણાને

**"મનપ્રબોધ"** માં પણ મનને આ ફાની સંસારમાં સર્વ વસ્તુ મિથ્યા છે માટે પ્રભુની ભક્તિ કરવાથી જ જીવની કૃતાર્થતા છે એમ પોતે કહે છે. આ પરમ ઉપદેશ કક્કાના એકે એક અક્ષરને લઇને આપવામાં આવ્યો છે જેમકે.

કક્કા કોટિ કારજ છોડીનેરે ભજીલો શ્રીકૃષ્ણકૃપાળ
નહિ તો પાછળ પસ્તાવો થશેરે આવી જાશે અચાનક કાળ

આ કાવ્યના અન્તમાં પોતે લખે છે.

કક્કો અલૌકિક મન પ્રબોધનોરે જે કોઇ શીખે સાંભળેને ગાય
કહે દયો વાસ શ્રીવલ્લભદેવનોરે તેહનાં સહુ કારજ સિદ્ધ થાય.

"**પંદર તિથિઓ**" તથા "**વ્હાલાજીના મહિના**" નાં કાવ્યમાં ગોપીઓના વિપ્રયોગ પ્રેમને પ્રકટ કર્યો છે.

"**હનુમાન ગરૂડ સંવાદ**"માં પ્રથમ રામ મોટા કે કૃષ્ણ એ સંબંધી વિવાદ થાય છે અને એક બીજાની નિન્દા ચાલે છે પણ તે કલહ અન્તે કવિ નીચેની લીટીમાં મટાડે છે.

એજ કૃષ્ણ શ્રીરામ થઇ માર્યો લંકા ભૂપ.
જુગલ નામ પણ જોતાં દીસે ઉભય એક રૂપ.

આથી કહે છે "હળ્યા મળ્યા હનુમાન ગરૂડ સંદેહ સહુના ટળિયા.

કોઇને એમ શંકા થાય કે દયારામે આ કાવ્યમાં રામની નિંદા કરી હશે તો પોતેજ તે શંકાનો નિરાસ કરે છે.

એ વાણી વિલાસ કર્યો નથી નિંદા ઉચ્ચારી
ઉર અવળું ભાસે અંતર જોતાં છે સ્તુતિ ભારી
ઉપાસનાની ટેક બતાવી નથી ગાયુ અવળું
ભક્ત વત્સલનો ભેદ સમજશે તે લહેશે સવળું.

શ્રીશેષસાઇના ધોળમાં શ્રીનર્મદાજીના તટ ઉપર ચારૂચંડી ગ્રામમાં (ચાંદોદ) ના પવિત્ર તીર્થ સ્થળમાં શ્રીશેષસાઇ નારાયણનું મંદિર છે તેનું ધોળ કવિએ ગાયું છે.

શ્રીનાથજીના વર્ણનમાં શ્રીનાથજીના સર્વ અંગના અલંકારનું વર્ણન કર્યું છે અને સ્વરૂપલીલાનું અનુસંધાન કરનારને માટે એ ઘણું ઉપયોગી કાવ્ય છે.

**સત્સૈયા** નામનું મોટું કાવ્ય હિંદુસ્થાનીમાં છે. આમાં ભક્તિ માર્ગના સિદ્ધાંત તથા પ્રેમ લક્ષણા ભક્તિના પ્રકાર તેમજ ભગવદ્ ભક્તે કેવા પ્રકારની નીતિ રાખવી જોઇએ તે સર્વ બહુજ સુંદર

મનોહર શૈલીમાં લખ્યું છે. રસશાસ્ત્ર અગર કાવ્યશાસ્ત્રના અભ્યાસીઓને જુદી જુદી નાયકાનું વર્ણન જાણુવાનું આ સારૂં સાધન છે. કવિ માને છે કે.

રતિ બિન રસ સોરસ હિસોં રતિ બિન જાંન સુજાન
રતિ બિન મિત્ર સુમિત્ર સોં રતિ બિન સબ શત્ર્ય માન

સ્નેહ વિના અન્ય રસો ઝેર સમાન છે. તે વિનાનુ સુજ્ઞાન તે હાનિરૂપ છે. તે સિવાય સન્મિત્ર પણુ મિત્ર કહેતાં અગ્નિ સમાન છે અને સર્વ કંઇ શત્રુ સમાન છે. પ્રેમ એજ જીવનનો ખરો મંત્ર છે પણુ તે પ્રેમ લૌકિક વિષયનો નહિ પણુ પ્રભુ તરફનો હોવો જોઇએ. આમાં શિક્ષા વિવેકના પણુ ઘણા દુહા છે. ખરેખર એક ગુર્જર કવિ અન્ય ભાષામાં આવી સુંદર રીતે કઠણુ વિષય ઉપર લખી શકે તે ધન્યવાદને પાત્ર છે. આવાં કાવ્યો લખવામાં કોઇ પણુ બીજો કવિ દયારામના પેંગડામાં પગ મૂકે એવો થયો નથી.

"વસ્તુ વૃંદ દીપિકા" આ લાંબા કાવ્યમાં એકથી અનુક્રમે એકસોને આઠ વસ્તુઓના વૃંદનું વર્ણન કર્યુ છે. પુરાણુ, રસશાસ્ત્ર કાવ્યશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, ઇત્યાદિ વિષયના કોઇ પણુ ઉલ્લેખો જોઇતા હોય તો તેમાંથી મળી આવે છે. અમરકોષની માફક સાહિત્યની દૃષ્ટિએ આ ઘણો અગત્યનો ગ્રંથ છે. કોઇ પણુ વિષયની આપણી શંકાનો ખુલાસો એમાંથી મળી આવશે.

"વૃંદાવન વિલાસ" માં રાધા અને કૃષ્ણુના વિહાર કટિબંધ છંદમાં વર્ણવ્યા છે. એમાંથી સંગીતની ઓર લિજ્જત મળી શકે છે.

**કમળ લીલામાં** કૃષ્ણુ શ્રીયમુનાજીમાં નંદના કહેવાથી કમળ લેવા જાય છે તે વિષયનું વર્ણન છે. નંદરાયજીને માટે કૃષ્ણુને કમળની

ખાતર યમુનામાં રહેતા કાલીય નાગને નાથવો પડયો. પ્રેમાનંદે નાગ-દમણ લખ્યું છે. પણ તેમાં કમળની વાત નથી.

"**પત્ર લીલા**" 'નામના બીજા ગ્રંથમાં કૃષ્ણ રાધાનું માન ત્યજાવવાને શામ–દામ–દંડ અને ભેદ એમ ચારે ઉપાયો યોજે છે. આમાં કૃષ્ણ રાધાને અનેક યુક્તિઓથી વિવિધાર્થ પત્ર મોકલે છે અને રાધા પણ તેવાજ પ્રત્યુત્તર આપે છે. આખરે રાધાનો રોષ ઉતરી જાય છે, જે રાધાએ પ્રથમ કૃષ્ણની દાસી આગળ નીચેના શબ્દો ઉચ્ચાર્યા હતા—

જા જઇને તું કેજે વિઠ્ઠલને, રાધી હવે નહિ આવે;
મન તણો મર્મ ન આપે કોઇને, તુજ સંગે પ્રીતિ નભાવે

તેજ રાધાને કૃષ્ણનો નીચેનો પત્ર મલ્યો. તેને પોતે લલિતા પાસેથી લીધો અને વાંચવા માંડયો—

લલિતા પાસથી પત્રજ લેઇ, વાંચતી રાધા રામ;
સઘન કુંજમાં શ્યામ વિપરીત, આવો વેલાં અભિરામ
માતંગ મત્ત થયો મહિલા એક દ્રુમકુંજ સરની માંય;
કરિણી કામણગારી જો તો, શું અંકુશે બંધાઇ ક્યાંય? લલિતા ૨
ભ્રમર કમળ માંહી પેઠો આશે પ્રભાકર ન પ્રભા દર્શાવે
આનંદ ઘન વર્ષે પરિપૂર્ણ, જો સાધે દૃય દાવ લલિતા ૩
દિવસે રમણ રુચિર ન દીસે, ચક્ર ચક્રવાકી ભાવ;
દૃય કર કમળમાં કમળકોશ નહિ માયાજોતો બેઠો માવ. લલિતા ૪

૧૩ પ્રા. કા. મા. પૃ. ૩૩–૩૪

પણ હજુ રાધાએ કૃષ્ણની કુંજમાં જવાની હા પાડી નહિ. સુદામા તથા અન્ય દૂત દૂતીઓના પ્રયાસો વ્યર્થ ગયા. તેમની સાથે

ફક્ત એવો ઉત્તર આપતાં કે 'વિનતાની તરત નુતિ મન લાવું' ત્રય વર્ણ આદિનું દુઃખ તજાવું અર્થાત્ હે કૃષ્ણ જો તું વિનતાની સ્ત્રીની વિનતિ તરત મનમાં લાવું તોજ હું વિનતા, તરત અને નુતિ એ ત્રણ વર્ણના આદિ અક્ષરનું (વિતનુ=કામ) દુઃખ દૂર કરૂં. કૃષ્ણ વિશાખાના આગ્રહથી રાધાની શરતને કબૂલ કરે છે. અને પછીથી બીજો પત્ર લખે છે.

કૃષિકાર મેઘ વિશ્વાસ ધરી રે, આશ પૂરે ઘનસ્યામ,
તેવી આશ પ્રિય પૂરવી મ્હારે, એમ લખે ઘનસ્યામ,

પણ આમાં રાધાને વિશ્વાસ આવતો નથી, કારણ રાધાનું કહેવું એટલું હતું કે આ કૃષ્ણ કપટી છે તેથી તેમના શબ્દમાં શી રીતે વિશ્વાસ રખાય ? આથી દૂતીને પોતે કહે છે.

જા અલિ કહે જઇ કામ ન થાય,
ભેદ પ્રપંચ પરો કરો તો કારજ કેઇ પેર કરાય.
વિશ્વાસ વસ્તુ દેવને આપ્યો, કહો તેવો વિશ્વાસ અપાય.
નંદ યશોદાને જયમ આપ્યો, તેવો આપો અમને વ્રજરાય

છેવટે કૃષ્ણ કબૂલાત આપે છે, અને રાધા કૃષ્ણની કુંજમાં પધારે છે.

"**રૂપ લીલા** કાવ્ય" એ વિનોદ યુકત કાવ્ય છે; કૃષ્ણનાં અનેક રૂપ જોઇને રાધાને વિસ્મય થાય છે તે આ કાવ્યમાં જણાવ્યું છે.

**મુરલી લીલામાં** શ્રીમદ્ભાગવતના વેણુનાદનોજ વિષય છે.

શ્રીગોપીજનોની પ્રપંચની વિસ્મૃતિ પૂર્વક નિરોધ દૃઢ કરવાને કૃષ્ણ વેણુનાદ કરે છે. વેણુના સાત રંધ્રમાં એક ધર્મી સ્વરૂપ અને ઐશ્વર્ય, વીર્ય, યશઃ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ્ય એ છ ધર્મરૂપ છે તેમાં

પ્રભુની ત્રણ પ્રકારની સ્વભોગ્યા, દેવભોગ્યા અને સર્વભોગ્યા સુધાને પૂરે છે અને તેનું કર્ણ દ્વારા ગોપીજન પાન કરે છે. આ સુધાને બ્રહ્મનાદરૂપી વેણુમાં પૂરે છે. વેણુનો અર્થ વ=બ્રહ્માનંદ અને ઇ= કામસુખ તે પણ જેની આગળ અણુ તુચ્છ છે તે વેણુ કહેવાય છે અર્થાત્ કામસુખ તથા બ્રહ્માનંદના સુખ કરતાં પણ અધિક સુખ ગોપીઓને આપવાને ભગવાન્ વેણુનાદ કરે છે. ભાગવતમાં ' યુગલ ગીતમાં ' પણ તેનું પુનઃ વર્ણન છે, પણ તે વર્ણન ફલ પ્રકરણીય છે. તેમાં વેણુના નાદથી દેવતા, નદીઓ, પશુઓ, પક્ષિઓ વગેરે ઉપર કેવા અનુભવો થયા તેનુ વર્ણન કર્યું છે. દયારામભાઇની **મુરલી લીલામાં** કૃષ્ણ મુરલી વગાડે છે, અને રાધા તેનું શ્રવણ કરે છે, આથી રાધાજીને ઇર્ષા થાય છે કારણ કે કૃષ્ણના અધર રસના પાનને લીધે વાંસના આખા વનને બાળી નાખવાનો વિચાર કર્યો. પણ લલિતાદિ સખીઓના ઉપદેશથી તે વિચાર દૂર થાય છે.

રાધિકા કહે આજે જાવું, વનમાં મારે બેનીજી;
વંશ તણું વન સળગાવી દેવું; કોઈ ખોટુ કેતો કેનીજી. મારે.
કોઇ કેશે કરો કેમ એવું તેને દેશુ જબાપજી.
શુ હરિ અધરામૃત વંશને કાજે, ઉછેરી ગયો એનો બાપજી. મારે.
દધિ નવનીતને પય પાયાં છે, અધરામૃતને કાજેજી,
તે અધરામૃત લૂટી જાયે, આણી વૃથા અમને વાજેજી મારે.
જગતમાંહી મનાયું એવું, અધરામૃત આગવું મારૂંજી,
કોઇક કહે ગોપીઓનું આગવું, ત્યાં વેણુ લાગે શું તારૂજી, મારે.
ભોગ્ય ભોગી છીએ એણીપેરે, તું જોગી વિયોગી ક્યાં આવેજી
કુળનો નાશ કરવા બેઠી, શું વાંસલડી વેર ભાવેજી. મારે.

શું જાણે કોઇ જનનીએ, પય પાઇને ઉછેરીજી;
તેની માતા નદીઓ જેવી શું. વાંકલડે વધેરીજી. મારે.
પ્રફુલ્લિત પદ્મ મિષથી જાણે, રોમાંચિત શાં દીસેજી;
અન્ય વંશ હરખાયે જાણે, વંશમાં હરિજન હીસેજી. મારે.
તે વળી આનંદ અશ્રુ મૂકે, શું કહીએ કીર્તિ તેનીજી;
મકરંદ ધારનું મિષ કરે સખી, માનું આંસુની ધારા એનીજી મારે.
આવો તર્ક વિતર્ક કરે જડ, એના પુણ્ય તણો શો પારજી,
મુજથી વર્ણ્યું જાય ન વેંલુ, વાંસળી વેરણ અપારજી. મારે,
બેની તું કેશે કે ખાર શે એવડો, એના ઉપર કરતીજી;
માર મુઆ એને સ્વરે નાચે, જાણે મેઘની ધારા પડતીજી. મારે.
મેઘને કાળો કપટી માનુ, જે મોરલી નાદે ભૂલવેજી;
પણ વાંસલડી પાંસલડી કોરી, પશુ પતીને દૂલવેજી; મારે.
પર્વત શિખર ઉપરનાં પક્ષી, એના સ્વર સુણી નાચેજી,
ગાંડાં ઘેલાં થાય તે મુજશાં, રમત કરતાં રાચેજી. મારે.
મૃગલીઓને હું કેવી માનું, મૂર્ખમાં મૂર્ખ જો ભાખુંજી;
તો મુજ જેવો મોહ તેને લાગે, દૃષ્ટાંતે કેમ દાખુંજી. મારે.
વેણુ નાદ સ્નેહાળી માનું તો, તો શોકય તણું સાલ લાગેજી;
મન મારૂં માને નહિ કેઇ પેરે, કોઇ કષ્ટ કૂડું નવ ભાગેજી. મારે.
એ દૃષ્ટાંતમાં એક અલૌકીક, તે તુજને મારે કેવુંજી;
વેણુનાદ સુણી હરણી લોભાએ, એમાં જાણવાનું એક એવુંજી. ગારે.
એનો પતિ પાસે ઉભોરે, તે પણ જોવા લાગેજી,
ગોવાળીઆ શો તે નહિ ઘેલો, જદુવર જોઇ જવાળા લાગેજી. મારે.
જેમ વેણુ કાળિયર ભૂલાવે, તેમ ગોપને નવ કરતોજી;
ખાર ધરે આપણ પર એતો, નર નારી નામે શું નડતોજી. મારે.

જો એમ હોય તો નારી કહીએ, પછે ફરે ન ફરેજી;
ઉભય ભ્રષ્ટ એને તો કે'ચો, ભલા આપણી ડરેજી. મારે.
ચાલ સખી આવે હું સાથે, જઈને વાંસ લગાડુંજી;
વેરણીયાનું વેર તો આજે, જુગ બાધે જગાડુંજી. મારે.
મારા આંબા નાખશે ગોડી, જોઈએ એનાથી શું થાયેજી;
દાસ દયાનો પ્રીતમ પાધરો, થાશે તો દુઃખ જાયેજી મારે.

પ્રા. કા. મા. પૃ. ૧૦૧

આ કાવ્યમાં એકંદરે પાંચ ગરબીઓ છે. કાવ્યની દૃષ્ટિએ પણ આ કાવ્ય ઘણું સુંદર છે. એની એક એક કડીમાં રમણીયતા ઝળકી ઉઠે છે.

"**વ્રજ મહિમા**" કાવ્યમાં ઇન્દ્રલોક, બ્રહ્મલોક અને કૈલાસ કરતાં પણ વ્રજની ભૂમિનો વૈભવ અધિક છે એમ કવિ જણાવે છે. કવિ તેમાં આવો પ્રશ્ન પૂછે છે કે—

કર્મ થકી બંધાયો જીવ તે કર્મે કયમ મુકાય:
પંક લેપ્યું અંગ તે કયમ પંક થકી ધોવાય.

તેનો ઉત્તર નીચેની પંક્તિઓમાં આપ્યો છે—

એક વાર શ્રી કૃષ્ણ નામ કોઇ પ્રાણી વદન આલાપે;
તો તેને સ્વપ્ને પણ યમચર કદા ન દર્શન આપે.
જદા તદા નામ નારાયણ જે કોઈ કરે ઉચ્ચાર;
તો પણ સહેજે સદ્ય શ્રેય પામે ભયવામે નિર્ધાર.

દ. કૃ. મણિમાળા ભા. ૩

આ રીતે આ આખ્યાનમાં ભગવન્નામનું માહાત્મ્ય વર્ણવ્યું છે.

"**ચિંતા ચૂર્ણિકા**" કાવ્ય ચિંતા નિવૃત્તિના સાધન તરીકે ઘણું ઉપયોગી છે. તેનાથી વાંચનારની કોઇ પણ જાતની ચિંતા

આપો આપ નિવૃત્ત થાય છે. જે વૈષ્ણવે આ સંપ્રદાયની રીતિને અનુસાર બ્રહ્મ સંબંધ પ્રાપ્ત કર્યો છે તેને ચિંતા કરવાનું પ્રયોજન નથી. જેટલે દરજ્જે ચિન્તાનું પ્રમાણ વધે તેટલે દરજ્જે પ્રભુમાં વિશ્વાસ ઓછો એમ સમજવું જોઇએ. તેમાંથી નીચેની લીટીઓનું અવતરણ કરવામાં આવે છે.

આદિથી તે અંત લગી પ્રભુધારી મૂક્યું છે તારૂં.
તેજ રીતે સહેજે પણ થશે નિશ્ચે નરતું કે સારૂં. ચિંતા ન કર.
ભાવિ મટે જો વિવેકથી તો પંડિત સહુ હોય સુખિયા;
ડાહ્યા ઘેલાનું પ્રમાણ ક્યાં બને સુખી બંને દુઃખીયા. ચિંતા ન કર.
જ્યમ રાખે ત્યમ રહી ગા હરિ હું કર્તાપણું હરીને;
પુષ્ટિ પથક પ્રભુ ભૂંડું નહિ કરે કદાપિ નિજનો કરીને. ચિંતા ન કર.
ચિંતા કરીશ તદપિ તુંથકી ઓછું વત્તું શું થાશે ?
સુખ દુઃખ શ્રીકૃષ્ણ હાથમાં કલપે ભજન ભૂલાશે. ચિંતા ન કર.

દ. કૃત મણિમાળા ભા. ૧ ઇત્યાદિઃ—

**શ્રી દશમ સ્કંધ લીલાનુક્રમણિકા**—આમાં શ્રીમદ્ ભાગવતના બાર સ્કંધ ઘણાજ સંક્ષેપમાં વર્ણવ્યા છે. ટુંકમાં ભાગવતની કથાનું આ સાંકળીયું છે.

**રસિકરંજન**—આ ગ્રંથ હિંદુસ્થાની ભાષામાં છે. આ ગ્રંથ “ રસિક વલ્લભ ” ની માફક રસિકોના ચિત્તને રંજન કરે એવો હોવાથી તેનું નામ ‘ રસિક રંજન, આપ્યું છે. એમાં એકંદરે ૧૭ પ્રકરણો છે. દરેકમાં કુંડલીઆ, મત્તગયંદ તથા કવિતા છે. આ ગ્રન્થમાં અનન્યતા, ભગવદાશ્રય, દીનતા, કૃપા, ભગવદિચ્છા, વિજ્ઞપ્તિ, હરિનામોત્કર્ષ ચિન્તાત્યાગ, ભક્ત્યુત્કર્ષ, માયામતખંડન ઇત્યાદિ વિષયોનું સુંદર

શૈલીમાં પ્રતિપાદન કર્યું છે. રસિકવલ્લભ ગ્રંથ શાસ્ત્રીય બનેલો છે. અને વેદાન્ત વિષયક છે, પણ આ ગ્રંથ તો ઘણો વ્યાવહારિક છે.

**શ્રીકૃષ્ણ અકળ ચરિત્ર ચંદ્રિકા**–આમાં કૃષ્ણની અકળ લીલાનું બ્યાન કર્યું છે. કૃષ્ણની લીલાઓ તેમના પરમભક્ત પણ જાણી શકતા નથી, તો સામાન્ય માણસને તો તે શી રીતે ગમ્ય બને? કવિ કહે છે.

વિરુદ્ધ ધર્માશ્રય ચરિત્ર, શ્રી કૃષ્ણચંદ્રકે કહીયે:
કછુ હુ ન કહત બને ઇશ્વરકો બેર બેર શિરનૈયે.

કૃષ્ણની અકળલીલા સમજાવવાને અનેક પૌરાણિક દૃષ્ટાન્તો કવિએ આપ્યાં છે.

"**કાળ જ્ઞાન સારાંશ**" આ ગ્રંથમાં મનુષ્યનું મરણ ક્યારે આવશે, તેનું જ્ઞાન પોતે કરાવડાવ્યું છે. જો કે આધુનિક સમયે કવિએ કહ્યું તે પ્રમાણે કાળજ્ઞાન થવું અશક્ય છે, પણ એટલું તો સિદ્ધ છે કે જો કોઇ ઇન્દ્રિયનું દમન કરીને નિયમ પૂર્વક જીવન ગાળે તો પોતાના આયુષ્યની મર્યાદા સામાન્ય માણસો કરતાં વધારે લંબાવી શકે એમ કવિ કહે છે. આખા ગ્રંથનું પ્રયોજન તથા સાર નીચેની પંક્તિઓ ઉપરથી સમજી શકાશે.

દુર્લભ મનુષ્ય દેહ છે, આવે કોઇ એક વાર;
તે પામ્યાનો લાભ એ ભજવા નંદકુમાર.
જનમ્યું તેને મરણ તો જ્યારે ત્યારે થાય;
પણ તેને ધન્ય જેહનો હરિ ભજતાં દિન જાય,

× × × × ×

આયુષ્ય એળે સહુ ગયું ભજ્યા ન ક્ષણ ભગવંત
તેનું પણ કલ્યાણ છે. જો સમરે હરિ અંત

દ. કૃત મણિમાળા ભા. ૧

"**મન મતિ સંવાદ**" આ કાવ્ય પણ મન અને મતિના સંવાદ રૂપે છે. આને દયારામ નાટક કહે છે.

"દયારામ નાટક રચ્યું, ભવ દુઃખ થવા ભંગ" પણ તે વસ્તુના નાટકની સંજ્ઞાને પાત્ર નથી. આ કાવ્યનું પ્રયોજન કવિ આરંભમાં કહે છે—

'પ્રબોધ થવા મનને, રચ્યું મન મતિ સંવાદ;
મન ગાશે દુઃખ મનનું, મતિશુભ મતિ ઉસ્તાદ.

મન મતિને ( બુદ્ધિએ ) પ્રશ્ન કરે છે કે હરિનું ભજન શી રીતે થઇ શકે ?

મન કહે છે સુણુ સુમતિ મારે દુઃખ છે મોટું;
સમજું છું હરિભજન વિના વિષયસુખ ખોટું;
પણ નિશ્ચલ બનતું નથી કામ દામ, મન જાય;
કંઇ યદા તદા બને, કેમ રીઝે વ્રજરાય ? મતિ કહે કેમ કરૂં ? ૨

મતિ તેનો ઉત્તર આપે છે.—

રે **મન** હું સમજી, તું દુઃખીયો માટે રોય;
પણ એનો ક્યાં પાર, જન્મ સહુ એમાં ખોય,
હજી તૃષ્ણા નથી તૂટતી, ક્યારે ગોવિંદ ગાઇશ ?
ભાણે ભર્યે ન તાંખિઓ કર ચાટે શું ધરાઇશ ? વિચારી જો હદે. ૩

આખા ગ્રંથનું રહસ્ય મતિના નીચેના ઉત્તરોમાં છે—

મતિ—લાખ વાતની વાત કહું, **મન** સાંભળ સાચી;
કૃષ્ણનામ રટન અચળ, વાત સહુ જાણી કાચી,
ચિત્ત ચંચળ, ધન, મદન, દુઃખ આદિ શોચ થઇ ધીર;
સહજે સર્વ સુખ થઇ જશે જાશે દુઃખ અચિર કાળ પણ કંપશે. ૨૦

હરિ ભજતાં ઉર અમળ, કદી જો થાય ન વારૂં;
તો પછી એનું એ કરજે, માનીશ ન મારૂં.
સિંહ વસ્યો જે વનમાં, ત્યાં કયમ વસે શિયાળ ?
વિષય અલ્પ સુખ, દુઃખ ઘણું, સુખનિધિ, ભજ ગોપાળ.
હોય હરિ પામવા—૨૧

× × × ×

મતિ રસિકવર જેવો, ઉપાય સુણ તેં પૂછયો મુજને,
ઉપનિષત્ સિદ્ધાન્ત કહું, થોડામાં તુજને;
અનાયાસ મન વશ રહે, પ્રપંચ પ્રીતિ જાય.
પ્રેમલક્ષણા ભક્તિ દૃઢ, શ્રી હરિની સદ્ય થાય; સાંગ અનપાયિની. ૩૧
શરણાગતિ શ્રીકૃષ્ણનામ, હરિ ચરિત્ર ગાવું,
બની આવે તે ટેહેલ, કૃષ્ણજન જયાં ત્યાં ધાવું;
હરિ પ્રસાદ હરિ પદામૃત, તે પણ અન્ય ન ભોગ;
બહુ ડરવું દુઃસંગથી, સદ્યટળે ભવ રોગ; દયા પ્રીતમ મળે. ૩૨
દ. કૃત મણિમાળા ભાગ ૩

**પ્રબોધ બાવનીમાં** દયારામભાઇએ પુષ્ટિ સંપ્રદાયના ભક્તિ સિદ્ધાન્તોને સમજાવવાને બાવન કહેવતોનો ઉપયોગ કર્યો છે, આવી રીતે કહેવતો દ્વારા ભકિત માર્ગના સિદ્ધાન્તો ગુજરાતી ભાષામાં પ્રથમ ઉતારનાર દયારામભાઇજ છે. " તરસ્યો ખોદે કૂપજળ પ્રકટ પીએ નહી ગંગ " " જતું ન જાણ્યું નાગરી મૂશળ પૂજામાંય " " પારસમણિને વાટકે ભટજી માગે ભીખ " " મશાણ મોદકમાં કયહાં ઇલાઇચીનો સ્વાદ " " વિવેકથી બન્ને રહે દોણીને વળી દુધ " " કૂપપડે મસાલચી સહુનું ટાળે તમ " " રંડાપણતો રોકડું એવાતન ઉધાર " " દળનારીના દિકરા ગુલાબરાયજી નામ " " ઘણાં ઘરાંનો પાહૂણો ભૂખ્યો. ૧૦

રહે નિદાન" "ઝુલે અધવચ મુમના નહિ હિંદુ નહિ તર્ક" ઇત્યાદિ પર કહેવતોથી આ કાવ્ય ભરપૂર છે, અને દરેક કહેવતને ભકિતના સિદ્ધાંત સમજાવવાને ઉપયોગમાં લીધી છે. જેમકે.

"કદા બાપના બાપને રડતાં ન આવે પાર"
રડતાં ન આવે પાર કૂટય સહુ અલગી ઠેલી;
દયા સ્મર શ્રી કૃષ્ણ સદા જે સાચો બેલી,
જેથી સહુ દુઃખ જાય સકલ સુખ જેથી સુલભ.
બગડયું સુધરી જાય, કામના કશી ન દુર્લભ
દુર્લભ મનુષ્યા દેહ છે, રટ નટવર નિર્ધાર,
"કદા બાપના બાપને રડતાં ન આવે પાર.
"ડાટા મારે ખાળમાં રહે ઉઘાડાં દ્વાર,"
રહે ઉઘાડાં દ્વાર, ખરચ કોડી પણ લેખે;
આવરદા વહી જાય, અમૂલ્ય તે નવ દેખે;
ટળે મળે બહુવાર, દામ મનશું લલચાવે;
શ્યામ શ્વેત બે ચોર, ચોરશે તે નહિ આવે;
આવે નહિ સંભાળતેરે જડ ? દયા ગમાર;
"ડાટા મારે ખાળમાં રહે ઉઘાડાં દ્વાર". ૧૦

દ. કૃત મણિમાલા ભા. ૩

'ષડ્‌ઋતુ વર્ણન કાવ્યમાં' ગોપાંગનાની વિપ્રયોગ અવસ્થાનું વર્ણન છે. કાલીદાસના ઋતુસંહારને મળતું આ કાવ્ય છે, પણ આમાં મુખ્ય રસ અલૌકિક રીતે ઘટાવ્યો છે. વિપ્રયોગ શૃંગારનું વર્ણન ઘણું સરસ કર્યું છે. આ કાવ્યનું બીજ નીચેના શ્લોકમાં છે—

અમૃત ઉદધિ અનંત વાળી નાખું રસ. પ્રેમ ઉપર અણુ,
અનુભવી વેદ્ય અવેદ્ય સર્વ કોઈને દુર્દર્શ વસ્તુ અતિ,

બ્રહ્માનંદ થકી બહુજ અધિકો નિઃસ્વાર્થ સ્નેહ કૃષ્ણ શું.
પ્રાણ થકી પ્રિયરૂપ અનૂપ આનંદ મન વાણીથી વેગળો.

"**શ્રીહરિભક્તચંદ્રિકા**" કાવ્ય ભક્તિ પોષણને મળતું છે. ઉભય કાવ્યમાં ભકિત ભાવની વૃદ્ધિ શી રીતે થાય એ કવિએ વર્ણવ્યું છે. આ ઉપરાંત વૈષ્ણવોએ સામાન્ય નીતિનું કેવી રીતે પાલન કરવું તે પણ જણાવ્યું છે.

દ. કૃત મણિમાલા ભાગ ૫

આ ગ્રંથો ઉપરાંત દયારામની ગરબીઓનો જથ્થો ઘણોજ મોટો છે તેમાંની થોડીજ હજુ પ્રકટ થઇ છે. આ ગરબીઓમાં આપણે ભકતોનું જીવન કેવું નિર્ગુણ અગર પ્રેમલક્ષણા ભક્તિમય હોવુ જોઇએ તે દર્શાવવાનો કવિએ પ્રયાસ કર્યો છે.

આ સર્વ કાવ્યોના વિહંગાવલોકનથી જોઇ શકાશે કે કવિએ પોતાનાં અનેક ન્હાનાં મોટાં કાવ્યોમાં **પ્રભુ સિવાય બીજું કશું પણ ગાયું નથી.** હરિની નામલીલા અને રૂપલીલામાંજ પોતે આસક્ત હતા, એ તેમની **અનુભવ મંજરી** ઉપરથી પણ સ્પષ્ટ થાય છે, **હરિ એજ કવિનું સર્વસ્વ હતું અને તેમની પ્રાપ્તિ ભક્તિથીજ કરી શકાય છે. અન્ય કોઈ પણ સાધનાથી નહિ એ એમના જીવનનું દૃષ્ટિબિન્દુ હતું.** એમના સર્વ વિચારો પ્રભુમય હતા. તો પછી તેમના સ્થૂલ જીવનને જે લોકો એમના કાવ્ય ઉપરથી પણ કલંકિત કરવા માગે છે, તેઓ કેવી વિચિત્ર કલ્પનાઓ દોડાવીને આવું અનુમાન કરે છે તે આ ઉપરથી સમજાશે.

જેઓએ સ્થૂલ જીવનને સંક્ષેપ કહેલો તેમની પાસે તેમના કથનને પુષ્ટિ આપનાર કોઇપણ વિશ્વાસનીય પ્રમાણો નહોતાં પણ હવે તે વિષે વિદ્વાનોના વિચારો બદલાય છે તેથી હવે અહિંઆં તેનો ઉલ્લેખ કરવાની જરૂર નથી. આ પ્રકરણમાં તો એટલુંજ જણાવ્યું છે કે તેમનાં જુદાં જુદાં કાવ્યોમાં એકજ વિચાર અનેક રૂપે દેખાય છે, અને તે શ્રીકૃષ્ણની ભકિતનો. શ્રીકૃષ્ણની ભક્તિ એજ એમના જીવનનો પ્રાણ હતો. અને તેમનું **આન્તરજીવન તે ભક્તિમય હતું.**

**જે. ગો. શાહ.**

---

## પ્રકરણ ૨ જું.

### દયારામભાઇના કાવ્યનું તત્ત્વચિંતન.

### ( ૧ )

### ઇશ્વર ભાવના.



યારામભાઇની માનસિક સૃષ્ટિનાં વિવિધ વિચાર રત્નોનું મૂલ્ય આંકતા પહેલાં, તે વિચારરત્નો કેવા પ્રકારનાં છે, તેનું યત્કિંચિત્ અભિજ્ઞાન વાચક વૃંદને થવાની જરૂર છે. આ સ્થળે આપણે કવિની ઇશ્વર પરત્વેની ભાવના કેવી હતી, તેનું અવલોકન કરીએ.

શ્રીમદ્વલ્લભાચાર્યની બ્રહ્મ અગર ઇશ્વરભાવના દયારામભાઇનાં કાવ્યોમાં સુંદર રીતે આલેખાયેલી છે, કારણ કે પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો તેઓશ્રીના રગો રગમાં સંપૂર્ણ રીતે ઉતરી ગયાં હતાં.

**પરમતત્ત્વભાવના**

પરબ્રહ્મના સ્વરૂપનું વર્ણન, કવિ પુષ્ટિસંપ્રદાય સિદ્ધાન્તાનુસાર પોતાના "રસિકવલ્લભ" તથા અન્ય કાવ્યોમાં કરે છે.

"રસિકવલ્લભ" ના પદ ૧૩માં નીચેની પંક્તિઓ આવે છે.

**આદ્ય સ્વયંભૂ આત્મારામજી, મૂળ પુરુષ જે પૂરણ કામજી;**
**પ્રધાન પુરુષેશ્વર પરબ્રહ્મજી, નેતિ નેતિ કહે નિગમજી. ૧**
**પર અક્ષરથી ત્રિગુણાતીતજી, ગમ્ય ન મન ગો અકળ અજીતજી**
**જે થકી કંપે માયા કાળજી, એહવું અખિલનું રૂપ રસાળજી. ૨**

(र. व पद १३; १-२)

આ બ્રહ્મને કવિ સર્વથી આદિ માને છે ( **परात्परम्** ) ને સ્વયંભૂ છે. સર્વ વસ્તુની ઉત્પત્તિ બ્રહ્મથી છે, પણ બ્રહ્મની ઉત્પત્તિ અન્ય કશાથી નથી, માટે તે સ્વયંભૂ છે. તે આત્મામાં રમણ કરનારા છે માટે આત્મારામ વિશેષણનો ઉલ્લેખ કર્યો છે. **रेमे स भगवांस्ताभिरात्मारामोऽपि लीलया** ॥ ( ભા. ૧૦–૩૦–૨૦ ) **रेमेतयाचात्मरत आत्मारामोप्यखण्डित** ॥ (ભા.૧૦–૨૭-૩૪) બ્રહ્મ વસ્તુતઃ આત્મારામ છે. છતાં પણ ભકતોના મનોરથ સિદ્ધ કરવાને માટે પોતે રમણ કરે છે એમ કહેવાનો આશય આ ભાગવતની પંક્તિથી સિદ્ધ થાય છે. વળી તે મૂળ પુરુષ છે તેમજ આપ્ત કામ છે. લૌકિકોની માફક એમને કોઇ પણ કામનાઓ સિદ્ધ કરવાની હોતી નથી. સાંખ્યોની માફક આ બ્રહ્મ પ્રકૃતિ અને પુરુષ સ્થાને નથી. પણ તેથી પણ એ પર છે. પ્રકૃતિ અને પુરુષના પણ ઇશ્વર નિયામક છે. માટે તેને પુરુષોત્તમ કહે છે. વેદાદિ પણ તેમનો પાર પામી શક્યા નથી, તેથી વેદની ઋચાઓ પણ **नेति नेति** કહીને વિરમી જાય

છે. અક્ષરથી તે પર છે. ભગવદ્ગીતામાં **अक्षरादपि चोत्तमः** એમ કહ્યું છે. વળી **अक्षरात्पुरुषः परः पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परागतिः** એ શ્રુતિ અત્ર પ્રમાણ છે. સત્ત્વ, રજઃ અને તમઃ એ ત્રણ ગુણથી અતીત છે, તેમજ મન અને ઇન્દ્રિયોનો તે અગોચર છે. **'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह'** એ વચન પ્રમાણરૂપ છે. અહિંઆં દયારામભાઇ બ્રહ્મને અખિલ તરીકે વર્ણવે છે. દયારામભાઇનું આ વર્ણન તદ્દન સ્પષ્ટ છે છતાં આશ્ચર્યની વાત તો એ છે કે સદ્ગત સાક્ષર શ્રીગોવર્ધનરામભાઇ દયારામના **અક્ષર દેહમાં** પૃષ્ઠ ૧૭ માં "રસિકવલ્લભ" ની આ પંક્તિઓનું અવતરણ કરીને નીચે પ્રમાણેની ટીકા કરે છે "સંપ્રદાયમાં એટલે વલ્લભ સંપ્રદાયમાં વર્ણવેલા, અક્ષર બ્રહ્મ અથવા મર્યાદા પુરુષોત્તમ તે પરોક્ષ જ્ઞાનથી પ્રમેય છે અને પુષ્ટિ પુરુષોત્તમ અપરોક્ષાનુભવથી સાધ્ય છે એવું કહેતાં એ બેનો વિવેક સ્પષ્ટતર થાય છે. એ ઉભય મળી માત્ર એક બ્રહ્મનાં બે સ્વરૂપ છે અને એ બેના સરવાળાને દયારામ "અખિલ" સંજ્ઞાથી ઓળખે છે. ગોવર્ધનરામભાઇના આ કથનમાં અજાણપણે સૈદ્ધાન્તિક ભૂલ રહી ગઇ છે.

પ્રથમ ભૂલ તો એ છે કે સંપ્રદાયમાં અક્ષર બ્રહ્મને કદી પણ મર્યાદા પુરુષોત્તમ ગણવામાં આવ્યા નથી, અક્ષરબ્રહ્મ અને મર્યાદાપુરુષોત્તમ અભિન્ન નથી. શ્રી રામચંદ્રજીનો અવતાર તે મર્યાદા પુરુષોત્તમ મનાય છે, એટલે મર્યાદા પુરુષોત્તમથી શ્રીરામચંદ્ર ભગવાન્ સમજાય છે. મર્યાદા પુરુષોત્તમ કહેવાનું કારણ એછે કે તેઓ વેદોકત રીતિ પ્રમાણે સાધન અનુસાર ફલ આપે છે; પણ પુષ્ટિ પુરુષોત્તમ તો ફલ પ્રદાનમાં સાધનની અપેક્ષા રાખતા નથી. ફકત સ્વ અનુગ્રહ-

થીજ ફલ પ્રદાન કરે છે. અક્ષરબ્રહ્મ એ ગણિતાનંદ છે. અને પુરુષોત્તમ અગણિતાનંદ છે. અક્ષરબ્રહ્મ એ મર્યાદા પુરુષોત્તમનું ધામ છે. તે વ્યાપિ વૈકુણ્ઠ પણ કહેવાય છે. પુષ્ટિ પુરુષોત્તમનું ધામ શ્રીમદ્ ગોકુળ છે. તો પછી દયારામે "અક્ષરબ્રહ્મ અથવા મર્યાદા પુરુષોત્તમ તથા પુષ્ટિ પુરુષોત્તમના સરવાળા કરીકે અખિલનું વર્ણન કર્યું છે. એ સાક્ષરશ્રીનો તર્ક શા રીતે સ્વીકાર્ય થાય ? મર્યાદા પુરુષોત્તમ અને પુષ્ટિ પુરુષોત્તમ ઉભય એક બીજાથી વિલક્ષણ અને ભિન્ન છે, એટલુંજ નહિ પણ પુષ્ટિ પુરુષોત્તમ એ અક્ષરથી પર તથા અધિક છે ( જૂઓ ભગવદ્ગીતામાં **अक्षरादपि चोत्तमः**) તો પછી પરબ્રહ્મરૂપ અખિલના વર્ણનમાં અક્ષરબ્રહ્મનું વર્ણન શી રીતે ઘટાવી શકાય તે સમજાતું નથી ! દયારામભાઇ પોતેજ આ પદમાં આ અખિલને અક્ષરથી 'પર' એમ કહે છે. પદના અંતિમ ચરણમાં આ અખિલને 'રસાત્મક" કહ્યા છે. **रसो वै सः** એ શ્રુતિમાં પ્રતિપાદન કરેલું પરબ્રહ્મનું રસાત્મક સ્વરૂપ, તે મર્યાદા પુરુષોત્તમ અગર અક્ષરબ્રહ્મમાં ઘટાવી ન શકાય. જેઓ સંપ્રદાયની બ્રહ્મભાવનાથી સુવિદિત છે, તેઓ જરૂર કહી શકશે કે આ વર્ણન તે આનંદઘન પુષ્ટિ પુરુષોત્તમનું છે, તેમાં મર્યાદા પુરુષોત્તમના વર્ણનની ગંધ સરખી પણ નથી. આથી અહિંઆં એ બ્રહ્મનો સરવાળો પણ નથી.

દયારામભાઈના સાકાર બ્રહ્મ સંબંધિના વિચાર કેવા છે તેનો હવે આપણે નિશ્ચય કરીએ.

શ્રીમદ્વલ્લભાચાર્યે બ્રહ્મસૂત્રના અધ્યાય ત્રીજાના પાદ દ્વિતીયના સૂત્ર બાવીશ ઉપરના પોતાના ભાષ્યથી આ વિષય સારી રીતે સ્ફુટ

કર્યો છે. **प्राकृतैतावत्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः॥** અહિં કહે છે કે બ્રહ્મ પ્રાકૃત ધર્મ અગર આકારથી વિરહિત છે. આથી સિદ્ધ છે કે જ્યાં જ્યાં શ્રુતિઓમાં આકારનો નિષેધ કર્યો હોય ત્યાં પ્રાકૃત આકારનો નિષેધ છે એમ સમ્યક્ પ્રકારે સમજવું જોઇએ. આપણે ઉપર જોઇ ગયા છીએ કે રસ સ્વરૂપે બ્રહ્મ સાકાર છે. એક પદમાં દયારામભાઇ આ વિચારોને બરાબર યુક્તિ સહ પ્રતિપાદન કરે છે.

રાગ. ભૈરવી.

હમ સાકાર ઉપાસીવે, સબ ગોકુલકે બાસીવે. ટેક
ઉધૌ તુમ અદ્વૈત બ્રહ્મ કહો નિરાકાર ગુન હીને
પ્રેમીજનકો પંથ નહીં હમ શુષ્કજ્ઞાની તુમ ચિન્હે. હમ૦

× × × × ×

લલીત ત્રિભંગી છેલ ફાંકડે, નટવર નાથ હમારે;
નિર્ગુન બ્રહ્મ સો ધામહે ઉનકો, સમુઝત સમઝન વારે હમ૦
બ્રહ્મ રૂપકો જીવ કહત જ્યોં જીવ બ્રહ્મ કહરાવે;
ઐસો જ્ઞાન બસત જનકે હિય, કબુ કલ્યાન નહિં પાવે. હમ૦
જગકર્તાકુ રૂપ નહિ તો, જગકું કહાતેં આયા.
કારન જૈસા કારજ હોવે, ન્યાય શાસ્ત્રમેં ગાયા. હમ૦
નિરાકાર કહે દૂર નિવાસી, નિકટ અવયવ રૂપે;
તેજોમય રવિ જગત કહત પરિ, અકનરૂપ ક્યોં પેખે. હમ૦
રૂપ બિના કરતત્ત્વ બને નહિ, દિવ્ય રૂપ શ્રુતિ ગાય
કર મુખ બિન ક્યોં બંસી બજાઇ, પાઉં બિન ક્યોં બનધાય હમ

તુમ જો જુદે નહિ બ્રહ્મતેં, કો બ્રહ્માનંદ ભોગી.
ભોગ્ય ભોગતા નહિ તુમરે મન, તબ જોગી કયા રોગી. હમ૦
ઐશ્વર્યાદિ ખટગુન સયુત, નિર્ગુન કૈસેં કહિયે,
અજ ત્રિગુનપર શુધ્ધસત્વ હરિ, નિરખત સબ સુખ લહિયે હમ૦
ભક્ત નેત્ર ભૂષણ માહા, રાધાવર શ્રીકુંજબિહારી:
દાસ દયાકે પ્રાણજીવન ધન, શ્રીગોવર્ધન ધારી. હમ૦

આ પંક્તિઓમાં નીચેની દલિલો શાસ્ત્રની રીતિ પ્રમાણે મુખ્યત્વે કવિશ્રી મૂકે છે.

૧ જો માયાવાદીઓ એમ કહેતા હોય કે જેવી રીતે દર્પણમાં પ્રતિબિમ્બ પડે છે તેમ માયામાં બ્રહ્મનું પ્રતિબિમ્બ પડવાથી બ્રહ્મનું શુદ્ધ નિર્ગુણ નિરાકાર સ્વરૂપ આચ્છાદિત થાય છે. અને તે સગુણ અગર આકારરૂપે જણાય છે પણ તે સાકારરૂપ મિથ્યા છે-આના ઉત્તરમાં કવિ એમ જણાવે છે કે જો બ્રહ્મમાં સ્વતઃ રૂપ ન હોય તો દર્પણ સ્થાનીય માયામાં તેનું પ્રતિબિમ્બ શી રીતે પડે? એટલે બ્રહ્મમાં સ્વતઃરૂપ છે તે નિરાકાર બ્રહ્મને માનનારઓએ પણ સ્વીકારવું પડશે જ. વળી પ્રતિપક્ષીના મતે માયા તો મલીન છે તો પછી તેમણે માનેલા રૂપ રહિત બ્રહ્મનું પ્રતિબિંબ શી રીત તેમાં પડે તે પણ સંભવતું નથી? માટે બ્રહ્મ સાકાર છે એમ સ્વીકારવું જ જોઇએ.

૨ જો બ્રહ્મ સાકાર નહોય-રૂપરહિત હોય તો પછી જગત્ જે બ્રહ્મની કૃતિ છે તેમાં તે રૂપ કયાંથી આવ્યું? બ્રહ્મ એ જગતનું આકાર દૃશ્યમાન થાય છે. **नामरूपे व्याकरवाणि** એ શ્રુતિથી સિદ્ધ થાય છે કે પરબ્રહ્મે પોતાનું રૂપ જોઇને આ જગત્ નિર્માણ કર્યું.

૩ **विश्वतश्चक्षुर्विश्वतोमुखोविश्वतोबाहुरुतविश्वतस्पा पात्** એ શ્રુતિમાં બ્રહ્મને ચક્ષુ, મુખ, બાહુ તથા પદ સર્વત્ર છે એમ કહેલું છે. આથી પણ બ્રહ્મની સાકારતાનો નિષેધ થતો નથી.

**तथा हि ब्रह्मणोनीरूपत्वेन प्रतिबिम्बस्याश्रयस्याज्ञानास्य अस्वच्छत्वेन क्व कस्य प्रतिबिम्बः स्यात्? रूपवत एव प्रतिबिंबनियमात्. दृष्टानुसारिणी हि कल्पनोचिता, अन्यथा वायुदारुणोरपि बिम्बत्वप्रतिबिम्बाश्रयत्वश्रवणात्** ॥

આ ઉપરાંત પણ કેટલીક યુકિતઓનો આશ્રય લઇને કવિ નરીકની બ્રહ્મની સાકારતાનો સિદ્ધાન્ત પોતે ચર્ચે છે. આ પદથી એટલું તો સિદ્ધ જ છે કે દયારામભાઇને શાંકર તત્ત્વમાં મનાતું જીવ તત્ત્વ બ્રહ્મ, તથા જીવ બ્રહ્મનું ઐક્ય અભીષ્ટ નથી. એટલુંજ નહિ પરંતુ એ મત સ્વીકારનારા પોતે ગમે તે માને અને ગમે તે કહે પરંતુ દયારામભાઇના મતે તો જેમના હૃદયમાં એવું જ્ઞાન છે તે લોકો કદાપિ કલ્યાણ પ્રાપ્ત કરતા નથી અને કરશે પણ નહિ.

દયારામભાઇનું પરમતત્ત્વ સાકાર છે, જગત્કર્તૃ છે, કારણકે રૂપ વિના કર્તૃત્વ સંભવતું નથી. પરમતત્ત્વ ઐશ્વર્ય, વીર્ય, યશઃ શ્રી. જ્ઞાન, વૈરાગ્ય એ ષડગુણ યુકત છે. તે ગુણ શૂન્ય કેમ કહી શકાય? પ્રકૃતિના સત્ત્વ, રજઃ અને તમઃ એ ત્રણ ગુણથી એ પ્રભુ રહિત છે. શુદ્ધ સત્ત્વરૂપ અતીત છે અને તે રાધાવર શ્રીકુંજવિહારી છે. નિર્ગુણ બ્રહ્મ જેનું શ્રુતિમાં નકારથી વર્ણન કરેલું છે તે કુંજવિહારી શ્રી કૃષ્ણનું ચરણ સ્થાનીય ધામરૂપ છે. અર્થાત્ નિર્ગુણ બ્રહ્મતો અમારા લલિતત્રિભંગી ફાંકડા છેલ નટવરનાથના ધામરૂપ છે. કોટિ અનંત

---

× જુઓ શ્રી વિઠ્ઠલેશચરણવિરચિત વિદ્વન્મંડન ગ્રંથ

બ્રહ્માંડ એના પ્રતિરોમમાં ભ્રમણ કરે છે. મહેશ, વેદ, સુર, મુનિ, જન એમને વંદે છે. એવા લલિતત્રિભંગી નટવરનાગર મદનમોહન વ્રજરાજ છે જેના ગુણોનું ગાન મને (દયારામભાઇને) રોમ રોમ પ્રતિ પ્રભુએ જીવ્હા આપી હોય તો પણ થઇ શકે નહિ. અર્થાત્ વ્રજરાજજી દયારામભાઈનું પરમતત્ત્વ અનંત અનંતગુણ વિશિષ્ટ છે, એ પ્રભુ અનંતરૂપ ધારણ કરે છે. મહાઅંતક પણ પોતે જ છે. ત્રિગુણાત્મક પ્રકૃતિ પણ પોતે જ છે. સત્વ, રજઃ તમઃ એ ત્રિગુણ પણ પોતે જ છે. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, ન અને અનિરૂદ્ધ એ ચતુરવ્યૂહ પણ પોતેજ છે. અક્ષર અને પુરૂષોત્તમ એમ યુગલ પુરૂષ પોતે છે. અને પરમરૂપ પણ પોતે જ છે. અંશરૂપે, કલારૂપે, વિભૂતિરૂપે પોતે સકલરૂપ છે. પોતે પૂર્ણ પુરૂષોત્તમ છે—સર્વેશ્વર છે, સર્વાત્મા (સર્વના આત્મારૂપ) છે અને રતિરસ પણ પોતે છે અર્થાત્ પ્રેમ સ્વરૂપ પણ પોતેજ છે. બ્રહ્મ સંબંધીના આ વિચારો નીચેની પંકિતઓમાં પોતે વ્યકત કર્યા છે.

"કોટિ અનંત બ્રહ્માંડજાકે, ભ્રમણ કરે પ્રતિરોમ;
શેષ મહેષ બેદબિધિ સુરમુનિ, બંદેજાહિ સુરસોમ હો
ઐસે શ્રી ગિરવરધરલાલકો, સદા કયોં ન ભજે ગુન ગાય હો. ૮

લલિતત્રિભંગી નટવર નાગર, મદનમોહન બ્રજરાય;
રોમરોમ પ્રતિ રસ ન હોયતહું, શંક ન જાકે ગુણગાય હો. ઐસે. ૯

મહાઅંતક અજા ત્રિગુણ ચતુરવ્યૂહ, યુગલ પુરૂષપરરૂપ;
અંશકલા આવિર્ભૂતિ, જાતે સકલ સ્વરૂપ હો. ઐસે. ૧૦
પૂરણ પુરૂષોત્તમ સર્વેશ્વર, સર્વાત્મા રતિરાસ;

× × ×

આમ બ્રહ્મને સાકર રૂપે માનીને પોતે તેની ભક્તિ કરવાનું કહે છે અને તેમના પ્રકટદર્શનને ફલ માને છે.

નંદનંદન એમનુંજ પ્રકટ દર્શન કરવું જોઇએ. પોતાની જાત ને બ્રહ્મરૂપ માનવાથી વા તેવા જ્ઞાન માત્રથી કંઇ દહાડો વળતો નથી.

"નંદનંદન પ્રકટ સ્વામી સમજ્યા વિના,
બ્રહ્મ નિજ માને સુણ શું વિચારો. ?

× × ×

પ્રગટ અનુભવ વિના સુણ શું દૃષ્ટિ ? નંદનંદન.

× × ×

ગોલારાણા નામ ભાટનું રાયજી,
નાપિક પારેખ ધંતુર કનક કહાવે,
આકડો સૂર્ય જેમ બકરાને અજ કહે,
બ્રહ્મપણું જીવ તેવું શોભાવે. નંદનંદન.

× × ×

દ. કૃત મણિમાલા ભા. ૨ પૃ. ૨૯૨

આ ટુંકમાં દયારામભાઇ કૃત શંકરમતનો ઉપહાસ સ્પષ્ટ જ છે. પ્રભુનું અનંતગુણ નિધિત્વ દયારામભાઇ નીચલા શબ્દોમાં પ્રતિપાદન કરે છે.

"ગુણગણ આપના ગણી શકે કોણ અહો સમર્થ દેવ મુરારિ.
ગણિતકારે ગણ્યા માનું પ્રભુ રજકણ પૃથ્વી કેરાં;
હીમકણી ગણી ન જાની કોઇ, ગણી તારા માર્યા ફેરા.
નક્ષત્રાદિની કીરણોનાં જે પરમાણુઓ ગણી ભાખે;
તેવા તે હરિગુણ ન ગણાએ, અનંત ગુણ હરિ દાખે.

એવું રૂપ રસિયાનું જોઈ, નમન ઘટે નિરધાર;
દાસ દયાને આપો પુરી, પ્રેમલક્ષણા આ વાર.
પ્રા. કા. ભા. ૧૩ પૃ. ૮૩

શુદ્ધાદ્વૈત મત પ્રમાણે સર્વજ શુદ્ધ બ્રહ્મ છે એટલે આ જગત્ પણ બ્રહ્મનું એક સ્વરૂપ છે તેથી પોતે એમ માનતા કે આ જગત્ હરિરૂપ છે અને એનું પ્રાકટ્ય પણ ભગવાને જ કર્યું છે. જગત્ પણ ભગવાનથી અભિન્નજ છે. અને એની વચ્ચેની ભિન્નતા મૂઢમતિ પુરૂષો જ જુએ છે.

"હરિ જગત્ તમારે છે, રૂપે પ્રગટ્યું પુરૂષોત્તમ ભૂપે,
જગત્ જગજીવન કેરી એકી, મૂઢ મતિ જાણે એમાં એકી.
સુજ્ઞ જાણે છે સાચેસાચું, હરિવર જગત રૂપે હું તો રાચું
સર્વના આત્મા પરમાત્મા પોતે, સ્થાવરજંગમ દીપદીપ જ્યોતે"
પ્રા. કા. ભા. ૧૩ પૃ. ૯૫

શુદ્ધાદ્વૈત સંપ્રદાયની એક વિલક્ષણતા વિરુદ્ધધર્માશ્રયત્વના સિદ્ધાન્તમાં છે. શંકરાચાર્યને વેદની શ્રુતિઓ વગેરેના અર્થ સમજાવતાં પરસ્પર શ્રુતિઓનો વિરોધ દેખાયો. જ્યારે તેમનાથી તે વિરોધનો ઉકેલ કોઇ પણ ઉપાયથી ન થઇ શકયો ત્યારે તેમણે માયા અગર અવિદ્યાતત્ત્વને આગળ કર્યું. પણ શ્રીવલ્લભાધીશે એ વિરોધની ચાવી પરબ્રહ્મના વિરુદ્ધ ધર્માશ્રયત્વમાં દીઠી. દયારામભાઇએ આનો પણ ઉલ્લેખ પોતાના કાવ્યમાં બહુ સારી રીતે કરી બતલાવ્યો છે.

દયારામભાઇ શ્રીકૃષ્ણને પરમતત્ત્વ સમજે છે અને તેનું વિરૂદ્ધધર્માશ્રયત્વ નીચે પ્રમાણે પ્રતિપાદન કરે છે.

"કેવા કહીને તમને વરણવું, વ્રજપતિ, કાંઇ કહેતાં સંભવતું નથી.
હે શ્રી નાથજી

વિરૂધ્ધ ધર્માશ્રય રૂપ અકલિત ગતિ, સહુ વાતે શ્રેષ્ઠ છો સર્વથી હે.
જીવ અણુ માત્ર અંતર વસો અતિ, અણું મોટું તનુ કોટિ બ્રહ્માંડથી હે.
આચ્છાદિત કોટિ માયા થકી અતિ, ઘણા પ્રકાશક અતિ માર્તંડથી હે.

\+ + + +

કોટિ અવગુણ ગણો ગુણ અધિક નિજ નમે, કોટિ ગુણ દોષ નિજ જનદમે.
વેદ તપ દાન પૂજન કરે તે અનન્ય ભક્તિ આધિન છો.
કાલ માયા કંપે બ્રહ્માદિક ભયધરે, તે ગોપીજન આગલ દીન છો હે.
જગત્ દુર્લભ ઘણા તે સુલભ ભક્તને, પ્રેમ વશ ન કરવાનું કરો. હે.
અકથ અપરાધ અતિ બાધ માનો નહિ, વિનતિ વણ કલેશ કોટિક હરો હે.
શ્રીવલ્લભ શરણ સંબંધે મુને શ્રીહરિ, ભક્ત સાચો કરો સર્વદા હે.
દુષ્ટ સંગતિ દુર્મતિ રતિ પાપમાં, કહે દયો આપશો માં કદા. હે.

\+ + +

દ. કા. મણિમાલા ભાગ ૨ પૃ. ૨૯૧.

ભગવાનના એ વિરૂદ્ધ ધર્મોનો પરિહાર યુક્તિનો આશ્રય લઇને કરવામાં આવે તો તેમાં શ્રૌત સિદ્ધાંતનો નિશ્ચય ત્યાગજ થાય છે. પ્રભુમાં જે વિરૂદ્ધ ધર્મો ભાસે છે તે પ્રભુના સામર્થ્ય વિશેષથી. પ્રત્યક્ષ વિરોધને વિરોધાભાસ કરે છે. વસ્તુતઃ એ ધર્મોમાં પ્રભુમાં વિરૂદ્ધ નથી. પ્રભુનું આથી અન્ય પ્રકારે ગુણગાન ભક્તને રૂચતું નથી. એટલુંજ નહિ પણ બીજી રીતે વર્ણન કરવું સંભવતું પણ નથી અને તેથીજ દયારામભાઇ જણાવે છે કે " કાંઇ કહેતાં સંભવતું નથી." એવું પ્રભુનું અગાધ માહાત્મ્ય છે એમ સ્પષ્ટ દર્શાવે છે. પ્રભુનું ગુણગાન વિરૂદ્ધ ધર્મોના પ્રતિપાદન દ્વારા કરે છે.

કોટિ ગુણુ નિજજનને દોષ કરતાં પણ વધારે દમે છે. પ્રભુ યદ્યપિ વેદ, દાન, તપ, પૂજાથી પ્રાપ્ત થતા નથી. છતાં પણ અનન્ય ભક્તિને આધીન છે. યદ્યપિ કાલમાયા બ્રહ્માદિ એમનાથી કંપે છે. છતાં એજ પ્રભુ ગોપીજન સમીપ દીન છે. આખા જગતને પોતે દુર્લભ છે છતાં ભકતને સુલભ છે અને પ્રેમ વશ થઇને અકરણીય પણ કરે છે.

શ્રુતિમાં આ વિરુદ્ધ ધર્માશ્રયત્વ સિદ્ધ કરનારાં અનેક પ્રમાણ વચનો મળી આવે છે, અને તદનુસાર શ્રીમહા પ્રભુજીએ સિદ્ધાંત તારવી કાઢયો છે, અને આપણા ભકત કવિએ તે બુદ્ધિને દુર્ગમ્ય સિદ્ધાન્તોને વ્યાવહારિક, દષ્ટાન્તોથી સુજ્ઞેય બનાવ્યો છે. બ્રહ્મસૂત્રકાર પણ આ સિદ્ધાન્ત સમજાવવાને, અહિકુણ્ડળનું દષ્ટાંત આપે છે. સર્પ જ્યારે ગતિ કરે છે ત્યારે તે સીધો જણાય છે પણ તે એક સ્થળે બેઠેલો હોય છે ત્યારે વક્રાકાર થઇ જાય છે, એટલે વક્રતા તથા સમતા જે પરસ્પર વિરોધી ગુણ છે તે એક સર્પમાં સ્થિતિ કરે છે. તેવીજ રીતે બ્રહ્મમાં પણ વિરુદ્ધ ધર્મો હોય છે. કવિશ્રીએ આ સિદ્ધાન્ત સુંદર મનોહર શૈલીમાં સમજાવ્યો છે.

હવે આપણે સાક્ષરવર્ય ગોવર્ધનરામભાઇના "અક્ષર દેહ" તરફ દષ્ટિ પાત કરીએ. પૃ. ૨૦ ઉપર સાક્ષરવર્ય નીચે પ્રમાણે પોતાના વિચારનું સ્પષ્ટીકરણ કરે છે.

"વેદાન્તમાં બ્રહ્મને સચ્ચિદાનંદ–સ્વરૂપ કહે છે. સંપ્રદાય કવિ તે ત્રણને બ્રહ્મના ગુણ ગણે છે.

**નિર્ગુણ સગુણ શ્રુતિનો અર્થજી, એમ કર્યો મહામતિ સમર્થજી;**
**પ્રકૃત ગુણ નહિ જેમાં લેશજી, અપ્રાકૃત ગુણ ભર્યા અશેષજી, ૧**

સત્ ચિદ્, આનંદ, આદિ અનંતજી, ઐશ્વર્યાદિ સહ ભગવંતજી;
અગુણ સગુણ એ બ્રહ્મ વિચારજી, કેવળ નિર્ગુણ કહે ગમારજી

र. च. पद्. ४८; १-२

એ સદ્, ચિદ્, આનંદ વિષે કવિ કથે છે કે—

સદ્‌રુપ સમજ વિરાટ્, અક્ષરબ્રહ્મ ચિદ્ કહે છન્દ
છે નારાયણ આનંદમય, શ્રીકૃષ્ણ પરમાનંદ.

२ च. पद्. ८०; ६.

અત્યાર સુધીનાં આપણાં દૃષ્ટાંતોથી સમજાય છે કે વર્ગીકરણ શુદ્ધિને માટે કવિને ઝાઝો આદર નથી. જે સદ્, ચિદ્ આનંદને ઉપર એક સ્થાને કવિએ બ્રહ્મના ગુણ ગણ્યા છે તેનેજ આ સ્થાને બ્રહ્મનાં રુપ ગણ્યાં છે. તે રુપ હો કે ગુણ હો, પણ વિરાટ્ અથવા વિશ્વરુપ તે સદ્, અક્ષર બ્રહ્મ તે ચિદ્ અને નારાયણ અને કૃષ્ણ એ ઉભય આનંદ એટલું ફલિત સ્પષ્ટ થાય છે." આ ટીકામાં વર્ગીકરણ શુદ્ધિને માટે કવિને ઝાઝો આદર નથી એમ જે કહ્યું છે તેમાં સાક્ષરવર્ય ભૂલ કરે છે. કારણ કે વેદાન્તમાં બ્રહ્મના ગુણ અને ગુણી બ્રહ્મને ભિન્ન ગણવામાં આવતા નથી. જો કે નૈયાયિકોના મત પ્રમાણે ગુણી તથા ગુણો એ જૂદા છે. આથીજ દયારામભાઇ એક સ્થળે સત્, ચિત્ અને આનંદને બ્રહ્મના ગુણ કહે છે. અને અન્યત્ર તેમને બ્રહ્મનાં રૂપ કહે છે, તે વાસ્તવિક છે. આ વર્ણનમાં કવિથી કોઇ પણ પ્રકારનો વિરોધાભાસનો દોષ થતો નથી. વળી નારાયણને જેમ અહિંઆં આનંદ કહ્યા છે તેમ કૃષ્ણને પણ આનંદ સ્વરૂપ કહ્યા છે, તેથી પણ કવિના વર્ગીકરણમાં કોઇ પણ પ્રકારની અશુદ્ધિનો સંભવ નથી, કારણ કે નારાયણને જે આનંદ મય કહ્યા છે તે 'ગણિતાનંદ' એવા ઉદ્દેશથીજ છે. નારાયણ અને કૃષ્ણમાં

કવિ એટલો ભેદ માને છે કે નારાયણ ગણિતાનંદ છે, જ્યારે કૃષ્ણ અગણિતાનંદ છે. કવિના આ વિચારને નીચલા પદથી વધારે પુષ્ટિ મળે છે.

કૂટસ્થ લગી છે ગણિતાનંદજી, તો શું લેખું સુર સુખ મંદજી;
કહેશે ગણિત શી રીતે જાણુંજી, સુણુ તે શ્રુતિનો અર્થ વખાણુંજી. ૧
જેટલો આનંદ દેશાધિપજી, શતગુણ તેથી નાયકદ્વીપજી,
ચક્રવર્તીને શતગુણ લહિયેજી, શતગુણ તેથી સુરપતિ કહીયેજી. ૨

ઢાળ.

લહી ક્રમે શતગણું સુખ મહર્જન તપ વિધિ શિવલોક;
તે થકી છે શતગણો મોક્ષાનંદ અક્ષર એક ૩
ગણના થઇ તે માટે ગણિતાનંદ કૃષ્ણ સદનઃ
એ આધ્યાત્મિક શ્રીસ્વરૂપ છે. જ્યહાં લીન મહામુનિજન. ૪
છે તેથી પર શ્રીપુરુષોત્તમ જ્યહાં આદિ વૃંદાવન;
લીલા અચલના વિહારી જ્યહાં ગમ્ય નહિ ગો મન. ૫

૨. વ. પદ. ૮૧

શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાનમાં એવો સિદ્ધાન્ત છે કે જ્યારે પરબ્રહ્મની સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા થઇ ત્યારે પોતાના સત્, ચિત્ અને આનંદ નામના ત્રણ ગુણોમાંથી આવિર્ભાવ તિરોભાવ શક્તિદ્વારા ચિત્ અને આનંદનું તિરોધાન થવાથી સત્—જગત્ ઉત્પન્ન થયું, અને અપરિચ્છિન્ન આનંદમાંથી પણ આનંદનો તિરોધાન થવાથી પરિચ્છિન્ન આનંદ રૂપે ગણિતાનંદ અંતર્યામિ થયા. આ અંતર્યામી કવિ નારાયણ તરીકે ઓળખે છે. "નિત્ય કિશોર કેશવ" પુષ્ટિ પુરુષોત્તમ તો પરાત્પર અવિચ્છિન્ન આનંદઘન અને રસપ્રચુર છે.

આ પરમ પુરુષને રહેવાનું સ્થાન, કવિ કહે છે કે, વૃંદાવન છે.

છે તેથી પર શ્રીપુરુષોત્તમ જ્યહાં આદિ વૃંદાવન
લીલા અચલના વિહારી જ્યહાં ગમ્ય નહિ ગોમન.

ર. વ. પદ. ૮૧

આ પંક્તિઓ ઉપર ટીકા કરતાં, પ્રાચીન કાવ્યમાળાના "રસિકવલ્લભ" નામના ગ્રંથમાં સદ્ગત શાસ્ત્રી નાથાશંકર એવો અર્થ કરે છે. "આદિ વૃંદાવન કહેવાનો ભાવાર્થ એવો છે કે તે પહેલામાં પહેલું તુળસીનું વન હતું" આ અર્થ તદ્દન અજ્ઞાનમૂલક છે. શ્રીકૃષ્ણોપનિષદ્‌માં આ વૃંદાવન શબ્દનો અર્થ આપ્યો છે. **वृंदा भक्तिः सर्वजन्तुप्रकाशिनी तस्मान्न भिन्नं नाभिन्नं। ताभिभन्नौ न वै हरिः** સદ્ગત ગોવર્ધનરામભાઇ પણ આ શબ્દમાં રહેલું પરમ રહસ્ય યથાર્થ સમજી શકયા હોય એમ જણાતું નથી કારણ કે તેઓ કલ્પના કરે છે કે "શ્રીકૃષ્ણનો સ્થૂલ દેહ આ પૃથ્વીના પરમાણુઓ ભેગો થઇ ગયો છે. જે ગોકુળ અને વૃંદાવન તેમનાં વિહાર સ્થાન હતાં તે નામનાં સ્થાન હજી પણ છે પણ જે અનિત્ય પૃથ્વી ઉપર તેઓ ઉભાં છે તે પૃથ્વીની અનિત્યતામાંથી એ સ્થાન ઉગરે એમ નથી, જે ગોપિકાઓના સ્થૂલ દેહ ત્યાં હતા તે પણ સ્થૂલ પદાર્થ માત્રની અનિત્યતાને વશ થઇ ગયા છે, અને તે સર્વની આવી અનિત્ય ઐતિહાસિક સત્તા–અસત્તામાં શ્રદ્ધા રાખી કવિ શ્રીકૃષ્ણ, ગોપિકાઓ, વૃંદાવન, ગોકુલ, અને રાસ ક્રીડાની અન્ય નિત્ય નિત્ય સ્થિતિ દેખે છે" (પૃ. ૨૧–૨૨ દયારામનો અક્ષરદેહ)

આ ટીકામાં સાક્ષરશ્રી શ્રીકૃષ્ણની લીલાનું નિરૂપણ ઐતિહાસિક દૃષ્ટિથી કલ્પવા જાય છે. અને તેથી તેમનાં

મન્તવ્યોમાં કેટલાક ભ્રમ ઉત્પન્ન થાય છે. કૃષ્ણ તે કોઇ સામાન્ય મનુષ્ય વ્યક્તિ નહોતી, કે જેથી કરીને તેમની લીલાઓમાં ઐતિહાસિક બાધ આવે. એ તો સાક્ષાત્ પરબ્રહ્મ સચ્ચિદાનંદાત્મક છે. પોતે આનંદરૂપે સાકાર જ છે. જેમ સાકરનાં નક્કર પૂતળામાં અન્ય કશું પણ સંભવે નહિ. તેમ તેમના વિગ્રહમાં આનંદ સિવાય અન્ય કંઇ પણ હોઈ શકે જ નહિ. જે પંચ મહાભૂતોનાં શરીરો છે તેમનાં સ્થૂલ શરીર અને સૂક્ષ્મ શરીર એવા વિભાગ બની શકે. પણ પૂર્ણ બ્રહ્મના એવા વિભાગ થઇ શકે જ નહિ. ભગવદ્ગીતામાં પણ કહ્યું છે કે **अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम्** જે લોકો મને ફક્ત મનુષ્યદેહ ધારી સમજે છે તેઓ મૂર્ખજ છે. આ વચનોથી શ્રીકૃષ્ણનું પરબ્રહ્મત્વ પ્રતિપાદિત થાય છે. માટે શ્રીકૃષ્ણના દેહના સ્થૂલ અને સુક્ષ્મ એવા વિભાગો પાડવા તે અતિ સંભ્રમાત્મક છે. પ્રભુનાં વિહારસ્થળો પણ આનંદમય હોવાથી ભગવદ્રૂપ છે, અને આથી પરમ ભક્તોને તો તે સ્થળોમાં પ્રભુની નિત્ય નૌતમ લીલાનાં સાક્ષાત્ દર્શન પણ થાય છે, માત્ર જેઓનાં ચર્મચક્ષુની આજુબાજુ માયાની અંધેરી હોય એવા તથા જેમની બુદ્ધિ નિસ્તેજ બની ગઇ હોય એવા પ્રાકૃત જનોને તો તે "નિત્ય વૃંદાવન" અનિત્યજ દેખાવાનાં. ખાખરની ખીલોડી સાકરનો સ્વાદ ન સમજી શકે તેજ પ્રમાણે પ્રાકૃત જનો પ્રભુનાં વિહાર સ્થળને અનિત્ય ગણે તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. ગોકુળ વૃંદાવનની ભૂમિનો ઉલ્લેખ ઋક્સંહિતામાંથી પણ મળી આવે છે. આ માટે નીચેનો મંત્ર શ્રીવિઠ્ઠલેશજીએ અણુભાષ્યમાં ટાંકયો છે

**ता वां वास्तून्युश्मसि गमध्यै यत्र गावो भूरिशृंगा अयासः।**

**अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि ॥**
શબ્દાર્થ **ता** તે **वां** રાધા અને માધવ, અગર ભગવાન અને ભકતો તેમના અંતરંગ ભકતની, **वास्तूनि** વસ્તુઓ; સ્થળો, **उष्मसि** અમે ઇચ્છીએ છીએ. **गमध्यै** પ્રાપ્ત કરવાને, **यत्र** જ્યાં એટલે શ્રીગોકુળમાં, કેવું ગોકુળ તો કહે છે **भूरिशृंगाः** બહુ સીંગડાંવાળી રુરુ વગેરે ગાયો, **अयासः** શુભાવહ **उरुगायस्य** જેની કીર્તિ વિશેષ રીતે ગવાઇ છે તેમનું, **वृष्णः** કામનાઓ પૂર્ણ કરનાર પરમાત્માનું **पदं** વ્રજભૂમિ **अवभाति** પ્રકાશે છે. **भूरि** બહુ પ્રકારે એટલે યમુના પુલિન, વન, ઉપવન, નિકુંજ ગોવર્ધનગિરિ શિખર વગેરે રૂપે. શ્રુતિ કહે છે કે જ્યાં બહુ શૃંગવાળી શુભાવહ રુરુ નામની ગાયો વસે છે તે શ્રીગોકુળમાં, હે પ્રભુ! આપના અને આપના અંતરંગ ભકતોની જુદી જુદી લીલાઓનાં સ્થળો અગર વસ્તુઓને પ્રાપ્ત કરવા અમે ઇચ્છીએ છીએ. અરેરે ખરેખર! તે સર્વ કામપ્રદ શ્રુતકીર્તિ શ્રી કૃષ્ણચંદ્રનું પરમ લીલા સ્થળ બહુ પ્રકારે પ્રકાશે છે. આ પ્રમાણેનો અર્થ શ્રીમદણુભાષ્યમાં તથા વિદ્વન્મંડલમાં વિસ્તારથી આપ્યો છે. આ શ્રુતિમાં શ્રીવ્રજભૂમિનો ઉલ્લેખ છે, અને તે સ્થાન નિત્ય છે એમ **अवभाति** પદથી સ્પષ્ટ થાય છે. જે ભકતોનાં હૃદયો અતિ શુદ્ધ થયાં છે, તેમને તો અત્યારે પણ વ્રજનાં વૃક્ષોનાં દરેક પર્ણમાં વેણુધારીનાં દર્શન જરૂર થાય છે. આ વૃંદાવનની નિત્યતા તથા સર્વોત્કૃષ્ટતા કવિ નીચે પ્રમાણે જણાવે છે.

જે થકી શ્રેષ્ઠ ન કશું, વ્યાપિ વૈકુંઠ વંછિત લોક;
જ્યાં થકી પુનરાવૃત્તિ નહિ, નહિ જ્યાં સ્વપ્નામાં શોક,
હરહિરણ્યગર્ભાદિક ન ગતિ જ્યાં સકલ સુંદરી શ્રામ;

છે દયાપ્રીતમ પુરૂષોત્તમ પુરુષૈક પૂર્ણકામ.

**કાવ્યોમાં જણાઇ આવતા પરબ્રહ્મ પ્રત્યેના વિચારો.**

દયારામભાઈ એક ચુસ્ત બ્રહ્મવાદી હતા. બ્રહ્મવાદના દૃષ્ટિબિન્દુથી એમણે અનેક કાવ્યો યોજ્યાં છે. જેમાં બ્રહ્મ પરત્વેની એમની માન્યતા સ્પષ્ટ પ્રતીત થાય છે. બ્રહ્મ પરત્વેના એમના વિચારો અનેક કાવ્યોમાં છૂટા છવાયા વિખરાયલા છે તે વિચાર બરાબર સમજાય માટે તેમાંથી થોડાંક નીચેનાં અવતરણો અહિંઆં આપીશું એ ઉપરથી તે ઈશ્વરને કેવી રીતે ઓળખે છે એ સમજાશે.

નહિ કોઇ જેહેની સમોવડી, કોઇ ઇશ નહિ જેને શીશ;
સર્વ વસ્તુ જે થકી થઇ, એકેકો કહાવે સર્વના અધીશ.
સર્વ અધીશ વન્દે સહુ જેને, નિગમ નેતિ નેતિ કહે તેને:
શેષ મહેશ વિધી શ્રી અગમ્ય, તેને કહીએ પૂર્ણ ભક્તિ પોષણ પુરૂષોત્તમ ૩.

* * * *

જુઓ સ્વભાવ શ્રીકૃષ્ણનો, અવગુણને ગુણ જાણે;
અવળું પડે અન્ય દેવને, સામું દે દુ:ખ શત્રુ પ્રમાણે.
પ્રમાણ નહિં ફળ દે તોએ જાએ, હરિનું આપ્યું કદી નાશ ન થાએ:

* * * *

મંત્ર આધિન સહુ દેવતા, ગોગે વિરાટ પણ વશ થાય,
જ્ઞાની અક્ષરને જઇ મળે, પુરૂષોત્તમ પ્રેમે પમાય.
પ્રેમ ભક્તિવશ પૂર્ણાનંદ, એ ન જડે અન્ય સાધન ફંદ:
શ્રી મુખે ભાખ્યું શ્રીગીતા માંહ, ના માનો તો જો જો ત્યાંહ સેવો.૧૦

* * * *

ભક્ત મનોરથ પુરે પ્રભુ, કઠિણ, સરળ, ગુરૂ, નાહાના.

*    *    *    *

કર્તું અકર્તું. અન્યથા કર્તું, સમર્થ શ્રીહરિ રાય;
ના થાવાનો પદાર્થ કરે, થાવાનો મટી જાય.

*    *    *    *

વણ માગે એ આપે સહુ સ્વામી. નથી અજાણ્યા અંતર જામી.

*    *    *    *

અન્ય પદોમાં પણ હરિ વિષે કવિ કહે છે:-

*    *    *    *

શ્રી ગોવર્ધન લાડીલોરે, સંગે શ્યામા પ્યારી,
જુગલ સ્વરૂપ આ જોઇને, ઠરે આંખડી મ્હારી.
અવતાર અન્ય બહુ આપના, સઘળે તેજ તમારૂં,
પણ આ રંગીલી જોડી વિના, મન માને ના મ્હારૂં
દીપ જ્યોત એક અગ્નિથી, સઘળે જુઓ જાગે,
તદપિ ચકોર ક્ષુધા જુઓ, એક અગ્નિથી ભાગે.
આગળ ભીતિ હતી, ભજે ઘર પતિવ્રત ટૂટે;
હાવાં થાઉં ધ્રુવપૂતળી, ચિત્ત છોડ્યું ના છૂટે.
થાનાર તેવેથી થજો. બધું બગડી રે જાજો:
પણ દયાની એ દંપતી વિના, મતિ ક્યાંહી ન લોભાજો.

પ્રભુની **વિવિધ લીલાનું વર્ણન** કરતાં કવિ કહે છે કે:—

વારી જાઉં રે નાગર નટુવા, ધરે વિવિધના વેશ.
કદા રૂપે થઇ ક્રીડા કરે, ન્યારો નાયક રૂપે રહે શેષ
વારી જાઉં રે નાગર નટુવા ટેક.

બાજીગર બાજી સંસારની. તેં ભલી રચી છે ભાઇ,
મોહન મોર વજાડી મોહની, સુણી સહુ ગયું મ્હોવાઇ.
વારી જાઉં રે નાગર નટુવા.

× × × × ×

કહાડયા મુખ થકી ત્રણ દોરડા, રંગ કાળો, ધોળો ને લાલ,
તેહેનો પાર ન આવે ખેંચતાં, તે ત્રણેના જૂજવા ખ્યાલ.
વારી જાઉં રે નાગર નટુવા.

તે ત્રણ ગુણના ત્રણ પુરૂષ થયા, એક બ્રાહ્મણ યોગી ગૃહસ્થ;
બ્રાહ્મણ યોગી તો બળીયા ઘણા, તેથી ગૃહસ્થનો અધિક દસ્ત.
વારી જાઉં રે નાગર નટુવા.

પ્હેલે વિપ્રે રચ્યાં બહુ પૂતળાં. પૂર્યાં ગૃહસ્થે મન અભીલાખ,
જોગીએ અગ્નિ કહાડયો આંખથી, સહુ બાળીને કીધું ખાખ.
વારી જાઉં રે નાગર નટુવા.

તાહરી મરજી જોઇ મન વાળીઆ. વળી કર્યું એવું કર્મ,
ચુટકી માંહે કર્યો ચટુકલો, થયું હતું ત્યમનું ત્યમ
વારી જાઉં રે નાગર નટુવા.

તાહરી અકળ કળા ગોડીયા, રચી વિદ્યા ઇન્દ્રજાળ.
સૌ મોહોવાઇ પડયું તે ફંદમાં, વૃદ્ધ યૌવન ને વળી બાળ.
વારી જાઉં રે નાગર નટુવા.

તાહરો મંત્ર શીખવ્ય તું મુજને, હું ચેલો તારો થાઉં,
એટલી જડી બુટ્ટી મુને આપ્ય તું, જે તાહારી નટણીથી ન મોહવાઉં.
વારી જાઉં રે નાગર નટુવા

શરણુ જાતાં આપી ભકિત જડી, દીધો મંત્ર હરિ નિજ નામ,
એ સાંધે માયાથી મ્હોવાશ નહિ, એમ કહે દયારામ.
વારી જાઉંરે નાગર નટુવા.

દ. કૃ. કાવ્ય મણિમાલા ભાગ ૧ પૃ. ૨૩૭

બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરતાં કવિ કહે છેઃ—

બ્રહ્મ શુદ્ધ સાકાર ઇક, સોઇ કૃષ્ણુ લેં જાને;
નિત્ય પરમ આનંદ નિધિ, શ્રુતિ સ્મૃતિ કરત બખાન,
અંશ કલા આવેશ કણુ, નિજ જનહિત અવતાર;
કૃષ્ણુ મૂલ સબ જગત્ કે, ક્રીડા કરત અપાર.

* * * *

કબહુ કૃષ્ણુ ઇચ્છા બિના, ડોલે નહિ ઇકપાત.
એકી દ્રઢ ચિત્ત રાખિયો, લક્ષ બાતકી બાત.

* * * *

જેહની ન કોઇ બરાબરી તો અધિક કયાં થકી હોય ?
જન દયા પ્રીતમ તેજ પરમેશ્વર ન બીજે કોઈ.

* * * *

સર્વજ્ઞ સ્વામી સકળના સર્વના અંતર્યામી;
સમતા ન જેહની કોઇ નહિ કો, શિશ જેહને સ્વામી.
આત્મારામ ને આત્મ યોનિ સર્વાત્મા સહુ રૂપ;
સર્વ કરે ને નહિ અહંકારજી, ગંભીરતાનો નહિં મળે પારજી;
નિત્ય પરિપૂર્ણ અતિ તોષજી, ગુણુકર માને જનના દોષજી.

અણુ સેવા માને અતુલિતજી, એક રસ નિભવે નિત્યે પ્રીત્યજી;
શરણાંગત થઇ થાય વિમુખજી, ફરી ચિંતવે તો પ્રફુલ્લિત મુખજી.
પ્રફુલ્લિત મુખ શ્રી નાથજી સમરે ન પહેલા દોષ;
ઇચ્છે ન પ્રત્યુપકાર સહજ ઉદાર સદ્ગુણ કોષ.
ભય દ્વેષ હિત વા કામના કોઇ ભાવકો સ્મરણ કરે;
હરિ તેને પણ ફળ મોક્ષ દે મોટાઇ નિજ અંતર ધરે.
દ. કૃ. મણિમાલા ભાગ ૨ પૃ. ૩૧–૩૨ ૨. વ. પદ. ૧૮

* * * *

અવળું ન અર્ચનમાં પડે, નિષ્કંટક જેનો પંથ
અભય અચળ દાતા હરિ એકજી, એ બળ ન મળે દેવ અનેકજી;
કૃષ્ણ તમારો કહે એકે વારજી, સહજ હરિ દે સુખ ભંડારજી.
૨. વ. પદ. ૧૯

* * * * * * *

તજિ સુંદર શ્રીહરિની સેવાજી, કરે ઉપાસન દેવી દેવાજી;
તે જ્યમ તરસ્યો ગંગ અનૂપજી, તજીને તીરે ખોદે કૂપજી.
૨. વ. પદ. ૨૧

* * *

અરૂપ અગુણ તું કહે છે બ્રહ્મજી, તેથી પર છે પુરૂષોત્તમજી;
દિવ્ય જન્મ ને કર્મ જેહનાંજી, પ્રાકૃત કહે ફૂટયાં કર્મ તેહનાંજી.
મન વાણીથી પર અતિ ગૂઢજી, તેહને શું જાણે જન મૂઢજી;
રૂપ વિના કાંઇ નહિ સુખકારીજી, શાણા સમજે હૃદયે વિચારીજી
૨. વ. પદ. ૩૩

\+ \+ \+

નિર્ગુણ સગુણ શ્રુતિનો અર્થજી, એમ કર્યો મહામત્ય સમર્થજી;
પ્રાકૃત ગુણ નહિ જેમાં લેશજી, અપ્રાકૃત ગુણ ભર્યો અશેષજી.
સત્ ચિત્ આનંદ આદિ અનંતજી, ઐશ્વર્યાદિ સહ ભગવંતજી;
અગુણ સગુણ એ બ્રહ્મ વિચારજી, કેવલ નિર્ગુણ કહે ગમારજી.

ર. વ. પદ. ૪૬

\+ \+ \+

છેલ છબીલા નટવરલાલજી, સુંદર નવઘનશ્યામતમાલજી;
લલિતત્રિભંગી મદનગોપાલજી, ત્રિભુવનમંગલ રૂપરસાલજી.
મદનમનોહર નખશિખ શોભાજી, નરનારી સહુ જગમન લોભાજી;
અમિતમાધુરી છે પ્રતિઅંગજી, જેપર વારૂં અનંત અનંગજી.

ર. વ. પદ. ૬૨

સદ્રૂપ સમજ વિરાટ અક્ષરબ્રહ્મ ચિદ્ કહે છંદ;
છે નારાયણ આનંદમય, શ્રીકૃષ્ણ પરમાનંદ.
સચ્ચિદાનંદ સ્વરૂપ તે સમજવું એણી રીત;
છે સદાનંદ શ્રીરાધિકાવર તે શું કરવી પ્રીત.
પ્રાકૃત સકલ સુર બૃહદ્ ગણિતાનંદ ભાખ્યું બ્રહ્મ;
જન દયાપ્રીતમ પૂર્ણાનંદ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ.

ર. વ. પદ. ૮૧

ગણના થઈ માટે ગણિતાનંદ કૃષ્ણ સદન;
એ આધ્યાત્મિક શ્રી સ્વરૂપ છે જ્યહાં લીન મહામુનિજન.
છે તેથી પર શ્રીપુરૂષોત્તમ જ્યહાં આદિ વૃન્દાવન.
લીલા અચલના વિહારી જ્યહાં ગમ્ય નહિ ગોમન.

શ્રીઅંગની સૃષ્ટિ જ્યહાં સામગ્રી સહુ નિજ રૂપ;
આનંદમય ત્યાં અખિલ ક્રીડા નિત્ય અતિ અનૂપ.
જે થકી શ્રેષ્ઠ ન કશું વ્યાપિવૈકુંઠ વેષ્ટિત લોક;
જ્યાં થકી પુનરાવૃત્તિ નહિ, નહિ જ્યાં સ્વપ્નામાં શોક.
હરહિરણ્યગર્ભાદિક ન ગતિ, જ્યાં સકલ સુંદરી ગ્રામ;
છે દયાપ્રિતમ પુરૂષોત્તમ, પુરૂષૈક પૂરણકામ.

ર. વ. પદ. ૮ર

\+ \+ \+

સુખ દુઃખ કર્તા સઘળું કાનજી, પૂછ્યું તે કહો કથા પ્રમાણજી,
સર્વે કર્તા હરિ સમર્થજી; બીજા કર્તા કહે સહુ વ્યર્થજી.

ર. વ. પદ. ૯૭

શ્રી કૃષ્ણ ઇશ્વર પૂર્ણ નહિ વશ યજ્ઞ તપ શ્રુતિ મંત્ર;
કર્તુમ્ અકર્તુમ્ અન્યથા કર્તુમ્ સમર્થ સ્વતંત્ર.

ર. વ. પદ. ૧૦ર

ઉપર્યુક્ત પદોમાં કવિશ્રીની ઇશ્વર સંબંધી ભાવનાઓ પ્રતિપદે ઝળકે છે. બ્રહ્મવાદાનુસાર કવિશ્રી ઇશ્વરનું વિરૂદ્ધ ધર્માશ્રયત્વ, સર્વભવન સામર્થ્ય, સર્વફલદાતૃત્વ, સર્વકર્તૃત્વ, સર્વપ્રેરકત્વ, સર્વજ્ઞત્વ, વગેરે અનેક ગુણયુકત પ્રભુનું યશોગાન ગાય છે. કવિશ્રીના બ્રહ્મ સ્વરૂપનો વિશેષ ખ્યાલ વાચકને એમના આવા અનેક કાવ્યો સિવાય બીજી શી રીતે આપી શકાય ?

## (૨)

## જગત્ વિષે વિચાર.

દયારામભાઇની ઇશ્વર વિષેની ભાવનાનો ટુંકમાં વિચાર કર્યાં પછી આપણે હવે જગત્ વિષે તેમની કેવી માન્યતા છે તે વિચારીએ, જગત્‌ના સ્વરૂપનો કંઇક ખ્યાલ આપણને નીચેના શ્રીમદ્‌ભાગવતના પ્રથમ શ્લોકમાંથી મળી આવે છે.

**जन्माद्यस्य यतोऽन्वयादितरत अर्थेष्वभिज्ञः स्वराट्**
**तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः।**
**तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा**
**धाम्ना स्वेन निरस्तकुहकं सत्य परं धीमहि॥**

**અર્થ**—જે પરમસત્ય શ્રેષ્ઠ પુરુષોત્તના આ જગત્‌માં જન્મ વગેરે થાય છે, જે સત્ય આ જગત્‌નાં ઉપાદાન અને નિમિત્ત બંને કારણ રૂપ છે, જે સત્ય સર્વ જીવોના સર્વ પુરુષાર્થ સિદ્ધ કરવામાં ચતુર છે, જે સત્ય સ્વયં પ્રકાશ છે અથવા પોતાના આત્મામાં રમણ કરનાર છે, જે સત્યે (પુરુષોત્તમે) આદિકવિ બ્રહ્માજીને માટે વિદ્વાનોને પણ મોહ પમાડે એવા વેદનો હૃદયપૂર્વક પુરાણો સહિત વિસ્તાર કર્યો તેજ, જલઅને મૃત્તિકા એ ત્રણેને એક બીજામાં જોવા તે જેમ મિથ્યા અથવા જોનારના દૃષ્ટિદોષથી કલ્પિત છે, તેમ જે સત્યમાં ત્રણ ગુણ સત્ત્વ, રજસ: અને તમસનાં કાર્યો દેહ, ઇંદ્રિય અને અંતઃકરણ મિથ્યા કલ્પિત છે. જે સત્ય પોતાના સ્વરૂપની સ્ફુર્તિથી સર્વદા દેહેંદ્રિયાદિમાં આત્મભાવાદિ રૂપ કપટને દૂર કરે છે તે પરમસત્યનુ અમે ધ્યાન કરીએ છીએ.

શ્રીમદ્ ભાગવતના પ્રારંભમાં ભાગવતકાર આ શ્લોકથી બ્રહ્મની સ્તુતિ કરે છે અને તેમાં બ્રહ્મને જગતના કર્તા જણાવે છે. જગતનું અસ્તિત્વ બ્રહ્મથી જ છે. જીવ અને પરમાત્માનો જેવો અંશાંશી સંબન્ધ છે તેવો જગત્ અને બ્રહ્મ વચ્ચે છે. ભગવાને ક્રીડા કરવાને પોતે ક્રીડાના અધિષ્ઠાન જગત્‌ને રચ્યું અને તેમાં પોતાના અંશરૂપ જીવોને ઉપસ્થિત કર્યા. જગત્‌નું અસ્તિત્વ એજ ધર્મની શ્રદ્ધાને જાગ્રત્ રાખે છે એમ કહેવું એ ખોટું નથી. પ્રાતઃકાલમાં ઉષા અને સૂર્યોદયનો પ્રકાશ, મધ્યાન્હકાળે સૂર્યનો પ્રખર તેજઃપુંજ, સાયંકાલે મધુર શાન્તિ, અને મન્દમન્દ પવનની ગતિ, તથા સૂર્યાસ્તના રમણીય નીલાકાશની સુરખી, રજની કાલમાં રત્નવત્ તારકમણ્ડળથી વિભૂષિત નભઃપ્રદેશમાં ચંદ્રવિહાર, ભવ્ય ગિરિશૃંગો અને તેમાંથી વહતા સરિત્પ્રવાહો, નાનાવિધ કુસુમોદ્‌ગમ તથા ફલાધિક્યથી વિભૂષિત વૃક્ષરાજીથી અલંકૃત વનસ્થળીઓ, લીલાં તૃણાચ્છાદિત શાદ્વલો, સરોવર–સમુદ્ર આદિ જળ સ્થાનોથી ભરપૂર આ વિશ્વને જોઈને કયા પુરુષને વિસ્મય તથા આશ્ચર્ય થતું નથી? આ વિશ્વમાં રહેલી એક જાતની નિયમિતતાએ કયા તત્ત્વ ચિન્તકના ચિત્તને આકર્ષ્યું નથી? કયા ખરા કવિઓએ આ વિશ્વમાં વેરાયલા પરમાત્માના સૌન્દર્યનું વર્ણન પોતાના કાવ્યોમાં કર્યું નથી? ઋગ્વેદ કાળથી અદ્ય પર્યન્ત સર્વ કોઇ કવિએ આ વિશ્વની ચમત્કૃતિ, ભવ્યતા અને સૌન્દર્યથી મુગ્ધ બનીને, તેનું નિરૂપણ પોતાના કાવ્યોમાં કર્યું છે. અનેક તત્ત્વવેત્તાઓએ તેને માટે સ્વતંત્ર ગ્રંથો રચ્યા છે. દયારામભાઇએ પણ આ વિશ્વરૂપ નિહાળીને, તે સંબંધી પોતાના વિચારો જૂદાં જૂદાં કાવ્યોમાં પ્રકટ કર્યા છે. એક સ્થળે જગત્‌ના સ્વરૂપનો વિચાર કરતાં તેઓ કહે છે.

"વિશ્વ સકલ છે હરિનું રૂપજી,
એક અંશે વ્યાપક વ્રજ ભૂપજી.

× × × ×

આ પંક્તિમાં જેમ "**पुरुषः एव इदं सर्वं पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि**" શ્રુતિમાં આ સર્વ જગત્‌ને પુરૂષરૂપ કહીને તેના એક અંશ માત્રને આ અખિલ જગત્ કહ્યું છે. તેમ અત્ર દયારામભાઈ વિશ્વને હરિનું રૂપ કહે છે અને એકાંશથી વ્રજભૂપ તેમાં વ્યાપી રહ્યા છે એમ જણાવે છે.

"હરિ જગત્ તમારે છે રૂપે, સહુ પ્રગટયું પુરૂષોતમ ભૂપે;
જગત્ જગજીવન કેરી એકી, મૂઢમતિ જાણે એમાં બેકી.
સુજ્ઞ જાણે છે સાચે સાચું, હરિવર જગત્‌રૂપે હું તો રાચું.
સર્વના આત્મા પરમાત્મા પોતે, સ્થાવર જંગમ દીપ જ્યોતે.

× × ×

પ્રા. કા. મા. પૃ. ૯૪-૯૫

હે હરિ પંચભૂતે તમ વાસ, સર્વત્ર વસિયા હે અવિનાશ;
જો હરિ થાય પંચભૂતનો નાશ; તો પણ આપ રહો અવિનાશ.

પ્રા. કા. મા. પૃ. ૯૧

અત્ર પણ દયારામભાઇ દર્શાવે છે કે જગત્ પુરુષોત્તમ રૂપ છે. પુરુષોત્તમેજ તેનું પ્રાકટય કર્યું છે. જગત્ અને જગજીવનની અર્થાત્ પુરુષોત્તમ એ બેની એકી છે અર્થાત્ એ બે અભિન્ન છે. અનન્ય છે. અને જે ભેદ દેખાય છે તે અજ્ઞાનજન્ય છે. આ જગત્ સાચું છે. જગત્ હરિરૂપ હોવાથી જેમ ભગવાન્ સત્ય છે તેમ જગત્ પણ સત્ય છે. જેમ જ્યોતિઃ પ્રતિ દીપ બિરાજે

છે તેમ ભગવાન્ જગત્માં સર્વત્ર બિરાજે છે. અત્ર દયારામભાઇ "**एतदात्म्यमिदं सर्वम्**" શ્રુતિનો અનુવાદ કરે છે.

પોતેજ રચના રૂપ હરિ, જોય અનૂપ,
ચિત્ત શુદ્ધથી નિરખતાં, ભાસે વિલાસ છે તદ્રૂપ.

જગતનું શું સ્વરૂપ છે તે અત્ર બહુ સ્પષ્ટતાથી દર્શાવે છે. રચના એટલે જગત્. હરિ પોતે જ છે. શુદ્ધ ચિત્તથી નિરખતાં આ સકલ જગત્ વિલાસરૂપ છે, ભગવાનની લીલારૂપ છે, ભગવદ્રપ છે. આ પ્રકારે દયારામભાઇ અખિલ જગતને ભગવદ્રૂપ અને ભગવાનને અભિન્ન માને છે. કોઇને શંકા થાય કે જગત્ ભગવાનનું રૂપ હોય તો પછી શા માટે તે ભક્તિ અગર ઉપાસનાનો વિષય થતો નથી, તો તેનો ઉત્તર નીચેની પંક્તિઓમાં આપે છે.

ભૌતિક આધ્યાત્મીક, ને આધિદૈવિક હરિ ત્રિરૂપ;
જયમ ગંગાવારી તીર્થ દેવી, ક્રમ વિવેક અનૂપ,
એ રૂપ ત્રણે સુરસરી વ્યવહાર જુદો જયમ;
જળ જક્ત તીર્થ અંતરયામી દૈવી પુરૂષોત્તમ.

ર. વ. પદ. ૩૬ મું. ૭. ૮.

અર્થાત્ જગત્ એ ભગવાનનું આધિભૌતિક સ્વરૂપ છે અને તેથી તે ભગવાનથી અભિન્ન હોવા છતાં પણ ઉપાસનાનો વિષય થતું નથી. ઉપાસનાનો વિષય તો જેમ ગંગાજીના સબંધમાં ગંગા આધિદૈવિક દેવી છે તેમ અત્ર જગત્માં અનુસ્યૂત આધિદૈવિક પુરુષોત્તમ છે. જગત્ માત્ર કાર્ય હોવાથી એની ઉપાસના થાય નહિ પરંતુ મૂળ પુરુષોત્તમની ઉપાસના થાય છે. આમ હોવા છતાં પણ જગતનું બ્રહ્મથી

પ્રાપ્ત થયેલું સત્યત્વ કદાપિ મિથ્યા થતું નથી. બ્રહ્મ સત્ય અને જગત્ અસત્ય એમ માત્ર વિનામતિના કાણા લોક કહે છે.

થડ ડાળાં અળગાં નહિ કોયજી, પણ સિંચન તે થડને હોયજી;
બ્રહ્મ સત્ય ને જગત અસત્યજી, એમ કહે કાણા વિણ મત્યજી

૨. વ. પદ. ૩૭

શુદ્ધાદ્વૈત દર્શન પ્રમાણે જગત્ સત્ય છે. માયાવાદી તેને અસત્ય અગર મિથ્યા માને છે. જગત્નું સમવાયિકારણ બ્રહ્મ છે તેમજ તેનું નિમિત્ત કારણ પણ બ્રહ્મ છે. તત્ત્વદીપનિબંધમાં શ્રીમદાચાર્ય ચરણે એક સ્થળે આ જગત્નું સંક્ષિપ્ત વર્ણન આપ્યું છે અને ત્યાં કહ્યું છે **कार्यस्य ब्रह्मरूपस्य ब्रह्मैव स्यात्तु कारणम्** । બ્રહ્મ કારણ છે અને જગત્ કાર્ય છે. જો બ્રહ્મ સત્ય હોય તો જગત્ને પણ સત્ય સ્વીકારવુંજ પડશે. જગત્ના કર્તા-સ્રષ્ટા બ્રહ્મ છે એવું બ્રહ્મવાદમાં મનાય છે. જો કે આ સિદ્ધાંત માયાવાદીઓને સંમત નથી, છતાં પણ શ્રુતિના શબ્દોને બરાબર અવલોકવાથી આ બ્રહ્મવાદનો સિદ્ધાંત તેના સત્ય સ્વરૂપે જણાય છેજ. તૈત્તિરીય ઉપનિષદ્માં વરુણ પોતાના પુત્ર ભૃગુને કહે છે **यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्ब्रह्मेति विजिज्ञासस्व** । આ શ્રુતિમાં સ્પષ્ટ કહ્યું છે કે જગત્ની ઉત્પત્તિ બ્રહ્મમાંથી છે. શ્વેતકેતુને પણ ઉપદેશ આપતાં તેના પિતાએ તેને નીચે પ્રમાણે કહ્યું હતું.—**यथा सौम्येकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्याद्वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्** સોમ્ય, મૃત્તિકાનો જેમ એક પિંડો જાણવાથી મૃત્તિકાના તમામ પદાર્થો જણાય છે, તેમ એક બ્રહ્મ જાણવાથી બ્રહ્મમાંથી થયેલ સર્વ વસ્તુનું

જ્ઞાન થાય છે. ઘટના દૃષ્ટાન્તમાં ઘટમાં સાંકડાઇ, પહોળાઇના વિકારો વાણીથી કહેવાય છે. વસ્તુતઃ તો ઘટની અવસ્થામાં પણ મૃત્તિકાજ છે માટે મૃન્મય ઘટાદિકાર્ય સત્ય છે. આ શ્રુતિથી પણ જગત્ સત્ય છે એમ જણાય છે. બ્રહ્મનું લક્ષણ બ્રહ્મસૂત્રમાં સૂત્રકાર આપતાં કહે છે **जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्** આ જગતની ઉત્પત્તિ બ્રહ્મથી છે, એમ ત્યાં કહ્યું છે. શાસ્ત્રમાં પણ તે પ્રમાણે વર્ણવ્યું છે, તેથી એ પ્રમાણે સૂત્રકાર કહે છે. **तत्तु समन्वयात्** એ સૂત્રથી જગતનું સમવાયિકારણ બ્રહ્મને કહ્યું છે. માટે જગત્‌ને અસત્ય કહી શકાય નહિ. ભ. ગીતામાં પણ જગત્‌ને અસત્ય કહેનારાઓને અસુર કહ્યા છે. **असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्.** અસત્ય અને ઇશ્વર વગરનું જગત્ જે કહે છે તે અસુર છે. શાસ્ત્રમાં કેટલીક જગ્યાએ જગત્‌ને માયિક કહ્યું છે તે માત્ર જીવમાં વૈરાગ્યનો બોધ થાય તેટલા માટેજ છે. **मायिकत्वं पुराणेषु वैराग्यार्थमुदीर्यते ।** નિબંધમાં તેથીજ માયા અથવા જીવના કર્તૃત્વનો નિષેધ કર્યો છે. **मायादीनां कर्तृत्वं श्रुतिसूत्रभिर्विबोध्यते, नेतरोनुपपत्तेः** તથા **कामान्नानुमानापेक्षा** આ બે સૂત્ર અનુક્રમે જીવ અને પ્રકૃતિના કર્તૃત્વનો નિષેધ કરે છે. આ શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તને અનુસરીને દયારામભાઇ જગત્‌ને સત્ય કહે છે. પણ સંસારનું વર્ણન કરતાં તેને મિથ્યા કહે છે. કારણ કે સંસાર એ જગત્ નથી. જગત્ બ્રહ્મનું કાર્ય છે; જ્યારે સંસાર જીવકૃતિ છે—જીવના અહંકારાદિથી ઉત્પન્ન થયો છે. માટે સંસાર મિથ્યા છે.

જીવની પંચપર્વા અવિદ્યાની નિવૃત્તિ થતાં સંસારનો નાશ થાય છે, પણ જગત્‌નો નાશ થતો નથી. જગત્‌નો લય થાય છે, પણ તે

બ્રહ્મને અધીન છે. જેમ જગત્નો આવિર્ભાવ બ્રહ્મની ઇચ્છાને અધીન હોય છે, તેમ જગત્નો લય પણ બ્રહ્મની ઇચ્છાને અધીન છે. લય એટલે તેનું તિરોધાન. કરોળીઓ જેમ સ્વેચ્છાએ પોતાની લાળ બહાર કાઢે છે, અને પછી તેને પોતાનામાં સંકલી લેછે તેમ બ્રહ્મ પણ નિજક્રીડા ભાણ્ડરૂપ જગત્નો આવિર્ભાવ કરે છે અને તેનું તિરોધાન પણ કરે છે. શુદ્ધાદ્વૈત દર્શનમાં જગત્ એ બ્રહ્મનું કાર્ય હોવાથી સત્ય મનાય છે અને તેથી દયારામભાઇ પણ તેને સત્ય ગણે છે. '**રસિક વલ્લભ**'માં તેમણે યુક્તિ પ્રયુક્તિ તથા અનુમાન તેમજ શબ્દ પ્રમાણથી આ સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું છે.

અત્રે સ્વ. ગોવર્ધનરામભાઇએ '**દયારામના અક્ષર દેહ**' ના પૃષ્ઠ ૨૬ ઉપર પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનીઓના સર્વેશ્વરવાદનો (Pantheism) દયારામના શુદ્ધદ્વૈતીય સિદ્ધાંત સાથે સંબન્ધ દર્શાવતાં જે લખ્યું છે તે વિષે અલ્પ વિચારને અવકાશ રહે છે. ત્યાં તેઓ કહે છે કે ' નિયન્તાનું જ્ઞાન અને ભક્તિદ્વારા પૂજન એ પાશ્ચાત્યોમાં monotheism અથવા એકેશ્વરવાદ નામે ઓળખાય છે. સંપ્રદાયમાં પણ ઇશ્વર અને જીવનો ભેદ સેવ્ય સેવક સંબંધ ગણી આવોજ વાદ માન્યો છે; પરંતુ તેમાં જીવને ઇશ્વરનો અંશ ગણેલો છે અને જગત્ અને બ્રહ્મનું ઐક્ય ગણેલું છે તેથી પાશ્ચાત્યોના Pantheism એટલે સર્વેશ્વરવાદમાં આનો સમાસ થાય છે " ગોવર્ધનરામભાઇના આ વિચારમાં ગેર સમજૂતિ થયેલી છે સંપ્રદાયના જગત્ પરત્વેના સિદ્ધાન્તનો આ અર્થ શી રીતે તેમણે ઉપજાવી કાઢ્યો તે સમજાતું નથી. ડૉ૦ ભાણ્ડારકરે Vaishnavism Versus Shaivism નામના પુસ્તકના પૃ. ૧૫૮/૧૬૧ માં ઉપનિષદ્ના સર્વેશ્વરવાદ અને સ્પીનોઝાના સર્વેશ્વરવાદનું તારતમ્ય નીચે પ્રમાણે બતાવ્યું છે.

" Brahman is not exhausted in the world but it exists separately also. But the objection to this view is that Brahman, being of the nature of spirit, is not like the body divisible into parts, so that one may become developed into the world and another remain outside......... This inconsi stency is removed by Badarayan in Brahmansutras ( 21-6-27 ). The argument is that though the Upanishads state that the constituent cause of the world is Brahman, they at the same time affirm the existence of Brahman separately from the world. (ch. u. III, 12, 6, & VI 3, 2). The two are inconsistent on the theory that Brahman is a spirit and not divisible into parts. Though they are thus inconsistent, they must both be accepted on the authority of the sacred texts, since the true nature of Brahman and the world is beyond the reach of human intellect. This solution of the difficulty is inadmissible to non-believers in the sacred texts, but it shows that Badarayan does not agree with the latter part of Spinoza's definition of Pantheism. i.e. according to him the sacred texts do not affirm that God exists only as realised in the cosmos; the cosmos

exists only as a manifestation of God". The inconsistency pointed out by him is based on the impossible conception of Brahman's being divisible into parts. But it will not arise if, instead of bringing in this conception, we suppose that in one aspect Brahman is the material or constituent cause of the world or realised in the world, and from another point of view it remains pure and becomes the object of contemplation and devotion. Whatever it may be, Badarayan's view appears to me to be correct, and the Pantheism of the Upanishads is not exactly the same as that formulated by Spinoza.

આમાં ડૉ૦ ભાણ્ડારકરે સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે ઔપનિષદ સર્વેશ્વરવાદ અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં સ્વીકારાયલા સર્વેશ્વરવાદમાં મહદ્ અન્તર છે. પાશ્ચાત્ય સર્વેશ્વરવાદ જગત્ એજ ઇશ્વર છે એમ માને છે. એટલે ઇશ્વરની પ્રતીતિ જગત્માંજ થઇ શકે. જગત્થી પર ઇશ્વર નથી. જે જગત્ દેખાય છે તે ઇશ્વર છે. એથી જગત્ રૂપી ઇશ્વરનું અર્થાત્ પ્રકૃતિનું ચિત્-જીવે ભજન કરવું જોઇએ. આ સિદ્ધાન્તને અનુસરીને વર્ડ્ઝવર્થ આદિ અનેક સર્વેશ્વરવાદના અનુયાયી આંગ્લ કવિઓના કાવ્યોમાં પ્રકૃતિની સ્તુતિનાં કાવ્યો ભજન રૂપે પ્રેરાયાં છે. તેમને ઇશ્વરની સ્ફુર્તિ પ્રકૃતિમાંજ થાય છે, પ્રકૃતિથી પર તે ઇશ્વર નથી. આથી તે મતમાં ઇશ્વરનું સ્વરૂપ પરિચ્છિન્ન બને છે.

વસ્તુતઃ જે પરમ તત્ત્વ તરીકે મનાય છે તેતો અમેય અને અપરિચ્છિન્ન હોવું જોઇએ.

પાશ્ચાત્ય વિદ્વાનોમાં ડેકાર્ટે પ્રથમ આત્મા અને અનાત્મા યાને ચિત્ અને જડ એવા બે સ્વતંત્ર અન્યન્ત ભિન્ન પદાર્થો માન્યા. પણ તે બન્નેનો પરસ્પર સંબંધ શું છે તે એ બરાબર સમજાવી શકયો નહિ. પણ સ્પીનોઝાએ ડેકાર્ટે ચલાવેલા વિચારને આગળ વધાર્યો, અને તે એવા નિર્ણય ઉપર આવ્યો કે આત્મા અને અનાત્મા—ચિત્ અને જડ, એ બે સ્વતંત્ર અત્યન્ત ભિન્ન પદાર્થો નથી; પણ બન્ને એકજ સામાન્ય સત્ છે, પણ એ સામાન્ય સત્માંથી ચિત્ અને જડનો ઉદ્ભવ શી રીતે થયો તે સમજવામાં તેના પ્રયત્ન વ્યર્થ ગયા છે. અને તેથી તેનો સર્વેશ્વરવાદ પણ ભારતવર્ષના તત્ત્વજ્ઞાનીઓને અગ્રાહ્ય બન્યો છે. કારણ ઔપનિષદ સર્વેશ્વરવાદમાં જગત્ એ બ્રહ્મનું કાર્ય મનાય છે. જગત્ બ્રહ્મથી ભિન્ન દેખાય છે, પણ તે બ્રહ્મરૂપ છે. શંકરાચાર્યના મતે બ્રહ્મનું અવિદ્યામાં પ્રતિબિંબ પડવાથી જગત્ થયું છે માટે તે મિથ્યા છે, પણ વસ્તુતઃ તો બ્રહ્મ જ સત્ય છે. રામાનુજના મતે જગત્ એ બ્રહ્મનું વિશેષણ છે. ચિત્ની માફક અચિત્ સત્થી વિશિષ્ટ બ્રહ્મ છે; શ્રીવલ્લભાચાર્યના મતે બ્રહ્મના સત્, ચિત્, અને આનંદ અંશમાંથી ચિત્ અને આનંદનું તિરોધાન થવાથી સત્ જગત્રૂપ થયું છે. અર્થાત્ જગત્ એ બ્રહ્મનું કાર્ય છે. પણ તેથી જગત્જ બ્રહ્મ છે, અને જગતથી પર બ્રહ્મ નથી એવો જે સ્પીનોઝાનો સર્વેશ્વરવાદ છે તે સિદ્ધ થતો નથી;કારણ કે બ્રહ્મ જગત્માં હોવા છતાં પણ તેથી તે પર છે એવો ઔપનિષદ સર્વેશ્વવાદનો સિદ્ધાંત ફલિત થાય છે. શ્રીમદ્ભગવદ્ગીતાના વિભૂતિયોગ નામના ૧૦ મા અધ્યાયમાં આ બાબત સમજાવી છે. ત્યાં કૃષ્ણને પાર્થ કહે છે—

**यद् यद्विभूतिमत्सत्वं श्रीमदूर्जितमेव वा ।**
**तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम्**
**अथवा बहुनैतेन किं तेन तवार्जुन**
**विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥**

આમાં કહે છે કે જે જે સત્ પદાર્થ છે તે સર્વ બ્રહ્મના તેજના અંશમાંથી ઉત્પન્ન થયા છે. આ જગત્ પણ બ્રહ્મનો એક અંશ છે.

Thus most of these schools avoid the Pantheism of Spinoza and the incompatibility between God's development into the world and his transcendency by holding that the rudiments of the material and the spiritual world associated with God as his [1]characteristics or as his [2]body or as his [3]power, only undergot development, he himself remaining pure. Vishnuswamin and Vallabha, admitting as they do, the development of Purushottam into the world and at the same time his transcendency, follow Bādarayan. The mysterious power which causes the differences by rendering certain qualities imperceptible may be compared to the self determining power of God in Spinoza's statement.,

---

૧ રામાનુજ ૨ નિંબાર્ક ૩ ભાસ્કર ૪ **आविर्भाव तिरोभावौ शक्ती ब्रह्मणः** Pantheism વિષે. વિશેષ સમજવા માટે વાંચો

શંકર, રામાનુજ, નિમ્બાર્ક અને ભાસ્કર તે સર્વે પાશ્ચાત્ય સર્વેશ્વરવાદથી વિરુદ્ધ છે. એટલુંજ નહિ પણ વિષ્ણુસ્વામી અને શ્રીવલ્લભાચાર્ય પણ વિરૂદ્ધ છે. દયારામભાઇના '**રસિકવલ્લભ**' માં જે જગત્ વિષયના વિચારો છે તે શ્રીવલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતનાજ છે. તો પછી દયારામભાઇને પાશ્ચાત્ય વિદ્વાનોનો :સર્વેશ્વરવાદ સંમત હતો એવી વિચિત્ર કલ્પના સાક્ષરવર્યે કયા આધારથી કરી છે તે સમજાતું નથી. આ પ્રકરણમાં પૂર્વે જણાવ્યા પ્રમાણે જગત્ એ બ્રહ્મનું અધિભૌતિક સ્વરૂપ છે, પણ તેથી સર્વેશ્વરવાદ આમાં ફલિત થતો નથી. દયારામભાઇને જે સર્વેશ્વરવાદ સંમત છે તે ઔપનિષદ સર્વેશ્વરવાદ છે, આ વાતને દયારામભાઈ ર. વ. ના ૨૨ મા પદમાં જણાવે છે.

સૃષ્ટિની ઉત્પત્તિ વિષે કવિએ પોતાના વિચારો નિચે પ્રમાણે **રસિકવલ્લભ**માં જણાવ્યા છે.

---

૨૧. તેલીવાલા કૃત How far Shankar does reprisent the views of Badarayan નામનું પુસ્તક. સાહિત્ય પરિષદ્‌ના પંચમ અધિવેશન સમયે " પ્રાચીન અને અર્વાચીન કાવ્યો " એ વિષય ઉપર એક નિબંધ વાંચવામાં આવ્યો હતો. તેમાં તે નિબંધ લેખકે સ્વ. ગોવર્ધનભાઇના " અક્ષર દેહના " આધારે દયારામભાઈ સંબંધી નીચેનું કથન કર્યું હતું " શુદ્ધાદ્વૈતનું પ્રતિપાદન તેની વાણીમાં સ્થળે સ્થળે છે તોપણ કેટલીક વખત એકેશ્વરવાદ પાશ્ચાત્ય Monotheism પણ તેમાં નથી તેમ નથી. સંપ્રદાયને લગતાં એનાં પદોમાં સર્વેશ્વરવાદ તથા અંશાશીવાદ ઉપરની દૃષ્ટિને કેવળ દૂર કરી દઈ માત્ર એકેશ્વરવાદના ભજન કીર્તન રૂપેજ તે ઉદ્ગાર કરે છે......... અને જગત્ અને બ્રહ્મનું ઐક્ય ગણેલું છે તેથી પાશ્ચાત્યોના Pantheism એટલે સર્વેશ્વરવાદમાં આનો સમાવેશ થાય છે. " આ મતનું ખણ્ડન પણ થઈજ જાય છે. માટે તેને પૃથક્ આપવાની જરૂર અમે જોતા નથી.

જે. ગો. શાહ

એકદા શ્રીમદ્ પુરુષોત્તમને, ઇચ્છા ઉપની એહવી;
વિસ્તાર જગમાં થાય જશનો, કૃતિ કરવી તેહવી. ૫
એમ ધારી ભ્રૂકુટિ ભંગથી, ઉપજાવી સૃષ્ટિ સાર;
બ્રહ્માંડ ભવ્ય વિચિત્ર નાના, લોક દશને ચાર. ૬
મહી મંડળ નવ ખંડાદિ રચના, રમત માત્રમાં કીધી;
જુગ પ્રકારે રચી સૃષ્ટિ, કરવા નિજપર પ્રસિદ્ધિ. ૭
એક દૈવી બીજી આસુરી, ઉપજાવિ આપો આપ;
જન દયાપ્રીતમ સકળ, શક્તિ પ્રતિ અતુલ પ્રતાપ. ૮

ર. વ. પદ.–૨૫ મું.

આ વિચારો મહાનુભાવિગોપાલદાસભાઇના વલ્લભાખ્યાનની સાથે કેટલું સામ્ય ધરાવે છે તે નીચેની 'વલ્લભાખ્યાનની' પંક્તિઓ ઉપરથી સમજી શકાશે.

"તે પ્રભુને મન ઇચ્છા ઉપની, જશથાવા વિસ્તાર;
અધિકારી પામે એ વાણી, નહિ કોને ઉચ્ચાર,
ભ્રૂભંગેથી સૃષ્ટિ નીપની, અતિ સુંદર બ્રહ્માંડ;
ચૌદ લોક નાના વૈચિત્ર, ભૂમંડલ નવ ખંડ.
પર પોતાની વ્યક્તિ કરવી, સૃષ્ટિ તે દ્વિધા પ્રકાર;
દૈવી આસુરી બે ઉપજાવી, પ્રભુ મન કરી વિચાર.

× × ×

વલ્લભાખ્યાન

આ વિચારના પડઘા આપણને "**एकोऽहं बहुस्याम्**" "**सोऽकामयत**" ઇત્યાદિ શ્રુતિઓના શબ્દમાં સંભળાય છે. સ્વેચ્છાથીજ બ્રહ્મે પોતાથકી સૃજન કાર્યનો આરંભ કર્યો. આ સૃષ્ટિ બે

પ્રકારની થઇ. એક નિજ એટલે દૈવી સૃષ્ટિ બીજી પર એટલે આસુરી સૃષ્ટિ. સૃષ્ટિનો એક પ્રકાર આ રીતે દયારામભાઇ વલ્લભાખ્યાનને અનુસરીને વદે છે. "**સારાવલિ**" માં એ પ્રકાર સહજ વિસ્તારથી કથ્યો છે. આ વર્ણન નિમ્ન લિખિત પંકિતઓમાં આપ્યું છે.

"ગોપી મંડલ મધ્ય વિરાજે, હરિ નિશદિન કરે વિહાર ૪
રમણ કરતાં હૃદયે આવ્યો, કરવા સૃષ્ટિ વિસ્તાર;
આપો આપે પ્રગટ કર્યો છે, હરિ પુરૂષ અવતાર. ૫

ક્ષોભ માયાએ કર્યો બહુ વિધિ, કાળ પુરૂષને અંગ;
૧ ૨ ૩ ૪ ૫
રાજસ તામસ સાત્વિક ત્રૈગુણ, પ્રકૃતિ. પુરૂષનો સંગ. ૬
કર્યાં તત્ત્વ ઉદ્‌ભવ થાતાં, સરવે અઠ્ઠાવીસ;
હરિજન નામ કહે છે તેના નિરગુણના જે ઇશ.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
પૃથિવી, અપ, તેજ, વાયુ, નભ, સંજ્ઞા, શબ્દ, સ્પર્શ ને ગંધ,
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
રસ, રૂપ, મન, બુદ્ધિ છે, ચિત્ત અહંકાર મતિઅંધ, ૮
૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯
પ્રાણ અપાન વ્યાન ઉદાન જે, કે'વા પ્રાણ સમાન;
૨૦ ૨૧ ૨૨ ૨૩
તક્ષક ધનંજય, પુનિ દેવદત્ત, ને પૌંડ્રક શંખ દ્યુમાન. ૯
૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮
રાજસ તામસ સાત્વિક ત્રણ, જીવ બ્રહ્મ સુખધામ;
અઠ્ઠાવીસ તત્ત્વ એ કહ્યાં, દાસ દયે અભિરામ. ૧૦

પ્રા. કા. ગ્રં. ૧૩ પૃ. ૧૪૮

સાંખ્યની ગણના પ્રમાણે પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર, પંચભૂત પાંચ તન્માત્રા, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન અને પુરુષ એમ પચીશ તત્ત્વ છે. પણ અહિંઆં અઠ્ઠાવીશ સંખ્યા કહી છે.

"**વસ્તુવૃંદ દીપિકામાં**" અઠ્ઠાવીસ તત્ત્વ સહેજ ભિન્નતાથી ગણાવે છે.

"પૃથ્વી અપ તેજવાયુ, વ્યોમ શબ્દ સ્પર્શ રૂપ,
રસોગંધ, શ્રોત્ર ત્વચા, ચક્ષુ નાસ માનીયે;
જીવ્હા બચ હસ્ત લીંગ, પાદ ગુદા મહતત્વ.
અહંકાર સત્ત્વ રજોતમો, ગુણ જાનીએ;
મન અરૂરે જીવાત્મા, તાકેપતી અઠ્ઠાઇસ
તત્વ નામ એહી પહિચાંનીયે

× × ×

મૂળ એક તત્ત્વ તે અઠ્ઠાવીસ તત્ત્વરૂપે અવિકૃત રહીને પરિણામ પામીને આ જડ જીવાત્મક પ્રપંચ સૃષ્ટિને વિસ્તારે છે. સૃષ્ટિના પ્રાદુર્ભાવનું કારણ ભગવદ્રમણઇચ્છા વિના અન્ય કવિશ્રી આપતા નથી. ૨૮ તત્ત્વરૂપ પણ ભગવાન પોતેજ છે. એટલે અદ્વૈતભંગ પણ થતો નથી.

શ્રીવલ્લભાચાર્યજી આ અઠ્ઠાવીસ તત્ત્વદીપ નિબંધમાં નીચે પ્રકારે ગણાવે છે.

**त० दी०—सत्वं रजस्तमश्चैव पुरुषः प्रकृतिर्महान् ॥**
**अहंकारः पंचमात्राः शब्दस्पर्शाकृती रसः ॥**
**॥९४॥१२**
**गंधो भूतानि पंचैव खं वायुर्ज्योतिरप्क्षितिः ॥९**
**क्रियामयानींद्रियाणि वाग्दोर्मेंद्रांघ्रिपायवः ॥९**
**श्रोत्रं त्वक्घ्राणनेत्रजिव्हामनः षट्चेतिभेदतः ॥९५॥६**

આ પ્રકારે મૂળનું એક તત્ત્વ સ્વેચ્છાથી અઠ્ઠાવીસ તત્ત્વરૂપે પરિણમે છે. મૂળ તત્ત્વ પરબ્રહ્મ સ્વેચ્છાએ કરીને જગત્ રૂપમાં પરિણમે

છે અને સૃજન કાર્ય કરે છે. ઘટપટાદિ જે ભેદ જણાય છે તે વસ્તુતઃ બ્રહ્મજ છે, અને તેની ઇચ્છાથી આ પરિણામ થયું છે. જોકે બ્રહ્મમાં આ રીતે પરિણામ થાય છે તોપણ આ પરિણામ વિકારી નથી. વિકારયુક્ત નથી. સામાન્ય રીતે પરિણામ બે પ્રકારનાં છે. જેમ વિકારયુક્ત પરિણામ હોય છે તેમ વિકારરહિત પણ હોય છે. પ્રથમ પરિણામનું ઉદાહરણ દધિ છે. દધિમાંથી નવનીત તથા ઘૃત પરિણામ થાય છે, પણ તે પરિણામ મૂળ રૂપમાં પાછું ફેરવી શકાતું નથી. માટે આ પરિણામ વિકારયુક્ત છે. તેમાં જે વિકૃતિ થઇ છે તે વિકૃતિ મૂળ રૂપમાં કદીપણ રૂપાન્તર પામી શકશે નહિ. પણ સુવર્ણમાંથી જોકે અનેક પ્રકારના અલંકારો બનાવવામાં આવે છે, છતાં પણ તે તેના મૂળ રૂપ સુવર્ણરૂપમાં ફેરવી શકાય છે. અલંકારો વસ્તુતઃ સુવર્ણજ છે માત્ર અલંકાર નામને પામ્યાં છે. તોપણ તે પરિણામ સર્વથા વિકારી નથી. જ્યારે જોઇએ ત્યારે અલંકારનું સુવર્ણ થઇ શકે છે. આ ઉદાહરણ વિકારરહિત પરિણામનું છે. સાંખ્યશાસ્ત્ર વિકૃત પરિણામવાદનો આશ્રય લઇને સૃષ્ટિની ઉત્પત્તિને સમજાવે છે, પણ બ્રહ્મવાદમાં તો અવિકૃત પરિણામવાદને અંગીકાર કરવામાં આવ્યો છે. આથી જોકે બ્રહ્મ પોતે જીવ તથા જગત્ રૂપે પરિણમે છે છતાં પણ બ્રહ્મની બ્રહ્મતામાં કોઇ પ્રકારની ક્ષતિ થતી નથી–બ્રહ્મની અદ્વૈતતામાં કોઈ પણ રીતનો બાધ આવતો નથી. દયારામભાઇએ આ અવિકૃતપરિણામવાદને ઉપરની પંક્તિઓમાં સમજાવવાનો પ્રયત્ન કર્યો છે.

સૃષ્ટિની ઉત્પત્તિ સંબંધિ મુખ્ય ત્રણ વાદ અસ્તિત્વમાં છે. આરંભવાદ, વિવર્તવાદ અને પરિણામવાદ. આરંભવાદનો સ્વીકાર

તાર્કિકોએ કરેલો છે. તેઓ એમ માને છે કે પરમાણુથી દ્વયણુકાદિનો આરંભ થાય છે. પરમાણુના સંયોગથી દ્વયણુક ઉત્પન્ન થાય છે. ત્રણ દ્વયણુકના સંયોગથી ત્ર્યણુક થાય છે. આમ તેઓ આરંભ માને છે. એટલે જગત્‌ના ઉપાદાન કારણને પરમાણુ ગણે છે અને ઇશ્વરને નિમિત્તકારણ ગણે છે.

વિવર્તવાદ માયાવાદીઓનો છે. તેઓ માયાને ઉપાદાન કારણ માને છે. ઉપાદાન કારણને માટે બીજો શબ્દ સમવાયી કારણ પણ છે. જેમ કુંડળમાં સુવર્ણ હોય છે તથા ઘડામાં મૃત્તિકા હોય છે તેમ કાર્ય જગત્‌માં કારણ (માયા) છે. આ વાદનું બીજું નામ બ્રહ્મવાદ પણ છે. નિર્ગુણ બ્રહ્મ અવિદ્યાના સંબંધે કરીને જગત્‌રૂપે વિવર્ત પામે છે. એટલે જેમ રજ્જુમાં સર્પની ભ્રાન્તિ થાય છે તેમ બ્રહ્મમાં માયાએ કરીને જગત્‌ની ભ્રાન્તિ થાય છે. માટે જગત્ મિથ્યા છે. આવો સિદ્ધાન્ત માયાવાદીઓનો છે. પણ શુદ્ધાદ્વૈત મતમાં તેમ નથી. તેમાં તો જગત્ એ બ્રહ્મના સદ્ધર્મરૂપ છે. તેમાં બ્રહ્મના ચિદ્ અને આનંદ અંશો ગુપ્ત છે. ફક્ત સત્ ધર્મરૂપે બ્રહ્મ દેખાય છે. આ રીતે તે બ્રહ્મના સત્ ધર્મના અવિર્ભાવરૂપે તે હોવાથી તે સત્યજ છે. તેનું ઉપાદાન કારણ પણ બ્રહ્મ છે. જગત્ એ બ્રહ્મનું આધિભૌતિક સ્વરૂપ છે.

પરિણામવાદના વિકૃત પરિણામવાદ અને અવિકૃત પરિણામવાદ એમ બે પક્ષનું ઉપર જે કથન કર્યું તેમાંનો અવિકૃત પરિણામવાદ એજ શુદ્ધાદ્વૈત દર્શનને સંમત છે. બ્રહ્મ એજ જાતે નિમિત્ત કારણ છે અને સમવાયિ કારણ પણ છે. દયારામભાઇએ આ સિદ્ધાન્તને સારી રીતે પ્રતિપાદન કર્યો છે. આ સર્વ બરાબર સમજવાની ઇચ્છાવાળાઓએ કવિનો '**રસિકવલ્લભ**' ખાસ વાંચવો જોઇએ. અત્ર જગત્ સંબંધી

કવિના વિચારો કેવા છે તે સમજાવવાને આટલું બસ છે. ટુંકમાં જગત્ અને સંસારનો ભેદ 'શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત પ્રદીપમાં જે આપવામાં આવ્યો છે તે અહિં આપીને આ પ્રકરણને સમાપ્ત કરીશું.

" જગત્ ભગવત્કાર્ય છે; ભગવદ્રૂપ છે, પણ સંસાર અહંતા મમતાત્મક છે. તે જીવે અવિદ્યાથી કલ્પ્યો છે. સંસારનો નાશ જ્ઞાનથી થાય છે. કોટિશઃ જ્ઞાનીઓનો પરમ મોક્ષ થાય તથાપિ જગત્ તો તદ-વસ્થજ રહે છે. જગતનો સર્વ સુખાવહ લય તો આત્મ રમણેચ્છાથી ભગવાન્ કરે ત્યારેજ થઇ શકે છે. દ્વૈત અવિદ્યાનું કાર્ય નથી પણ દ્વૈતજ્ઞાન અવિદ્યાનું કાર્ય છે. દ્વૈત-જગત્-બ્રહ્મ કાર્ય છે, બ્રહ્મરૂપ છે. પરંતુ દ્વૈતજ્ઞાન ( આ પૃથક્ એવી બુદ્ધિ ) અવિદ્યાનું કાર્ય છે. એ અવિદ્યા વડે બ્રહ્મ નહિ પણ જીવજ બદ્ધ થાય છે. " ×

શુ. સિ. પ્ર. પૃ. ૩૦

—०—

જે. ગો. શાહ

---

× જૂઓ તત્ત્વદીપ નિબંધ.

जगतः समवायि स्यात्तदेव च निमित्तकः ।
कदाचिद्रमते स्वस्मिन्प्रपंचेऽपि क्वचित् सुखम् ॥६८॥
प्रपञ्चो भगवत्कार्यस्तद्रूपो माययाऽभवत् ।
तच्छक्त्याऽविद्यया त्वस्य जीवसंसार उच्यते ॥२३॥
संसारस्य लयो मुक्तौ न प्रपञ्चस्य कर्हिचित् ।
कृष्णस्याऽऽत्मरतौ त्वस्य लयः सर्वसुखावहः
पंचपर्वा त्वविद्या हि जीवगा मायया कृता ॥२४॥

## ( ૩ ) જીવવિચાર.



ઉપર અચિતનો વિચાર કર્યા પછી આ પ્રકરણમાં જીવનો વિચાર દયારામભાઇની દૃષ્ટિએ આપણે કરીશું.

જીવ તેજ બ્રહ્મ એ મત સ્વીકારનારાઓનું કલ્યાણજ નથી એવું દયારામભાઇ માનતા હતા એ ઉપર દર્શાવ્યું છે. જીવ વિષે તે કહે છે કે

" કૃષ્ણનો અંશ દયો કૃષ્ણને સેવે "

× × ×

દ. કૃત મ. માલા ભાગ ૨ પૃ. ૨૭૬

"જીવ સરવ હરિઅંશ છે, ત્હેના વિચિત્ર ભાતિ સ્વભાવ;
ભક્તિ અંશ શ્રીકૃષ્ણ સેવે, ને માયિક સરવને ધ્યાય.

× × ×

ભક્તિ પોષણ .૯૧

" જે અંશ જેના હોય તે તેને ભજે શ્રુતિખ્યાત "

× × ×

૨. વ. પદ ૨૪. ૭.

" એમ અંશ અંશી સમજી લહો "

* * *

ભક્તિ પોષણ

સર્વ જીવ એ ભગવાનના અંશ છે અને તે ભિન્ન પ્રકારના હોય છે. પ્રકૃતિ વૈચિત્ર્યથી કેટલાક દૈવી સંપત્તિવાળા હોય છે અને કેટલાક

આસુર સંપત્તિવાળા હોય છે. કેટલાક ભગવાનના શ્રીઅંગમાંથી પ્રકટ થયેલા છે, કેટલાક વાણીથી પ્રકટ થયેલા અને કેટલાક ઇચ્છાથી પ્રકટ થયેલા છે. જીવોના જુદા જુદા પ્રકાર છે પ્રથમ કોટિના જીવો પુષ્ટિ સૃષ્ટિના છે, બીજા માર્યાદિક સૃષ્ટિના છે અને ત્રીજા પ્રવાહી સૃષ્ટિના છે. પ્રથમના બે દૈવી સંપત્તિના કહેવાય છે અને પ્રવાહી સૃષ્ટિ આસુરી કહેવાય છે.

દ. મણિમાલા ભા. ૨ રસિકવલ્લભ પા. ૧૭૫

"એ પુષ્ટિ સૃષ્ટિ સર્વની, શ્રીઅંગથી ઉત્પત્ય;
જન **દયાપ્રીતમ** કૃષ્ણરૂપ, વિના ઠરે નહીં મત્ય. ૮

\+ + +

મર્યાદા સૃષ્ટિ જે વખાણીજી, તેની હેતુ હરિની વાણીજી;
મનથકી ઉપન્યો સૃષ્ટિ પ્રવાહજી, સહુનું કારણ રાધાનાથજી. ૧
પુષ્ટિ સૃષ્ટિ સહુથી શ્રેષ્ઠજી, શ્રીપુરુષોત્તમ જેના ઇષ્ટજી;

ર. વ. પદ. ૮૪

* * *

આ પ્રકારે જીવના ત્રણ વિભાગ દયારામભાઇ પાડે છે પરંતુ એ સર્વનું કારણ ભગવાન્ છે. જીવ ભગવાનના અંશ અને ભગવાન અંશી છે. તેથી જીવ અને ઇશ્વર વચ્ચે અંશાઅંશી ભાવ દયારામભાઇ સૂચવે છે. કવચિત્ દયારામભાઇનું મત એવું પણ હોવાનો સંભવ છે કે જે જેનો અંશ હોય તે તેને ભજે અર્થાત્ શિવ, ગણપતિ, દેવી ઇત્યાદિના ભક્તો તેમનું ભજન કરતા હોવાથી સાક્ષાત્ ભગવાનના એ અંશ કહેવાય નહિ પરંતુ જે દેવની તે ઉપાસના કરતા હોય તે દેવના તે કહેવાય. અને તે દેવ પણ ભગવાન્નું

ભજન કરતા હોવાથી તે દેવતા ભગવાનના અંશ કહેવાય છે. એટલે ગણપતિ આદિ દેવતાના પૂજકો ભગવાનના સાક્ષાત્ અંશ નથી પણ પરંપરાથી છે. એ સૃષ્ટિને દયારામભાઇ પ્રાવાહિક સૃષ્ટિ તરીકે ઓળખાવાને કવચિત્ ઇચ્છતા હોય એમ લાગે છે અને જેમના ઇષ્ટ શ્રી પુરુષોત્તમ છે અને જેમની મતિ કૃષ્ણ વિના અન્ય શિવાદિ વિભૂતિ ઓમાં ઠરતી નથી. તેઓ ભગવાનના સાક્ષાત અંશો છે અને તેમનું પ્રાકટય ભગવાનના શ્રીઅંગમાંથી થયેલું જણાવી તેને પુષ્ટિસૃષ્ટિ કહે છે અને તે સૃષ્ટિ સર્વમાં શ્રેષ્ઠ છે. માર્યાદિક સૃષ્ટિ ભગવાનની વાણીમાંથી ઉત્પન્ન થયેલી કહીને તેને માર્યાદિક સૃષ્ટિ કહે છે.

**જીવ ને ઈશ્વરનો સંબંધ**—જીવને દયારામભાઇ ભગવાનનો અંશ કહે છે. અને તેનું સહજ દાસત્વ સુચવીને સ્વામી સેવક ભાવ દર્શાવે છે. એક રીતે અદ્વૈત સ્વીકારીને પણ ભગવાનના માહાત્મ્યનું ગાન કરવાને સ્વામી સેવક ભાવ દર્શાવે છે.

શ્રીકૃષ્ણ શરણ ગ્રહી સર્વ સમર્પે, ભજે પ્રેમ ગુણ ગાય;
દાસ ભાવ હરિ ગુરૂ વૈષ્ણવ સમ, નિત્ય સત્સંગમાં ધાય.

દ. કા. મણિમાલા ભા. ૨ પૃ ૨૭૮

× × × ×

પુરૂપ સકલ હરિદાસ થજો, સ્ત્રી સર્વ થજો પ્રભુ દાસી."

દ. કા. મણિમાલા ભા. ૨ પૃ. ૨૭૮

× × × ×

"દાસપણામાં સૌભાગ્ય છે પતિ પુરૂષોત્તમ જેને માથે

× × × ×

દાસપણે જે આનંદ છે, તે નહિ ભળે જગદીશ"

ભક્તિ પોષણ. ૨૯-૩૦

× × × ×

નિત્ય સેવક સ્વામી ભાવ વણ, અન્યથા નથી આનંદ.

દ. કા. માલા મણિ ભા. ૨. ૨. વ. પૃ. ૧૦૬

× × ×

દયારામભાઇ સ્વામીસેવક ભાવને પરમ આનંદનું કારણ માને છે અભેદને નહિ. સિદ્ધાંતથી અભેદ સ્વીકારે છે છતાં નિત્ય સ્વામી સેવક ભાવ એમને ઇષ્ટ છે.

દયારામભાઇ સ્વામી સેવક ભાવને ઇષ્ટ ગણે છે અને તેના વિના આનંદની પ્રાપ્તિ થતી નથી એમ દર્શાવે છે, આ વિષયનું સ્પષ્ટીકરણ '**રસિકવલ્લભ**'ના ૫૩ મા પદમાં કર્યું છે.

દ. કૃ. મ. માલા. ભા. ૨

જ્ઞાની તે પણ મહા અજ્ઞાનીજી, પ્રભુપણું પોતે બેઠા માનીજી.
ધર્મદાસનો સઘળો તાગેજી, તે કયમ પરમેશ્વર પ્રિય લાગેજી. ૧
હું સાગર છું બોલે લવણજી, સત્ય કહે તે વાણી કવણજી;
જીવ કદાપિ બ્રહ્મ ન થાયજી, નદી ઉલટી વહી મૂળ ન સમાયજી ૨

ઢાળ.

જ્યમ મૂળમાં ન સમાય નદી, ત્યમ જીવ સમાય ન બ્રહ્મ,
એમ કાર્ય કારણ નિરંતર છે મુગ્ધ ન લહે મર્મ. ૩
હરિ વર્ણ જીવરકાર ક્રમ એક કર્મ રૂપે હોય.
ભળી ગયાનો આકાર અધ શિર છત્ર સેવક જોય. ૪

સનકાદિ વિષ્ણુ વિલોકી કહ્યું અધિક સ્વરૂપાનંદ;
અમો બ્રહ્માનંદ પણ અનુભવ્યો છે આ થકી અતિ મંદ. ૫
શુકદેવજી પણ બ્રહ્માનંદ નિમગ્ન હતા સત્ય;
ઉદ્ધાર કીધો ત્યાં થકી સ્વરૂપાનંદ અધિકો અત્ય, ૬
જો ભિન્ન નહોતા બ્રહ્મથી તો નીકળ્યા કહો કેમ ?
તે માટય માથાકૂટ મુકી પૂજ્ય પુરુષોત્તમ. ૭
ભાખિયું ભક્ત્યાચાર્ય માર્ગ જ્ઞાન ભ્રાંતિ મૂળ,
જન **દયા પ્રીતમ** સેવવા તેને નહિ અનુકૂળ. ૮

જે લોક જીવ અને બ્રહ્મનો તાદાત્મ્ય સંબંધ માને છે તેમને કવિ આ પદમાં ઉત્તર આપે છે કે મીઠાનો કટકો એમ કહે કે હું સાગર છું તો કોઇ કબૂલશે ? તેજ પ્રમાણે જીવ જે બ્રહ્મનો અંશ છે, તે એમ કહે કે હું બ્રહ્મ છું તો તે શી રીતે માની શકાય ? જેમ નદી પોતાના મૂળ તરફ પાછી વહે તો તેમાં તે સમાય નહિ તેમ જીવ પણ પોતાને બ્રહ્મ માની બેશે તો બ્રહ્મમાં સમાય નહિ, એવી રીતે કાર્યકારણનો એક પ્રકારનો વ્યવહાર છે જેનું રહસ્ય અજ્ઞો જાણી શકતા નથી. વળી અકારાદિ વર્ણો કહેતાં સમસ્ત અક્ષરોમાં **ર** નામનો વર્ણ પણ સમાઇ જાય છે, તે પૃથક્ હોવા છતાં અક્ષરમાં જ છે. **ર** રૂપે તે જુદો છે પણ અક્ષર રૂપે તે અભિન્ન છે. તેજ પ્રમાણે જીવ અને બ્રહ્મ વચ્ચે અંશાંશીનો સંબંધ છે અને બ્રહ્મ અંશી છે. જીવ **ર**કારને સ્થાને છે, બ્રહ્મ સમસ્ત અક્ષરને સ્થાને છે, જીવ પોતાના અંશરૂપે જુદો હોવા છતાં બ્રહ્મ સાથે ઉપરના દૃષ્ટાંત પ્રમાણે અભિન્ન છે. જો કે **ર** અક્ષરમાં ભળેલો ગણાય છે, પણ તે વસ્તુતઃ અક્ષરોના આધારેજ સ્વ સ્વરૂપે જુદો રહી શકે છે, તેમજ

(र) જેવો જીવ પણ હરિરૂપ અક્ષરમાં મળી ગયલો કહેવાય છે, પણ તે સ્વસ્વરૂપે પૃથક્ જ રહે છે. વળી "क्ष" વર્ણમાં "क" અને "ष्" બન્ને જોડાયલા છે છતાં તે એકજ અક્ષર ગણાય છે; તેવીજ રીતે હરિ જે કર્મ કરે છે, તેથી જુદું કર્મ હરિમાં ભળી ગયલો જીવ કરતો નથી; એજ જીવ અને હરિની એકતા. જેમ કોઇ રાજાના માથે પૂર્ણ છત્ર ધરેલું હોય તથાપિ જે સેવકનો તે છત્ર ધરવામાં રાજા તરફથી વિનિયોગ થયલો હોય છે, તે સેવક ઉપર પણ તે છત્રનો કાંઇક ભાગ આવે તેમ જીવ અને બ્રહ્મની એકતા સમજવી જોઇએ.

આ ઉપરથી જીવ અને બ્રહ્મનો સંબંધ શો છે તે સમજી શકાશે. જીવ અંશ છે અને બ્રહ્મ અંશી છે તેથીજ જીવ સેવક છે અને બ્રહ્મ સેવ્ય છે, સેવ્યની સેવા કરવામાં જ સેવકની કૃતાર્થતા છે. સેવ્ય સેવક ભાવથી બ્રહ્મને ભજનારા અને '**अहं ब्रह्मास्मि**' કહેનારા જ્ઞાનીઓના ફળમાં કેટલો ભેદ છે તે નીચેના અવતરણ ઉપરથી કવિશ્રી સમજાવે છે.

દાસપણામાં સૌભાગ્ય છે, પતિ પુરુષોત્તમ જેને માથે;
ધણી છતે વિધવાપણું, બ્રહ્મજ્ઞાનીનાં મન સાથે;
મન સાથે માન્યું હું ન ભૂપ, જક્ત પૂજે જાણી રાણીનું રૂપ;
પણ પતિસુખ સ્વપ્ને નહિ એને, એળે એ અથડાયે છે સેને.

સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

દાસ પણે જે આનંદ છે તે નહિ ભળે જગદીશ.
જ્ઞાનીનું સુખ એવું જાણજો, પાગે આશે છેદાવે શીશ;
શીશ છેદ્યા પછી મુગુટ કહાં ધારે, સહુ મૂરખકો મનમાં ન વિચારે;
જળને શો જળપાનનો સ્વાદ, જન જુદો રહી પામે આહલાદ.—સેવો. ૩૦

જીવ બ્રહ્મ થાયે નહિ, થાયે તો બ્રહ્માનંદ કોને;
ભોકતાપણું જો માનશો, તો જીવ ટળ્યો કહો શાને.
શાને કહો ત્યારે નથી બ્રહ્મનામી, ક્યમ બોલ્યો જનક સાયુજ્યતા પામી.
બોલે તે બીજો કહેવાય, ઇશ્વર જીવ કદા નવ થાય—સેવો૦ ૩૧

જીવ અને બ્રહ્મનો સ્વામી સેવકનો સંબંધ છે, એમ જણાવીને ભક્તિભાવ વધારે દૃઢ કરવાને, દયારામભાઇ સ્નેહભાવથી ભગવાનને ભજવા જોઇએ એમ કહે છે—

"શ્રી વૃંદાવનનીરે કુંજમાં જ્યાંહાં કરે જુગલકિસોર વિલાસ;
દાસ દયાનીરે વિનતિ, મુને દાસી કરી રાખો નિજ પાસ"

દ. કા. મ. માલા. પૃ. ૧૭૦

\+ + + +

"હરિના સહુ વલ્લભ, મુજને કિંકરી કરશે રીઝી
દયા તું દાસી મ્હારી કહી, કર સાહસે શ્રીજી"

દ. કા. મ. માલા. પૃ. ૧૫૮

* * * *

"એ દંપત્તિની દાસી થવાને, દાસ દયો ગુણ ગાય."

દ. કા. મ. માલા ૧૮૦

* * * *

'ગરબીસંગ્રહ'માં અને અન્યપદોમાં દયારામભાઇ ઇતિશ્રીમાં પોતાને 'દાસ' કહીને સંબોધે છે. અને તે ઉપરથી દયારામભાઇ પોતે સ્વામીસેવક ભાવને કેટલે અંશે સ્વીકારતા તે સ્પષ્ટજ છે છતાં પણ પુરૂષભાવ કરતાં પ્રેમપયોનિધિનો રસ અનુભવવાને દાસભાવ કરતાં

પણ સ્ત્રીભાવજ વિશેષ અનુકૂલ હોવાથી દયારામભાઇ કવચિત્ એ રહસ્ય સ્વ. કાવ્યોના અંતમાં દર્શાવી દે છે.

"સખી થઇ નૃત્યે જાયે, તે ગોલોકનો વાસી થાયે
કરે સામળીયો વર-સાગે, ગોપી રૂપ ધરે જન જેહ.
ગોપીરૂપ ધરે જન જેહ; તરે સ્વ દેહે નિઃસંદેહ.

× × × ×

પ્રા. કા. ગ્રં. ૧૩ પૃ. ૯૭

શ્રીસ્વામિની મંદિર ઉરતાહરૂં. શિર કર ધરિ કરી દાસી.

દ. કૃત. મ. માલા. ભા. ૨ પૃ. ૨૮૧

× × × ×

આ પંક્તિ અતિવ અર્થ સૂચક છે. દયારામભાઇને એમના ગુરૂએ આ આશીર્વાદ આપેલો છે; અને તેમાં જણાવે છે કે તારૂં ઉર સ્વામિનીમંદિર છે, અર્થાત્ તારૂં હૃદય સ્ત્રીભાવવાળું અને જેમ સ્વામિનીના મંદિરમાં પ્રભુ બિરાજે છે તેવી રીતે દયારામભાઇનું ઉર પણ તત્સદૃશ હોવાથી પ્રભુને વિરાજવાને યોગ્ય છે. આથી દયારામભાઇના હૃદયની પવિત્રતા પણ સૂચવે છે કારણ કે અન્યત્ર એ જણાવે છે કે—

મલિન હૃદયમાં હરિ ન વિરાજે, વૃથા મરે શીદ ઝુરીરે.

કા. દો. ભા. ૪ પા. ૮૧૧

× × *

અને પ્રભુ હૃદયમાં વિરાજ્યા છે એટલુંજ નહિ પણ એમના શિર પર કર ધરી એટલે અનુગ્રહ કરી નીજ દાસી તરીકે સ્વીકારે છે. વળી તેમના પરચુરણ. પદમાં "સેવાનું ફળ સેવા એક" એમ

કહીને સ્વામી સેવક ભાવ સાથે પ્રતિ ઉપકાર રહિત નિષ્કામ સેવાને ફલરૂપ સૂચવે છે. દયારામભાઇ અન્યત્ર દીનતાનેજ પરમ ફલ રૂપે જણાવે છે.

જીવ એ ભગવદંશ હોવાથી વસ્તુતઃ ભગવદભિન્ન હોવાથી ભિન્નતા સૂચક સ્વામી સેવકનો ભાવ સંભવી શકે નહિ. તેનો પરિહાર પણ દયારામભાઇ અવસ્થા વિશેષ અને રૂપ, નામ અને ક્રિયાથી કરીને સ્વામી સેવક ભાવને સુદૃઢ કરે છે.

" અચલિત સેવક સ્વામિ નાતું, સંભવે કયમ એહ. ?
જળ તરંગ ભેદ નહિંજ, કંચન કુંડળ ભેદ ન હોય.

એમ શંકા કરીને

" એક દ્રવ્ય કેરી અવસ્થા મુખ્ય, વિવિધ ભાત્યની થાય.
તે માટયે નિશ્ચય કાર્ય કારણ, વસ્તુ બે કહેવાય.
છે ભેદ નામાકારથી વળી, ક્રીયાથી પણ હોય.

દ. કા. મ. માલા ભા. ૨ ર. વ. પદ. ૨૮

× × ×

શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાનમાં જીવને ભગવાનનો–બ્રહ્મનો અંશ ગણેલો છે. મુંડકોપનિષદ્‌ની શ્રુતિ આ સિદ્ધાંતને પુષ્ટિ આપે છે. **यथा सुदीप्तात्पावकात्क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्ति एकस्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे जीवाः व्युच्चरन्ति** જેમ સારી રીતે પ્રદીપ્ત કરેલા અગ્નિમાંથી ક્ષુદ્ર વિસ્ફુલિંગો વ્યુચ્ચરણ પામે છે તેમ આ આત્મામાંથી સર્વ લોક, પ્રાણ, જીવ વગેરે વ્યુચ્ચરણ પામે છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં ઊર્ણનાભિનું દષ્ટાંત આપ્યું છે અને ત્યાં કહ્યું છે કે જેમ ઊર્ણનાભિ ('કરોળીઓ) પોતાના શરીરમાંથી જાળ

કાઢીને બાહ્યવિસ્તાર કરે છે, તથા તેને પાછી સંકેલી લે છે, તેમ બ્રહ્મમાંથી સકળ જીવો વગેરે ઉત્પન્ન થાય છે. આ જીવનું પરિમાણ પણ નિશ્ચિત કર્યું છે. તેને આરાગ્રમાત્ર એટલે ડાંગેરના અણિ જેવડો અર્થાત્ ઘણોજ અણુ કહેલો છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં તેનું પરિમાણ આપ્યું છે. **वालाग्रशतभागस्य शतधा कल्पितस्य तु** વાળના અગ્રભાગના સોમા ભાગના પણ શતાંશ જેવડો ભાગ જીવ છે એમ જાણવું એમ આ શ્રુતિમાં કહ્યું છે. અર્થાત્ જીવ બ્રહ્મનો અંશ છે અને અણુ છે તે અણુ હોવા છતાં હૃદય પ્રદેશમાં સ્થિત રહી તેનું ચૈતન્ય આખા શરીરમાં ફેલાવે છે.

**अविरोधश्चन्दनवत्** ૨-૩-૨૩ સૂત્રમાં બ્રહ્મસૂત્રકારે જણાવ્યું છે કે જેમ ચંદનને દેહના એક અવયવમાં લગાડયું હોય, તેથી જેમ આખા શરીરમાં શીતળતા વ્યાપે છે, તેમ જીવ હૃદયના એક પ્રદેશમાં રહેવા છતાં પણ પોતાનું ચૈતન્ય સર્વત્ર પ્રસારે છે. જીવ આનંદસ્વરૂપ બ્રહ્મનો અંશ છે, પણ તેનામાં બ્રહ્મના આનંદનું તિરોધાન થવાથી તે સંસારમાં દુઃખાદિને અનુભવી રહ્યો છે. માટે જ્યારે ભક્તિદ્વારા તેનામાં આનંદ સ્વરૂપની સ્ફૂર્તિ થાય ત્યારે તેનામાં કોટિબ્રહ્માણ્ડ સ્ફુરે છે, એટલે તેને વ્યાપકતાનું ભાન થાય છે. શ્રીમદાચાર્યજી આ આશયથી કહે છે કે—આ જીવ નિત્ય છે. તેની ઉત્પત્તિ નથી તથા નાશ નથી. તેનામાં કર્તૃત્વ ભોક્તૃત્વ છે. તેમ જ્ઞાતૃત્વ પણ છે. આ પ્રકારે જીવનું સ્વરૂપ શુદ્ધાદ્વૈત તત્ત્વદર્શનમાં છે, અને કવિએ અહિંઆં તે પ્રમાણે આલેખેલું છે.

## ( ૪ )

## કવિશ્રીનો મોક્ષ વિષે વિચાર.




દાન્તમાં મોક્ષના અનેક પ્રકાર છે. સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, સાયુજ્ય અને સાર્ષ્ટિ. વાલ્લભ વેદાન્તમાં સાયુજ્ય મોક્ષનેજ સ્વીકારવામાં આવ્યો છે કારણ કે જીવ અને બ્રહ્મનો સંબંધ અંશ અને અંશીનો છે. અંશી બ્રહ્મની આવિર્ભાવ અને તિરોભાવ શક્તિથી જીવ થયેલા છે; બ્રહ્મના સત્, ચિત્ અને આનંદમાંથી આનંદ ધર્મ તિરોહિત થવાથી તે જીવરૂપ થાય છે. અગ્નિમાંથી જેમ સ્ફુલિંગો નીકળે તેમ જીવો વ્યુચ્ચરણ પામે છે. આ જીવ ભકિતમાં પ્રવેશ કરે છે ત્યારે તે પરમાત્માનો સંબંધ પોતે ઓળખી શકે છે. ભકિત માર્ગની પ્રાણલિકા પ્રમાણે શ્રવણ કીર્તન વગેરે ભકિતમાં જ્યારે જીવ ઓતપ્રોત બને છે ત્યારે તે પ્રેમ ભકિત તથા સેવા તરફ વળે છે, અને પછી ભકિતનું ફલ મળે છે. આ ફલ બે પ્રકારનું છે એક મોક્ષ એટલે તે જીવનો અહંતા મમતાત્મક સંસારમાંથી છૂટકારો સદાને માટે થાય તે. આ ફળ સાધારણ અધિકારી માટે છે; પણ ઉત્તમ પ્રકારના ભકત જેમકે શ્રીગોપીજન, તેમને આથી પણ અધિક ફળની પ્રાપ્તિ હોય છે. અહિંઆં મધ્યમ અધિકારી માટે મોક્ષની વ્યવસ્થા કરી છે.

મોક્ષના સમ્બંધમાં દયારામભાઇ નીચલા પદમાં બહુ સુંદર રીતે પોતાના વિચારો દર્શાવે છે.

નંદ નંદન પ્રકટ સ્વામી સમજ્યા વિના,
બ્રહ્મ નિજ્માને સુખ શું વિચારો ?

નિરખી નિજરૂપ જેમ હરખે કોઇ કામની,
તેને સુખ કેવું હોય મનમાં ધારો. નંદ નંદન.
સજળ ઘન સમજે આનંદ શો સૃષ્ટિને ?
અન્ન ઉપજે નહિ વિના વૃષ્ટિ,
એમ અંતર્યામિ ઓળખે શું સર્યું ?
પ્રકટ અનુભવ વિના સુખ શું દષ્ટિ ? નંદ નંદન.
નાગ સ્ફુટ નિંદ્રિએ રાફડો પૂજીએ,
પ્રસન્ન થઇ ફલ કહો કોણ આપે ?
રાય રૂડી રાણી જગમાં પૂજાય પણ,
કાંત વણ કામ દુઃખ કોણ કાપે ? નંદ નંદન.
ઘૃત વિના માંખણે મોદક ચોળાય નહિ,
પૂરવા દીપ નવ કામ લાગે,
પુત્ર પ્રકટયા વિના વંશ વૃદ્ધિ કયાંહાં ?
ઉદર ગર્ભે ન વંધ્યત્વ ભાગે. નંદ નંદન.
ધ્યાન ભોજન કરે ભુખ ભાગે નહિ.
કાષ્ટ ચાંપે તૂલ ન લાહે લાગે,
સૂર્ય વૃતવાળાં દિન દેખી જમતાં નથી,
અભ્રેંદુ ચકોર ચિત્ત સુખ ન જાગે. નંદ નંદન.
ગોલારાણા નામ ભાટનું રાયજી,
નાપિક પારેખ ધંતુર કનક કાહાવે.
આકડો સૂર્ય જેમ બકરાને અજ કહે,
બ્રહ્મપણું જીવ તેવું શોભાવે. નંદ નંદન.
બ્રહ્મથી ઉપજ્યો પણ બ્રહ્મ થાયે ન જીવ.
મુક્તાફળ જળ કદાપિ ન થાય,

વસ્ત્ર પાછું કપાસ ન કોટિ પ્રયત્ને,
ઉલટી વહી નદી મૂળમાં ન જાય. નંદ નંદન.
સનકાદિક બ્રહ્મમાં ભળી પાછા નીકળ્યા,
વ્રજવાસી નીકળ્યાં પ્રેમ પીવા.
ઉદ્ધવ શુકદેવ શિવ ભજનાનંદ ભોગિયા
બ્રહ્માનંદ ત્યાગ્યો ઉતરેલો ગ્રીવા. નંદ નંદન.
અસુરને મુક્તિ તેમ જ્ઞાની વિરાગી મુનિ,
આપી લેતા નથી સેવક સાચા.
સ્વરૂપાનંદ સ્નેહ સુખ મોક્ષમાં ના મળે,
કહે દયો માગે બુદ્ધિના કાચા. નંદ નંદન.
દ. કૃત મણિમાલા ભાગ ૨ પૃ. ૨૯૨

ઉપરના પદમાં કહે છે કે ભગવાનના સાચા ભકતો મુક્તિની અપેક્ષા રાખતા નથી. મુકિત કરતાં પણ અધિક સ્વરૂપાનંદ સ્નેહના સુખની અભિલાષા તેમને હમેશાં હોય છે. તે સુખ લયાત્મક મોક્ષમાં નહિ હોવાથી ભગવાનના ભકતો એ મુકિતને પ્રેમ-રસાનુભવ કરતાં તુચ્છ ગણે છે. ભકતને તો પ્રભુના સાક્ષાત્ અનુભવ વિનાનું ભગવાનનું જ્ઞાન અને ધ્યાન વગેરે શુષ્ક લાગે છે.

આત્મનિવેદન દ્વારા ભગવદીય થઇને કાળ, કર્મ, સ્વભાવ જીતીને સર્વ સાધન કરવા છતાં પણ પ્રભુ પ્રાપ્ત થતા નથી એવું સમજતાં દીન થઇને સકલ પુરુષાર્થમાં શિરોમણિ ભગવાનજ છે અને આનંદરૂપ એજ છે એમ નિશ્ચય કરીને તેની નિરંતર તન મન ધનથી, તથા મન વાણી કર્મથી નિષ્કામ ફલરૂપ સેવા સિદ્ધ થાય માટે તેને ચતુર્વિધ મુકિત કરતાં પણ ઉત્તમ તેઓ માને છે. કૃષ્ણના

રાસોત્સવાદિની દીનદાસી થઇને દર્શન કરવાં અને ભગવાનની કંઇ પણ ટહેલ કરવી એ દયારામભાઇના મતે પરમ મોક્ષરૂપ પુરૂષાર્થ છે. મોક્ષના સુખ કરતાં ભગવાનના ચરણુસરોજની સેવામાં ભકતને પરમ આનંદ પ્રાપ્ત થાય છે એમ તે માને છે.

"અતિ દુર્લભ છે એવી ભક્તિજી, જેની દાસી ચારે મુક્તિજી;
આચરણ વય વિદ્યારૂપ કોયજી, ધન જાતિ બળ હરિ નવ જોયજી.
રાધાવર ભક્તિરસ ભીંજેજી, નિર્મળતિ પાખ્યે નવ રીઝેજી.

× × ×

શ્રીનાથજીની સેવા કરનાર ભકતની, પરમગતિ થાય છે, અને તે સ્થિતિમાં એ વૃન્દાવનની પવિત્ર લીલાના ભૂમિમાં સાક્ષીભૂત બને છે.

"શ્રીજી સેવે પરમગતિ પામેજી, વૃંદાવન લીલા વિશ્રામેજી."

× × ×

વિશ્રામ વૃંદાવિપિન જ્યહાં, નિત્યે યુગલ રતિરાસ
તે શ્રીવૃંદાવન ચંદ્રમા, અવતાર અખિલ નિવાસ.

× × ×

ર. વ. પદ. ૮૦

વગેરે અનેક કાવ્યોમાં આ પ્રમાણેના વિચાર જણાવ્યા છે. વૃન્દાવનમાં શ્રીકૃષ્ણના રાસોત્સવનાં પ્રકટ દર્શન થાય તેજ તેમનું પરમ ફળ છે. તે વૃન્દાવનના પ્રકટ પ્રભુને મૂકીને ગોપીઓ મોક્ષને ઇચ્છતાં નથી. માટે એક પદમાં કવિ કહે છે—

'વ્રજ વહાલુંરે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવું.
નંદકુંવર ક્યાંથી લાવું ! વ્રજ વ્હાલુંરે.

'રસિકવલ્લભમાં' વૃન્દાવનનું 'આનંદમય ત્યાં અખિલ ક્રિડા નિત્ય અતિ અનુપ' એ લીટીથી વર્ણન કર્યું છે અને પછી કહે છે—

'જે થકી શ્રેષ્ઠ ન કશું વ્યાપિ વૈકુંઠ વેષ્ટિત લોક;
જ્યાંથકી પુનરાવૃત્તિ નહિ, નહિ જ્યાં સ્વપ્નામાં શોક.'

વળી કહે છે એ ભૂમિમાં તે ભગવાનનો નિત્ય રાસ ખેલાઇ રહ્યો છે—

નિત્ય નવલ રાસવિલાસ રચના કથનમાં કયમ આવે;
છે નિત્યલીલા અપ્રાકૃત આનંદમય શ્રુતિ ગાવે !

ર. વ. પદ. ૮૩

આવા રાસોત્સવ જેવા પરમ ફલની આગળ મુક્તિ તુચ્છ છે. ભગવાનના ભક્તો, ભગવાન તેમને મોક્ષનું દાન કરે છે છતાં તે લેતા નથી. '**રસિકવલ્લભ**'માં ભકિતને ઘેબર અને મુકિતને 'ઢોકળું' કહેલ છે અને ત્યાં કવિ જણાવે છે કે ઉત્તમ અધિકારીઓ તે મુકિતને ઇચ્છશે નહિ. પ્રેત જેવા માણસોજ તેનાથી પ્રસન્ન થાય છે.

'ઢોકલા સરખી મુકિતથી જન પ્રેત થાય પ્રસન્ન;
જે ભકિત ઘેબર ભોગીયા તેનું ન માને ચંત.'

વળી જ્ઞાન કરતાં પણ ભકિતને તે ઉત્તમ ગણે છે, તેથી જ્ઞાનથી પ્રાપ્ત થનાર મોક્ષ તેમને રૂચતો નથી. પ્રેમ ભકિતની આગળ તત્ત્વનું ઢુંપણું તુચ્છ લાગે છે.

એ તત્ત્વ ઢુંપણું તુચ્છ લાગે પ્રેમરસ પીનાર,
હરિ દે નલે જલ લવણ સરખી મુકિત માને ચાર.

ભકિત એ મણિ સમાન છે અને જ્ઞાન એ દીપક સમાન છે. દીવાને વાયુથી ઓલવાઇ જવાનો સંભવ છે, ભકિત તેવી રીતે

ઓલવાઇ જતી નથી તે નિર્ભય છે. માટે ભકિતનું ફળ પણ જ્ઞાનના ફળ કરતાં અધિક છે. અહિંઆં ભક્તિ એટલે પ્રેમ ભકિતજ સમજવાની છે. આ રીતે ચાર પ્રકારનો મોક્ષ સાલોકય, સાયુજ્ય, સામીપ્ય અને સાર્ષ્ટિ તે ભગવાન્ પૂર્ણાનન્દ શ્રીકૃષ્ણચંદ્રના રાસોત્સવનાં દર્શન કરતાં તુચ્છ છે એમ દયારામભાઇ માને છે. તેથી પુષ્ટિમાર્ગની દૃષ્ટિએ ખરો મોક્ષ ભગવાનની લીલાઓનાં દર્શન કરવામાં છે. પરમફલમાં ચેતના રહેવી જોઇએ, નહિતો જે ફલનો અનુભવ કરવાનો છે તે થાય નહિ. મોક્ષમાં એવી ચેતના નથી, માટે તે દયારામભાઇને રૂચતો નથી. જળમાં ભળી ગયેલાને જળનો સ્વાદ થતો નથી તેમ બ્રહ્મમાં ભળી જવાથી બ્રહ્માનંદનો અનુભવ થઈ શકતો નથી. તેથી જે મોક્ષમાં બ્રહ્માનંદનો અગર રસાનંદનો અનુભવ થાય નહિ તેને કવિ ઇચ્છતા નથી.

---

## પ્રકરણ ૩ જું.

## સાધન વિચાર.

Prayer on answer will obtain
Though the Lord awhile delay,
None shall seek His face in vain,
None be empty sent away.

John Newton.

* * * *

More things are wrought by Prayer
Than this world dreams of.

Shakespeare.

Prayer is the heart's offering towards God, the sonl's sacrifice, the only effectual death of pride and selfishness, the source of humility the breath of piety, and the life of religion

Edward Irving.

Humility and self–abasement are necessary in the worship of God.

The sincere believer will be conscious of a deep and heart–felt conviction of the weakness of his own moral powers; but he will therefore only the more anxiously endeavour whilst he cries for spiritual assistance to the the throne of Grace to use those powers to the utmost in the cause of holiness. He will aim at the attainmant of a degree of spiritual perfection, which at the same time he will know to be in this world unattainable, and will therefore combine, with hopes and aspirations, the most unboun ded humility, and self–abasement. He will therefore tender the daily offering of his feeble works of imperfect righteousness to his Maker not with the proud, self–satisfied spirit of one who is preesenting an adequate sacrifice worthy of the gr-

eat Being to whom it is presented, but with the shrinking shame and diffidence of the poor widow, who followed in the train of the wealthy and powerful to deposit her solitary mite.

Shattleworth.

**नहि साधनसंपत्त्या हरिर्लभ्यते कस्यचित् ।**
**भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम्**

**श्रीवल्लभाचार्यजी**

## સાધન વિચાર

### (૧) દીનતા




આ પુષ્ટિ સંપ્રદાયના સિદ્ધાંતો સમજ્યા છે તેઓ સારી પેઠે જાણી શકશે કે જીવો સાધનથી પ્રભુને પ્રાપ્ત કરી શકેજ નહિ. જ્યાંસુધી ભક્તિદીપની જ્વાલાઓ પ્રકટી નથી ત્યાંસુધી સ્વરૂપ દર્શન યથાર્થ રીતે થઇ શકતું નથી. પણ ભક્તિભાવ વધારવાને માટે જીવોમાં અભિલાષાના તનખા સ્ફુરવા જોઇએ. આ તનખાઓ સ્ફુરાવવાને વાયુની જરૂર છે અને તે દૈન્ય છે દૈન્યજ એ ભક્તિમાર્ગની સીડી ઉપર ચઢવાનું પ્રથમ પગથીયું છે. પુષ્ટિમાર્ગમાં સાધનનો અગર પ્રમાણનો અભાવ છે.

પુષ્ટિમાર્ગ એ પ્રમેય રૂપ હોવાથી તે બાહ્ય સાધનની અપેક્ષા રાખતો નથી તો પણ ભક્તજીવોએ પણ ભક્તિના માર્ગમાં આગળ વધતાં મર્યાદાની રક્ષા કરવાની જરૂર છે અને તેથી દયારામભાઇ

“ **जीवानां मर्यादैव हितकारिणी** ” એ સિદ્ધાંતને અનુસરે છે. ભગવાન પોતે વેદાતીત હોવાથી સ્વકૃત નિયમનું ઉલ્લંઘન કરે તો તેમને ભૂષણ રૂપ છે પરન્તુ જીવ જો તે નિયમોનું ઉલ્લંઘન કરે તો એ ભગવદાજ્ઞાનું ઉલ્લંઘન હોવાથી અધોગતિને પ્રાપ થાય છે તેથી જીવે તો પ્રભુએ આજ્ઞા કરેલા પ્રમાણ પંથમાંજ અનુસરવું, પરંતુ તે સાધનો કર્યાં છતાં પણ તેનાથી કંઇ પણ પ્રભુ સમીપ જવાય છે તો તેનું કારણ તે સાધન નથી પણ ભગવાન જ સાધન છે એમ સમજીને દીનતા અને ભગવાનની મહત્તા ઉત્તરોત્તર પરસ્પર સ્ફૂરે તોજ ભગવત્પ્રાપ્તિ સુલભ થતી જાય. આજ કારણથી દયારામભાઈ સૂચવે છે કે પ્રભુ સર્વ સમર્થ હોવાથી સર્વના હિતકૃત્ સર્વજ્ઞ સર્વકૃતિના કારણ અને સર્વ ફલના દાતા હોવાથી સ્વાર્થ માટે વિનંતિ કરવી તે પણ નિરર્થક છે. કવચિત્ વિનંતિ પ્રભુને શ્રમદાયક હોવાથી ભગવદ્‌વિમુખતા પ્રાપ્ત કરતી હોવાથી અડચણ રૂપ પણ છે.

પ્રભુના સંબંધ માટે એમને વિનંતિની અપેક્ષા નથી. વિનંતિ વિનાજ નિજજનનું હિત કરવું એ તેમનો સ્વભાવજ છે. જેમ પારસમણિનો સ્વધર્મજ એવો છે કે નિજ સંબંધમાં આવનાર લોહને કાંચન કરી નાખે છે. એને સબંધ વિના અન્યની અપેક્ષા નથી તેમ પ્રભુના સબંધમાં આવનાર નિજ જનનું કલ્યાણ કરવામાં પ્રભુને તત્સંબંધ વિના વિનતિ પ્રાર્થના વગેરે અન્ય સાધનની અપેક્ષા નથી. પ્રભુનો સબંધ જ સર્વ પ્રકારે ફલપ્રદ છે. તેથીજ દયારામભાઇ વારંવાર પ્રભુને વિનંતિ વિના નિજ જનનું હિત કરવા-કહે છે;-

\+ + + +

" વિનતિ વિના નિજજનના રક્ષક, સદા છે વ્રજરાયરે." કા. દો. ૮૩૩

\+ + +

વિનતિ વિના રક્ષક નિજ જનના, અવગુણ ઉરમાં ન આણેરે.

કા. દો. ૮૩૧

અત્ર પ્રભુને નિજ કલ્યાણને વાસ્તે પ્રાર્થના કરવામાં સ્વાર્થ સમાયલો હોવાથી અને એ પ્રભુને શ્રમદાયક હોવાથી અને ઉભય સર્વસ્વ અર્પણરૂપ પ્રેમના નિઃસ્વાર્થતાના નિયમની વિરૂદ્ધ હોવાથી અને પ્રભુ સિવાય અન્યમાં આસક્તિરૂપ હોવાથી શુદ્ધ પ્રેમ-માર્ગના સિદ્ધાંતમાં પ્રાર્થના કરવી એ અયુક્તજ છે. આ શિક્ષા દયા-રામભાઇ શ્રીમદ્વલ્લભાચાર્યજીની "**प्रार्थिते वा ततः किं स्यात् स्वाम्यभिप्रायसंशयात्**" એ પંક્તિને અનુસરે છે અને પાશ્ચાત્ય લોકોના ભક્તિ માર્ગમાં જે વિષયની આવશ્યકતા સ્વીકારાઇ છે તેનાથી જૂદા પડે છે.

ભગવાનને પ્રાપ્ત કરવાને સર્વ સાધન અસાધન છે. એ પ્રભુને પ્રાપ્ત કરવાને નવધા ભક્તિ પણ સમર્થ નથી, કારણ કે નવધાભક્તિ જીવકૃતિસાધ્ય હોવાથી અને ભગવાન્ જીવકૃતિસાધ્ય નહિ હોવાથી એ નવધાભક્તિના સાધનથી ભગવાન્ પ્રાપ્ત થતા નથી. ભગવાનને પ્રાપ્ત કરવાનો ઉપાય **ભગવત્કૃપા** છે, અને એ કૃપાનું કારણ દીનતા છે. એ દીનતાની પ્રાપ્તિ પ્રભુ કરે ત્યારેજ થઈ શકે એ દાન પ્રભુ ઇચ્છાને અધીન હોવાથી સર્વના કારણ ભગવાનનું સ્મરણ નિરંતર કરવું તેથી પ્રભુ પ્રસન્ન થાય. અતિ દુર્લભ વસ્તુ પણ પ્રાપ્ત થાય અને કોટિ

પ્રયાસ કરવાથી જે વસ્તુ પ્રાપ્ત ન થતી હોય તે પ્રાપ્ત થાય. બાકી પ્રભુ તો સર્વ સાધનથી અતીત છે. એમની કૃતિ સાધનને અધીન નથી.

પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથમાં પુષ્ટિમાર્ગ એટલે શું તેનું લક્ષણ આપવામાં આવ્યું છે. એ લઘુ ગ્રંથ વાંચવાથી પુષ્ટિમાર્ગની મર્યાદા માર્ગથી વિલક્ષણતા એકદમ સમજી શકાશે. પુષ્ટિમાર્ગનો અર્થ પ્રભુના અનુગ્રહનો માર્ગ એવો થાય છે. શ્રીમદ્‌ભાગવતમાં **पोषणं तदनुग्रहः** એમ સ્પષ્ટ કર્યું છે. જે માર્ગમાં સર્વ આધાર ભગવત્કૃપાપર–ભગવદનુગ્રહપર રાખવામાં આવે છે તે માર્ગ પુષ્ટિમાર્ગ કહેવાય છે. શ્રી બ્રહ્મસૂત્રના સાધનાધ્યાયના તૃતીયપાદમાં ર૯મા સૂત્રના શ્રીમદણુભાષ્યમાં પુષ્ટિનું લક્ષણ નીચે પ્રમાણે આપ્યું છે. **कृतिसाध्यं साधन ज्ञानभक्तिरूपं शास्त्रेण बोध्यते ताभ्यां विहिताभ्यां मुक्तिमर्यादा तद्रहितानामपि स्वरूपबलेन स्वप्रापणं पुष्टिरित्युच्यते।** આગળ આજ અધ્યાયના ચતુર્થ ચરણના ૪૬ મા સૂત્રના વ્યાખ્યાનમાં શ્રીમદાચાર્યચરણ કહે છે કે **मर्यादापुष्टिभेदेन वरण द्विधोच्यते तत्र सहकार्यन्तरविधिस्तु मर्यादापक्षेणोच्यते पुष्टौ तु नान्यापेक्षा** આમાં પણ સ્પષ્ટ કથન કરેલું છે કે મર્યાદા માર્ગમાં સાધન બળથી ફલ પ્રાપ્તિ થાય છે જ્યારે પુષ્ટિ માર્ગમાં સાધનનું દૌર્બલ્ય હોય છે. ફલાધ્યાયના પ્રથમ પાદના ૧૩ મા સૂત્રના ભાષ્યમાં પણ આ બાબતનું પુનઃ કથન કર્યું છે. **साधनं विना स्वस्त्ररूपबलेन कार्यकरणे हि पुष्टिः** વળી ત્યાં દ્વિતીય ચરણના ૭ મા સૂત્રની વ્યાખ્યામાં પણ આજ બાબત દર્શાવી છે. **साधनक्रमेण मोचनेच्छा हि मर्यादामार्गीया मर्यादाविहित**

**साधनं विनैव मोचकत्वं पुष्टिमार्गीया मर्यादा.** ચતુર્થપાદના ૯ મા સૂત્રમાં તો નિષ્પ્રત્યૂહ આજ્ઞા શ્રીમદ્‌ભાષ્યકારે કરી છે. **पुष्टिमार्गोऽनुग्रहैकसाध्यः प्रमाणमार्गाद्विलक्षणः** માટેજ **सर्वसाधनराहित्यं फलाप्तौ यत्र साधनम्** એવું લક્ષણ પુષ્ટિમાર્ગને માટે સંપ્રદાયના ગ્રંથમાં આપ્યું છે. અહિંઆં જે સાધનોનો ત્યાગ કરવાનું કહ્યું છે તે વેદોક્ત સાધનો છે. પ્રભુપ્રતિ રતિભાવની વૃદ્ધિને માટે વ્રજસીમન્તિની માફક જે સાધનો કરવાં જોઇએ તે આવશ્યક છે. આ પ્રેમભાવોત્પાદક સાધનો વેદોક્ત સાધનથી ભિન્ન પ્રકારનાં છે. વેદોક્ત સાધનદ્વારા મોક્ષ ફળની અપેક્ષા રાખવામાં આવે છે. આમાં તો ફક્ત પ્રભુની સેવા એજ ફળની આકાંક્ષા ભક્તને હોય છે. શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે.

**तस्माज्जीवाः पुष्टिमार्गे भिन्ना एव न संशयः**<br>
**भगवद्रूपसेवार्थं तत्सृष्टिर्नान्यथा भवेत् ॥**<br>
**भगवानेव हि फलं सः यथाविर्भवेद् भुवि ।**<br>
**गुणस्वरूपभेदेन तथा तेषां फलं भवेत्**

માટે પુષ્ટિમાર્ગીય જીવો ભિન્ન હોય છે. એમાં કોઇ પણ શંકા કરવી નહિ પુષ્ટિ સૃષ્ટિ ફક્ત ભગવાનના રૂપની સેવા નિમિત્તેજ છે. બીજા કોઇ પણ પ્રયોજન માટે તે નથી. ભગવાન ગુણ અને સ્વરૂપથી જેવી રીતે ભૂમિ ઉપર પ્રકટ થાય તેજ તેનું ફળ છે. આવા અનુગ્રહ થીજ લભ્ય પુષ્ટિપ્રભુને જે કોઇ સાધનપ્રાપ્ય માને છે તે આ માર્ગની સેવા ભાવનાનું પોતામાં રહેલું અજ્ઞાનજ જણાવે છે. શ્રીભાગવતના દશમ સ્કંધના ૨૯ મા અધ્યાયની શરૂઆતમાં એક કારિકામાં શ્રી

મહાપ્રભુજીએ જણાવ્યું છે કે **नहि साधनसंपत्त्या हरिस्तुष्यति कस्याचेत् । भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम् ।** સાધન સંપત્તિથી હરિ પ્રસન્ન થતા નથી, ફક્ત ભકતોનું દૈન્ય એજ હરિને પ્રસન્ન કરવાનું સાધન છે. સર્વ સાધન પણ પ્રભુના ચરણમાં નિરોધ પ્રાપ્ત થયા વિના–પ્રેમ વિના તુચ્છ છે. સાધન સંપત્તિ ભક્તમાં ઉત્તમતાનો ગર્વ લાવે છે અને આથી નિરોધ વિના જો કે કલ્યાણ થઇ શકે પરંતુ પ્રભુ પ્રાપ્તિ તો નજ થઇ શકે. સાધન સંપત્તિના ત્યાગનું રહસ્ય સાધન સંપત્તિમાં રહેલા ગર્વનો ત્યાગ કરવામાં છે, દૈન્યભાવ વધારવામાં છે. પ્રભુ પ્રાપ્તિ વાસ્તે દયારામભાઇ જણાવે છે:–

સાધન પૂર્ણ સ્નેહ સહિત, જો બને શ્રીહરિસેવા.
તે અગ્રે સર્વ મંદ, દિનકર ઉદે દીપક જેવા.

સાધન અવર શિવ આપણું, પણ શ્રીજીને શું સુખ.
શુશ્રૂષામાં ઉભય આનંદ, માટે ભજન જ મુખ્ય.

સર્વાત્મભાવે પ્રભુ સુખી કેમ થાયે એજ અભિલાષ.
સેવાનું ફળ સેવાજ ઇચ્છે, સુખ અવર નહિ આશ.

મન લોક વેદની લાજ નહિ, એક કૃષ્ણ પિયું શું પ્રેમ.
પતિની પ્રસન્નતા સાધવી, અચલિત ઉરએ નેમ.

માનસી સેવા મુખ્ય પણ, મન વ્યસન ઉપજે થાય.
ત્યાં સાધન બલ પોહોચે નહિ, ફલ કૃપા જો ગુરૂરાય"

દ૦ કા. મ. ભા. ૨ પા. ૧૩૪–૧૩૫.

\+ + +

નિષ્કામ પ્રભુ પ્રીત્યર્થ પ્રભુના સુખને વાસ્તે કાંઇ પણ પ્રત્યુપકારની આશા વિના જેમાં પ્રભુની જ પ્રસન્નતા એજ ફલરૂપ માનવામાં આવે છે, એવો **ભજનાનંદ, દીનતા અને નિરોધથી પ્રાપ્ત થતો સાધનરૂપ તેમજ ફલરૂપ પણ છે.**

યથાર્થ દૈન્યભાવ ત્યારેજ પ્રકટ થયો ગણાય કે જ્યારે "સર્વ સાધનોથી હું રહિત છું, મેં એવું એકે સાધન કર્યું નથી, કે જેને લઇને પ્રભુ મને ફલદાન કરે. એવી રીતે ચારે તરફથી નિઃસાધનતા સ્ફુરે ત્યારે દીનતા પ્રાપ્ત થાય છે. વ્રજરત્ન ગોપીઓએ પ્રભુના અંતર્ધાન પછી પ્રભુને પ્રાપ્ત કરવાને અનેક પ્રયત્નો કર્યા. પ્રભુની લીલાનું અનુકરણ કર્યું. પણ જ્યારે એકે પ્રયાસ પ્રભુ સ્વરૂપના સંયોગ સદૃશ આનંદજનક થયો નહિ, ત્યારે છેવટે પોતાની નિઃસાધનતાની સ્ફૂર્તિ થઇ અને રોદનરૂપ દૈન્ય પ્રાપ્ત થયું ત્યારેજ પ્રભુ પ્રકટ થયા. જ્યારે જીવને પ્રભુ પ્રાપ્તિ માટે અત્યન્ત આર્તિ થાય છે, ત્યારે પ્રભુ તેનો દૈન્યભાવ જોઇને પોતે તેના ઉપર દયા કરીને સ્વરૂપ પ્રાપ્તિનું પ્રદાન કરે છે; કારણ કે પ્રભુ એટલા બધા કોમલ અને સુકુમાર છે કે તે ભક્તની આર્તિ બિલકૂલ સહન કરી શકતા નથી.

**'ભક્તિપોષણ'** કાવ્યના ૮૪ મા ચંદ્રાવળામાં દીનતાનો મહિમા વર્ણવતાં કહે છે.–

કરવા પ્રસન્ન ચાહે કૃષ્ણનેતો, અળગું અભિમાન નાખ્ય;
શીઘ્ર દયા કેશવતણી, ઇચ્છે તો દીનતા રાખ્ય.
રાખ દીનતા એકજ કરીને, કરવા કૃપા મન થાશે હરિને;
બોતેર કોટિએ ના સર્યું કામ, દીનતા એક બંધાયા દામ.

દામ કહેતાં દામોદર તે ફક્ત દીનતાથી ભક્તને વશ થાય છે. બીજાં કોટિ સાધનો કરો તો પણ તે વૃથા છે. એક બીજા પદમાં કહે છે–

શિરમણી સાધન દીનતા સાચી, દીનતા સાચી એક દીનતા સાચી.
સહુ સાધન બળ મન થકી નાસે, આપણની યોગ્યતા નવ ભાસે.

દ. કા. સં. પૃ. ૨૬૯.

**"નિશ્ચેના મેહેલમાં વસે મારો વાલમો"** એ પદમાં પણ કવિ કહે છે કે તમે પ્રભુના સદનમાં જ્યારે જવાને ભાગ્યશાળી થાવ ત્યારે તમે જો પ્રભુને પ્રસન્ન કરવાને કોઇ પણ ભેટ ધરવા માગતા હો તો તે ભેટ કયા પાત્રમાં મૂકવી અને કેવી રીતે આપવી, તેનું કથન નીચલી પંક્તિમાં કહે છે.–

દીનતા પાત્રમાં મનમણિ મૂકીરે, ભેટ ભગવંતજીને કરજોરે;
હું ભાવ પુંભાવ નોછાવર કરીનેરે, શ્રી ગિરિવરધર તમો વરજોરે.

" **સતસયા**ના ૪૦૪ મા દુહામાં કવિ દીનતાનો ઉલ્લેખ કરે છે.

લઘુતામેં પ્રભુતા બસે, પ્રભુતા લઘુતા ભોન.
દૂબધરે સિરવાનવા, તાલ ખડાઉ કોન.

લઘુતાથી–નમ્રતાથી સર્વદા પ્રભુતા પ્રાપ્ત થાય છે પણ જે પુરૂષ પોતાની મેળેજ મોટાઇ લેવા જાય છે, તેનામાં સર્વદા લઘુતા–હલકાશ રહે છે. દષ્ટાંત તરીકે દુબ કહેતાં દરો અલ્પ હોવા છતાં પણ તેનાથી ગણુપતિના ઉપાસકો પૂજે છે ;પણ તાડનાં તો કોઇ ખડાઉ–પગરખાં કરીને પણ પહેરતું નથી, કારણ તાડે પોતાની મેળેજ મોટાઇ માગી લીધી છે. માટે પ્રભુ પ્રાપ્તિમાં દૈન્ય જ એ પરમ સાધન છે.

કેટલાકો એમ કહે છે કે દૈન્ય રાખવાથી તો હૃદયમાં નિર્બળતા વધે છે. આ તેમની માન્યતા ભ્રમાત્મક છે. કારણ કે દૈન્ય હૃદયની

અશુદ્ધિને દૂર કરે છે. જ્યાં સુધી હૃદય મંદિરમાં શુદ્ધિદીપક સળગાવવામાં આવતો નથી, ત્યાં સુધી તેના પ્રકાશના અભાવે કામક્રોધાદિ ષડ્રિપુ-ઓને તેમની દુષ્ટ પ્રવૃત્તિમાંથી અટકાવી શકાશે નહિ. દૈન્યભાવથી હૃદય શુદ્ધ થાય તોજ પ્રભુ તેમાં પધારી શકે છે. માટે દૈન્યને પ્રભુ પ્રાપ્તિનું પરમ સાધન દયારામભાઇએ કહ્યું છે તે યથાર્થ છે. નીતિ શાસ્ત્રની દૃષ્ટિએ પણ જો દરેક વ્યક્તિ આ નીતિ અનુસાર પોતાનું જીવન ચલાવે તો તેથી સમાજમાં થતી અસ્તવ્યસ્તતા પણ એક-દમ અટકી પડે.

"હરિ કરૂણાની હેતુ દીનતા, તે પણ હરી આપી આવેરે;
પ્રભુ પ્રસન્ન સાધને કથન છે, હરિ સ્વતંત્ર કૃતિ ગાવેરે.
તદપિ દાસને શ્રીગુરૂઆજ્ઞા, પ્રમાણ પગલું ધરવુંરે;
બુદ્ધિપ્રેરક પ્રીતમ **દયા**ના તેનું સ્મરણ જ કરવુંરે.
અતિ દુર્લભ વસ્તુ મળે સહેજે, જ્યારે કૃપા શ્રીકૃષ્ણરે;
કોટિ પ્રયાસ કરો વણ કરૂણા, શ્રમ ફલ અર્થ એક ન સરે;
હરિ પ્રસન્ન તો સહજ સુગમ સહુ, તે વણ શ્રમ સહુ હાલારે.

**'असाधनं साधनं करोति'** એ સિદ્ધાંતનો દયારામભાઇ અનુવાદ કરે છે અને તેના આધારમાં કેટલાંક અર્થ સૂચક દૃષ્ટાંતો પણ એજ પદમાં આપે છે. જે ઉત્તમોત્તમ રસાસ્વાદ શ્રીગોપીજનોએ સાધન વગર સહજ ભાવથી કર્યો છે તેવો શેષ, સદાશિવ, બ્રહ્માદિ સર્વ સાધન સંપન્નને પણ પ્રાપ્ત નથી થયો. અત્ર દયારામભાઇ નિઃસાધનતાને પરમ કૃપાનું પરમ કારણ સૂચવે છે. ભગવાનને પ્રાપ્ત કરવાને અતિ સમર્થ સાધન અસાધનતા વા નિઃસાધનતા છે. અર્થાત્ સર્વ સાધન ભગવાનને પ્રાપ્ત કરવાને અસમર્થ છે. પ્રભુને પ્રાપ્ત કરવાને પ્રભુ સ્વતઃ કૃપા કરે તોજ

તે પ્રાપ્ત થાય માટે પોતે જે જે કૃતિ કરે તે તે કૃતિમાં આસક્તિ નહિ રાખતાં ભગવાનમાંજ ચિત્તને નિરુદ્ધ કરવું. આમ થાય તોજ એ નિરોધ રૂપી સર્વાત્મભાવે પ્રભુ પ્રાપ્ત થાય. પરમ પ્રેમરૂપ પ્રભુનું દર્શન થાય.

"નથી કોઇ સાધનનુરે કામ, એક દીનતા માત્ર રાજી છો;
ગરવ ગંજન છોજી ઘનશ્યામ, એક દીનતા માત્ર રાજી છો;
રાસ રમતાં ગોપી ગર્વ થયો ત્યારે, હરિ થયા અંતર્ધાન જોઇ લ્યો
શ્રમ કરી થાક્યાં કાંઇ અર્થ સર્યો નહિ, આવી દીનતા મળ્યા ભગવાનરે.

**દૈન્ય પુષ્ટિમાર્ગનો મૂલ પાયો છે.** પુષ્ટિ માર્ગમાં પ્રેમ મુખ્ય છે—એ પ્રેમ સાંખ્ય, યોગ, જ્ઞાન, નવધાભક્તિ વગેરેના વિવિધ પ્રકારોના સાધનો કરતાં ઉત્તમ છે. આવા ઉત્કૃષ્ટ પ્રેમનો બદલો પ્રેમજ હોઇ શકે. તે પ્રેમ ભક્તને પ્રભુ તરફથી પ્રાપ્ત થાય છે. સર્વ સાધનોમાં પ્રેમ સ્વાર્થ માટે છે. પ્રેમમય સાધનોમાં દીનતા તથા અનન્યત્વ અંતરંગ છે. જેમ બાળક માતાને મળવા ઇચ્છતું હોય તો પણ પોતાના પગથી દોડીને મળી શકતું નથી એ જ્યારે નિઃસાધન સ્થિતિમાં રુદન કરે છે ત્યારે માતા દોડતી આવીને પોતાના બાળકને મળે છે, તેમ જ્યારે જીવમાં ભગવાનને મળવાને અત્યન્ત આર્તિ થાય છે ત્યારે ભગવાન્ સ્વયમેવ તેને પ્રાપ્ત થાય છે. આ આર્તિનું મૂળ દીનતા છે. દયારામભાઇનામાં આ દૈન્ય ભાવ કેટલો બધો હતો તે નીચેના પદ ઉપરથી જણાશે.

હરિજી હૃદયે વિચારો રે, પ્રભુજી હૃદયે વિચારો;
મુજને તારો જગજસ અતિ, માનો ગુણ મારોરે,

પ્રમાણુ પંથે સર્વ ચાલશે તો, બર્દે જુઠા ઠરશો.
પતિતપણું હું નહિ પાળું તો, પાવન કોને કરશો ?
હરિજી હૃદયે વિચારોરે. ૧.

દાસ દોષ જોઇ નરક નાંખશો (તો) ક્ષમા ધરી શે કામે.
ન્યાયે જુઓ તો દોષ ભસ્મ સહુ, એક તમારે નામે, હરિજી.—૨

દ૦ કા૦ મ૦ ભા. ૨ પૃ. ૩૧૧

આ પદમાં દયારામભાઇની દીનતા પ્રતિશબ્દે ઝળકે છે. દૈન્ય ભાવથી ભક્ત પોતાના દોષ જોઇ શકે છે. દયારામભાઇ આ રીતે પોતામાં દોષારોપણ કરે છે તેથી એવું સમજવાનું નથી કે તેમનામાં દોષ હતા. ભક્તોનાં જીવન તો ઉન્નત હોય છે છતાં અહંકારાદિ તેમના ભક્તિ જીવનમાં પ્રતિબંધરૂપ ન નીવડે તેટલા માટે તેઓ હમેશાં દૈન્ય ભાવની સ્ફૂર્તિ સતત જારી રહે તેથી સ્વકીય દોષ જુએ છે. જીવન વિકાસની શ્રેણીમાં દૈન્ય પ્રથમ પગથીઉં છે. જેમ ચંદ્ર પોતાના પ્રકાશથી અંધકાર દૂર કરે છે તેમ દૈન્યનો આવિર્ભાવ હૃદયમાં થતાં હૃદયના મળ દૂર થાય છે. અંતઃકરણ શુદ્ધ બને છે. અને મનોવૃત્તિઓ વિપથગામી થતી નથી, તથા ઇંદ્રિઓ પાર્થિવ પદાર્થોની ઇષણાથી તે તરફ આકર્ષાતી નથી. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ૧૬ મા અધ્યાયમાં દૈવીસંપદ્‌ના ૨૬ ગુણોનું વર્ણન કર્યું છે. તેમાં દીનતાને પણ સ્થાન આપ્યું છે. દયારામભાઈ પણ દીનતા ગુણ સંપાદન કરવાની અત્યન્ત આવસ્યકતા જણાવે છે; તે એટલે સુધી કે ખરા ભક્ત તે સિવાય એ ભક્તિમાર્ગમાં વધી શકતા નથી. દીનતા ગુણ દૈવીસંપદ્‌ના અન્યગુણોમાં શ્રેષ્ઠ છે. માટેજ પોતાના અક્ષર

દેહને દયારામભાઇએ દીનતાના અલંકારથી વિભૂષિત કર્યો છે. ભક્તિ એ દયારામભાઇના અક્ષરદેહનો આત્મા છે. દીનતા તે દેહની શોભામાં વૃદ્ધિ કરે છે.

Every house ought to be a temple dedicated to God and every master a priest, who should offer unto God the daily sacrifices of prayers and praises

Hopkins.

Go when the morning shineth,
Go when the moon is bright;
Go when the day declineth,
Go in the hush of night.
Go with pure mind and feeling.
Fling earthly thoughts away;
And in thy chamber kneeling,
Do thou in secret pray.

Anonymous.

## (૨) પૂજા–ઉપાસના.

પ્રભુને પ્રસન્ન કરવામાં કેટલાકો કર્મને, કેટલાક જ્ઞાનને, અને કેટલાક પૂજા તથા ઉપાસનાને, સાધન બનાવે છે. પણ આ સર્વ સાધનોમાં ભક્તિ એ બલિષ્ઠ સાધન છે એમ સર્વશાસ્ત્રમાં પ્રતિપાદન કર્યું છે, અને એવો નિર્ણય શ્રીમહાપ્રભુજીએ '**તત્ત્વદીપ નિબંધ**' તથા '**અણુભાષ્ય**' વગેરેમાં આપ્યો છે. દયારામભાઇનું પણ એજ મન્તવ્ય છે, અને તે મત તેમણે "ભક્તિ-

પોષણ" તથા "હરિભક્તિચંદ્રિકા" ઇત્યાદિ કાવ્યોમાં દર્શાવ્યો છે. ઉપાસના તથા પૂજાનું બીજું નામ અર્ચન છે. અને તેનો સમાવેશ નવધા ભક્તિમાં છે. તો પૂજા એ ભક્તિ ગણાય કે નહિ એવો પ્રશ્ન સર્વને સ્વાભાવિક રીતે થાય. આ ભક્તિ અને પૂજાનું તારતમ્ય સાંપ્રદાયિક અનેક ગ્રંથોમાં આપ્યું છે. જે શ્રવણાદિ નવધા પ્રકારની ભક્તિ કહેવાય છે તે જૂદા જૂદા અધિકારીઓ પ્રમાણે કર્મમાર્ગીય, જ્ઞાનમાર્ગીય, ઉપાસના માર્ગીય તથા ભક્તિ માર્ગીય હોય છે. દૃષ્ટાંત તરીકે શ્રીમદ્ભાગવતાદિના શ્રવણ કીર્તનના ફલ તરીકે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એમ ચાર પુરુષાર્થ કહેલા છે તેમાં ધર્મ, અર્થ અને કામની ઇચ્છા કરતાં શ્રવણ તથા કીર્તન કર્મમાર્ગીયજ સમજવાં તેમાં પણ દ્રવ્ય વગેરેની ઇચ્છાવાળાઓ કરે તો તે શ્રવણ કીર્તન શાસ્ત્રમાં વિહિત હોવાથી કર્મમાર્ગીય ગણવાં જોઇએ. વૃત્તિને માટે જો તે કરવામાં આવે તો તે લૌકિક ખેતી જેવાં ગણવાં. જેમ ગુદા ધોવાને ગંગાજલનો સ્પર્શ શાસ્ત્ર પ્રમાણે અધમ ગણાય, તેમ શ્રવણકીર્તનનો આવો ઉપયોગ અધમજ ગણાય. ગંગાજલના આ ઉપયોગથી મલનિવૃત્તિ સિવાય બીજો ધર્મ થતો નથી. પણ ઉલટું નિષિદ્ધ આચરણથી પાપ લાગે છે. તેમ શ્રવણ કીર્તનનો આજીવિકા માટે ઉપયોગ કરવાથી પાપ લાગે છે. માટે શાસ્ત્રમાં વિધાન કરેલું કર્મ ગમે તે પ્રકારે કરવાથી શાસ્ત્રોદિત ફલ ઉત્પન્ન કરે છે એમ માનવું ભૂલ ભરેલું છે. ચતુર્થ સંન્યાસાશ્રમાં જ્ઞાનના ઉદય માટે ચિત્ત શુદ્ધિના હેતુથી કરાતું શ્રવણકીર્તન જ્ઞાન માર્ગીય સમજવું. અને સાક્ષાત્ મોક્ષના સાધન તરીકે **પંચરાત્રમાં** કહેલી દીક્ષાપૂર્વક વિધિ પ્રમાણે કરેલું શ્રવણ કીર્તન ઉપાસના માર્ગીય સમજવું એટલે પૂજાનું ફળ ફક્ત મોક્ષજ છે. તેથી

અધિક ફળ તે આપી શકે તેમ નથી. ભક્તિમાર્ગીય આચાર્યે પ્રવર્તાવેલા ભક્તિસંપ્રદાયની દીક્ષાપૂર્વક મોક્ષના સાધન તરીકે કરાતા શ્રવણ કીર્તન વગેરે પ્રાવાહિકી ભક્તિ કહેવાય છે. પ્રેમાત્મક ભક્તિના સાધન રૂપે કરાતું શ્રવણ કીર્તન ભક્તિ માર્ગમાં મર્યાદા ભક્તિ કહેવાય છે. આવા ભકતો મુક્તિની પણ ઇચ્છા કરતા નથી. માત્ર પ્રભુ પ્રેમનીજ ઇચ્છા તેઓ કરે છે. ( જૂઓ ભા. ૧૧–૧૯–૨૪, ભા. ૯–૪–૬૭ ભા. ૩–૨૫–૩૪ )

સામાન્યતઃ પૂજા ઉપાસકને મુક્તિના દ્વાર સુધી લઇ જાય છે, તેથી કોઇ પણ અધિક ફળ એ પ્રાપ્ત કરી આપતી નથી. કારણ કે તે વેદોક્ત ક્રિયા છે. તેમાં ભાવનો અભાવ છે. 'ભક્તિપોષણ' માં પૂજા કરતાં, સેવાભક્તિનું આધિકય સૂચવતાં કવિશ્રી કહે છે કે.

અન્ય સાધન શ્રેય આપણું, પણ શ્રી હરિને શુ સુખ ?
સેવામાં આનંદ ઉભયને, માટે ભજનાનંદ તેજ મુખ્ય;
મુખ્ય સેવન તે સુખી પ્રભુ કરવા, લોક વેદના ભય ન ધરવા.
પૂજન તે કહીએ ચાલે શ્રુતિ પ્રમાણ, સેવા તે જેહમાં સ્નેહ બંધાણ.

સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

દ. કા. મ. ભા. ૩ પૃ. ૧૧

જીવને ખરો આનંદ ભજનાનંદમાંજ છે, અને તે આનંદની પ્રાપ્તિ સેવાદ્વારાજ થાય છે. વળી કહે છે કે–

સત્યયુગે જે ફળ ધ્યાનથી થાતું, ત્રેતામાં યજ્ઞથી જેહ.
દ્વાપરે પૂજને પામતા, સહુ કલિ હરિ કીર્તને તેહ.

તેથી અધિક પણ ફળ ગુણ ગાતાં, તો શું થયું તપ તીર્થ ન્હાતાં.
મણિ મળ્યો તે શોધે શીદ કોડી, વિના વિચારે આશે મરે મૂઢ દોડી.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ.
ભક્તિ પોષણ ૧૫

પૂજાદિ સાધન કરવાં તે મણિ મૂકીને કોડી લેવા દોડવા સમાન છે. માટેજ ભક્તને માટે તો સેવાજ મુખ્ય વસ્તુ છે. એ કેવળ ભાવ વિષય–સ્નેહ વિષય છે. જ્યારે પૂજા માત્ર સ્નેહ રહિત વેદોક્ત ક્રિયાનો આચાર માત્ર છે.

" સેવા ન કા'વે સ્નેહ વણ, પૂજન ન વેદ પ્રમાણ.
ર. વ. ૮૯.
જીવનાં સાધનરે ન જુએ, વાહાલો નિજબલે કરે નિજાનંદ દાન. "
દ. કૃત. મણિમાલા ભાગ. ૩ પૃ. ૧૬૯

પરમફલની પ્રાપ્તિ–નિજાનંદની પ્રાપ્તિ, તો પ્રભુ નિજબલથી કરાવે ત્યારેજ થાય. સાધનનું એમાં બળ નથી, એટલુંજ નહિ પણ એ સાધન તરફ પ્રભુ દૃષ્ટિ પણ નાખતા નથી. અર્થાત્ દયારામભાઇ પ્રભુ પ્રેમની પ્રાપ્તિ માટે પૂજા સાધનની આવશ્યક્તા સ્વીકારતા નથી. યંત્રવત્ પૂજા કરવાથી કોઈ પણ શ્રેય થતું નથી. માટે ભક્તિભાવની જરૂર છે.

ભગવાનની પ્રાપ્તિનું કારણ પ્રભુ કૃપા છે, અને એ કૃપાથી (ભગવદ્દભાવ) પ્રેમ પ્રાપ્ત થાય છે. ભગવદ્દભાવ સિવાય ભગવાનને પ્રાપ્ત કરવાનો અન્ય ઉપાય નથી. ભાવની ઉત્કટતાના પ્રમાણમાં ફળની ઉત્તમતા હોય છે. જ્યાં ભગવદ્દભાવ થયો ત્યાં ભગવાન્ જ છે એ નિશ્ચયજ છે. મૂર્ત્તિ સંબંધીની વસ્તુ બાહાનું છે. એ મૂર્તિ નથી પણ ભગવાનજ છે. સમસ્ત જગત્ ભગવદ્રૂપ છે તો જ્યાં ભગવદ્દભાવનો

નિશ્ચય થાય ત્યાં ભગવત્પ્રાકટ્ય થાય, કારણ કે જ્યાં ભગવદીય ભાવ સિદ્ધ થયો ત્યાં વેદવિધિનું પ્રમાણ નથી. ભગવાનમાં સિદ્ધ થયેલો ભાવ પણ ભગવત્સંબંધી હોવાથી ભગવાનની સમાનજ ફલરૂપ છે.

નિશ્ચે ભાવ હરિ કરૂણાથી આવે, અવર ઉપાય ન કોઇ
જેવા ભાવનું બળ તેવું ફળ, દયા તું લેજે જોઇ.
નિશ્ચે હરિનો ભાવ જ્યાં, ત્યાં હરિ બાનું મૂર્તિ સબંધીની વસ્ત
ફલિ ભૂત હોય હરિ માન્યાથી, હરિ રૂપ છે જગત્ સમસ્ત.
જ્યાં ભાવ ભગવદીય ત્યાં નહિ વેદવિધિ પ્રમાણ.

કા. દો. ભા. ૪ પા. ૮૨૩.

* * *

ભાગવતના ૧૧ મા સ્કંધના ૧૨ અધ્યાયના ૯ મા શ્લોકમાં કહે છે.

**યં ન યોગેન સાંખ્યેન દાનતપોધ્વરૈઃ**
**વ્યાખ્યાસ્વાધ્યાયસંન્યાસઃ પ્રાપ્નુયાદ્યતવાનપિ ॥**

ભગવાન્ કહે છે મને યોગથી, સાંખ્યથી, દાન, વ્રત, તપ, યજ્ઞ વ્યાખ્યાન, સ્વાધ્યાય, તથા સંન્યાસથી યત્ન કરનાર, પ્રાપ્ત કરી શકતો નથી. કોઇ પૂછે કે શેનાથી પ્રાપ્ત થાય છે? તો કહે છે.

**કેવલેન હિ ભાવેન ગોપ્યો ગાવઃ ખગા મૃગાઃ ।**
**યેઽન્યે મૂઢધિયો નાગાઃ સિદ્ધા મામીયુરંજસા ॥**

કેવલ ભાવ વડેજ ગોપીઓ, ગાયો, પક્ષીઓ, મૃગો અને બીજા મૂઢ બુદ્ધિવાળા, નાગ અને સિદ્ધો મને મેળવી શકયા છે. એટલે ભાવ એજ પ્રધાન છે. અન્ય સાધનો તે સાધનાભાસ છે. માટે પૂજાદિ સાધનોને વર્જ્ય કરીને કેવલ પ્રભુ સેવામાં ચિત્ત પરોવવું એવું દયારામભાઇ કહે છે.

## (૩)

## અનન્યાશ્રય અને અસમર્પિત વસ્તુત્યાગ.



**अन्यस्य भजनं तत्र स्वतो गमनमेव च ।**
**प्रार्थनाकार्यमात्रेपि ततोन्यत्र विवर्जयेत्**

*    *    *    *

**असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत्**

श्रीवल्लभाचार्यजी—

પાછલાં પ્રકરણ ઉપરથી આપણે સમજી શક્યા છીએ કે દયારામ ભાઇ પ્રભુ પ્રસન્ન કરવાને ભાવોત્પત્તિની જરૂર જણાવે છે. આ ભાવ સિદ્ધ થવામાં બે દોષો છે માટે તેનો ત્યાગ થવો જોઇએ. આ બે દોષ તે અન્યાશ્રય અને અસમર્પિતવસ્તુનું સેવન છે. આ બે દોષ સંબંધી ભક્તિપોષણ કાવ્યમાં પોતે કહે છે કેઃ—

"અન્યાશ્રય અસમર્પીત, એ બે મોટા દુસ્તર રોગ
સર્વ વસ્તુ શ્રીનાથને અરપો, ઉચ્છિષ્ટ કરવો ભોગ"

ભક્તિપોષણ.

અનન્યાશ્રય એટલે શું તે પોતે નીચે પ્રમાણે સમજાવે છે–

**અનન્ય દ્રઢ આશ્રય એક હરિનો, તેજ અખિલની આશ.**

× × × × ×

ફક્ત હરિમાં જ દઢ આશ્રય હોવો જોઇએ. અન્ય દેવોનો આશ્રય કરવાથી એક પ્રકારનો વ્યભિચાર થાય છે. શા માટે અનન્યાશ્રય હરિનો જ હોવો જોઇએ તેનું કારણ પોતે કહે છે.—

હરિને ભજે વળી અન્ય આરાધે, તે અનન્ય ભક્ત ન કહાવેરે;

અંતે તો સાહાય શ્રીકૃષ્ણ કરે પણ, આગળથી અથડાવેરે. હ. ૧
ભજતાં ભગવંત કાંઈ ન રેહે બાકી, મૂળનું પાણી સઘળે પોહોચેરે,
શાખાઓ છાંટે તરૂ તૃપ્તિ ન થાને.
શ્રમ પોહોચે સમજે ત્યારે શોચેરે. હ. ૨
ઘેર ગોવિંદ નંદે અંબા આરાભગવંત થયાં.
અજગરે ગળીયા પીડા પામ્યારે.
છુટયા તો જયારે શ્રી કૃષ્ણે છોડાવ્યા,
દેવીથી દુઃખ નવ વામ્યારે. હ. ૩
અભયાનો આશ્રય કીધો અંબરીષ ભકતે,
દુર્વાસા દ્વાર દુઃખ દીઠું રે.
રક્ષણ સુદર્શન રૂપે કૃષ્ણે કર્યું,
પણ ક્ષુધા કષ્ટ વર્ષ એક વેઠ્યુંરે. હ. ૪
પાંડવને ઘેર પ્રભુ પ્રગટ વસ્યા પણ,
શીવાદિક સેવ્યાની શ્રદ્ધા મનમાંરે
કુંતા સંબંધે કેશવ કષ્ટે તો ધાયા,
પણ વિવિધ વિટંબણા પામ્યા વનમાંરે. હ. ૫
એવા ઇતિહાસ ઘણા સ્વલ્પમાં સમજોરે,
અન્યઆશ્રય કીધે એવું થાયરે.
બહુ ઘરનો પરોણો જેમ ભુખે મરે,
પણ ઓળંભો કોઇને ના દેવાયરે. હ. ૬
એક આસક્તિ વિના ચિત્ત ના ચોરાયરે,
સંશે ત્યાં લગી સિદ્ધિ શાનીરે.
કૃષ્ણનો અંશ દયો કૃષ્ણને સેવેરે,
એના બાલકને આશા એનીરે. હ. ૭
દ. કૃત મણિમાલા ભા. ૨ પૃ. ૨૭૬

કવિશ્રીના અન્યાશ્રયના પરિહારના ઉદ્ગારો 'રસિકવલ્લભ' 'ભક્તિ પોષણ' તથા 'હરિભક્તિ ચંદ્રિકા'માં પણ છે.

સર્વ પ્રકારના ભક્તિમાર્ગોમાં અનન્યાશ્રય પ્રાધાન્ય ભોગવે છે. દયારામભાઈ તેજ પ્રમાણે અનન્યાશ્રયનો સિદ્ધાંત સ્વીકારે છે. એટલું જ નહિ પણ તેનું, દૃષ્ટાંત અને યુક્તિથી પોષણ અનેક સ્થળે સ્વ કાવ્યોમાં કરે છે. કેવળ ઇષ્ટ દેવનો જ આશ્રય અને તેનાથી જૂદા સર્વમાં ઉદાસીનતા એ સિદ્ધાંતનું મુખ્ય લક્ષણ છે. સ્વ ઇષ્ટ દેવતા સર્વ કારણરૂપ હોવાથી અને અન્ય સર્વ તેના રૂપાંતર વા અવસ્થાન્તર હોવાથી મૂળ કારણને આરાધવાથી આસક્તિ અતિશય દૃઢ થતાં તેમાં નિરોધ સિદ્ધ થાય છે. નિરોધ તે ઇષ્ટ દેવતાને અંતર બાહ્ય સર્વત્ર તેની જ સ્ફૂર્તિરૂપ મહાફલ છે. નિરોધ જ મહાફલરૂપ હોવાથી અને તેની પ્રાપ્તિ અનન્યાશ્રય વિના અશક્ય હોવાથી ભક્તિમાર્ગના સર્વ આચાર્યોએ અને ખાસ કરીને શ્રીમદ્વલ્લભાચાર્યજીએ અનન્યાશ્રયને ઘણુંજ પ્રાધાન્ય આપ્યું છે. એક જ દેવની પરમ તત્ત્વરૂપ સ્ફૂર્તિ થવાથી તેની જ અંદર સર્વ પ્રકારે આસક્તિ અને અન્યત્ર સર્વત્ર અનાસક્તિ વા ઉદાસીનતા વા કવચિત્ મંદ તિરસ્કાર દૂષણરૂપ નથી અથવા કેટલાક ડાહ્યા માણસો કહે છે તેમ એકદેશીત્વ નથી. તે સંકુચિત વિચારોનું પરિણામ નથી પરંતુ ઉપર દર્શાવેલા મહાસત્યનું અવલંબન છે. એકાંત આસક્તિ વિના વસ્તુની ઉત્કટ સ્ફૂર્તિ થવી એ અસંભવિત જ છે. સાધારણ અભ્યાસમાં પણ એકાંત આશ્રય વિના તે વિષયની સ્ફૂર્તિ સર્વાંશે થતી નથી તો આ પરમ તત્ત્વની સ્ફૂર્તિ યદ્યપિ પરમ તત્ત્વ એક અને અનંત હોય તો પણ અનંતતાની સ્ફૂર્તિ થવાનું જીવમાં સામર્થ્ય નહિ હોવાથી ભક્તિમાર્ગના આચાર્યોએ અને

ઉપદેશકોએ એકજ રૂપની ઉપાસના વા ભકિત વા જ્ઞાન પ્રાપ્ત કરવાનું ઉપદેશેલું છે. **"तमेकमेव जानीथ अन्या वाचो विमुञ्चथ"** એ વાક્યથી એકનું જ જ્ઞાન પ્રાપ્ત કરવાનું સૂચવેલું છે. ભગવાન્ સર્વ રૂપ હોવા છતાં પણ દરેક રૂપમાં ભગવત્પ્રાકટ્ય સંપૂર્ણ અંશે નથી. આમાં કોઇમાં કલારૂપે, કોઇમાં અંશરૂપે, કોઇમાં વિભૂતિરૂપે. કોઇમાં આવેશરૂપે કોઇમાં કોઇ રૂપે, તો કોઇમાં અન્યરૂપે ભગવદ્‌વિના અન્યનું પ્રાકટ્ય નથી: તથાપિ ભગવાનનું પૂર્ણત્વથી પ્રાકટ્ય એમાંના કોઇમાં પણ નથી તેથી કલા વિભૂતિ ઇત્યાદિ દેવ દેવતાઓ સર્વને પરહરી કેવળ મૂળ રૂપ કૃષ્ણનો જ એકાંત આશ્રય ભકિતમાર્ગના આચાર્યોએ અને નરસિંહ આદિ ગુર્જર કવિઓએ સર્વત્ર ઉપદેશેલો છે.

"ગોઠડી મોઠડી ગોકુળાધિશની, શ્રવણ સુણતાં પરમ પ્રેમ જાગે.

\+ + +

કો કહે ઈશ આરાધના સાધના. કોઇ કહે ગજાનન અંબઅર્ચા
તેને કારણ એ કામને નવ ગમે, મન રમણ ગોકુળાધિશ ચરણ

× + +

પુરણ પુરૂષોત્તમ નવલ રંગી ત્યજી, અન્યદેવ જેનું મન મોહે
કોટિ ચિંતામણી કામધેનું ત્યજી, મહિષીના પુત્રનું દુધ દોહે.

\+ + +

પ્રૌટ પાપે કરી બુદ્ધિ પાછી ફરી, પરહરિ થડશું ડાળે વળગ્યે

\+ + +

ઇત્યાદિમાં નરસિંહ મેહેતો અનન્યાશ્રયનો ઉપદેશ સ્પષ્ટજ કરે છે. અને દયારામભાઈ પણ તેવીજ રીતે અનન્યાશ્રયને ઘણુંજ પ્રાધાન્ય આપે છે ને પ્રથમનાં ઉપરનાં પદોમાં દર્શાવ્યું છે.

" આશ્રય અનન્ય અખંડ + + + સ્વ. ૧૧૬
એ શબ્દોથી દયારામભાઈ અનન્યાશ્રય બોધે છે એટલુંજ નહિ પણ તે અનન્યાશ્રય અમુક પ્રસંગવશાત્ નહિ પણ અખંડ નિત્ય હોવો જોઇએ.

ઉપર ટાંકેલાં પદોમાં દયારામભાઈ અનન્ય ભક્તિ તથા અનન્ય આશ્રયને તેવીજ રીતે બોધે છે.

"ભજતાં ગોવિંદ કંઈ ન રહે બાકી, મૂળનું પાણી સઘળે પોચેરે
શાખાએ છાંટીએ તરૂ તૃપ્તિ ન પામે, શ્રમ પોચે સમજે ત્યારે શોચે

આટલું દર્શાવીને કેટલાંક સુંદર દષ્ટાંતો આપીને દર્શાવે છે.–
"એવા ઇતિહાસ ઘણા સ્વલ્પમાં સમજોરે, અન્યાશ્રયનું ફળ એવુંરે
ઘણા ઘરનો પરોણો ભુખે મરે પણ, ઓળંભો કોઇને ન કહેવાયરે."

\+ × × *

અન્યત્ર કવિ આ અનન્યાશ્રયને **ટેકની** ભક્તિ કહે છે.
"સઘળે સરખી પ્રીત ન સારીજી, ટેકની ભક્તિ પ્રભુ અતિ પ્યારીજી
અળગા અન્યાશ્રિત ભગવંતજી, વ્યભિચારિણીથી પ્રેમ ન કાંતજી,
પતિવ્રતા ઉત્તમ જો હોયજી, પતિ પુરુષોત્તમ ત્યાં ચિત્ત પ્રોયજી.
વણ સમજે અનન્યાશ્રય જનમાંજી, તે પણ ખટકે હરિના મનમાંજી.

મનખટકે જ્યમ રજ નેત્રમાં, વણ નીકળે નહિ ચેન,
ત્યમ અન્યાશ્રય વણ છોડવે, નહી જંપ પંકજનેન.

( र. व. पद २३ )

" એક આસક્તિ વિના ચિત્ત ન ચોરાય સંશય ત્યાં લગી સિદ્ધી શાનીરે " આ પંક્તિઓમાં દયારામભાઇ અનન્યાશ્રયનો

સિદ્ધાંત સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરે છે. કેવળ થડની અંદર પાણી સિંચવાથી સર્વ ડાળોમાં જળ પોહોચે છે અને તેનું પોષણ થાય છે. તેવી રીતે એક કૃષ્ણજ પ્રસન્ન થવાથી સર્વ દેવો તદંતરગત હોવાથી પ્રસન્ન થાય છે અને તેમની પૂજા વા ભક્તિની અપેક્ષા રહેતી નથી.

આ શ્રીમદ્‌ભાગવતવાક્યપ્રતિપાદિતસિદ્ધાંત સ્વીકારીને વિષ્ણુ-કૃષ્ણ વિના-મૂળ વિના અન્યની ઉપાસનાનો નિષેધ કરે છે. અન્ય મતમાં મનાતી પંચાયતન પૂજા આજ કારણથી અનન્યાશ્રયનો ભંગ કરવાવાળી હોવાથી ભક્તિ માર્ગના ઉપદેષ્ટાઓએ ત્યાજ્ય ગણી છે. ઉક્ત પંચાયતન પૂજા પ્રાયઃ મિથ્યા છે. છતાં પણ તેને સર્વ દેશીત્વ પ્રાપ્ત કરવાની લાલસાથી આગળ ધરવામાં આવે છે છતાં તે નિરોધની બાધક છે એતો સ્પષ્ટ જ છે અનન્યાશ્રયથી સર્વદેશાત્વને બાધ આવતો નથી. પરંતુ જેમ એક વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થાય છે તેમ ભગવાનના સંતોષથી સર્વ સંતુષ્ટ થાય છે. એટલે તેમને પૃથક્ સ્વતંત્રતાથી સંતોષવાની અપેક્ષા પડતી નથી. કેશવ કૃષ્ણ એક અને અનંત હોવાથી "**सर्वदेवनमस्कारं** વાક્ય અનન્ય ભક્તો માટે નથી.

વળી માણ્ડૂક્યાદિ ઉપનિષદોમાં જેમ અખિલ વેદ એક **ओ**મકારની વિકૃતિ છે તેમ અખિલ જગત્ અખિલ દેવ વગેરે બધા તેજ પરમ તત્ત્વનાં વિકૃતિરૂપ વા અંશરૂપ છે એમ કહ્યું છે. પરમ તત્ત્વ સર્વત્ર અનુસ્યૂત હોવાથી તે પરમ તત્ત્વને નમસ્કાર કરેલો સર્વ દેવને પોહોંચે છે અને ઉલટી રીતે અનુસ્મરણ કરીને તે દેવને કરેલો નમસ્કાર કેશવને પહોચે તો તે યુક્ત જ છે. કારણ કે આ નમસ્કાર તે દેવતાને નહિ પણ કેશવનેજ છે. +

મૂ. **તેલીવાળા.**

" ભગવાનમાં ભાવ અનન્ય રીતે સિદ્ધ થવાને માટે અનન્યાશ્રયની ખાસ જરૂર બીજી રીતે પણ પ્રતિપાદન કરી શકાય છે. રસશાસ્ત્રની મર્યાદા એવી છે કે જે રસનો અનુભવ કરવો હોય તેનોજ અવિચલભાવથી સત્કાર કરવો. તેમાં અન્યરસનો અનુભવ થાય તો એક પ્રકારનો રસાભાસ થાય છે. રસાભાસ થાય છે એટલુંજ નહિ પણ મૂળ રસમાં ચ્યુતિ થાય છે. શૃંગાર રસની સ્ફૂર્તિ થવામાં વીર રસનાભાવથી, અગર રૌદ્રરસના ભાવથી તેનો અનુભવ કરવામાં આવે તો શૃંગારરસની પ્રતીતિ થતી નથી. શૃંગાર રસના વિરોધી કરુણ, બિભત્સ, રૌદ્ર, વીર, ભયાનક વગેરે છે. હાસ્યના વિરોધી ભયાનક તથા કરુણ, કરુણના વિરોધી હાસ્ય અને શૃંગાર છે. આ રીતે જૂદા જૂદા રસો પરસ્પર એક બીજાના વિરોધી છે. એવું કાવ્યશાસ્ત્રના ગ્રંથો ઉપરથી જણાય છે. આ ન્યાયથી જો આપણે જોઇશું તો આપણી પ્રતીતિ થશે કે કૃષ્ણ પોતે શૃંગારરસની મૂર્તિ છે, રૌદ્ર રસના અધિષ્ઠાતા રુદ્ર છે. કરુણના યમ છે, હાસ્યના પ્રમથ છે, વીરરસના ઇન્દ્ર દેવ છે, ભયાનકના કાલ છે, બિભત્સના મહાકાલ છે, અદ્‌ભૂતના ગન્ધર્વ છે, શાન્તરસના શ્રીનારાયણ છે. આ પ્રમાણે જૂદા જૂદા રસના જૂદા જૂદા અધિષ્ઠાતા દેવતા છે. જો કે **सर्वं खल्विदं ब्रह्म** એ શ્રુતિ પ્રમાણે સર્વત્ર બ્રહ્મજ છે. આ બ્રહ્મ અંશ રૂપે, કલારૂપે તથા વિભૂતિ રૂપે વ્યાપી રહ્યા છે. જગતમાં કોઈ પણ પદાર્થ એવો નથી કે તે બ્રહ્મ કહી શકાય નહિ તો દેવતાઓમાં પણ બ્રહ્મ છેજ, છતાં જૂદા જૂદા દેવતા રસના જૂદા જૂદા સ્વરૂપે જણાય છે. માટે જે શૃંગાર રસનો ભોક્તા છે તે તો તેના અધિષ્ઠાતા દેવમાંજ પોતાની નિશ્ચલ વૃત્તિ રાખશે. જે વીર રસનો ભોક્તા છે તે તેના અધિષ્ઠાતા દેવમાં પોતાની

વૃત્તિ રાખશે. જે જે ભાવથી જે જે રસનો અનુભવ કરવો હોય, તે તે ભાવથીજ અનન્ય રીતે તે રસનું સેવન કરવું જોઇએ. આમ ન કરે તો રસ મર્યાદામાં ભંગાણ પડે. માટેજ શ્રીકૃષ્ણના ભકતોએ કૃષ્ણમાંજ ભાવ રાખવો. રામના ભકતોએ રામમાં ભાવ રાખવો, રુદ્રના ભકતોએ રુદ્રમાં ભાવ રાખવો અને ચણ્ડીના ભકતોએ ચણ્ડીમાં ભાવ રાખવો. એ સર્વ દેવતાઓ જૂદાં જૂદાં રસનાંજ સ્વરૂપ છે. પણ ખરા ભક્તને તો પોતે જે રસને સ્વીકાર્યો છે, તેનાથી જે આનંદ મળે છે, તે બીજાથી મળતો નથી. **रसो वै सः** શ્રુતિથી બ્રહ્મ રસાત્મક છે. સર્વ રસોનો રાજા શૃંગાર મનાય છે, એટલે સર્વ દેવતાઓમાં શૃંગારરસની મૂર્તિ લલિતત્રિભંગી કૃષ્ણચંદ્રની છે. તો તે રસના ભોક્તાને તો તેમનાથીજ આનંદ થાય અને તે રસનું અનન્યભાવથી ચિન્તન થાય તોજ તે રસ તેમનામાં સિદ્ધ થઈ શકે. કૃષ્ણ ફક્ત શૃંગાર રસની મૂર્તિ છેજ એટલું નહિ પણ **रसो** **सः** એ શ્રુતિથી સર્વ રસમય છે, પણ સર્વ રસોનો રાજા શૃંગાર તેમનામાં પ્રધાન છે, અને અન્ય રસો ગૌણ તરીકે છે. એટલે અન્ય દેવની ઉપાસના કરવાને બદલે જો ફક્ત કૃષ્ણને ભજવામાં આવે તો તેટલાથી કામના સિદ્ધ થાય છેજ.

કૃષ્ણ સર્વ રસમય છે તેની પ્રતીતિ ભાગવતના નીચેના શ્લોક ઉપરથી થશે.

**मल्लानामशनिर्नृणां नरवरो स्त्रीणां स्मरो मूर्तिमान्**
**गोपानां स्वजनोऽसतां क्षितिभुजो शास्ता स्वपित्रोःशिशुः ।**
**मृत्युर्भोजपतेर्विराडविदुषां तत्त्वं परं योगिनां**
**वृष्णीनां परदेवतेति विदितो रंगं गतः साग्रजः ॥**

કૃષ્ણ જ્યારે મથુરામાં રંગભૂમિ ઉપર પધાર્યા ત્યારે નવરંગનાગર તરીકે દર્શન કરાવ્યું. તેનું વર્ણન અત્ર શ્રીશુકે કર્યું છે. શૃંગારરસની અપેક્ષાએ અન્ય સર્વ રસો ગૌણ છે. તેથી શ્રીકૃષ્ણની ભક્તિથી અન્ય દેવતાઓની ઉપાસના અગર ભક્તિ ગૌણ છે. રસાત્મક પ્રભુની સ્ફૂર્તિ થવામાં અન્યાશ્રય બાધક છે, માટે ભક્ત કવિ દયારામભાઇ આ અન્યાશ્રયના દોષથી મુક્ત થવાને માટે પોતાના કાવ્યોમાં ઉપદેશ આપે છે. અન્યાશ્રયનો ત્યાગ એ પણ ભક્તિમાર્ગમાં એક અંતરંગ સાધન છે આ માર્ગમાં બાહ્ય સાધનો વર્જ્ય છે, એમ અનેકશઃ કહ્યું છે. આ માર્ગમાં જે સાધન સેવવા યોગ્ય છે તે અંતરંગ સાધન છે. અને અનન્યાશ્રય એ એક અંતરંગ સાધન છે.

જે. ગો. શાહ.

## અસમર્પિત વસ્તુનો ત્યાગ.

અસમર્પિત વસ્તુનો ત્યાગ એ પણ અનન્યાશ્રયનો વિશેષ પ્રકાર છે. છાંદોગ્ય શ્રુતિના સમયથી આહાર શુદ્ધિને પરમ કારણ માનેલું છે. જેમ આહાર નિર્દોષ તેમ શુદ્ધિ વિશેષ. આહાર એ પ્રાણ પોષક છે. અને ભગવાન્ વિના નિર્દુષ્ટ અન્ય પદાર્થ નહિ હોવાથી, જે વસ્તુમાં ભગવાન્ પ્રવેશે અને પોષણ કરે તેજ વસ્તુ ઉત્તમ સંપાદન કરવાવાળી અને ભગવદાવિર્ભાવજનક થાય છે. આવા કારણથી ભક્તિમાર્ગના આચાર્યોએ ભગવાનને સમર્પિત વસ્તુનો ઉપભોગ કરવાનું સ્વીકારેલું છે. આજ કારણથી દયારામભાઈ ઉપર દર્શાવ્યા પ્રમાણે અસમર્પિત વસ્તુ ભોગને મહારોગરૂપ પ્રતિબંધક રૂપ દર્શાવે છે.

ભગવાનને ધરાવ્યા વિનાનું અન્ન જે ખાય તેને કવિ શ્વાન વિષ્ટા કહે છે. ઉદરમાં ભગવત્પ્રસાદ, હૃદયમાં ભગવત્સ્વરૂપ, મસ્તક ઉપર ચરણામૃત, મુખમાં શ્રીકૃષ્ણનું નામ જેને હોય છે તેજ પુરૂષ પ્રભુ તુલ્ય પવિત્રતાનું ધામ છે.

જે તાદશી વૈષ્ણવ છે તેણે તો અવશ્ય અન્યાશ્રય તથા અસમર્પિત વસ્તુનો ત્યાગ કરવો જોઇએ વિશેષમાં તેનામાં કેવાં લક્ષણો હોવાં જોઇએ તે નીચેના પદમાં કહે છે.

તાદશી જન તેને જાણીએ, જેમાં એવા ગુણ હોયરે;
નિંદા સ્તુતિ ના કરે કોઇની સઘળે સમદષ્ટિ જોયરે. તાદશી. ૧
દર્શન કરતાં માત્રમાંરે ભૂલાવે, પ્રપંચનું ભાનરે;
સ્મર્ણ કરાવે શ્રી કૃષ્ણનું, નસાડે અઘ અજ્ઞાનરે. તાદશી. ૨
સકલ ચરાચરને વિષેરે, વસ્યા દેખે ભગવાનરે;
શુભ ઇચ્છે સર્વ જગતનું, લેશ નહીં અભિમાનરે. તાદશી. ૩
ગુણ ગાતાંરે ગોવિંદના, પુલકિત તનુ થાયરે;
નેત્રે પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રૂંધાયરે. તાદશી. ૪
પર દુઃખે દાઝે ઘણુંરે, કરે કોઇનો ના દ્રોહરે;
ઇંદ્રિયજીત સાચા સદા નારે, પામે માયામાં મોહરે. તાદશી. ૫
અકળ લીલા નંદલાલનીરે. તેમાં લગ્ન જેનું મનરે;
પ્રીત બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદનરે. તાદશી. ૬
નટવર ઝળકે નેત્રમાંરે, કાંતિ કરૂણામય હોયરે;
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇનો ના જોયરે. તાદશી. ૭
વહાલા લાગે સેહેજે સર્વનેરે, અતિ ઉદાર જેનું ચિત્તરે
અનન્યભાવે ભજે કૃષ્ણને, જેને વાહાલું નહી વિત્તરે. તાદશી. ૮

હરિ ગુરૂ વૈષ્ણવને વિષેરે, જેને સદા અતિ વાહાલરે:
દઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલરે. તાદશી. ૯
સેવા સ્મરણ સત્સંગમાંરે, જેની આસકિત અતિરે;
કપટનો લેશ નહીં રૂદે, હરિ ચરણે સદા મતિરે. તાદશી. ૧૦
વ્યસનાવસ્થા વિઠ્ઠલેશશુંરે, સદા મુખે કૃષ્ણ નામરે;
તે ભગવદીય તણા દાસનો, સદા દાસ દયારામરે. તાદશી. ૧૧

અન્યાશ્રયને રા૦ ગોવર્ધનરામ ભકતના જીવનમાં વિક્ષેપ દોષ રૂપે દયારામભાઈના 'અક્ષર દેહ'માં જણાવે છે. +

જેમ અનન્યાશ્રયનો તથા અસમર્પિત વસ્તુનો ત્યાગ કરવાની વૈષ્ણવને ખાસ જરૂર છે, તેમ તેણે પ્રભુ માટેનો પોતાનો પ્રેમ નિશદિન વૃદ્ધિંગત થાય તેટલા માટે સત્સંગ કરવાની જરૂર છે. મહાનુભાવી વૈષ્ણવોના નિરન્તર સંગથી હૃદયનું માલિન્ય દૂર થાય છે. અને કૃતિ નિર્મળ બને છે. સત્સંગનું માહાત્મ્ય દયારામભાઇએ એક પદમાં ગાયું છે, તે નીચે પ્રમાણે છે.

સરવનો સિદ્ધાંત સત્સંગ છે.
માનોની તમે સરવનો સિદ્ધાંત સત્સંગ છે. ટેક
ધન્ય ભાયગ તેનું ત્રિભોવનમાં;
જેને હરિના સંગીનો સંગ છે. માનોની તમે ૧

---

+ જુઓ દયારામનો 'અક્ષર દેહ' પૃ—૪૪—૫૦. જોકે આ પ્રકરણમાં ગોવર્ધન રામભાઇ **सर्वदेवं नमस्कारं केशवं प्रतिग[illegible]ति** એ શ્લોકનો ઉલ્લેખ કરીને દયારામભાઇ ઉપર માર્મિક આક્ષેપ કરે છે એમ જણાય છે. પણ કવિના અનન્યાશ્રયના બોધરૂપી ટેકની ભક્તિ ગર્ભિત રીતે રહેલી છે. તેનીએ તેમણે ત્યાં તારીફ કરી છે.

નિજ સરખો તે કરે મળતાં જ્યમ;
નીચ જળ ગંગ મળતાં ગંગ છે. માનોની તમે ૨
એમાં સર્વ જપ વ્રત તીર્થ ધર્મ;
નેમ યોગ અષ્ટાંગ છે માનોની તમે ૩
અધમ પતિત મહા થાય સર્વોત્તમ
એવો જેનો સબળ પ્રસંગ છે. માનોની તમે ૪
ગોબરકીટને સુંઘાડે પરિમલ પુષ્પનો,
એટલો પ્રતાપ તુચ્છ ભૃંગ છે. માનોની તમે ૫
વણસ્યું કામ કલ્પનું તે પલકમાં સુધારે;
એવી જેની બુદ્ધિઓ ઉત્તંગ છે. માનોની તમે ૬
અવળાનું સવળું કરી નાખે;
ભાગે અઘદુઃખ જે અભંગ છે. માનોની તમે ૭
રાતદિવસ સત્સંગમાં ગમે દયા;
તે એડા શ્રીહરિને ઉછંગ છે. માનોની તમે ૮

કાવ્યસુધા પૃ. ૯૭

## (૪) શરણાગતિ.

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज: ।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥
ऐहिके पारलौकिके सर्वथा शरणं हरिः ।
दुःखहानौ तथा लाभे भये कामाद्यपूरणे ॥
भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चातिक्रमे कृते ।
अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥

× ० × ×

**अलौकिकमनःसिद्धौ सर्वार्थे शरणं हरिः**
**एवं चित्ते सदा भाव्यं वाचा च हरिं कीर्तयेत् ॥**

પ્રભુને સર્વ સમર્પણ કરવું–આત્મનિવેદન કરવું અને તેમનું શરણસિદ્ધ કરવું એ સંસાર સાગરમાંથી તરવાનો ઉત્તમોત્તમ ઉપાય છે.

"હરિશરણા ગતિ દયાબલ મોટું, તેની આગલ સાધન સહુ ખોટું;
તે અસુર એ વચન જે કહે ખોટું. * * *

કા. દો. પા. ૮૨૯

* * *

રાધાવર સહુ રૂડું કરશે, સહજ શરણથી તરસોરે,

કા. દો. પા. ૮૪૩

* * *

લીધો શરણ મને પુષ્ટિ નાથ, તમે સાધન જોવા લાગ્યારે
સદાવ્રત એ કેવું માગણ પાસે પૈસા માગ્યારે.
સરવે સમરપી શરણે પડયો, જે ગુલામ ઘરનો કહાવ્યોરે
તેને જુનાં ખતખાતાં કાઢી, શીદ જોઇએ દબાવ્યોરે.

કા. દો. પા. ૮૪૪

* * *

શરણ પડયોછુંરે શ્રીહરિ, નથી મારે અવર આશ વિશ્વાસ,

કા. સં. પા. ૨૨૯

* * *

શ્રીહરિ શરણે રહેજો ઓ મનવા, શ્રીહરિ શરણે રહે જો

કા. સં.

* * *

દયારામભાઇ શરણાગતિનું સ્વરૂપ કેવું બાંધે છે તે ઉપરની પંક્તિઓ ઉપરથી સ્પષ્ટ થાય છે. અનન્ય આશ્રય વિના શરણાગતિ સિદ્ધ થતી નથી. પ્રભુનો અનન્ય આશ્રય પ્રથમ સિદ્ધ થવો જોઇએ. સંસારમાં તરવાનો સહજ શરણ સિવાય અન્ય ઉપાય નથી. પ્રભુના અનન્યાશ્રયથી કાળ કર્મ દેવ દેવતાદિ કોઇનું બળ એનાપર ચાલતું નથી. અથવા તો એની આસક્તિ એ કોઇમાં રહેતી નથી. એની આસક્તિ માત્ર કૃષ્ણમાંજ રહે છે. દયારામભાઇ અનન્ય આશ્રયનો અર્થ બિલકુલ લાક્ષણિક રીતે નહિ લેતાં મુખ્યાર્થમાંજ લેછે. કૃષ્ણના અવર અવતારોમાં પણ આસક્તિ રાખવી તે પણ અનન્યાશ્રયનો ભંગ કરવા જેવું છે. યદ્યપિ કૃષ્ણ સર્વરૂપ છે તથાપિ ઉત્તમોત્તમ કલ્યાણને માટે સિદ્ધ કરવાને કેવળ કૃષ્ણનોજ અનન્યાશ્રય સિદ્ધ કરવાનો છે. સર્વ કૃતિ માત્ર ભગવત્પ્રેરિત થવાથી કર્મ એને બાધ કરતાં નથી. ભગવાનનો દયારામભાઇને અનન્યાશ્રય કેવી રીતે ઉત્તમોત્તમ સિદ્ધ થયો હતો તે તે બહુ રસિકતાથી દર્શાવે છે અને તદ્દ્વારા ભગવન્માહાત્મ્યનું સૂચન કરે છે.

"ગુરુદ્વારા શ્રીકૃષ્ણની, શરણગતિ ગ્રહે દ્રઢ ટેક
તે જીવ માયા જાળથી, છુટે ઉપાય જે એક

૨. વ. ૧૦૬

* * *

એક અનન્યાશ્રય નિરંતર, શ્રીનંદ સુતનો ઝાલે.
તો માયા કાલાદિ કર્મબળ, કોઇનું નવ ચાલે.
નહિ દેવ દેવી કોઇ, હરિ અવતારનો પણ દાસ;
પતિદયા પ્રિતમ કૃષ્ણ, આશા એક દ્રઢ વિશ્વાસ.

૨. વ. ૧૦૭

ઢાળ

કશું પછી કરવું ન કરવું તેનેજી, આશ્રય પુરૂષોત્તમ એક જેનેજી
વહે પ્રભુ તેનો યોગ ક્ષેમજી, નિજ જાણુ દે નિજ પ્રેમજી
સર્વ સમર્પી થાવું દાસજી, હરિ વણુ આશ અવરન ત્રાસજી
સમર્થ સ્વામી બલ નિશ્ચંતજી, સહુ કરતાં માને ભગવંતજી
તે માટે વ્રજ પતિ એક, ભજી સમરવા ધરી ટેક
સહુ દેવમાં પણુ કૃષ્ણુ જાણી, ભજનના યર્થ વિવેક
* * *
અંબરિષ માટે ચક્ર દમિયાજી, હરિશરણે દુર્વાસા નમિયાજી
ર. વ. પૃ. ૧૦૨

* * +

ઉપર જણાવેલા વૈષ્ણવ સંપ્રદાયના સિદ્ધાન્તને અનુસરતા વિચારો Frances Cobbe નામનો લેખક નીચેના ફકરામાં જણાવે છે.

"Man owes all to God" It is a common kind of phrase. We rarely pause to consider what it includes. Physically, he owes Him life, here and hereafter, his body and his soul, all his past, present, and future possessions intellectually. He owes Him all he knows, all he can ever know-the mental powers by which he acquires knowledge and the instruction which men, books, and nature have given him. Morally, he owes Him freedom-the vast and wonderous

power of his own will to choose the right and reject the wrong; and he owes Him the inward grace and outward moral providence by which he is continually assisted in so doing. All these are his debt to God in the one character of his creator and a religion of gratitude necessarily finds itself upon them.



ભક્તિ.

सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः ।
स्वस्यायमेव धर्मोहि नान्यः क्वापि कदाचन ॥१॥
एवं सदा स्म कर्तव्यं स्वयमेव करिष्यति
प्रभुः सर्वसमर्थो हि ततो निश्चिन्ततां व्रजेत् ॥२॥
यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ।
ततःकिमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥३॥
अतः सर्वात्मना शश्वद्गोकुलेश्वरपादयोः ।
स्मरणं भजनं चापि न त्याज्यमिति मे मतिः ॥४॥

શ્રીવલ્લભાચાર્ય–ચતુઃશ્લોકી.

What then piety at home? It consists not in merely insisting on an attendance on public worship, nor even in the erection of a family altar, nor the reproval of open transgression, but in an exhibition of the religious character which speaks to the heart, a luxuriant production of the fruit of the spirit, which is love, joy, peace, long suffering, gentleness, goodness, faith, meekness, temperance.

**Alpha.**

---



રમ તત્ત્વ-બ્રહ્મને પ્રાપ્ત કરવાનાં વેદાદિમાં નિર્દિષ્ટ કરેલાં કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણ મુખ્ય સાધનો છે. આ ત્રણ સાધનોમાં ભક્તિ એ સાધન શિરોમણિ છે એમ શ્રીમદ્વલ્લભાચાર્યનું કહેવું છે, કારણ કે તે સાધન પ્રસ્થાનચતુષ્ટયીમાં બરાબર રીતે વર્ણવ્યું છે. વેદ, બ્રહ્મસૂત્રો, ભગવદ્ગીતા અને શ્રીમદ્ભાગવત તેમાં ભક્તિનેજ પ્રાધાન્ય આપેલું છે. શાણ્ડિલ્ય ભક્તિસૂત્રમાં ભક્તિનો અર્થ આપ્યો છે કે **सा परानुरक्तिरीश्वरे** ઇશ્વરમાં સર્વથી ઉત્કૃષ્ટ પ્રેમભાવ તેનું નામ ભક્તિ છે. **નારદપંચરાત્ર**માં પણ ભક્તિનું લક્ષણ તદનુસાર આપેલું છે. ત્યાં કહે છે કે-

**माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः**
**स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यया**

પ્રભુના માહાત્મ્યજ્ઞાનપૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક સ્નેહ જ્યારે ભક્તને ભગવાન્ માટે થાય છે ત્યારેજ એ ભક્તિ કહેવાય છે અને તે ભક્તિથી મુક્તિ મળે છે, અન્ય કોઇ પણ ઉપાયથી નહિ.

આ પ્રમાણે ભક્તિનું લક્ષણ ભક્તિ સંપ્રદાયના ગ્રંથમાં આપ્યું છે. અહિંઆં ભક્તિનું જે લક્ષણ આપ્યું છે તે સાધનરૂપા ભક્તિનું છે. એટલે શ્રવણાદિ નવધા ભક્તિ સામાન્ય રીતે જે લોક વ્યવહારમાં છે તેનુંજ વર્ણન આ લક્ષણમાં છે, પણ પુષ્ટિ સંપ્રદાયમાં ભગવત્પ્રાપ્તિ કરાવનાર તે સાધનરૂપા ભક્તિ નથી પણ સાધ્યરૂપા ભક્તિ છે. આ ભક્તિને નિર્ગુણ અગર પ્રેમલક્ષણા ભક્તિ કહે છે. આ પ્રકારની ભક્તિ જ્યારે સિદ્ધ થાય છે ત્યારે ભક્તને મુક્તિની પણ દરકાર રહેતી નથી, શ્રીમદ્‌ભાગવતમાં કહ્યા પ્રમાણે એ ભક્તિ તો મુક્તિ કરતાં પણ અધિક છે. **सा भागवती भक्तिः सिद्धेर्गरीयसी।** આ ભક્તિ જે ભક્તમાં સિદ્ધ થાય છે તેનામાં એક પ્રકારનું અવનવું બળ ઉદય પામે છે. જેમ સૂર્યના પ્રાદુર્ભાવ પામતાંની સાથે, અંધકારનાં થરો એકાએક અદૃશ્ય થઇ જાય છે તેમ આવી ભક્તિના પ્રભાવ આગળ સર્વ કંઇ ઐહિક અગર આમુષ્મિક ભયાદિ સ્વયમેવ દૂર થાય છે.

ગંગા નદીનો પ્રવાહ ગમે તેટલા પ્રતિબન્ધો છતાં પણ તે ભેદીને આગળ વધે છે તેમ આ ભક્તિ પણ વિઘ્નો છતાં આગળ ગતિ કરે છે. આવા ભક્તોને ભગવાન્ મુક્તિ આપે છે છતાં પણ તેનો તે સ્વીકાર કરતા નથી. “**सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत। दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः।** સાલોક્યાદિ ચાર પ્રકારની મુક્તિ તેવા ભક્તોને ભગવાન્ આપે

છે છતાં પણ તેઓ ભગવાનની સેવા મૂકીને મોક્ષનું સુખ ઇચ્છતા નથી. જેમનામાં ભક્તિ રસ બરાબર સિદ્ધ થયો છે એવા ભક્તોને તો **अभवोऽपि फल्गुः** પુનર્જન્મનો અભાવ તે પણ મિથ્યા લાગે છે. માટેજ યથાર્થ વચન છે કે **भगवान्भजतां मुकुन्दो मुक्तिं ददाति कर्हिचित्स्म न भक्तियोगम्.** ચાલતાં સુધી ભગવાન્ ભક્તને ભક્તિયોગનું દાન કરતા નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે ભક્તને ભક્તિયોગમાં જે પરમ આલ્હાદનો અનુભવ થાય છે તેની સાથે મુક્તિના સુખની તુલના થઈ શકે નહિ. માટેજ શ્રી ગોપીજનો ઉદ્ધવને કહે છે.

વ્રજ વહાલું રે વૈકુણ્ઠ નથી જાઉં
ત્યાં મુજ નંદ કુંવર ક્યાંથી લાઉ."

સર્વ સાધનોમાં ભક્તિ શ્રેષ્ઠ છે એવું પુષ્ટિ સંપ્રદાયમાં મનાય છે. કારણ કે કર્મ તથા જ્ઞાન અમુક અધિકારીને માટે હોય છે, ભક્તિનો અધિકાર તો સર્વ કોઇને છે. કર્મમાર્ગમાં યત્કિંચિત્ સ્ખલન થાય તો કર્મ કરનાર દોષભાક્ થાય છે. એટલુંજ નહિ પણ દેશ, કાલ, મંત્ર, દ્રવ્ય, યજમાન, અને હોતા વગેરે શુદ્ધ હોય તોજ કર્મના ફલની સિદ્ધિ થઇ શકે છે. પણ તે ફલ કેવું મળે છે? કર્મ કરનારની સ્વર્ગલોક સુધી ગતિ થાય છે. આ ફળ પણ નિત્ય હોતું નથી કારણકે કર્મનો સંચય ક્ષીણ થાય છે કે તુર્તજ તેની ગતિ મૃત્યુ લોકમાં પાછી થાય છે, એટલે કર્મનું ફળ નિત્ય નથી. જ્ઞાન માર્ગમાં પણ સપ્ત ભૂમિકાઓ હોય છે. તે દરેક ભૂમિકામાં ઉત્તરોત્તર પ્રવેશ કરે ત્યારે બ્રહ્મમાં લય થાય છે. એટલે જ્ઞાનીની ગતિ અક્ષર બ્રહ્મ સુધીજ હોય છે. **अक्षरादपि चोत्तमः** એ ગીતા વાક્ય અનુ-

સાર પરમ-બ્રહ્મ પુરુષોત્તમ તે અક્ષર બ્રહ્મ કરતાં અધિક છે. પણ આ બ્રહ્મને પ્રાપ્ત કરવાનો અધિકાર જ્ઞાનીને નથી. એ તો ભક્તજ ભક્તિદ્વારા પ્રાપ્ત કરી શકે છે. **बहूनाम् जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते** બ્રહ્મ જ્ઞાનીની પ્રપત્તિ બહુ જન્મના અન્તે થાય છે. માટે ભક્તિની ઉત્કૃષ્ટતા શ્રીભાગવતમાં જણાવી છે. **नालं द्विजत्वं देवत्वमृषित्वं वाऽसुरात्मजाः प्रीणनाय मुकुन्दस्य वृत्तं न बहुज्ञता। न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च। प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम्**

પુષ્ટિ સંપ્રદાયમાં જે પ્રમાણે ભક્તિનું તારતમ્ય દર્શાવ્યું છે, તે પ્રમાણેજ દયારામભાઇ પુષ્ટિ ભક્તિની સર્વોત્કૃષ્ટતા જણાવવાને પ્રથમ નવધા ભક્તિ ગણાવીને પછી દશમી પ્રેમલક્ષણા ભક્તિનો ઉલ્લેખ નીચેના "ભક્તિપોષણ" કાવ્યના ૧૧ મા ચંદ્રાવલામાં કરે છે.

"શ્રવણ કીર્તન શ્રીકૃષ્ણનું, સ્મરણ સેવન અર્ચન,
વંદન દાસત્વ સખ્યતા, વળી આત્મ નિવેદન;
આત્મનિવેદન નવધા કહીએ, પ્રેમલક્ષણ દશમી લહીએ"

આ પ્રકારે ભક્તિના પ્રકારો દર્શાવી ૧૨ મામાં પ્રત્યેક ભક્તિ કયા ભક્તને પ્રાપ્ત થઇ તે જણાવે છે.

"શ્રવણ પરીક્ષિત્, શુક કરી કીર્તન સ્મરણ પ્રલ્હાદ,
શ્રી સેવન, પૂજન પૃથુ, વંદન અક્રુર આલ્હાદ.
આલ્હાદ માન્યો કપીશ કિંકરતા, સખ્ય ભક્તિ સુભદ્રા ભર્તા,
આત્મ નિવેદન બલિએ કીધી, ગોપીજને પ્રેમલક્ષણા લીધી"

આ ઉપરથી સમજાશે કે ગોપીજનોની ભક્તિ નવધા પ્રકારની નથી પરંતુ નવધાથી અતીત પ્રેમલક્ષણાની છે. આ પ્રેમલક્ષણાની

અવસ્થાઓ પણ કવિ જણાવે છે અને તે શ્રીમદ્‌વલ્લભાચાર્ય પ્રોક્ત ત્રણને બદલે ચાર જણાય છે.

"પ્રેમ આસક્તિ વ્યસન એ, ત્રણે રૂપ સ્નેહનાં લહીયે,
તે ઉપર ચોથી તન્મયતા, તે થકી કાંઇએ ન કહીયે.

આ પ્રકારે ચાર અવસ્થા વર્ણવી પ્રત્યેકનું લક્ષણ આપે છે.

"કહીએ પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ.
વિયોગ થાય ત્યારે તપે તન, ત્યાંનું ત્યાં વલગ્યું રહે મન,
એકવાર પણ આખા દિવસમાં મલ્યા વિના નવ રહેવાયે,
જો નવ મળે તો વિકલ થાય આસક્તિ એ કહેવાય.
કહેવાયે વ્યસન આવું જ્યારે જ્યાંએ, સામા સામી રૂપ આવી ધાયે.
તન્મયતા તે મૃત્યુ સમાન એ ચારે આવે અર્પે હરિ દામ.

પ્રથમની નવધા ભક્તિ જીવકૃતિસાધ્ય સાધનરૂપ છે, જ્યારે પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતા જીવકૃતિ સાધ્ય નથી, પણ પ્રભુદત્ત છે; ફલરૂપ છે. કવિશ્રી અહિં શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના ભક્તિ વર્ધિની ગ્રન્થને અનુસરે છે. નવધાભક્તિ માર્યાદિક છે. અને દશમી ભક્તિ અને તદન્તર્ગત પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતા એ પુષ્ટિભક્તિ છે.

પ્રથમ જીવ શ્રવણાદિ નવધા ભક્તિમાં પ્રવર્તે છે. તે સિદ્ધ થયા પછી પ્રભુ તેને પ્રેમ આસક્તિ અને વ્યસનનું દાન કરે છે. આ ઉપરાંત કવિશ્રી તન્મયતા ઉમેરે છે પરંતુ તે વ્યસનનો એક પ્રકારજ છે. મેઘદૂતાદિમાં, તથા કાદંબરી વગેરેમાં દર્શાવેલી રીતે આ પ્રેમની નવ વા દશ અવસ્થાઓ કવિ ગણાવે છે. આ સર્વ અવસ્થાઓ પ્રેમાવસ્થા પ્રાપ્ત થયા પછીની છે.

"પ્રેમ લક્ષણા વળી દગરૂચિ સ્મૃતિ, અભિલાષા ઉદ્વેગ ચાર;
વ્યાધિ પ્રલાપને ઉન્માદ ત્રણે, આસક્તિના પ્રકાર;
પ્રકાર વ્યસન તણા બે કહીએ, જડતા ને વળી મૂર્છના લહીયે;
તન્મયતાનું લક્ષણ એક, મૃત્યુ સદશ પણ મર્ણ ન છેક"

આની સાથે કવિશ્રીનું રસિકવલ્લભનું ૫૭ અને ૫૮ મું પદ સરખાવવું.

શિષ્ય બોલિયો સુણિ શુચિ વાણીજી, ગુરૂ ભક્તિ સહુથી વખાણીજી;
તે ભક્તિનું કહો મુને રૂપજી, અંગ અધિકારી ભૂષણ અનુપજી. ૧
શ્રીગુરૂ બોલ્યા સાંભાળ તાતજી, કહું વિસ્તારી પૂછી વાતજી;
પ્રેમ સહિત છે દશધા ભક્તિજી, વ્યસન પછી પહેલી આસક્તિજી. ૨

ઢાળ

આસક્તિ રાખી શ્રવણ કર, છે શ્રવણ પહેલી ભક્તિ;
કીર્તન સ્મરણ પછી પાદસેવન, અર્ચન વંદન વ્યક્તિ. ૨
દાસત્વ ભક્તિ સખ્યતા, આત્મ નિવેદન નામ;
તે ઉપર દશમી પ્રેમ ભક્તિ, અતિ પ્રિય ઘનશ્યામ. ૪
પરીક્ષિત શુક પ્રહલાદ શ્રીપૃથુ, અક્રુરને હનુમાન;
અર્જુન બલિ શ્રીગોપીજન, અનુક્રમે ભક્તિદાન, ૫
તે ઉપર આવે આસક્તિ, પછી વ્યસનાવસ્થા થાય;
તે ઉપર તન્મયતા ખરી, વળતી ન કાંઇ કહેવાય. ૬
પ્રેમની અવસ્થા ચાર છે, આસક્તિ ત્રણ વિવેક;
છે વ્યસનની બે અવસ્થા, પછી તન્મયતાની એક. ૭
એ દશ અવસ્થા થઇ તેનાં, પ્રકટ ભાખું નામ;
જન દયા પ્રીતમ કૃષ્ણહિતુ, ભોગવી છે વ્રજવામ. ૮

દગરૂચિ સ્મૃતિ અભિલાષોદ્દ્વેગજી, પ્રેમ અવસ્થાએ ચો નેગજી;
આસક્તિ વ્યાધિ પ્રલાપજી, ઉન્માદ ત્રીજી આલાપજી. ૧
વ્યસન અવસ્થા જડતા એકજી, અપર મૂર્ચ્છના રહિત વિવેકજી;
તન્મયતાની અવસ્થા એહજી, મૃત્યુ સદશ પણ છૂટે ન દેહજી. ૨

આ રીતે ભક્તિપોષણ અને રસિકવલ્લભમાં કવિએ જણાવેલી પ્રેમલક્ષણા ભક્તિની અવસ્થાઓની સંખ્યા બરોબર છે અને તે પ્રેમભક્તિને નવધાભક્તિ કરતાં ઉત્તમ માને છે.

હવે આપણે આ ભક્તિના પ્રકરણમાં ગોવર્ધનરામે આ સંબંધી જે અનેક તરેહનો ઉહાપોહ 'અક્ષરદેહમાં' કર્યો છે, તે સંબંધી પ્રાસંગિક વિચાર કરીએ.

નવધાભક્તિનું વર્ણન ભાગવતમાં કરેલું છે; અને નરસિંહ મહેતાએ પણ તદનુસાર પોતાના કાવ્યમાં તેનું વર્ણન કર્યું છે. છતાં ગોવર્ધનરામભાઇ 'અક્ષરદેહ'માં કહે છે કે દયારામભાઇએ નવધાભક્તિ નરસિંહ મહેતાના કાવ્યમાંથી લીધી છે. આ ખરૂં નથી.

ગોવર્ધનરામને ભાગવતની ખબર નહિ હોય તેથી એ નવધા ભક્તિનું મૂળ નરસિંહ મેહેતામાં જોઇ અટકે છે.

॥ श्लोक ॥ श्रीमद्भागवते सप्तमस्कंधे प्रह्लादवचनम्—
" श्रवणं कीर्तनं विष्णोःस्मरणं पादसेवनं
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् "

આ શ્લોકમાં નવધાભક્તિનાં નામો સ્પષ્ટ જોવામાં આવે છે. ગોવર્ધનરામે આજ રીતે સર્વાત્મભાવ વિષે ચર્ચા કરવામાં ગોટાળો કર્યો છે.

નવધાભક્તિને વાસ્તે ગોવર્ધનરામભાઇ બહુ ભ્રમણમાં પડ્યા છે અને એ ભ્રમણને લીધે જ્યાં વિરોધ નથી ત્યાં એમને વિરોધનું દર્શન થયું છે. અક્ષરદેહના ૬૬ મા પેરેગ્રાફમાં જે એમણે લખ્યું છે. તે સર્વ ભ્રાન્તિમૂલક છે. નવધાભક્તિ એ અધઃકક્ષાની છે. એ નવધાભક્તિ પૈકી ૮ પ્રકારની સખ્યત્વ ભક્તિ પર્યન્તની પ્રાપ્તિ થયા પછી ૯ મી આત્મનિવેદન થાય અને તે પછી દશમી પ્રેમ ભક્તિનો અધિકાર થાય છે. પ્રેમ પછી આસક્તિ, આસક્તિ પછી વ્યસન, અને વ્યસન પછી તન્મયતા એ ઉત્તરોત્તર ભક્તિના પ્રકારો કવિશ્રી જણાવે છે. નવધાભક્તિ સાધનરૂપ છે અને આસક્તિ વ્યસન અને તન્મયતા એ ફલરૂપ છે એમ કહીને ત્યાર પછીના પદમાં કવિશ્રી પ્રેમની ચાર અવસ્થા દર્શાવે છે, આસક્તિની ત્રણ, વ્યસનના બે, અને તન્મયતાની એક. આ દશ અવસ્થા વિરહ અવસ્થાની દશ અવસ્થાઓને મળતી છે. કારણકે જ્યારથી ભક્તને પ્રેમાવસ્થા થાય છે ત્યારથી એને પ્રભુનો વિરહ થાય છે. અત્ર કહેવું જોઇએ કે કવિશ્રીએ આ દશ અવસ્થાઓ જે ગણાવી છે તેમાં અંત એટલે મરણ એ દશમી અવસ્થા ગણાવી નથી પણ એને મૃત્યુસાદશ્ય કહી છે. જે અવસ્થામાં ભક્ત બાહ્ય પદાર્થના કંઇપણ અનુસંધાન વિના અંતરમાં બિરાજતા પ્રભુથી જીવન પામે છે. તે આ અવસ્થા છે આ દશ દશાઓ કવિશ્રીએ ગણાવી છે. એનાં નામ બહુ ચોક્કસ રીતે દર્શાવ્યાં નથી તેનું કારણ ક્વચિત્ એમના એવા શ્રવણ અને સ્મરણને આભારી હશે; પરંતુ નામ ભેદ આપણે ટાળી દઇએ તો એજ દશ ભેદને કવિશ્રી અહીંઆં વર્ણવે છે. આમાંની નવ અવસ્થાનું વર્ણન સ્ત્રી હૃદયજ્ઞ કવિ કાલીદાસ મેઘદૂતમાં કરે છે અને જેનું વિવેચન મલ્લીનાથ સુનિપુણતાથી કરે છે.

દશમા પ્રકરણમાં ભક્તિયોગ અને યોગના અન્ય પ્રકાર વર્ણવે છે. પાતંજલયોગની તરફ કવિશ્રીનું કેવું વલણ છે તે એમનાં જ વાક્યો ટાંકી દર્શાવ્યું છે છતાં આ પ્રકરણમાં ભક્તિયોગના યોગ શબ્દથી ભ્રમ પામીને કેટલીક જગ્યાએ કવિશ્રીએ યોગ શબ્દનો યૌગિક અર્થ કર્યો છે તે જગ્યાએ પાતંજલયોગના પોતાના અભ્યાસને લીધે આરોપણ થયું છે. આ યોગના પ્રકારનું વર્ણન અકાંડતાંડવ જેવું છે એટલે તેના પર કાલક્ષેપ કરવાની આપણને જરૂર નથી. એ પ્રકરણમાં સ્વરૂપ પ્રાકટ્ય શુદ્ધાદ્વૈત સિદ્ધાંત પ્રદીપકારે દર્શાવેલું ટાંક્યુ છે અને તેનો પાતંજલયોગ સૂત્રના તૃતીય વિભૂતિ પાદની સમાધિમાં જે સિદ્ધિઓ થાય છે તેની જોડે સંભ્રમ કર્યો છે. ભક્તને જે સ્વરૂપ પ્રાગટ્યનો સાક્ષાત્કાર થાય છે તે પ્રત્યક્ષ છે, સમાધિમાં અનુભવેલો નથી. એટલે તે સ્વરૂપપ્રાકટ્યનો આ સૂત્રોમાં દર્શાવેલો સિદ્ધ સાક્ષાત્કાર જોડે સંભ્રમ કરવો અયુક્ત છે. પાતંજલયોગ સૂત્રમાં જે સાક્ષાત્કાર દર્શાવેલો છે તે પ્રભુ બહારથી અંતર્ધાન થઇ એમના હૃદયમાં બિરાજીને એમનું જીવન સંપાદન કરતા હતા તે સ્વરૂપનો છે. આ સ્વરૂપ અત્યંત પ્રેમના આવેશમાં બાહાર પ્રકટ થાય છે. આને લીધે જ, જેનો સ્થૂલ દેહ, મથુરામાં હતો તેથી કૃષ્ણના દેહનો સિદ્ધ સાક્ષાત્કાર ગોપિકાઓને થયો અને તેમણે ઉદ્ધવજીને કરાવ્યો એ લખવું કેવળ ભક્તિ માર્ગનું અને દયારામભાઈના હાર્દનું તદ્દન અજ્ઞાન સિવાય બીજું શું કહેવાય ? ભક્તિમાર્ગમાં કૃષ્ણ અને ગોપિકાઓના સ્થૂલ દેહ ગણાતાજ નથી. છતાં ગોવર્ધનરામે તે રીતે ગણવામાં મોટી ભૂલ કરી છે તેમજ કેટલીક ગરબીઓની ટીકામાંથી યોગનો અર્થ તેમણે ઉપજાવી કાઢયો છે. અને 'શુદ્ધાદ્વૈત સિદ્ધાંતના પ્રદીપ કર્તા' ના

લેખ ઉપર ટીકા કરી નાખવાનું ધાર્ષ્ટ્ય કરે છે. શુદ્ધાદ્વૈત સિદ્ધાંતના પ્રદીપ કર્તાએ એકલાએ નહિ પરંતુ ભાગવતકારે અને ભાગવતના સર્વ ટીકાકારોએ અને દયારામભાઇ વગેરે સર્વેએ રાસલીલાને રૂપક માની નથી તે ગોવર્ધનરામભાઇ કેમ ભૂલી જાય છે? રાસલીલામાં લૌકિક શૃંગાર નથી જ. જેમ અલૌકિક શૃંગાર રસ સદા નિર્દોષજ છે, તેમ લૌકિક શૃંગાર રસ પણ સ્વતઃ દુષ્ટ નથી. પત્નીના અથવા નાયક નાયિકાના નિર્દોષ પ્રેમ અને તે પ્રેમના વર્ણનમાં પ્રકટ થતો શૃંગાર દુષ્ટ છે એમ કેવળ અરસિક કહી શકે ત્યારે અહિં પ્રાકૃત તાત્પર્ય શૂન્ય અલૌકિક શૃંગાર અદુષ્ટ હોય તેમાં શી નવાઇ? અને તેનો ગાનાર અને તેનો ગાઇને અનુભવ કરનાર અદુષ્ટ હોય જ એમાં કોઇ પણ સંશય નથી.

સ્વચિત્તમાં મલિનતા હોય ત્યારેજ શૃંગારના શબ્દોમાંથી અનિષ્ટ પરિણામ આવે છે. વળી રાસલીલામાં વ્યભિચાર વર્ણવ્યો નથી. નહિ તો જેવી રીતે કોઇ સ્ત્રીનો પરકીય પુરૂષ જોડે સબંધ તે શૃંગાર નહિ કહેવાતાં રસાભાસ કહેવાય તેવીજ રીતે આ પણ રસાભાસ કહેવાય ગોપિકાઓ શ્રીકૃષ્ણને પોતાનાતો શું પણ કહેવાતા સર્વ પતિ માત્રના પણ પતિ તરીકે માનતાં હતાં અને તેથીજ તેમના સર્વાત્મભાવથી અને સર્વસ્વ અર્પણથી ઉત્તમોત્તમ પ્રેમ અને શૃંગારનું સ્વરૂપ પ્રકટ કર્યું છે એ ઉત્તમોત્તમ રસને પોતના બુદ્ધિદોષથી રસાભાસ ગણીને દોષ દેનારાઓની બુદ્ધિની વિપરીતતાને ધન્ય છે. જેવી રીતે બાળક આગળ તેની અત્યંત નિર્દોષતાને લીધે તેને શૃંગારના શબ્દમાંથી સ્ફુરતું તાત્પર્ય સ્ફુરતું નથી તેવીજ રીતે નિર્દુષ્ટ અંતઃકરણવાળા ભગવદ્રસ પીનારા ભક્તજનોને તેજ શબ્દોમાંથી ( શૃંગારના શબ્દોમાંથી ) વિષયતા નથી સ્ફુરતી પરંતુ

પ્રભુનું ઉત્તમોત્તમ સ્વરૂપ ( શૃંગાર સ્વરૂપ-રસ સ્વરૂપ ) હૃદયમાં સ્ફુરે છે અને એ સ્ફુરવાથી સર્વત્ર આનંદ પ્રસરી રહે છે, અને એ આનંદ જ્યારે છલકાય છે, ત્યારે તેને કવિત્વશકિતવાળા ભકતો કાવ્યરૂપે વર્ણવે છે. અને તેથીજ એમાં વિષયવાસનાની ગંધ હોય એમ કહેવું વાજબી નથી. આથીજ ગોવર્ધનરામભાઇનો એ કવિના શૃંગાર રસપર કરેલો નિર્ણય કેવળ ભૂલ ભરેલો છે.

યોગીને સમાધિમાં અનુભવાતો સાક્ષાત્કાર છે તેને ભકતના સ્વરૂપ પ્રાકટયના અનુભવ જોડે કંઇપણ સંબંધ નથી; વળી ભકતને જે સ્વરૂપ પ્રાકટયનો સાક્ષાત્કાર થાય છે તે સ્થૂલ અને સુક્ષ્મ દેહના તિરોધાન થયા પછી બ્રહ્માનંદમાંથી ઉદ્ધાર પામેલા અને ત્યાર પછી લીલાવિગ્રહ પ્રભુના કૃપાતિશયથી પ્રાપ્ત કરેલા ભકતના સંબંધમાં છે. એટલે ભકતની વિગ્રહાદિ સર્વ સામગ્રી પ્રભુરૂપ હોવાથી તેને સ્વરૂપ પ્રાકટયનો અનુભવ કરવામાં યોગીના ચિત્ત સંવલનની કંઇ અપેક્ષા નથી.

૭૫ મા પેરામાં એક અજાયબી ભરેલી કલ્પના કરેલી છે. " **वेदानाम् सामवेदोहं** " " **स्त्री सामवेदोहं** " એમ નહિ. તેનો અર્થ કેવળ સ્વચ્છંદતાથી કર્યો છે. સામવેદમાં ગાયોને એકઠી કરવાને સામમંત્રો છે તે મંત્રોમાં જે ગાયોને એકઠી કરવાનું વર્ણન છે તે ઇંદ્રિયો રૂપ ગાયો હતી એ માનવું એ વેદના મંત્રનું પણ અજ્ઞાન સૂચવે છે અને તેનો સંબંધ " વેદોના સામવેદો " સ્ત્રી જોડે બોધવો એ છે. " **वेदानाम् सामवेदोस्मि** " માં ભગવાન્ શ્રીકૃષ્ણ પોતે વિભૂતિઓ ગણાવે છે. તેમાં સામવેદ પણ હું છું એટલું દર્શાવે છે. મહાભારત કાળમાં અને વ્યાસજીના સમયમાં પણ કાંઇક સામવેદનું પ્રાધાન્ય વિશેષ હશે જેથી ભગવાને પોતાની વિભૂતિમાં

સામવેદને ગણ્યો એજ કારણને લીધે વ્યાસજી વેદાંતસૂત્રમાં સામોપનિષદનાં વાક્યો વિશેષતાથી ટાંકે છે. ત્યાર પછી વેણુનાદનો પણ સંભવ કર્યો છે. સંપ્રદાયમાં વેણુનાદ ઇત્યાદિનો યોગીની સાથે કોઇ પણ રીતે સંભવ કરવામાં આવ્યો નથી; તેમ દયારામભાઇએ પોતાનાં કાવ્યોમાં તે રીતે યોજ્યો હોય એ એક વીસમી સદીની નવી શોધ ગોવર્ધનભાઇએ કરી હોય એમ લાગે છે. ૭૬ મા પેરામાં **સોહં** ની કાંઇક પ્રાણવાયુ સાથે ઘટના કરી છે એ પણ અમને તો કાલ્પનિકજ લાગે છે.

૧૧મા પ્રકરણમાં ગોવર્ધનરામ કવિશ્રીની પુષ્ટિભાવનાનું વર્ણન કરે છે. ગોવર્ધનરામનું મન યોગમાં એટલું બધું ગ્રસ્ત થઇ ગયું છે કે, જ્યાં આગળ કવિશ્રી સંપ્રદાયમાં મનાતા ભાવને પ્રાધાન્ય આપે છે અને ભાવથીજ નિશ્ચય શ્રીહરિની તદ્રૂપતા દર્શાવે છે ત્યાં નિશ્ચય જે અવ્યય તરીકે કવિશ્રીએ વાપર્યો છે, ત્યાં તે ફેરવીને નિશ્ચયને કાલ્પનિક પ્રાધાન્ય આપીને તેમાંથી યોગનો અર્થ કાઢવાને વ્યર્થ પ્રયત્ન કરે છે. સંપ્રદાયમાં જે સ્વરૂપની સેવા થાય છે તેમાં કેવળ મંત્રોના ઉચ્ચારથી પ્રભુનું પ્રાકટ્ય થતું માનવામાં આવતું નથી. પરંતુ પ્રભુ સર્વ વ્યાપક છે; અને તે સર્વ વ્યાપક પ્રભુ ભક્તના કેવળ ભાવથી એટલે પ્રેમથી તે સ્વરૂપ ધારણ કરીને પોતાના સર્વ વ્યાપકત્વનું તિરોધાન કરીને પણ તેનું કલ્યાણ કરવાને નિશ્ચય પ્રકટ દર્શન તેને આપે છે. આવાજ હેતુથી સંપ્રદાયમાં મૂર્તિ શબ્દ નહિ વપરાતાં સ્વરૂપ શબ્દ વપરાય છે. અને તે સ્વરૂપનાં પ્રકટ દર્શન થવામાં જ કવિશ્રી અને ઇતર પુષ્ટિમાર્ગીય ભક્ત પોતાની કૃતકૃત્યતા માને છે, અને તે સ્વરૂપ જ્યારે પ્રકટ થાય ત્યારે આનંદ અનુભવ કરતો રસ સ્વરૂપ

પ્રભુનો ભક્ત અનુભવ કરે છે. આ યુક્તિથી ૭૮ મા પેરેગ્રાફમાં ભાવ શબ્દને પ્રાધાન્ય આપવું જોઇએ ત્યાં પણ સિદ્ધ સાક્ષાત્કારરૂપી યોગ શબ્દથી સંભ્રમ કર્યો છે.

૮૦ મા પેરેગ્રાફમાં એક નવો સવાલ ગોવર્ધનરામભાઈ ચર્ચે છે. દયારામભાઇના પુષ્ટિપથરહસ્યમાં એવું સૂચન આવે છે કે નૃસિંહ મેહેતા પોતાના પદમાં વલ્લભને વિઠ્ઠલનું પ્રાકટય ભવિષ્ય વાણી તરીકે દર્શાવે છે. આ પદ ગોવર્ધનરામભાઇને મળ્યું ન હતું, તેથી એઓ એવા અનુમાન પર આવ્યા કે સંપ્રદાયમાં કોઇ એવો ઉલ્લેખ હશે જેનો આધાર દયારામભાઇએ લીધો. નૃસિંહ મેહેતાનો શા વાસ્તે આધાર સંપ્રદાયવાળાઓએ લીધો એનું ખાસ કારણ ગોવર્ધનરામ આપતા નથી; પરંતુ નૃસિંહ મેહેતાનાં કાવ્યો અને સંપ્રદાયનું મંતવ્ય એ બેમાં સામ્ય એઓ પોતે જુએ છે. અહીં વિચારવાનું તો એ છે કે સંપ્રદાયના પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં કોઈ પણ જગ્યાએ નૃસિંહ મેહતાનો ઉલ્લેખ નથી. નૃસિંહ મેહેતાનો આશ્રય ધુરંધર આચાર્યો લે અને તે પણ ભાગવત, ઉપનિષદ્ ઉપર ભાષ્ય કરીને એ માનવું અને મનાવવા પ્રયત્ન કરવો એ પણ એક જાતની ધૃષ્ટતા છે. જે પદને આધારે દયારામભાઇએ આવું લખ્યું તે નીચે પ્રમાણે છે.

"શ્રી વલ્લભ શ્રી વિઠ્ઠલ ભૂતલે પ્રકટીને
પુષ્ટિ માર્ગ તે વિશદ કરશે.
દૈવી નિજ જીવકો શરણ જે આવશે,
તેનો વિના સાધનો ઉદ્ધાર કરશે"

આ આખું પદ 'પુષ્ટિભક્તિ સુધા' ના ચોથા વર્ષના પહેલા અંકમાં છપાયું છે; અને તે અમને દયારામભાઇના શિષ્ય જોશી છગ-

નલ્લાલભાઇ તરફથી મોકલવામાં આવ્યુ હતું. ગોવર્ધનરામ આટલું તો ખરૂં જુએ છે કે નૃસિંહ મેહેતાના કાવ્યોમાંથી પ્રકટ થતો સિદ્ધાંત તે સંપ્રદાય સિદ્ધાંતને બહુધા મળતો આવે છે. તે ઉપરથી એમ અનુમાન કાઢવામાં આવે છે કે જે વખતે શ્રીમદાચાર્યજીનું પ્રાકટ્ય થયું તે સમયમાં સર્વત્ર આવી જાતનું ભક્તિનું સ્વરૂપ હવામાં ઉડતું હશે. અત્રે સદ્ગત ઇચ્છારામને વાસ્તે કંઇ કહેવું પ્રાપ્ત થાય છે. એમને પોતાને નૃસિંહ મેહેતાની ભક્તિમાં અને પુષ્ટિ ભક્તિમાં કંઇ પણ સામ્યતા દેખાતી નથી. આને તે અમારે કેવા પ્રકારની ભૂલ કહેવી તેનો ન્યાય કરવાનો આ બન્નેના ગ્રંથોનો વિમળ બુદ્ધિથી અભ્યાસ કરનારાઓને સોંપીશું.

આજ ફકરામાં શ્રીમદ્વલ્લભાચાર્યના સ્વરૂપ વાસ્તે કંઇક ઇસારો કર્યો છે અને તે સંપ્રદાયના સિદ્ધાંતમાં જેમણે તલ સ્પર્શ કર્યો છે તેમનાથી સમજી શકાય એમ છે, બીજાનો અત્ર અધિકાર નહિ હોવાથી એનું વિવેચન કરવું આવશ્યક નથી. ટુંકમાં એટલુંજ જણાવીને વિરમું છું કે શ્રીમદ્વલ્લભાચાર્યજીની કવચિત્ કૃષ્ણ રૂપે તો કવચિત્ અગ્નિરૂપે, કવચિત્ સ્વામિનીજીરૂપે, તો કવચિત્ વેણુનાદ રૂપે એમ અનેક એમના ભક્તોએ એઓશ્રીને વાસ્તે ભાવનાઓ પોતાના સ્તોત્રોમાં તથા કીર્તનોમાં અને પદોમાં કરેલી છે. દયારામભાઇ આ સર્વ વાતે વિજ્ઞાત હોવાથી યથારૂચિ પોતે વર્ણવે છે, કારણકે દયારામભાઇનો ઉદ્દેશ સ્વગ્રંથોમાં સંપ્રદાયના સિદ્ધાંતોનો ઉપદેશ કરવાનો હતો.

બારમા પ્રકરણમાં ગોવર્ધનરામભાઇ કવિશ્રીના શૃંગાર રસ તરફ દૃષ્ટિ નાખે છે. ૮૫ મા ફકરામાં (પેરામાં) ૬૧ થી તે ૭૩ ફકરા સુધી જે પોતે કહી ગયા છે તેનો સમગ્ર સાર આપે છે, પરંતુ તે

ફકરાની સમાલોચનામાં આપણે દર્શાવી ગયા છીએ તેમ અહિં પણ તેવોજ ગોટાળો ચાલુ છે. નવધા ભક્તિ એ સર્વ પ્રકારની ભક્તિ, પ્રેમ આસક્તિ ને વ્યસન પહેલાંની છે. અને તેનો પ્રેમ, આસક્તિ અને વ્યસન જોડે સંભ્રમ કરવો એ ગ્રંથકારના આશયને અન્યાય કરવા જેવું છે. જે ભક્તોએ પ્રાકૃત તનુનો ત્યાગ કરીને અલૌકિક તનુ પ્રભુ-દ્વારા જેમણે સંપાદન કરેલું છે, જેમના અનુભવાત્મા પણ પ્રભુ સ્વયં થયા છે તેવા પ્રભુથી અભિન્ન ભક્તોનું પ્રભુ સાથે નિત્ય રમણ તે રાસલીલા કહેવાય છે. આ રાસલીલાનું વર્ણન કરતી વખતે રસરૂપ પ્રભુનું વર્ણન આદરે છે.

દયારામ કાવ્ય સંગ્રહમાં આપેલી ૩૩ મી ગરબી ટાંકીને ( પા. ૧૮૦ માં ) તેમાંથી પાતંજલયોગ સમજાવવાને અને પોતાની કલ્પના સુદૃઢ કરવાને ગોવર્ધનરામભાઇએ વિશેષ પ્રયત્ન કર્યો છે. ગોવર્ધન-રામભાઇએ જો ભાગવત વાંચવાનો પરિશ્રમ લીધો હોત તો એમને આ ગરબીનું મૂળ સ્પષ્ટ જણાયું હોત આ પ્રસંગ ગોપિકાઓ અને ઉદ્ધવ વચ્ચેનો છે. જે સમયે કૃષ્ણ પોતે મથુરાજીમાં બિરાજે છે અને ગોપિકાઓ જેઓ સર્વ કૃષ્ણને આર્યપુત્ર તરીકે સંબોધે છે તે સર્વ સ્વામિનીજીઓ છે. આ ગોપિકાઓને પ્રભુનો વિરહ અને પ્રભુ પ્રતિ એમનો કેવો ભાવ છે તેનો કંઇક ખ્યાલ આપવાને શ્રીકૃષ્ણ ભગવાને પોતાના જ્ઞાની ભક્ત ઉદ્ધવને ગોપિકાઓને ઉપદેશ આપવાના મિષે તેમની પાસે મોકલ્યા છે. ઉદ્ધવજી ત્યાં આવીને ઉપદેશ આપવાનો પ્રયત્ન કરે છે અને ગોપિકાઓનો કૃષ્ણ પ્રત્યે પ્રેમ જોઇને તેઓ ગર્વ રહિત થઈ જાય છે અને પછી જે વચન ઉચ્ચારે છે તે દયારામભાઇના ટીકાકારે ધ્યાનમાં લીધો હોત તો તેમણે કરેલું અનુમાન તેઓ કરત નહિ.

આ ઉપરથી સમજાશે કે ગોપિકાઓને શ્રીકૃષ્ણનો જે સાક્ષાત્કાર થાય છે તે પાતંજલયોગ સૂત્રનો નથી પરંતુ વિરહ અવસ્થામાં જે ભક્તને થાય છે તેવાં છે આથી ગોવર્ધનરામભાઈએ અક્ષરદેહમાં દયારાનભાઇની દષ્ટિ સમજાવવામાં મોટી ગુલાંટ ખાધી છે.

તેરમા પ્રકરણમાં ગોવર્ધનરામ નૃસિંહ મેહેતા અને દયારામભાઇને સરખાવવાનો પ્રયત્ન કરે છે. પ્રથમ કેટલુંક પ્રાસંગિક કહીને નૃસિંહ મહેતાના 'સુરત સંગ્રામ'નો સાર આપીને છેલ્લે "ઘનકુંજમાં જઈ કૃષ્ણ રાધા રાસ રમે છે" એનું રહસ્ય સમજાવતાં સ્થૂલ શૃંગારની ભાષાને આદિ કવિ માત્ર પરિભાષા રૂપેજ વાપરે છે એવા નિર્ણય પર આવે છે. **સુરત સંગ્રામમાં** ભક્તોના જે બે વિભાગ પાડયા છે, તેમાં જ્ઞાની ભક્ત તરીકે જયદેવ છે અને કેવળ પ્રેમી ભક્તના વર્ગમાં નૃસિંહ મેહેતો પોતે છે. આ વાત જે લોકો નૃસિંહ મેહેતાને જ્ઞાની ભક્ત ગણીને એના કાવ્યમાંથી ભગવલ્લીલાના જ્ઞાન સિવાય જ્ઞાનના કુસકા કાઢવાનો પ્રયત્ન કરે છે તેમને એ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

૯૯ મા પેરામાં ગોવર્ધનરામ એક નવી કલ્પના કરે છે. દયારામના કાવ્યનું બીજરૂપ, મૂળ નૃસિંહ મેહેતાનું કાવ્ય નથી પરંતુ સૂરદાસાદિ અષ્ટ સખા, ગોપાળદાસજી અને સાંપ્રદાયિક સંસ્કૃત ગ્રંથો જેવા કે શૃંગારરસમંડન વગેરે કવિશ્રી આ લોકોનો ઉપકાર ગ્રંથોના આરંભમાં વારંવાર દર્શાવે છે. નૃસિંહ મેહેતાના કાવ્યમાં અને દયારામભાઇના કાવ્યમાં સામ્ય છે, પરંતુ દયારામભાઈએ પોતાનાં કાવ્યો નૃસિંહ મેહેતાનાં કાવ્યો ઉપરથી રચ્યાં નથી. કેટલીક જગ્યાએ જે સામ્ય જોવામાં આવે છે તે સામ્ય દયારામભાઇએ

નૃસિંહ મેહેતામાંથી લીધું એમ નથી પરંતુ બન્નેએ પ્રાચીન ગ્રંથો માંથી અવતરણ કરેલું છે. નવધાભક્તિનો પ્રકાર જેનું મૂળ રા. ગોવર્ધનરામ, નૃસિંહ મેહેતામાં જુએ છે તે નવધા ભકિતનું ખરૂં મૂળ શ્રીમદ્ભાગવત છે.

૧૦૩ મા ફકરામાં ગોવર્ધનરામભાઇને પાછું યોગશાસ્ત્રનું આવરણ લાગે છે અને તેને લીધે દયારામભાઇનું હાર્દ અવળું ઉતારે છે, જો ગોવર્ધનરામભાઇએ રાસપંચાધ્યાયી વાંચી હોત તો આવું અનિષ્ટ અનુમાન દોરત નહિ. અક્ષરબ્રહ્મ અને રાધાકાન્ત (શ્રીકૃષ્ણ) ના સ્વરૂપમાં પોતાના કલ્પિત અર્થથી જે ગોથું ખાધું છે તેતો અંતસુધી કાયમ રહેશે. વળી એ ફકરામાં પોતે જણાવે છે કે ઇશ્વરવાચક શબ્દ વાપરતાં કવિ આવો વિવેક કરવા ભૂલી જાય છે; પરંતુ ગોવર્ધનરામની સમજાવેલી ઇશ્વરભાવના કેટલી બધી ભ્રાન્તિમૂલક છે તે દર્શાવ્યું છે અને સત્ય શું છે તે પણ દર્શાવ્યું છે અને તે પ્રમાણે યોજના કરવાથી વિરોધનો અવકાશ રહેતો નથી.

૧૦૪ મા પેરામાં પણ શુદ્ધાદ્વૈત પ્રદીપકારનો ગ્રંથ વાંચ્યા છતાં તેનો આશય સમજવાથી અથવા તો સમજેલા છતાં વિસ્મરવાથી કવિશ્રીના કાવ્યમાં જ્યાં વિરોધ નથી ત્યાં વિરોધ જુએ છે. દયારામભાઇ ગોપીઓના પ્રેમને વિકારોથી રહિત કહે છે. પ્રાકૃત ગોપીઓના પ્રેમમાં પ્રાકૃત વિકારો નથી અને જ્યાં આગળ કૃષ્ણને રૂપવાળા કહ્યા છે ત્યાં આગળ કૃષ્ણમાં જે રૂપાદિ છે તે લૌકિક નથી પણ અલૌકિક છે. ઇશ્વરમાં ( બ્રહ્મમાં ) મનાતું વિરૂદ્ધસર્વધર્માશ્રયત્વ જે સંપ્રદાય પ્રમાણે દયારામભાઇ માને છે તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. આ પ્રકરણમાં ગોવર્ધનરામ, દયારામભાઇનાં કાવ્ય સમજાવવાને યોગનું બહુ મિશ્રણ

કરે છે. દયારામભાઇનાં જે પદો એમણે ટાંકયા છે તેમાંથી કેવળ પ્રેમની ભાવના સિવાય અમને તો કંઇ સ્ફુરતું નહિ હોવાથી હસવું આવે છે અને મનુષ્ય પોતાના વિચારો કેટલે દરજ્જે સુધી મૂળવિના સામા માણસ પર આરોપે તે જોઇ ઇશ્વરની વિચિત્ર લીલાનો કંઇક અનુભવ થાય છે,

કવિશ્રીનો શૃંગાર રસ સમજાવતાં ગોવર્ધનરામ એવા નિર્ણયપર આવ્યા કે દયારામભાઇએ રસશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને પ્રેમભક્તિ શાસ્ત્ર એ ત્રણેની મેળવણી કરી એક નવું શાસ્ત્ર ઉત્પન્ન કર્યું છે આ કહેવું અમને કવિના હાર્દથી વિપરીત લાગે છે. દયારામભાઇને પોતાને યોગ સમાધિનો પ્રયોગ અભિષ્ટ ન હતો એટલુંજ નહિ પણ પ્રેમભક્તિ એજ પ્રાધાન્ય રીતે તેમને માન્ય હતી " યોગસમાધિરે ના ગમે પડી મુને પ્રેમ ભક્તિમાં ગમ્ય, દર્શન દ્યોનીરે દાસને, મહારા ગુણનિધિ ગીરધરલાલ " દયારામભાઇએ એમના જન્મારામાં યોગશાસ્ત્ર વાંચ્યું ન હતું કે જેનો પોતે ઉપયોગ કરે. રસશાસ્ત્ર અને પ્રેમભક્તિ શાસ્ત્ર એ તેમને મન જૂદાં નહોતાં. અલૌકિક રસ અને પ્રેમમાં ઝાઝું તારતમ્ય નથી. કવચિત્ પ્રેમ રસથી ઓળખાય છે એટલે એ બે શાસ્ત્રમાં ભિન્નતા કયાંથી આવી તે સમજાતું નથી. વળી પુષ્ટિમાર્ગના ગ્રંથોને વાસ્તે પોતે લખે છે કે તે ગ્રંથો પ્રસિદ્ધ થયા નથી ને શોધાયા નથી; પરંતુ જો ગોવર્ધનરામ ભાઇએ સહેજ તપાસ કરી હોત તો એમને માલમ પડયું હોત કે કાશીમાં રત્નગોપાળભટ્ટજીએ અને મુંબઇમાં પંડિત ગટ્ટુલાલે અને મગ્નલાલ શાસ્ત્રીએ દયારામભાઇને સમજવા જેટલા ગ્રંથો શોધીને પ્રગટ કર્યાજ હતા અને તેનાપર દૃષ્ટિ નાખવાનો પરિશ્રમ ગોવર્ધનરામે લીધો હોત તો આવું વિચિત્ર અનુમાન ન કાઢત.

૧૧૧મા ફકરામાં ગોવર્ધનરામ પોતે લખે છે કે અંતિમ કવિનું પ્રેમસમાધિના વિષયમાં અવગાહન ઉપર ઉપરનું છે અને આદિ કવિ નૃસિંહ મેહેતાનું તે વિષેના મર્મ ભાગને પોહોંચે છે એવું સૂચવે છે. આમાં કેટલું તથ્ય છે તે દયારામને ને નૃસિંહમેહેતાને સરખાવી જોતાં જણાશે. અમને તો આ અભિપ્રાયમાં આદિ કવિને વાસ્તે કંઇક પક્ષપાત જણાય છે. આદિ કવિ સ્વતંત્ર વિચારક હોવાથી એમના વિચારો બહુ નિયમિત નથી અને જ્યારે અંતિમ કવિ સંપ્રદાયની પદ્ધતિને અનુસરનારા હોવાથી એમના વર્ણનમાં અમુક નિયમ જળવાય છે. એટલુંજ માત્ર એની વચ્ચે તારતમ્ય અમને લાગે છે.

૧૧૪મા ફકરામાં પોતે જણાવે છે કે કૃષ્ણની સાથે ભક્તો સૂક્ષ્મ દેહથી વિહાર કરે છે આ પણ એક ભ્રાન્તિ છે. શ્રીકૃષ્ણની સાથે જે જીવો વિહાર કરે છે તે જીવો ભગવાન કનેથી અલૌકિક દેહ સંપાદન કરે છે અને તેમના અનુભવાત્મા પણ પોતે થાય છે.

અંતમાં રાસલીલાની ભાવનાને ગોવર્ધનરામ ધ્રુવ પ્રદેશના ધ્રુવના તારાની આસપાસ ફરતા તારાઓની સાથે સરખાવે છે. આ તે દયારામભાઇ સમજ્યા તે રાસલીલા કહેવાય કે દયારામભાઇના કાવ્યો ઉપર અધ્યારોપિત કરેલી પોતાની કલ્પના કહેવાય ?

આ પ્રમાણે ગોવર્ધનરામકૃત અક્ષરદેહ ગ્રંથ તપાસવાથી બુદ્ધિમાન્ વાચકને માલુમ પડશે કે આ ગ્રંથમાં પણ દયારામભાઇને કેટલો બધો અન્યાય થયો છે. ગોવર્ધનરામના પિતાશ્રી દૃઢ વૈષ્ણવ હોવા છતાં તેમની વૈષ્ણવતાના સંસ્કારો એમના ઉપર નહિ પડેલા હોવાથી અને તેને બદલે મનઃસુખરામના માયાવાદની અસલ છાપ એમના

મગજ પર બેઠેલી હોવાથી દયારામભાઇના સત્ય સ્વરૂપનું દર્શન કરી શકયા નથી. નૃસિંહમેહેતા જોડેની દયારામની સરખામણીમાં કવિશ્રીને આદિ કવિ (નૃસિંહમેહેતા)ના શિષ્ય સ્થાને બેસવા યોગ્ય ગણ્યા તે મહાન્ અન્યાય કર્યો છે.

આ ઉપરથી અક્ષરદેહમાં દયારામભાઈ વિષે જે વિવેચન પ્રકટ થયું છે તે કેટલું સત્ય છે તેનો નિર્ણય વાચક આ ઉપરથી કરી શકશે.

**મૂ. તુ. તેલીવાળા.**

---

## પ્રકરણ ૪ થું.

### કવિશ્રીનો શૃંગાર રસ.

**भावैरंकुरितं महामृगदृशामा ल्पमालिंचितम्**
**प्रेम्णा कंद लितं मनोरथमयैः शाखा तः संभृतम् ।**
**लौल्यं पल्लवितं मुदा कुसुमितं प्रत्याशया पुष्पितं**
**लीलाभिः फलितं भजे व्रजवना गारकल्पद्रुमम् ॥**

શ્રીવિઠ્ઠલનાથજી.

**तस्माद्वा एतस्माद्विज्ञानमयात् अन्योन्तर आत्मानन्दमयः। तेनैष पूर्णः। स वा एष पुरुषविध एव। तस्य पुरुषविधताम्। अन्वयं पुरुषविधः। तस्य प्रियमेव शिरः। मोदो दक्षिणः पक्षः। प्रमोदः उत्तरः पक्षः। आनन्दः आत्मा। ब्रह्म पुच्छं प्रतिष्ठा ॥**

**तैत्तिरीयोपनिषत् —ब्रह्मानंदवल्ली**

એ બે કવિઓના (નરસિંહ અને દયારામ) અનુભવ, એ બેનાં હૃદય, એ બેની જ્વાલાઓ, જ્યાં સુધી લોક ભક્તિ રસના આસ્વાદ કરતા ત્યાં સુધી પૂજાતાં અને તેમના કીર્તિદેહ પુરુષોને તેમ સ્ત્રીઓને, વૃદ્ધોને તેમ યુવકોને, પવિત્ર અને પૂજનીય લાગતા. એ કીર્તિદેહના અને અક્ષરદેહના પ્રસાદ એ પૂજકવર્ગને સ્વાદનીય, પથ્ય અને શ્રેયસ્કર લાગતા. માતાપિતાના અને સ્વામીઓના દેખતાં તેમના શૃંગાર પરિભાષાવાળા લેખ સ્ત્રીઓ ગાતી, પણ કવિઓની અને આ સર્વની ભાવનાઓ સમાન વૃત્તિની હોવાથી કોઇને એ સ્ત્રીઓના ગાવાના પદાર્થોમાં કોઇ શબ્દ વર્જ્ય લાગતો ન હતો અને કોઈના શ્રવણમાં કે હૃદયમાં અપવિત્રતા પેસતી નહી.

ગોવર્ધનરામનો અક્ષરદેહ પૃ. ૯૬




ભાવિક નિયમ છે કે કોઇપણ ગ્રંથકારનો આશય સમજવો હોય તો જે દષ્ટિબિન્દુથી તે ગ્રંથકારે લખ્યું હોય તે દષ્ટિબિન્દુથી જો આપણે જોતાં શીખીએ તોજ આપણે તે ગ્રંથકારનો આશય સમજી શકીએ. એ ગ્રંથકારના આશય સમજ્યા વિના કંઇપણ અભિપ્રાય આપવો અથવા તેના મત સંબંધી લેખની પ્રવૃત્તિ કરવા સાહસ કરવું તેમાં ગ્રંથકારને પ્રાયઃ અન્યાય કરવા જેવું છે. જે ભક્તોએ પ્રાકૃત તનુનો ત્યાગ કરીને અલૌકિક તનુ, સંપાદન કરેલ છે, જેમના અનુભવાત્મા પણ પ્રભુ સ્વયં થયા છે, તેવા પ્રભુથી અભિન્ન ભક્તોનું પ્રભુ સહ નિત્ય નૂતન રમણ તે રાસ લીલા કહેવાય છે. દયારામભાઇ જાતે હૃદયથી એવું માનતા કે પોતે

પણ અંગીકૃત જીવ છે, અને પ્રભુનો પોતાને જે વિરહ થયેલો છે તે વિરહ દુઃખ પ્રભુના ગુણગાન કરીને જરૂર કરી શકે. જેમ વિરહિણી સ્ત્રી પોતાના પતિના વિયોગમાં તે પતિના ગુણગાન સ્મરણ કરવામાંજ કૃતાર્થતા માને છે તેવીજ રીતે દયારામભાઇ જે રસેશ પ્રભુથી પોતાને વિયોગ થયેલો છે તે પ્રભુની અનેક પ્રકારની રાસાદિ લીલાનું મુક્ત કંઠે બહુજ ભાવથી ગાન કરી નિરોધરૂપ પરમફલનો અનુભવ કરવામાં કૃતાર્થતા માને છે. એ નિરોધનું જેટલે અંશે દયારામભાઇના વાચકોમાં પ્રાકટ્ય થાય તેટલે અંશે દયારામભાઇનું હાર્દ વિશેષ સમજાય. દયારામભાઇ રાસલીલાનું વર્ણન કરતી વખતે રસરૂપ પ્રભુનું વર્ણન કરે છે. **रसो वै सः** શ્રુતિમાં દર્શાવ્યા પ્રમાણે પ્રભુ રસરૂપ છે અને રસશાસ્ત્રનો પ્રથમ વિનિયોગ પ્રભુમાંજ થવો જોઇએ તેથી અને સર્વ રસોમાં શૃંગાર શ્રીઅંગે (શ્રેષ્ઠ) હોવાથી કવિશ્રીએ પ્રાચીન સંપ્રદાયને અનુસરીને રસરૂપ પ્રભુના નિરુપધિ અને નિરવધિ રસેશ આનંદમયના રાસોત્સવનું નિર્મલ અંતઃકરણથી અને શુદ્ધ પ્રેમ ભક્તિભાવથી ગાન કરવામાં કૃતકૃત્યતા માની છે. દયારામભાઇની પૂર્વે જયદેવ કવિએ આજ પ્રમાણે ગીતગોવિન્દમાં કૃષ્ણરાધાના વસંતોત્સવનું ગુણગાન કર્યું છે. નૃસિંહ મહેતા અને મીરાંબાઇએ પણ તેમ કર્યું છે. સૂરદાસ, નંદદાસ, કૃષ્ણદાસ વગેરે વ્રજભાષાના ધુરંધર કવિઓએ આજરીતે પ્રભુની લીલાનું ગુણગાન કર્યું છે. પ્રાકૃત ભાષાના કવિઓએ અને સંસ્કૃત ભાષાના કવિ જયદેવે શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધને અનુસરીને સ્વકાવ્યો યોજ્યાં છે. દશમસ્કંધની ટીકાઓમાં શ્રીધર, મધુસૂદન, જીવગોસ્વામી શુકદેવ વિજયધ્વજ, અને શ્રીમદાચાર્યજી વગેરે સર્વે ટીકાકારોએ બહુ વિસ્તાર પૂર્વક આ વિષય ચર્ચાને કૃષ્ણનું અને રાસોત્સવનું નિર્દોષત્વ અને પૂર્ણાનંદત્વ અને તેના ગાનથી જીવની મુક્તતા અને કૃતાર્થતા

મુક્ત કંઠે ગાઇ છે. આવાજ કાંઇક કારણને લીધે કેટલાક મહા વિચારકો કાલીદાસ, ભવભૂતિ વગેરે કરતાં જયદેવાદિની કક્ષા ઉત્તમ ગણે છે, અને ખેદ દેખાડે છે કે આવી ઉત્તમ શકિતઓનું દાન કાલીદાસાદિ કવિઓને થયેલું હોવા છતાં તે શક્તિઓનો વિનિયોગ પ્રભુ ગુણગાનમાં ન કરતાં માત્ર પ્રાકૃત વિષયમાં કર્યો. સંપ્રદાયમાં શ્રીમદાચાર્યજીનાં શ્રીસુબોધનીદ્વારા શ્રીકૃષ્ણની અને રાસોત્સવની ઉત્તમ ભાવનાઓ ભક્ત હૃદયોમાં સ્ફુરી હતી. ગુર્જર કવિઓમાં દયારામભાઇના હૃદયમાં એ ભાવનાઓનું સુદૃઢ બીજ અણુભાષ્યનો પ્રદીપ ટીકાકૃત શ્રીડાકોરવાલા ઇચ્છારામ ભટ્ટજીએ રોપ્યું હતું અને તે બીજ વૃક્ષરૂપે ફેલાતાં કવિશ્રીનાં કાવ્યોમાં પ્રકટ થાય છે. પ્રથમ તો કવિશ્રીનાં કાવ્યોનો કેવલ લૌકિક શૃંગાર જોડે સંભ્રમ કરવો એ કવિશ્રીના હાર્દનું અત્યંત અજ્ઞાન સૂચવે છે. અને તેથી કવિશ્રીના કાવ્યોમાં ભક્તિશૃંગાર અને કેવલ શૃંગાર એમ વર્ગીકરણ કરવું એ સર્વથા અયોગ્ય છે. દયારામભાઈનો શૃંગારરસ એજ વિરોધાભાસ જેવું છે. દયારામભાઇએ વળી કયા લૌકિક નાયકના ભાવો ચિતર્યા છે? જેને લોકો શૃંગાર કહે છે તે તો દયારામભાઇના કાવ્યોમાં અભાવ રૂપેજ પ્રાધાન્ય ભોગવે છે, ત્યારે શું દયારામભાઇના કાવ્યોમાં શૃંગાર રસજ નથી? દયારામભાઇના સર્વપંડિત ટીકાકારો શું ભ્રાન્ત હતા? ના, ના, એમતો નહોતું. દયારામભાઇનાં કાવ્યોમાં શૃંગારરસ તો છેજ, પરન્તુ એ શૃંગાર લૌકિક વિષયક નથી પણ ભગવદ્‌વિષયક છે. કવિશ્રીએ બાયરન કે કલાપિની માફક કોઈ લાકિક પ્રાકૃત જનોનો શૃંગાર ગાયો હોય એવું એક પણ એમનું કાવ્ય નથી. કવિશ્રીનો શૃંગાર તો કૃષ્ણગોપી વિષયક છે, કૃષ્ણગોપીનો અલૌકિક રસાનન્દ કવિશ્રીની માફક નહિ સમજીને દયારામભાઇના ટીકાકારો ભ્રમણ-

ચન્દ્ર બન્યા, અનેક મનમાનતા ગાન્ધર્વનગરમાં વિહાર કરવા લાગ્યા દૈવની વિપરીતતા પણ કેવી કે જે કાવ્યોથી દયારામભાઇએ, આલોક અને પરલોકની તૃષ્ણા છોડીને, ભજનાનન્દ પ્રાપ્ત કરી સ્વકૃતાર્થતા માની, તેજ કાવ્યોથી દયારામભાઇના નિર્ઘૃણ ટીકાકારોએ એમને વિષય લંપટ ઠરાવ્યા ? દયારામભાઇની કવિતાનો એક મહાન્ ભાગ ભગવાનની લીલા વિષયક છે. એ કાવ્યોમાં કૃષ્ણ અને ગોપીઓના અનેક પ્રકારના રમણનું કવિશ્રીએ બહુજ ભક્તિભાવથી વર્ણન કર્યું છે. દયારામભાઇના કાવ્યોનું જો વર્ગીકરણ કરવું હોય તો એક ભગવલ્લીલા વિષયક અને દ્વિતીય ઉપદેશાત્મક કાવ્ય એમ કરવું. જે જે કાવ્યો દયારામભાઇએ ઉપદેશ કરવાને લખ્યાં છે તે કાવ્યોમાં દયારામભાઇના કટ્ટા શત્રુને પણ દુધમાંથી પોરા કાઢવાની માફક સૂક્ષ્મદર્શક યંત્ર લઇને બેશે તો પણ કોઇ પ્રકારનો દોષ જડી શકે એમ નથી.

ભગવલ્લીલાવિષયક કાવ્યોમાં કેટલાંક આખ્યાનો જેવાં કે રૂકિમણી વિવાહ, સત્યભામા વિવાહ, અષ્ટપટરાણીવિવાહ ઇત્યાદિ કાવ્યોમાં માત્ર કથાઓનો અનુવાદ કર્યો છે. કેટલાંક કાવ્યો સ્તુતિ વિષયક છે. અને બાકીનાં જે ભગવલ્લીલા વિષયક કાવ્યો રચ્યાં તેમાં પ્રભુનાં અને રાસોત્સવના પ્રસંગો રાસપંચાધ્યાયી અને સૂરદાસાદિ કવિકુળભૂપ અષ્ટસખાઓનાં કીર્તનોને અનુસરીને કવિશ્રીએ ગાયાં છે. એ પદો અને ગરબીઓમાં જે ઉત્તમ શ્રૃંગાર રસ વહે છે તે રસમાં પણ વ્યભિચાર અથવા તો અનીતિ નથીજ.

રૂપાળી રાધા તારૂં તનરે, સેહેજે તે સુંદરતાનું ભર્યું છે;
વિનાઅંજન દિસે આંખલડી આંજીરે, સલુણી સ્યામા;
રંગ્યાવિના રક્ત દસન વસનરે, ફળબિંબ સુધામાનનું ભર્યું. ૧

વિના સુંગધ મ્હેકે શ્રીઅંગ તારૂંરે, સલુણી શ્યામા;
વિના સકળ ગુણ રૂપ નિધાનરે, અનુપમ્ય કાંઇ ચિત્તડું ઠર્યું;
વિના અંગરંગ દીસે કનક લતા સુરે, સલુણી શ્યામા;
વિના મહાવરચરણ અરૂણરે, બિન્દુ કપાલે અજબ કર્યું;
દયાનો પ્રિતમ પ્યારો વિશ્વનું મોહનરે સલુણી શ્યામા;
તે મોહ્યો મોહ્યો મદન ગોપાળરે, લટ્ટુ કરીને મનડું કર્યું;

× × ×

કાનુડો કામણગારોરરે, સાહેલી આતો કાનુડો કામણગારોરરે. ટેક
કાનુડો કામણગારો, રસભર્યો ને રૂપાળો;
આ શું આંખડલીનો ચાળોરે, સાહેલી આતો કાનુડો. ૧
રંગ રાતો મદમાતો, વાંસલડીમાં ગીત ગાતો;
નેણાંશું કરે છે વાતોરે; સાહેલી આતો કાનુડો ૨
ભરવા હું ગઇ પાણી, પ્રેમ પીડા ભરી આણી
ઘેલી થઇ હું આવી શાણીરે; સાહેલી આતો કાનુડો. ૩
તેં કહ્યું તે મેં નહિ માન્યું, આજે મારી જાતે નાણ્યું
આવડું મેં નોતું જાણ્યુંરે, સાહેલી આતો કાનુડો ૪
બેની તારે પાયે લાગું વ્હાલા વિના ઘેલું લાગું,
દયાનો પ્રીતમ માગું રે, સાહેલી આતો કાનુડો. ૫

આવાં કાવ્યોમાં દોષ દૃષ્ટિભેદથીજ જોવાય છે. એ કાવ્યો વાંચવાનો અધિકાર ભક્તિમાર્ગ પ્રમાણે અને દયારામભાઇના મત પ્રમાણે પણ તેમનેજ હોઇ શકે કે જેમને પ્રભુના પરમ નિર્દોષત્વ અને પરમ ફલત્વ અને રસરૂપતા સ્ફુરી હોય અથવા તો તે સ્ફુરે એવી અભિલાષા હોય. તેવાઓનાંજ હૃદયમાં પ્રભુ બિરાજતા

હોવાથી પ્રત્યેક શબ્દો તેના મૂળ અર્થમાં ભક્તને સ્ફુરે છે. પ્રત્યેક શબ્દ મૂળમાં ભગવદ્‌વાચક હોવાથી તેમાંથી જે ભગવદ્ વાચકત્વ તિરોભાવ પામીને લૌકિકાર્થનું પ્રાકટ્ય થયેલું છે તે લૌકિકાર્થ તે શબ્દોમાંથી નિવૃત્ત પામીને ભગવદ્‌વાચક થાય છે તેથી જ્યારે આવો ભક્ત આવા શબ્દથી પ્રભુની લીલાનું ગુણ ગાન કરે છે તે સમયે તેનો લૌકિકાર્થ તરત નષ્ટ થાય છે. વળી કૃષ્ણ ગોપીના પ્રસંગમાંથી સ્ફુરતું પ્રેમનું ઉત્તમોત્તમ સ્વરૂપ એટલે કે ગોપીઓનું શ્રીકૃષ્ણને સર્વસ્વ અર્પણ કરેલું અને તે પણ કોઈપણ પ્રકારના સ્વાર્થ વિનાનું-તન મન અને ધનથી, તેમજ મન, કર્મ અને વાણીથી અને સંસારમાંથી અનાસક્તિ અને કૃષ્ણમાં પરમ આસક્તિ ઉત્પન્ન કરનારૂં સમર્પણ જ્યારે ભક્ત કરે છે ત્યારે ગોપીઓની માફક રમાનન્દને તે અનુભવે છે. દયારામભાઈ કૃષ્ણગોપીના સંબધને પ્રેમનું ઉત્તમોત્તમ સ્વરૂપ માને છે. જે કૃષ્ણને ઉદ્દેશીને દયારામભાઈએ પોતાનાં રસિક પદો ગાયાં છે તે કૃષ્ણ મનુષ્ય નથી પણ આનંદમય નિત્ય નવલકિશોર છે. પ્રેમ પણ નિત્ય વસ્તુમાંજ શોભે. પ્રભુની જોડે પ્રેમનો અનુભવ કરવામાં ભક્તને પ્રભુ આસક્તિ વિના બીજું શું ફળ મલી શકે ? વળી ઉત્તમ રસનાં દષ્ટાંતો તરીકે પણ દયારામભાઈનાં કાવ્યો દોષથી મુક્તજ છે. જે શૃંગાર રસનું એ પદોમાં વર્ણન થયેલું છે તેમાં શિષ્ટ મર્યાદાનું ઉલ્લંઘન કોઈ પણ જગ્યાએ દયારાભાઈનાં કાવ્યોમાં દષ્ટિગોચર થતું નથી. અન્ય કવિઓનાં કાવ્યોમાં જે મર્યાદાનું ઉલ્લંઘન કવચિત્ અશ્લીલ વર્ણનોથી થાય છે તેવું દયારામભાઈના કાવ્યમાં તો કોઈપણ સ્થળે નથી. દયારામભાઈ ભક્ત છે. ભકતલોકનું કર્તવ્ય પોતાના ભજનીય પરમતત્ત્વનું ગુણગાન કરવાનું છે. સૃષ્ટિમાં પરમતત્ત્વની ત્રણ રીતે ભાવના

થાય છે. કેટલાક પરમતત્ત્વને પુરુષ તરીકે માને છે. કેટલાક દેવતા તરીકે સ્વીકારી સ્ત્રી રૂપે તેને ભજે છે તો કેટલાક પરમતત્ત્વને બ્રહ્મરૂપ માની નપુંસક લિંગથી સ્વીકારી તે રૂપે ભજે છે. ભક્ત લોકોએ સામાન્ય રીતે બ્રહ્મનું ગાન કર્યું નથી. ભક્તોમાં કેટલાક પરમ તત્ત્વને સ્ત્રીરૂપે ભજે છે. તેમાં પણ બે ભેદ છે. કેટલાક માતૃભાવથી ભજે છે તો કેટલાક સ્ત્રી ભાવથી ભજે છે. ભારતવર્ષના શાક્ત લોકો પરમતત્ત્વને માતૃભાવથી ભજે છે. કેટલાકો પ્રિયા તરીકે, માશુક તરીકે, પરમતત્ત્વને ભજે છે. તે મત સુફીવાદ તરીકે પ્રસિદ્ધ છે. ભારતવર્ષમાં તેનો પ્રચાર નથી તથાપિ જે પરિભાષાથી અને અલંકારોથી અને ભાવોથી સ્વ હૃદયની લાગણીઓ તેઓ દર્શાવે છે તેનું સામ્ય ભારતવર્ષમાં ગોપીજનવલ્લભ કૃષ્ણરે સ્ત્રી ભાવથી તેને ( પરમતત્ત્વને ) પતિ રૂપે માની ભજનારાઓના કીર્તનમાં દૃષ્ટિગોચર થાય છે. પરમતત્ત્વને પુરૂષ રૂપે માની તેને ભજનારાઓમાં પણ બે વિભાગ છે. કેટલાક પરમતત્ત્વને પિતૃભાવથી ભજે છે તો કેટલાક પતિભાવથી ભજે છે. પ્રથમ પક્ષમાં નારદાદિ છે; દ્વિતીયમાં વ્રજવધૂઓ છે. નારદાદિની ભક્તિને શિતલ ભક્તિ કહે છે અને વ્રજવધૂની ભક્તિને ઉષ્ણ ભક્તિ કહે છે. પ્રથમ ભાવથી ભજનારાઓને પ્રભુનું માહાત્મ્યજ્ઞાન થાય છે, અને પ્રભુના માહાત્મ્યનીજ સ્ફુર્તિ રહ્યાં કરે છે. દ્વિતીય ભાવમાં પ્રભુમાં સૌન્દર્યનીજ ભાવના સ્ફુરે છે. પ્રથમમાં પિતાપુત્રનો સંબધ હોવાથી જે સંબધ બંધાય છે તે પતિપત્નીના સંબધના જેવો ગાઢ હોતો નથી તેમ તેના જેવી ઉષ્ણતા પણ તેમાં હોતી નથી. આ પ્રકારે દયારામભાઇ વ્રજવધૂના ભાવથી કૃષ્ણને ભજતા અને પોતે કૃષ્ણના વિયોગમાં છે તેમ પોતે માનતા. જો આ માન્યતા

પ્રમાણે પોતે પોતાના પ્રાણપ્રેષ્ઠ કૃષ્ણ અને તદ્રૂપ વ્રજભક્તોની અનેક રાસલીલાદિ ક્રીડનોનું વર્ણન કરે તો તેમાં દયારામભાઇએ શો અપરાધ કર્યો છે તે સમજાતું નથી.

ભાવનાત્મક પદોને ભાવનાથી નહિ ગાવામાં આવતાં આવું રસાભાસ પરિણામ આવ્યું છે અને તેની પરિભાષામાં પણ તેથીજ દોષારોપણ કરવામાં આવ્યું છે. તેમાં દોષ કવિનો નહિ પણ તે પદો ગાનારાનો છે. શ્રુતિમાં ભગવાનને **रसो वै सः** એમ વર્ણવી પ્રભુની પરમ રસરૂપતા શૃંગારરસના અધિષ્ઠાતા તરીકે વર્ણવેલ છે તો તે શૃંગારરસના અધિષ્ઠાતાને કોઇ પણ ભાવથી ભજવા નીકળે તો તેના હૃદયના ભાવો ગમે એટલા ઉચ્ચ અને અલૌકિક હોય તોપણ લોકમાં પ્રચલિત પરિભાષા સિવાય બીજી કયી પરિભાષામાં તે દર્શાવી શકાય ? વળી તમામ શબ્દો જાતે દોષથી મુક્ત છે. ગમે તેવો કહેવાતો બિભત્સ શબ્દ તે શબ્દના જ્ઞાન વગરના આગળ ઉચ્ચારવામાં આવે તો તેની બિભત્સતા તેને સ્ફુરતી નથી, તેમ રાસલીલાની પરિભાષા પણ ભગવાનને અને તેની રસરૂપતાને નિર્દોષ સ્વીકારનાર ભક્તોને લૌકિક કામોદ્દબોધક થતી નથી. એટલુંજ નહિ પણ કામ નિરોધક થાય છે અને તેથીજ શુકમુનિએ રાસલીલાના શ્રવણનું ફલ કામરૂપી હૃદય રોગનો નાશ વર્ણવ્યો છે.

આ ઉપરથી સમજાશે કે દયારામભાઇએ જે કાવ્યો લખ્યાં તે કંઇ લૌકિક નાયકનાયિકાના રસાભાસ, ક્ષણિક ભાવોનાં નથી પરન્તુ તે ભાવોનો વિનિયોગ પરમ **रसो वै सः** આનંદમય શ્રીકૃષ્ણમાંજ તેમણે કર્યો છે. કૃષ્ણના જે જે ભાવો એમને સ્ફુર્યા તે તમામને તેમણે પરમ ભક્તિ ભાવથી ગાયા અને તેને લીધેજ અદ્યાપિ પર્યન્ત કૃષ્ણમય ભક્તોએ તેવીજ રીતે તેનું ગુણગાન કરવામાં કૃતાર્થતા માની છે. તે કવિશ્રીના કાવ્યોની

લૌકિક શૃંગારથી વિભિન્નતા અને નિર્દુષ્ટતા દર્શાવે છે. જે લોક પ્રભુને રસરૂપે, શૃંગાર રસના અધિષ્ઠાતા રૂપે, સમજતા ન હોય તેમને દયારામભાઇના મત પ્રમાણે એ ભગવલ્લીલા વિષયક કાવ્યો પ્રતિદષ્ટિ કરવાનો પણ અધિકાર હોય એ અસંભવિતજ છે. તે લોકોએ તો દયારામભાઇના રસિકવલ્લભ ભક્તિપોષણ ઇત્યાદિ ગ્રંથો વાંચવામાં કૃતાર્થતા માનવી યોગ્ય છે. જ્યાં સુધી દયારામભાઇનું હૃદય સ્વહૃદયમાં સ્ફુરે નહિ ત્યાં સુધી દયારામભાઇએ જે કાવ્યો લખ્યાં છે, તેનો શુદ્ધભાવ સ્વહૃદયમાં સ્ફુરે એ અસંભવિત છે. અને એ ભાવ સ્ફુર્યા વિના એ કાવ્યો વાંચે અને તેમાં લૌકિક કામ ચેષ્ટાઓનું દર્શન થાય તેમાં દોષ દયારામભાઇનો નથી પરન્તુ એ દોષ દષ્ટાની દષ્ટિનો છે એમ શાસ્ત્ર પણ ઉપદેશે છે.

વસ્તુતઃ આ પ્રકારે જો શૃંગાર રસ સ્વતઃ નિર્દુષ્ટ છે, કારણ કે તેનો વિનિયોગ શૃંગાર રસના અધિષ્ઠાતા રસરૂપ કૃષ્ણમાંજ છે; તો હવે આ પ્રકારની જો સ્ફુર્તિ કોઇને થાય અને તે સ્ફુર્તિ ઉત્કટ થતાં હૃદય બહાર, વાણીદ્વારા પ્રકટ થાય તો તે કયી ભાષામાં પ્રકટ થાય? પ્રભુને પ્રેમપુંજ માનતો અને રાસલીલાની સર્વ સામગ્રીને પણ તદ્રૂપ માનતો કવિ શૃંગાર રસની પરિભાષા ન સ્વીકારે તો બીજી કયી સ્વીકારે? વસ્તુતઃ કવિશ્રીની આ પરિભાષામાં દોષ જોવો એ છિદ્રાન્વેષણજ છે. ભક્તિપ્રધાન શૃંગાર રસનાં કાવ્યો વાંચવાનો અધિકાર શુદ્ધ હૃદયવાળાંઓનોજ છે, અને તેવાઓને માટેજ ભક્તોએ તે વાણી ગાઇ છે. જેઓના હૃદયના મળો દૂર થયા નથી તથા ભક્તિના સંસ્કારને માટે હૃદય શુદ્ધ થયું નથી તેઓને માટેજ ભક્ત કવિઓની ભજનાનંદના રસથી ભરપૂર કવિતા તેમને હિતાવહ થશે નહિ. શ્રીમદ્ વિઠ્ઠલનાથજી ( ગુસાંઇજી ) એ સ્વવિરચિત 'શૃંગારસ મંડન' નામના કાવ્યમાં કહ્યું છે કે.—

प्रार्थये रसि[illegible] स्वैरं पश्यन्त्विममहर्निशम् ।
यत[illegible]नाभिज्ञः मा[illegible]ापे वैष्णवः ॥

જેમનાં હ્રદય રસિક છે, અને જેઓ એમ જાણે છે કે ભગવાન્ રસ સ્વરૂપ છે, અને તે રસથીજ પ્રાપ્ત થઈ શકે તેણેજ આ ગ્રંથનું અવલોકન કરવું પણ જેઓ એ રસથી અનભિજ્ઞ છે, તે વૈષ્ણવ હોય તો પણ તેણે તે અવલોકવું જોઇએ નહિ. વૈષ્ણવ હોવા છતાં પણ જો તે અરસિક હોય તો તેને પણ ભક્તિ પ્રધાન શૃંગાર રસમાં પ્રવેશ કરવાનો અધિકાર નથી તો પછી જેમના હ્રદય કુતર્કપંકાકીર્ણ છે, તેમને તો ક્યાંથીજ હોય ?

દરેક મહાનુભાવી ભક્તકવિઓએ રસાત્મક પ્રભુની શૃંગાર લીલાનું વર્ણન કર્યું છે. સ્વામિનારાયણસંપ્રદાયના સાધુઓએ પણ આ શૃંગારનું વર્ણન કર્યું છે. તો પછી જે સંપ્રદાયમાં ભગવાન્ રસાત્મક સ્વરૂપે સેવાય છે તે સંપ્રદાયના અનુયાયિ તરીકે આ કવિ તે રસ સ્વરૂપનું વર્ણન પોતાની કાવ્ય કૃતિઓમાં કરે તો તેથી શા માટે ગુર્જર સાહિત્યના કેટલાક સાક્ષરોએ આ કવિને દોષયુક્ત ગણવો જોઇએ ? નરસિંહ મહેતાનો 'સુરતસંગ્રામ' જેમણે વાંચ્યો હશે તે નિશ્ચય પૂર્વક કહી શકશે કે ત્યાં કવિએ શૃંગાર રસના વર્ણનમાં મર્યાદાનું અતિશય ઉલ્લંઘન કર્યું છે. હિંદી ભાષાના કવિઓ સુરદાસ આદિ અષ્ટ સખા પણ આજ શૈલીથી પરમાત્માના રસ સ્વરૂપનું વર્ણન કરે છે. આ રસની પરિભાષાથી અપરિચિત લોકો તેને અધમ શૃંગાર ભૂલથી માની લે છે. અલબત એશૃંગારરસના વર્ણનોમાં શૃંગારરસ છે પણ તે ભકિત પ્રધાન હોવાથી એનો સમાવેશ ભકિતરસ અગર મધુરરસમાં થઇ શકે તેને લૌકિક

જેને કામ કહે છે તેની સાથે જ કશો પણ સંબંધ નથી. લૌકિક કામ જનક કાવ્યો વાંચવાથી મનુષ્ય સંસારના વિષયો તરફ ઘસડાતો જાય છે. અને પોતાના આત્માને દુષ્ટ કર્મોથી કલંકિત કરે છે. પણ પ્રભુના વિષયનાં શૃંગારનાં પદો વાંચવાથી કદી પણ મલિન ભાવો હૃદયમાં જાગતા નથી. ઉલટું ચિત્તવૃત્તિઓને સાંસારિક વિષયોમાંથી ખેંચીને ભગવાન્‌ની સાથે જોડે છે, અને તે ભકતના આત્માને ભગવાનના રસમાં મગ્ન કરી દે છે. આ રીતે આ શૃંગાર રસનાં કાવ્યો લૌકિક શૃંગાર તુલ્ય નથી; માટેજ ઉપર જણાવ્યા પ્રમાણે એ 'ભકિતરસ અગર મધુર રસ' ના નામે ઓળખાય છે. ભગવાનનું સ્વરૂપ એ રસરૂપે અને તેમાં વળી શૃંગાર રસ રૂપે મુખ્ય વર્ણવેલું છે, કારણ કે શૃંગાર રસ એ સર્વ રસોનો રાજા મનાય છે. ભરત મુનિએ પણ કહ્યું છે કે **शृंगार एव सर्वे रसाः स्युः** શૃંગારમાં સર્વ રસો છે. **शृंगं भावाकुंरो गूढः आरस्तु तद्गतो रसः । स्युः शृंगारे संवलिता रसा हास्या द्यो यदि** શૃંગ, કહેવાં ગૂઢ ભાવાંકૂર અને ' આર ' એટલે તેમાં આવેલો હાસ્ય વગેરે રસો શૃંગારથી યુકત છે. આથી સિદ્ધ થાય છે કે અન્ય સર્વ રસોનો રાજા શૃંગાર છે. આ શંગાર રસના અધિષ્ઠાતા વિષ્ણુ છે, એમ સાહિત્યકારો કહે છે. ( **शृंगारो विष्णुदेवस्तु** ) તેનો વર્ણ શ્યામ છે એમ કહ્યું છે. ( **श्यामो भवति शृंगारः** ) આ ઉપરથી સંપ્રદાયમાં પરમતત્ત્વરૂપે મનાએલા શ્રીકૃષ્ણને પણ ભાગવતકારે શૃંગારસની મૂર્તિ અને મેઘશ્યામ કહ્યા છે. પરબ્રહ્મના સ્વરૂપને ભાગવતકારે આ રીતે વર્ણવવામાં ભૂલ કરી છે, એમ આધુનિકોએ માનવું જોઇએ નહિ, કારણ કે જો કે ઉપનિષદોમાં બ્રહ્મના વ્યાપક સ્વરૂપનું અનેકવાર વર્ણન કરવામાં આવ્યું છે, છતાં પરબ્રહ્મની ભાવના એટલામાંજ વીરમી જતી નથી તે તૈતિરીય ઉપનિષદ તેમજ છાંદોગ્ય

ઉપનિષદ અવલોકતાં સ્પષ્ટ થશેજ. તત્તિરીયમાં બ્રહ્મની અન્નમય, પ્રાણ-મય, મનોમય, અને વિજ્ઞાનમય એ ચાર વિભૂતિઓ વર્ણવી છે, અને તેમના અંતરાત્મા તરીકે આનંદમય બ્રહ્મને જણાવવામાં આવ્યા છે. આ આનંદમય બ્રહ્મના બીજા કોઇ અંતરાત્મા નથી તેથી તેજ પર-બ્રહ્મ કહી શકાય. આ પર બ્રહ્મનું સ્વરૂપ સમજવાને ઉપનિષત્કાર તેને પક્ષીની કલ્પના આપે છે. અર્થાત્ આ આનંદમય પરબ્રહ્મ તેને એક પક્ષી સમજો. પ્રેમને એનું મસ્તક સમજો. સંયોગ દશાની સ્થિતિ અને તેનાથી થતો મોદ તે એનું જમણું અંગ છે અને વિપ્રયોગ અવસ્થામાં થતો પ્રમોદ તે એનું ડાબું અંગ છે, અને અક્ષર બ્રહ્મ એ એના પુચ્છના સ્થાને છે. આ રીતે પક્ષી તરીકે આનંદમયનું વર્ણન કરીને શ્રુતિ તેનું વિશેષજ્ઞાન કરાવવાને માટે એમ કહે છે કે તે આનંદમય રસજ છે. ( **रसो वै सः रसं हि एव अयं लब्ध्वा आनंदी भवति** ) તે રસરૂપ છે, અને તે રસનેજ મેળવીને આ આનંદવાળો થાય છે, છાંદોગ્ય ઉપનિષદમાં એને ભૂમા તરીકે વર્ણવે છે, અને ત્યાં કહે છે. કે **आत्मरतिः आत्मक्रीडः आत्ममिथुनः स स्वराड् भवति सर्वेषु लोकेषु कामचारो भवति.** આમાં તે રસરૂપ આત્માની સાથે રતિ ક્રીડા કરવાને સૂચન કરેલું છે. જે એ પ્રમાણે રસમગ્ન બને છે તેની દશા અતિ ઉત્તમ થાય છે, તે તમામ લોકોમાં પોતાના મનો-રથો સિદ્ધ કરે છે. આ રીતે ઉપનિષદનાં શ્રુતિ વાક્યો અવલોકીએ તો ત્યાં પણ પરમાત્માને રસ રૂપે વર્ણવ્યા છે. પુરાણકારોએ આ ઉપ-નિષદની ભાષાનેજ લોક ભાષામાં અલંકૃત કરીને રજુ કરી છે. તેઓએ બ્રહ્મની રસાત્મક સ્વરૂપે કહેલી ભાવના તે નવીન નથી પણ વેદના શ્રુતિ કલાપમાંથી ખેંચેલી છે. માત્ર ફેર એટલોજ કે વેદમાં જે તત્ત્વ સૂક્ષ્મ રીતે જણાવેલું હતું તે પુરાણોમાં સવિસ્તર જણાવ્યું છે. વળી

વેદ એ સર્વભોગ્ય નહિ પણ અમુક વર્ગને માટેજ નિર્માએલા હતા; તેથી જ મંદબુદ્ધિવાળા અથવા જાડયાદિ દોષયુક્ત આત્માઓ તેમાં પ્રતિપાદન કરેલા તત્ત્વને ગ્રહણ કરી ન શકે. તેથીજ સમગ્ર લોકના કલ્યાણને માટેજ પુરાણકારોએ એ તત્ત્વને લોકભોગ્ય બતાવ્યું છે. પુરાણમાત્ર એ વેદના ઉપબૃંહણ રૂપે છે. તેથી વેદમાં જે આલેખેલું છે તેજ તેઓ વર્ણવે છે જ. આથી વેદમાં કહેલા રસ અથવા આનંદમય બ્રહ્મ તે કૃષ્ણરૂપે જણાવીને તેની સાથે રસની પ્રાપ્તિ થવી એ પરમફલ છે એમ તેઓ ઉપદેશે છે. પુરાણકારની આ ભાવના શિષ્ટ સંસ્કૃત સાહિત્યમાં પણ ઉતરી અને તેથીજ જયદેવ આદિએ જ શૃંગારની પરિભાષામાં રસ સ્વરૂપ પરમાત્માની લીલાઓનું વર્ણન કર્યું છે અને તેનું અનુકરણ ભક્તિ સંપ્રદાયોના ઉદય પછી સુરદાસ વગેરે ભારતવર્ષના સમર્થ કવિઓએ કર્યું છે. અને તેજ ભાવનાને નરસિંહથી માંડીને દયારામ સુધીના જુના ગુજરાતી ભાષાના કવિઓએ કર્યું છે. એ શૃંગારરસનાં વર્ણનો નરસિંહ મહેતા કે દયારામે મનસ્વી પ્રમાણે ઉપજાવી કાઢેલાં નથી. તે ભાવના બીજરૂપે વેદમાં હતી અને સ્કંધરૂપે પુરાણકાળમાં સમૃદ્ધ થઇ. શિષ્ટ સંસ્કૃત તેમજ પ્રાકૃત સાહિત્યકાળમાં અનેક શાખા પ્રશાખાઓથી તે સર્વત્ર વિસ્તરી. આથી દયારામની કવિતામાં દેખાતો શૃંગાર તે એ મહાન્ વૃક્ષની એક શાખા ગણી શકાય. પરમાત્મા પ્રતિ શૃંગારરસની ભાવના કરવી તે નિંદાની ભાવના નથી પણ ઉલટું પ્રશંસાનેપાત્ર બનેલી છે અને તેથી જ પુરાણની અંદર પરમાત્માને આ રીતે ચાહવા, ભક્તની પરમ પ્રીતિના વિષય બનાવવા તેજ ઉત્કૃષ્ટ ફલ છે અને તે ફલની અપેક્ષાએ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ પણ તુચ્છ છે એમ ત્યાં જણાવ્યું છે.

આ પ્રકારે પરમ તત્ત્વ જો ઉત્તમોત્તમ શૃંગાર રસના અધિષ્ઠાતા હોય અને તેનીજ પ્રાપ્તિ પરમ સુખનું કારણ હોય તો તે શૃંગારરસ રૂપ પરમ તત્ત્વનો આવિર્ભાવ કેમ થાય ? અનુભવ કેમ થાય ? આને માટે ભરત, વાત્સ્યાયન, વગેરે મુનિવરોની પ્રવૃત્તિ છે. કામ સૂત્રકાર વાત્સ્યાયન કહે છે કે કામસૂત્રોના અધ્યયનનું સાફલ્ય ત્યારેજ થાય કે જ્યારે એનો વિનિયોગ લૌકિક વિષયપરત્વે નહિ પણ પ્રેમપુંજ રૂપ રસેશ પ્રભુમાં થાય. માટે તે ત્યાં જણાવે છે કેઃ—

**विहितं लोकयात्रार्थं न रागार्थेऽस्य संविधिः।**
**अस्य शास्त्रस्य तत्त्वज्ञो भवत्येव जितेन्द्रियः॥**

કામસૂત્રના જ્ઞાનથી મનુષ્ય જીતેન્દ્રિય થાય છે. અને જીતેન્દ્રિય થયા પછી રસાત્મક પ્રભુની પ્રાપ્તિ કરી શકે છે. વળી આ સૂત્રના સાંપ્રયોગ અધિકરણમાં કહ્યું છે—**ऋचां दशतयानां चतुःषष्टि संज्ञितत्वादिहापि तदर्थं संबन्धात्पाञ्चालसबन्धाच्च बह्वृचै-रेषा पूजार्थं संज्ञाप्रवर्तितेत्येके** આમાં સ્પષ્ટ કહ્યું છે કે સંપ્રયોગના અંગરૂપ ચુંબનાદિ તે ઋગ્વેદના અર્થ તરીકે છે. પણ “**वेदैश्च सर्वैरहमेव वेद्यः**” “**सर्वे वेदा**” ~~यत्पदमामनन्ति~~ એ ગીતાના વાક્યો ઉપરથી વેદનો અર્થ ભગવાન્ છે એમ ફલિત થાય છે. તો પછી કામશાસ્ત્રકાર પણ પરોક્ષ રીતે લીલા સહિત ભગવત્સ્વરૂપનું, રસેશ્વરનું પ્રતિપાદન કરે છે એમ માનવું જ જોઇએ. વાત્સ્યાયનનો આશય લોકાર્થ નથી એમ એ પોતે પણ સ્વ ગ્રંથની સમાપ્તિમાં કહે છે. નાટય શાસ્ત્રના મૂળ પ્રવર્તક આંજનેય હનુમાન્ છે. હનુમાન્, જનક તનયાના પ્રાણનાથ શ્રીરામચંદ્રજીના પરમ ભક્ત છે. એમનો પ્રયાસ પણ ભકતને રસેશ પ્રભુનો અનુભવ કેમ થાય તે માટે છે.

આ શાસ્ત્રનો વિસ્તાર અને સંગ્રહ ભરતમુનિએ કર્યો છે. તેનો ઉલ્લેખ ઉપર બતાવ્યો છે.

ગાંધર્વ વેદનો આશય પણ ભગવત્પ્રતિપાદક છે. ભગવાનનું ગાન કરનાર વેદનો ઉપવેદ ભગવાનસિવાય અન્યનું ગાન નજ કરી શકે. ટુંકમાં ભરતનું નાટયશાસ્ત્ર તથા સંગીતશાસ્ત્ર એટલુંજ નહિ પણ જેટલી વિદ્યાઓ છે તેનો યથાર્થ વિનિયોગ ત્યારેજ થયો કહેવાય કે જ્યારે શૃંગાર રસરૂપ પરમ તત્ત્વની લીલાનું વર્ણન કરવામાં થાય ત્યારેજ. આમ માનવાનું અન્ય પણ એક કારણ છે અને તે એ છે કે આ શાસ્ત્રોના પ્રવર્તકો મુનિઓ કહેવાતા. તેઓ લૌકિક વિષયમાં અનાસક્ત અને કેવલ પ્રભુમાંજ આસક્ત હોઈ શકે, માટે તેમની પ્રવૃત્તિ લૌકિક વિષયમાં આસક્તિ વધારાવવાને માટે કદી પણ હોઈ શકે નહિ. માટેજ શ્રીમદ્‌વિઠ્ઠલેશ્વરે આ સર્વ શાસ્ત્રનું તાત્પર્ય શામાં છે તે નીચેની પંક્તિમાં જણાવે છે.

**लौकिकपुंसि नार्यां वा तदाभासो रसशास्त्रे निरूप्यते तद्दृष्टान्तेन भगवद्भाववद्भक्तरीतिभावनार्थं नतु ऋषीणां लौकिके तात्पर्यं भवितुमर्हति।** અર્થાત્ મુનિવરોનું તાત્પર્ય લોકોને વ્યામોહ કરીને લૌકિક વિષયમાં આસક્ત બનાવવાનું કદી પણ હોઇ શકે નહિ.

આ ઉપરથી શ્રીમદ્‌ગોપીજનવલ્લભ કૃષ્ણની પરમ ઉપાસ્યતા, પરમ આદરણીયતા, પ્રેમનિષ્ઠતા આચાર્યોએ કેમ સ્વીકારી એ, સ્પષ્ટ સમજાશે. બંગાળના ગૌડસંપ્રદાયના રૂપગોસ્વામીએ અલંકાર શાસ્ત્રને કૃતાર્થ કરવાને તચ્છાસ્ત્ર પ્રતિપાદક ‘ઉજ્જવલનીલમણિ’ નામક

અલંકાર ગ્રંથ શ્રીકૃષ્ણમાં વિનિયોજ્યો. 'નાગરસમુચ્ચય' નામનો વ્રજ ભાષાનો ગ્રંથ પણ રસશાસ્ત્ર ઉપરનો આ દષ્ટિબિન્દુને લક્ષ્યમાં રાખીને જ નાગરીદાસે રચ્યો છે. સુરદાસાદિ મહાભકતોએ પણ પોતાની કાવ્ય શક્તિને, રસેશ પ્રભુની રસલીલાનું વર્ણન કરવામાં કૃતાર્થ કરી છે.

જે પરમ પ્રેમપુંજરૂપ શ્રીકૃષ્ણને આચાર્યો તથા ભકતો સેવ્ય માને છે, તે જીવ રૂપે નહિ, પણ આજ દષ્ટિબિન્દુથી. તે શ્રીમદ્‌ગોપીજનોના હૃદયમાં અને બહાર નિરંતર અનુભવાતા પ્રેમ-ભાવ પુંજની મૂર્તિ છે. જેમને સંગીતનું જ્ઞાન હોય છે તેઓને તો ખબર હશે કે જ્યારે સારંગ વિભાસ ઇત્યાદિ કોઇ પણ રાગનું યથાર્થ જ્ઞાન થાય છે ત્યારે તદ્‌ભિજ્ઞો કહે છે કે તે રાગનું પ્રત્યક્ષ સ્વરૂપ ખડું થાય છે. તદનભિજ્ઞને તો રાગ અમૂર્તજ જણાશે. તેવીજ રીતે પરમ પ્રેમરૂપ આનંદરૂપ શૃંગારરસના અધિષ્ઠાતાનો સાક્ષાત્કાર પણ તદ્રસાભિજ્ઞનેજ થાય છે. તેવા તદ્રસાભિજ્ઞ અગર તન્નિષ્ઠાવાનનેજ રાસપંચાધ્યાયી, કે જયદેવનું ગીતગોવિન્દ અગર એવું રસસાહિત્ય પરમ ફલરૂપે નીવડે છે.

ભાગવતકાર અગર જયદેવ અગર સુરદાસાદિ પરમ ભકતોની શૃંગારરસની પરિભાષામાં જે આપણને દોષ જણાય છે, તે આપણા હૃદયનું માલિન્ય અગર અજ્ઞાન સૂચવે છે. ઉપર્યુકત દષ્ટિથી જો તેમાં પ્રવેશ કરવામાં આવે તો તેની નિર્દુષ્ટતા આપણને જણાયા વગર રહેશે નહિ. પરિભાષાનું દુષ્ટત્વ અગર નિર્દુષ્ટત્વ એ વાચકના હૃદય-વિકાસને અધીન છે.

જે સંપ્રદાયોમાં ગોપીજનવલ્લભને પરમ પ્રેમરૂપ માનીને તેનું પરમ ઉપાસ્યત્વ સ્વીકાર્યું છે તે લોકોએ કામરૂપી દોષોનો સ્વીકાર કરવાને નહિ પરંતુ કામરૂપ હૃદય રોગમાંથી પોતાને મુક્ત થવાને વાસ્તેજ છે. આજ કારણથી શ્રીશુકદેવજી 'રાસપંચાધ્યાયી' ને અંતે જણાવે છે.

विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः
श्रद्धान्वितोऽनुशृणुयादथ वर्णयेद्यः ।
भक्तिं परां भगवति प्रतिलभ्य कामं
हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥

અર્થાત્ વિષ્ણુનું રસાત્મક પુરુષોત્તમનું વ્રજવધૂ સાથેના રમણનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ વા વર્ણન એ કામરૂપી હૃદયરોગના નાશનું કારણ છે, એટલું જ નહિ પરંતુ પરમસુખ પરમ પ્રેમનું નિધાન, પરમ આસક્તિનું નિધાન, અને પરમ વ્યસનનું નિધાન એ પ્રેમપુંજ રસાત્મક શ્રીમદ્ગોપીજન વલ્લભ છે. એમ સ્ફુરતાં લૌકિક કામવાસના એવા મહાનુભાવીઓના હૃદયમાં ક્યાંથી ટકે તે સમજી શકાતું નથી. આવા મહાનુભાવીઓને કેવલ હરિજન-ગોપીજન વલ્લભજ રસોદ્બોધ કરી શકે છે. શ્રીમદ્વલ્લભાચાર્ય વેણુગીતના શ્રીસુબોધિનીજીના આરંભમાં સ્પષ્ટ રીતે આજ્ઞા કરે છે. [illegible]: प्रेमपूर्वैव प्रेमापि हरिणा कृतम्। उद्बोधकं च हरिणा कृतं ना[illegible]न केनचित् ॥ આ કારિકામાં લીલાસ્થ ભગવદીયોને પણ જ્યાં પ્રેમના ઉદ્બોધક માન્યા નથી, ત્યાં લૌકિક પુરુષ વા સ્ત્રી આ શ્રીગોપીજનવલ્લભના પ્રેમ માર્ગમાં, પરમરમણીય, વરણીય માર્ગમાં, કોઇ પણ રીતે ઉદ્બોધક કેમ થઇ શકે? ભગવલ્લીલાના દૃષ્ટાંતથી લોકોમાં તેવી

દુષ્ટ પ્રવૃત્તિ કરનાર કરાવનાર તો પરમ નિંદ્ય હોવાથી ત્યાજ્યજ છે. લૌકિકભોગ સ્વલ્પ અને ઘાતક હોવાથી સર્વથા સર્વદા ત્યાજ્યજ છે. (જુઓ શૃંગારરસમણ્ડનનો ઉપોદ્ઘાત.)

દયારામભાઈએ જે શૃંગારરસનું વર્ણન કર્યું છે તે જેને લૌકિકો કામ અર્થમાં સમજે છે તે નથી, પણ ઉપર્યુક્ત રસાત્મક પરમતત્ત્વજ છે. તેમણે પણ આ પરમ અલૌકિક રસનો લૌકિક પુરૂષો ભોગ કરી શકે તેટલા માટે ભાગવતકારની તથા જયદેવની પરિભાષા સ્વીકારી છે. આથી તેમની પરિભાષામાં કોઈ પણ રીતના દોષનું આરોપણ કરવું તે ઉચિત નથી. કવિ પોતે "સતસૈયાના" ૩૯ મા દુહામાં આ વિષયની આપણી શંકાને દૂર કરે છે. ત્યાં પોતે જણાવે છે.

નરવિહાર વરનન અશ્રે, સો સ્વરિતદ શ્રીરંગ;
જુરિધૃત ત્રિવહિ જિમિ અમી, હોઇ જુરાંકુસ સંગ.

મનુષ્યના વિહારનું વર્ણન કરવાથી અકલ્યાણ થાય છે, પણ શ્રીહરિના વિહારવર્ણનમાં તે પ્રકારની ભીતિ રાખવી નહિ. કારણકે તે નિર્મળ છે અને શુભ કરનાર છે. જેમ કોઈ માણસ જ્વરથી પીડિત હોય તેને ઘી આપ્યું હોય તો તે તેને વિષરૂપ નીવડે છે. પણ જો જ્વરાંકુશની ગોળી સાથે આપ્યું હોય તો તે અમૃતસમ બને છે. માટે વિહાર વર્ણન હરિના સંબંધે કલ્યાણરૂપ થાય છે.

આશ્ચર્યની વાત તો એ છે કે કાલીદાસાદિ કવિઓએ લૌકિક વિષયક કામનું આબેહૂબ વર્ણન છડેચોક કર્યું છે, છતાં આધુનિક વિદ્વાનો તે કવિઓની કવિત્વ શક્તિની પ્રશંસા કરી રહ્યા છે, અને તેને ઉત્તમ કવિ લેખે છે. જ્યારે દયારામે પોતાની સર્વ કૃતિઓમાં ભગવાનના જ યશ, ગુણ અને લીલાનાં વર્ણન કર્યાં છે, ત્યારે તેમને સદોષ ઠરાવે છે!

કાલીદાસાદિની કૃતિઓ ચિત્તમાં કામને ઉત્પન્ન કરીને તેને વિક્ષિપ્ત કરે છે, ચિત્તની શાન્તિને હરી લે છે. જો કે કાવ્ય તરીકે આનંદ આપે છે, પણ એ આનંદ લૌકિક વિષયક હોવાથી માત્ર આનંદાભાસજ છે, પણ જયદેવની ગીતગોવિંદ અગર નરસિંહ, દયારામ વગેરેનાં ભક્તિ પ્રધાન શૃંગારનાં વર્ણનો કામને હૃદયમાંથી નિર્મૂળ કરે છે. આ ભક્ત કવિઓના શૃંગાર રસનું પ્રયોજન ઉપર જણાવ્યું તે પ્રમાણે ભક્તિ ભાવને પોષણ કરવાનુંજ છે. આથી આ રસના વર્ણનથી ચિત્તમાં કોઇ પણ સમયે વિકાર થતો નથી. જેમ મોંઘા મૂલ્યનો હિરો મર્કટ પાસે જાય તો તેને જેમ તેની કિંમત નથી, તેમ જે અરસિક અને ભગવદ્ધર્મથી વિમુખ છે, તેઓ આ રસના વર્ણનની ઉત્કૃષ્ટતાને સમજી શકતા નથી. જે લોકો માત્ર નીતિનો ડોળ ઘાલીને દયારામના આ નિર્દોષ શૃંગાર રસને કામ સંજ્ઞા આપીને નિંદા કરતા હોય તો તે ભલે તે પ્રમાણે કરો, પણ તેથી દયારામભાઇનો પવિત્ર સ્થૂળ દેહ અગર અક્ષર દેહ કોઇ પણ રીતે દૂષિત છે, તેમ કહી શકાશે નહિ. જો અક્ષર દેહ એ સૂક્ષ્મ દેહની માત્ર છાયા જ છે, અને સૂક્ષ્મ દેહ સ્થૂળ દેહની ક્રિયાઓથી ઘડાય છે, એવા સિદ્ધાન્તમાં કોઇ પણ તથ્ય હોય તો દયારામભાઇના અક્ષર દેહ ઉપરથી તેમનો સ્થૂલ દેહ પણ કેવો નિષ્કલંક હતો તે સર્વ કોઇ સમજી શકશે. દયારામ પોતેજ કહે છે કે દુનિઆમાં મોટામાં મોટો શત્રુ કામ છે, માટે તેને પ્રથમ જીતવો જોઈએ. જ્યાં સુધી તેને જીત્યો નથી ત્યાં સુધી કદી પણ ભક્તિ માર્ગમાં પ્રવેશ થઇ શકશે નહિ. ભક્તિ નગરીનો જબરજસ્ત લૂટારો તે કામ છે. આ કામને પ્રથમ જીતવો જોઇએ. કામને જીતવો એટલે કંઇ એને બાળીને ભસ્મ કરવાનો નથી, પણ જેમ પારસમ-

ણિના સ્પર્શથી લોહનું સુવર્ણ થઈ જાય છે, તેમ આ કામને ભગવદ્ભાવના સ્પર્શથી નિર્દુષ્ટ રસરૂપ બનાવવો જોઈએ; નહિ તો કામાદિ જીતવાનું વિશેષ પ્રયોજન નથી. માટે જ એક ગરબીમાં કહે છે.

જીવ જાણીલે, જાર પ્રીત જુગદીશ વિના નવ સારી.

દુનિઆમાં જેને જારપ્રીત કહેવામાં આવે છે, તેના પ્રતિ તેમનો તિરસ્કાર હતો તે આ પંક્તિ ઉપરથી જણાય છે. જો જાર પ્રીતિ રાખવી હોય તો તે પ્રભુ પ્રતિજ રાખો. પણ કવિનો ભાવાર્થ આટલામાં જ સમાતો નથી. ભાગવતમાં કહ્યું છે કે,

**कामं क्रोधं भयं स्नेहमैक्यं सौहृदमेव वा ।**
**नित्यं हरौ विदधतो यान्ति तन्मयतां हि ते ॥**
(૧૦-૨૬-૧૫)

કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય અગર સોહ્રદભાવ—આમાંથી ગમે તે ભાવ પ્રભુમાં રાખે તો તે પ્રભુમય બની જાય છે. ક્રોધ ભાવ રાખનારને જો પ્રભુ કૃતાર્થ કરે છે તો પછી પ્રભુમાં કામ કરનારને શા માટે કૃતાર્થ ન કરે ? તેને પણ કૃતાર્થ કરે છે જ. પણ આજ અધ્યાયના ૧૧ મા શ્લોકમાં કહ્યું છે કે—

**तमेव परमात्मानं जारबुद्ध्यापि सङ्गताः ।**
**जहुर्गुणमयं देहं सद्यः प्रक्षीणबन्धनाः ॥**

તે પરમાત્માનું જેમણે જારબુદ્ધિથી ધ્યાન કર્યું હતું તેમનાં પણ બંધનોનો ક્ષય થયો અને પોતાના ગુણમય દેહનો ત્યાગ કર્યો. અર્થાત્ પ્રભુમાં જાર પ્રીતિ રાખનારને પણ પ્રભુ ફળ આપે છે, પણ આ ફળ તો સાયુજ્ય મોક્ષ છે. આથી પરમ રસનો અનુભવ થતો નથી, માટેજ જો પરમ રસનો સાક્ષાત્કાર કરવો હોય તો પ્રભુને જાર

બુદ્ધિથી સેવવા નહિ પણ જેમ સત્સ્ત્રી સત્પતિનું સેવન કરે છે તે પ્રમાણે સેવન કરવું જોઇએ. એમાં રસાભાસની ભીતિ રહેતી નથી. બાકી કેવળ કામને જીત્યાથી કંઇ પણ ફળ નથી. તે દયારામભાઇ નીચેની પંક્તિઓમાં જણાવે છે—

" કામ જીત્યો ત્યારે વધ્યો એક વ્યંડળ ક્રોધ જીતે વધ્યો વૃક્ષરે;
લોભ જીત્યો ત્યારે વધ્યો એક અજગર,
જો હરિ ભાવ નથીરે ભાવ નથી "

સર્વનું મૂળ ભગવદ્દભાવ છે એમ દયારામભાઇ અત્ર નિવેદન કરે છે. પ્રભુમાં સ્નેહ હોય તો કામાદિનું જીતવું સફળ છે, નહિ તો સર્વ સાધનો એકડા વિનાનાં મીંડાં બરાબર છે. દયારામભાઇના શૃંગાર રસમાં આ દૃષ્ટિ બિન્દુ સમાયેલું છે, અને આ સાંપ્રદાયિક પરમ સિદ્ધાન્તને લક્ષ્યમાં રાખીને દયારામનાં કાવ્યો અવલોકવવામાં આવશે તો, જે ટીકાકારો તેમાં દોષારોપણ કરે છે, તેઓ તેમ કરી શકશે નહિ.

હવે આપણે દયારામભાઇની ગરબીઓમાંથી તેમની શૃંગાર રસની ભાવના પ્રકટ કરતાં કેટલાંક દૃષ્ટાંતો લઇએ.

આઠ કુવાને નવ વાવડીરે લોલ, સોલસેં પનિહારની હાર;
માહારા વાલાજી હો, હાવાં નહિ જાઉં મહિ વેચવારે લોલ. ટેક
સોના તે કેરૂં માહારૂં બેહેડલુંરે લોલ, ઉઢેણી રત્ન જડાવ; માહા ૧
કેડ મરડીને ઘડો મેં ભર્યોરે લોલ, તુટયો માહારો નવસર હાર ૨
કાંઠે તે ઉભો કાનજીરે લોલ, ભાઇ મુને ઘડુલો ચ્હડાવ. ૩
હું તુંને ઘડુલો જો ચ્હડાવુંરે લોલ, થાય માહારા ઘર કેરી નાર. ૪
તુજ સરખા ગોવાળિયારે લોલ, તે તો માહારા બાપના ગુલામ, ૫

તુજ સરખી ગોવાલણીરે લોલ, તે તો માહારા પગની પેજાર ૬
દયાના પ્રીતમ પ્રભુ પાતળારે લોલ, તેતો માહારા પ્રાણના આધાર ૭.

આ શૃંગારરસની ગરબીનું પરમ હાર્દ "સોના તે કેરૂં માહારૂં એહેડલુંરે" ઇત્યાદિ પંક્તિઓથી વિશેષ રીતે સ્ફુટ થાય છે. ગોપી જળરસ ભરવાને કુવાને કાંઠે જાય છે. અહિંઆં સંસારને કુવાની ઉપમાથી સમજતાં અર્થ બરાબર સમજાશે. સંસારરૂપી ઉંડા કુવામાંથી પ્રભુ રસ રૂપી જળ પ્રાપ્ત કરનાર ગોપી–ભક્ત હૃદય કેવું હોવું જોઇએ? તે રસને કેવા પાત્રમાં રાખવો જોઇએ? તે કહે છે કે "સોનાના એહેડામાં"–સુવર્ણસમ–વિશુદ્ધ બનેલા હૃદયમાંજ પ્રભુ પ્રેમનો રસ રહી શકે માટે ગોપી સોનાનું એહેડું લઈને જળ ભરવાને જાય છે. હૃદયની શુદ્ધિ ચારિત્ર્યના આધારે ટકી રહે છે, અને તે ચારિત્ર્ય જ્ઞાનથી દીપવું જોઇએ. જ્ઞાનને શાસ્ત્રમાં જ્યોતિઃ પ્રકાશ કહ્યું છે અને ઉપલક્ષણથી જ્યોતિઃ યુક્ત વસ્તુ અર્થાત્ રત્ન અર્થ કર્યો છે. માટે અહિંઆં રત્નજડિત ઉઢેણીને સોનાનું એહું ટકાવી રાખવાને અતિ ઉપયોગી છે એમ કહ્યું છે. કુવામાંથી જે જળ ખેંચવાનું છે તે પરિશ્રમ કર્યા વગર એકદમ બહાર કઢાતું નથી. માટે ગોપી કહે છે કે જળ કહાડતાં મારી કેડ મેં મરડી અર્થાત્ પરિશ્રમ યાતો પ્રયત્ન વગર પ્રભુ પ્રેમ પ્રાપ્ત થઇ શકતો નથી. કેડ મરડીને જળ બહેડામાં ભરવા જતાં ગોપીની ગ્રીવામાં નવસેરોનો હાર હતો, તે એકદમ તૂટી ગયો. અહિંઆં નવસેરનો હાર એટલે નવધા ભક્તિ સમજવાની છે. જ્યારે ભક્તમાં પ્રેમ લક્ષણા ભક્તિ ઉદય પામે છે ત્યારે શ્રવણાદિ નવધાભક્તિ આપો આપ ખસી જાય છે. નવધા ભક્તિ પ્રતિ ભક્તના ચિત્તની રૂચિ રહેતી નથી. માટે અહિંઆં કહે છે કે "તૂટયો મારો નવસરહાર" આ સમયે

કુવાના કાંઠા ઉપર કૃષ્ણ ઉભા હતા, તેમણે જોયું કે આ ગોપી કુવામાંથી જળ ખેંચી રહી છે તો તેની સાથે હું થોડોક વિનોદ કરૂં, તેટલા માટે પોતે તેના બહેડા તરફ કાંકરી મારે છે. જો બહેડું સામાન્ય માટીનું હશે તો તે ફુટી જશે અને બીજી કોઇ પણ ધાતુનું હશે તો નહિ ફુટે. શ્રીકૃષ્ણે કાંકરી મારી તો પણ તે બહેડું ફુટયું નહિ એટલે તેમની ખાત્રી થઇ કે જળપાત્ર (હૃદય) તો દૃઢ છે. એટલે માંહિ સ્થિત જળનું બહિઃનિઃસરણ થશે નહિ. અર્થાત્ જ્યારે ભક્ત નવધા ભકિત જે સાધનરૂપ ભકિત છે તેનો ત્યાગ કરીને પ્રેમલક્ષણામાં પ્રવેશ કરે છે, ત્યારે પ્રભુ તેની પાસે આવીને ઉભા રહે છે. એટલે તેવા ભક્તને પ્રભુ પ્રાપ્ત થતાં વધુ વિલંબ લાગતી નથી. જો કે આ રીતે તે પ્રભુની સમીપ છે અને પ્રભુ પોતે તેને પ્રાપ્ત થવાને ઇચ્છે છે, છતાં પણ પ્રભુ આ સમયે તેના હૃદયની પરીક્ષા કરે છે. કારણ કે જો હૃદય શુદ્ધ હશે નહિ તો પછી પ્રભુ પ્રેમનો રસ ત્યાં સ્થિત સ્થિત રહી શકશે નહિ. તેથી કાંકરી મારીને અર્થાત્ પરીક્ષા કરીને તે હૃદયની વિશુદ્ધિનો ક્યાસ પોતે કરી લે છે.

ભક્ત તો એમ સમજે છે કે હૃદયની શુદ્ધિ ટકાવી રાખવી તે જીવના સામર્થ્યથી નહિ, પણ પ્રભુની કૃપાથી જ થઇ શકે છે. માટે અહિંઆં 'બેહેડુ' માથા ઉપર ચડાવવા કૃષ્ણને ગોપી વિનંતિ કરે છે. અર્થાત્ રસયુક્ત હૃદય ધારણ કરવાને ભક્ત પ્રભુની સાહાય્ય માગે છે. જ્યારે ભક્ત પ્રેમલક્ષણામાં આગળ વધે છે ત્યારે પ્રભુ પોતાના ગૌરવનું ભાન ભૂલી જાય છે અને જીવની સાથે કોઈ પણ જાતના પ્રતિબંધ સિવાય તેનો પ્રેમભાવ વધારવાને, અગર જો એનું સ્ખલન થતું હોય તો તેમાંથી તેને અટકાવવાને, ઇચ્છામાં આવે તે પ્રમાણે

છૂટ લે છે; કારણકે સ્નેહશાસ્ત્રમાં વિધિનિષેધના નિયમોનું પાલન થતું નથી. પ્રેમીઓના પ્રેમપન્થો લૌકિકોને વક્ર લાગે છે પણ તેમને તો તે ઋજુ હોય છે. માટે અહિંઆં કૃષ્ણને ગોપી કહે છે કે જો 'તું મારા ઘરની નાર થાય તો જ હું તને બેહેડું ચઢાવું.' અર્થાત્ સત્પત્ની પોતાના સત્પતિને જે શુદ્ધ અને નિર્મળ ભાવથી સેવે છે તેવોજ ભાવ જો પ્રભુ પ્રતિ રાખવામાં આવે તો જ રસ યુક્ત હૃદયની સ્થિતિનું નિર્વહણ પ્રભુ કરે.

આવો સુંદર આશય આ ગરબીમાંથી સમજાય છે. આમાં લૌકિક શૃંગારનો છાંટો માત્ર પણ નથી. ફક્ત લૌકિક શૃંગારની પરિભાષાથી વર્ણન કર્યું છે, પણ સહૃદય અને વિશુદ્ધ ચરિત્રવાળાઓતો કવિઓના ગૂઢ આશયોને એકદમ સમજી જાય છે.

રાધે તું પ્યારીને બીજુ અવર ન કોઈ,
જેને જગત્ મોહ્યું તે તો તુંને રહ્યો મોહી. રાધે તું. ૧

ગોકુળની ગોરી સહૂ એની પુંઠે ભમે છે,
તેરે વ્હાલાને ત્હારી ગાળો ગમે છે. રાધે તું. ૨

વ્રજવામા સહુને એ નાક ઘસાવે,
તેરે વહાલો તાહારે ઘેર વણ તેડ્યો આવે. રાધે તું. ૩

હું પણ જાણું એહેનુ મળવૂં કયાંથી,
ક્ષણું એક અળગો ન થાય તારે ત્યાંહાંથી. રાધે તું. ૪

તેં વશ કીધો રાધે દયાનો પ્રભુજી,
હું નવ જાણું તેં તે કઇ ગોર પૂજી. રાધે તું. ૫

આમાં રસનીસિદ્ધિ—સિદ્ધિ શક્તિરૂપ રાધાને રસ સ્વરૂપ—કૃષ્ણ

વશ થાય છે, પણ ગોકુળની સૌ ગોપીઓ પુઠે ભમે છે—સામર્થ્ય શક્તિઓરૂપી ગોપીઓ છતાં પણ તે તેમને વશ થતા નથી.

રસરૂપ બ્રહ્મ સર્વદા પોતાની સિદ્ધિ શક્તિ સાથે અન્વિતજ છે એવા ગૂઢાર્થ અને રમણીય અર્થનું સૂચન કવિ પોતાની ભાષામાં કરે છે. હવે આપણે બીજી ગરબી લઇએ,

આવોની માહારે ઘેર માણવા.

હોજી રાજ આવોની માહરે ઘેર માણવા ટેક.

પ્રેમ રસ પ્યાલો તે પીવાને પાવા, જોબન તૂરિને પલાણવા. હો•
પડતી રાતે પધારજો પ્રીતમ, કોઇ નથી બેઠું જાણવા. હો•
માહરી શેરીના છે સંત સાધુ, પરની ન વાત બેશે છાણવા. હો•
પ્રભાતે જાતાં કોઇ પૂછશે તો કહીશું, તેડયા તા વલોણું તાણવા હો•
સર્વ તજે પણ સમો સંભાળે, રસિઆ તે પરમાણવા. હો•
રાજની રૂપાળી છબે ચિત્ત માહારૂં ચોર્યું, સમર્થ નથી વખાણવા હો•
ઘણા દીની આશા મારા મનમાં દયા પ્રભુ.
મહારે મહેલે એક માર માણવા. હોજીરાજ.

પ્રેમ રસનું પાન પરસ્પર થવું જોઇએ માટે તેનું પાન કરવા તથા કરાવવા ભક્ત (ગોપી) પ્રભુને કૃષ્ણને કેવી રીતે નિમંત્રણ કરે છે તે ભાવ આ ગરબીમાં કવિએ જણાવ્યો છે. પ્રેમ રસનો પ્યાલો જાતે પીવાને તેમજ પાવાને નિમંત્રણ કરવામાં આવ્યું છે એટલુંજ નહિ પણ 'જોબન તૂરીને પલાણવાને' પણ આમંત્રણ કરે છે. અર્થાત્ ભાવનું ઔત્કટય હોય તોજ પ્રભુ તે હૃદયમાં આસન કરે છે. પ્રીતિ રસ સર્વને સુલભ નથી. ફક્ત વિરલાઓજ તેને પીછાણી શકે છે અને

તેમાં કોકજ તેનો અનુભવ કરી શકે છે. સામાન્ય રીતે અખિલ સંસાર તેથી વિમુખ છે તેઓ તો અજ્ઞાન જન્ય અને અહંતા મમતાત્મક સંસારની રાત્રિમાં ગોથાં ખાયા કરે છે, પણ પ્રેમ માર્ગના દિવ્ય પંથે વિચરનારાઓને પ્રભુની સાથે રસ ક્રીડાનો અનુભવ કરવાને સુંદર અને રમણીય અવસર છે તેથી જ્યારે સંસારના લોકો વિષયાસક્ત બને છે ત્યારે આ ભક્ત ભક્તિના ઉચ્ચ શૃંગ ઉપર વિહાર કરે છે. માટે અહિંઆં ગોપી કૃષ્ણને અત્રે આવવાને કહે છે. ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે કે **या निशा सर्वभूतानां यस्यां जागर्ति संयमी। यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः** જે નિશા સર્વ ભૂતોની છે તેમાં સંયમી પુરૂષો જાગે છે અને જેમાં ભૂત પ્રાણીઓ જાગ્રત્ રહે છે તે સંયમીની નિંશા છે. તેજ પ્રમાણે ભક્તનાં જીવન અને સંસારીનાં જીવન સંબંધી સમજવાનું છે. પ્રભુને રાત્રે પધારવાનું નિમંત્રણ ગોપી કરે છે. તેનું કારણ એ છે કે તે સમયે જે રતિ રસનો અનુભવ કરવામાં આવશે તે સંસારના વિષયમાં આસક્ત બનેલા પામર જીવો તેને સમજી શકશે નહિ. આથી ભક્તના હૃદયમાં રહેલા શુદ્ધ ભાવનું ગોપન થશે. ભક્ત હૃદયનો શુદ્ધ ભાવ હમેશાં ગોપ્ય થવો જોઇએ. તેને પ્રકટ કરવાથી રસાભાસ થઇ જાય છે. ગોપી કહે છે ' આપણી રસ ક્રીડા ગુપ્તજ રહેશે ' તે કોઇના જાણવામાં આવશે નહિ કારણ કે મારા પાડોશીઓ તે સાધુઓ છે ભક્તો છે. તેથી તેઓ બીજાની વાતમાં માથું મારતા નથી. કોઇ ભક્તને પ્રભુ પ્રેમનો અનુભવ થયો હોય તો તેને સંસારના લોકોની માફક બહાર ખુલ્લો કરતા નથી. આ રીતે ભકતે પ્રભુ પ્રતિ પોતાનો ભાવ કેવો રાખવો તેનું ઉદાહરણ આ ગરબીમાં આપ્યું છે. દયારામકૃત

કાવ્યસંગ્રહના ગરબી સંગ્રહમાંની ગરબી ૩૨ માં ગોપિકા નીચે પ્રમાણે પ્રભુને કહે છે.

"શ્રી જમૂનાતેજીના ઘાટમાંરે લોલ, રોકી રાખી છે મુને વાટમાંરે લોલ
મારી નણંદ સૈયર સાથમાંરે લોલ,
તાળી માં દેશો હશી હાથમાંરે લોલ.
માહારો પાલવ પણ શું સાહાવછોરે લોલ,
ડાહ્યા થૈ કાં ઘેલા થાવછોરે લોલ.
વહાલા વાત કહું તે ધરો ધ્યાનમાંરે લોલ,
સમજી જાઓને પ્રભુ સાનમાંરે લોલ.
વાટમાં વાત ના કીજીયેરે લોલ, દુરીજન લોકથી બીહીજીયેરે લોલ.
ઇત્યાદિ.

ગોપી પોતાની સૈયરો તથા ઇતર સંબંધીઓના સાથમાં શ્રી યમુનાજીના ઘાટ ઉપર જાય છે. ત્યાં કૃષ્ણ તેનો પાલવ તાણે છે તે સમયે તેમ નહિ કરવાને ગોપી કૃષ્ણને વિનવે છે. આ ગરબીમાં એવો ગૂઢાર્થ રહેલો છે કે જેઓને પ્રભુ રસની તાલાવેલી લાગી છે અને તે રસમાં મગ્ન થયા હોય છે તેઓ, તે રસને, સંસાર સંબંધી વા ઇતર મનુષ્યથી ગોપ્ય રાખે છે. તેને તેઓ કદી પણ પ્રકટ કરતા નથી. પ્રભુ સાક્ષાત્ તેમના હૃદયમાં પધારે અને તેમને રસની સ્ફૂર્તિ યા રસાનુભવ થાય તો પણ તેને તેઓ ગુપ્ત રાખે છે.

માણીગર આવો, મ્હારે મોહોલે માણીગર આવો,
લાલ શાંને લોચન લલચાવો, માહારે મોહોલે,
ઘણા દિવસની ગવાઉ છું જૂહી, તે આજ લઇએ લ્હાવો. માહારે
ના નવ્ય કહેશો ક્યાંહાં કોહો મળશે, એવો અવસર આહાવો માહારે.

મન માની મોજે માંણીશે, ફરી તો નહિ ફાવો. માહારે.
જ્યારે ત્યારે પણ હું છું તમારી, સીદને તરસાવો. માહારે.
અધર સુધારસ સુખનો સાગર, આજ પીયોને પાવો. માહારે.
રસીક રાજ્ય છો દયાના પ્રીતમ, માટે માહારો દાવો. માહારે.

આમાં ભક્ત હ્રદય પ્રભુને પ્રાપ્ત કરવાને કેટલું ઉત્સુક અને ઉત્કટભાવનાયુક્ત છે તેનું દર્શન થઇ શકે છે. હ્રદય સ્થિતભાવને પ્રત્યક્ષ કરવાને ભક્તનાં નેત્ર કેટલાં ઇંતિજાર છે તે બીજી પંક્તિમાં સૂચવ્યું છે. ભક્ત કહે છે કે ઘણા દિવસથી હું આપના દર્શનનો ઉત્સુક છું. આજે દર્શન મને આપશો, કાલે આપશો એ આશા-માંને આશામાં હું દિવસ વ્યતીત કરૂં છું; પણ હજુ સુધી આપની કૃપા મારા ઉપર ઉતરી નથી. એટલે આપના દર્શનનો પ્રત્યક્ષ અનુભવ કરવાને હું હજુ પણ પાત્ર બન્યો નથી. એ વિચારથી હે પ્રભુ મારૂં મન મૂઝાય છે. હવે હું શું કરૂં કે જેથી આપનાં દર્શન કરી શકું એ વિચાર અહોનિશ થાય છે વિચારમાં મારી બુદ્ધ પણ નબળી પડી ગઈ. હ્રદય વિરહાગ્નિની જવાળાથી અતિ સંતપ્ત બન્યું છે. તો આપના વિપ્રયોગનું-વિરહનું અસહનીય દુઃખ શાન્ત થાય તેમ આપ હવે કરો. આ રીતે ભક્તહૃદય પ્રભુને પ્રાપ્ત કરવાને કેટલું ઉત્સુક છે તે આ ગરબીમાં જણાવ્યું છે. આમાં ભાવનાની ઉત્કૃષ્ટના વર્ણી છે.

આ રીતે અત્યન્ત દર્શનોત્સુક અને વિરહાતુર ભક્તહૃદયને પ્રભુના રસનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તે કેટલા બધા આનંદમાં આવી તે મસ્ત થઇને ફુલે છે તેનું નિરૂપણ નીચેની ગરબીમાં કવિ કહે છે.

આવ્યા વહાલો ફૂલી અલબેલી, ત્રેહે દુઃખ નાંખ્યું છે રેલી.
આવ્યા વહાલો ફૂલી અલબેલી.

શ્યામ સુંદર વરનું મુખ નીરખીને, ગોપીકા થઇ ઘેલી—આવ્યા વહાલો. ૧
અંતર અગ્નિ હોલાયો વિરહ, થઇ આનંદની હેલી—આવ્યા વહાલો. ૨
ત્યમ કુલી જ્યમ પામે રંક, મહારત્ન મણી થેલી-આવ્યા વહાલો ૩
શ્રી મહાલક્ષ્મીજી તે દુર્લભ વસ્તુ, તે પ્રેમે થઇ સેહેલી—આવ્યા વહાલો ૪
દયાના પ્રીતમજીની સંગે રમતાં, વાધી વ્હાલ તણીવેલી—આવ્યા વહાલો ૫

જ્યમ રંકને મણીની થેલી પ્રાપ્ત થાય ત્યારે તેને અપૂર્વ આનંદ થાય છે તેમ ભકતને પ્રભુના રસનો સાક્ષાત્કાર થતાં થાય છે. આ ગરબી તથા એવી અન્ય ગરબીઓમાં દયારામભાઇએ *ગોવર્ધનરામ કહે છે તે પ્રમાણે વંઠેલી જેવી લોકલાજને ન ગણતી કૃષ્ણ સાથે વ્યભિચાર વાસના રાખતાં ગોપીઓની જારપ્રીતિરૂપ ભકતયોગનું વર્ણન કર્યું નથી તે ઉપરની દૃષ્ટિથી આ ગરબીઓ વાંચનારને માલુમ પડશે. દયારામના દરેક કાવ્યનું મર્મસ્થાન રસ છે. તે રસ અગર પ્રેમ લક્ષણાભક્તિ એમના અખિલ અક્ષરદેહમાં વ્યાપી રહ્યા છે. તે રસ દયારામના અક્ષરદેહનો આત્મા છે. આત્માથી જ આ અક્ષરદેહનું ચૈતન્ય તથા ગતિ ઇત્યાદિકાર્ય સંભવી શકે છે. જો આ રસરૂપી આત્માનું ચૈતન્ય કવિના અક્ષરદેહમાં ન હોત તો તે અક્ષરદેહ શબવત્ નિચેષ્ટ અને જડરૂપ ગણાત અને તેથી તેનો પ્રકાશ જે આપણે અદ્યાપિ ઝીલીએ છીએ તે ન ઝીલાત. દયારામભાઇની પ્રેમ લક્ષણા ભક્તિમાં યોગનો જે સંભ્રમ કરવામાં આવે છે તે એક ગંભીર ભૂલ છે. આ ભેદ દયારામ પોતેજ નીચેની પંક્તિઓમાં જણાવે છે.

જોગતો તેને જોઇએરે, જેનું મન જગતમાં ભમે,
તે તો અચળ અમારૂંરે, ચિત્ત રસિયામાં રમે,

* જુઓ દયારામનો ' અક્ષર દેહ ' ૮૯

જેનું મન માને રે, જોગ સુખેથી ગ્રહો,
અમો તો એહ માગું રે, પ્રીતમજીશું પ્રીત રહો.

વળી—

જ્ઞાનીની ગતિ નવ પહોંચેરે, પ્રેમરસ પ્રેમીને જરે,
જેમ દુધ સિંઘણી કેરૂં રે, સિંઘણ સુત હોય તોજ ઠરે,
એ પ્રેમ પરમ આનંદરસ રે, રખે વિષય રસ મન આણે.
એમાં શુક મુનિને શિવ છાકયારે, તે શું કામી જન જાણે.
જેણે કામને મોહ પમાડયોરે, તે પ્રભુ કામે વશ કયમ થાયે,
એ કૃષ્ણ ક્રીડા રસ ગાતાંરે, કામ રોગ ઉરથી જાયે.

આ પ્રેમ રસને વિષય તુલ્ય ગણનાર તે પ્રેમ સમજી શકતો નથી એવું પણ આમાં કહ્યું છે. યોગ કેવો છે તો તે કહે છે—

અજીઠા સરખા જોગને શું પાથરીએ કે ઓઢીએ?
પ્રત્યક્ષ પાવક પરહરી, શિદ પત્થરમાં શિર ફોડીએ?

અર્થાત્ દયારામના સિદ્ધાન્તાનુસાર યોગ અને ભક્તિમાં ઘણોજ ભેદ છે, તો પછી તે ઉભય અભિન્ન છે, એમ કલ્પી લઇને તેમની, રસાત્મક બ્રહ્મના પરમસૌંદર્ય નિરૂપક ગરબીમાં યોગ દૃષ્ટિનો આરોપ શી રીતે ઘટાવી શકાય તે સમજી શકાતું નથી?

અહિં આપણે નીચેની પંક્તિઓ જેમાં ગોવર્ધનરામ યોગદૃષ્ટિનું આરોપણ કરે છે તે ઉતારીએ.

આપો દધિનું દાણ નાગરી, એ લાગ્યું મમ ચિત્ત;
તમારે કાજે નિત્ય હું ઉભો, અર્પો તન મન વિત્ત,
વૃન્દાવનમાં ધેનુ ચરાવું, માગું ગોરસ દાન;
નાના ખેલ સખાસંગ ખેલું, પીયૂષ પીઉ સ્તનપાન,

અલિ ગ્વાલિની ! મહામત્ત વચન એ બોલું કરી વિચાર;
અચળ રાજ્ય ગોવર્ધન મ્હારૂં, વૃન્દાવન મોઝાર.

*　　*　　*　　*

ચોરી કરૂં ભક્તના ચિત્તની વળી દધિનવનીત,
સખા વૃન્દ સઉ મિત્ર અમારા, મહારાજ રજનીત.

×　　×　　×　　×

કમળ કોશમાં વસે મધુપ જેમ ભૂમિ રહે મોરાર
દુધ દહીનો નાત બનાવે વાત કરે ગોપાળ +

૧૩ પ્રા–કા–મા. પૃ. ૨૩૩

આમાં સાક્ષરવર્ય કહે છે કે યોગીની એક અવસ્થામાં ઇન્દ્રિયો અંતર્યુક્ત થાય છે તે ઇન્દ્રિયો રૂપ ગાયોને શ્રીકૃષ્ણ વેણુનાદથી અંતર્મુખ કરે છે. એટલે બહાર દોડીજતી અટકાવી તેમને અંતર્મુખ રહી ચરવાની ગોચર ભૂમિમાં તેમને કૃષ્ણ અને ગોકુળના ગોવાળો ચરાવે છે * * * એ ગોચર ભૂમિનો એક ભાગ ગોવર્ધન–ગિરિ (ચિદાકાશ) માં છે. એ ગાયોનું (ઇન્દ્રિયોનું) દોહન કરનાર ભકતો પાસે તેમણે દોહેલા ગોરસનું અને ગોરસના બનેલા પદાર્થનું દાણ કૃષ્ણ લુંટીને પણ લે છે. અર્થાત્ અંતર્મુખ થયેલી ઇન્દ્રિયોમાંથી ધ્યાનના વિષય થયેલા પ્રત્યયો એકાગ્ર વિષયો વગેરે પોતાની ભણી આકર્ષી લે છે. આ રીતનું રહસ્ય એમાં સમાયેલું છે. અર્થાત્ શ્રીયુત ગોવર્ધનભાઇ આ ગરબીનું રહસ્ય યોગની પરિભાષામાં સમજાવે છે. સંપ્રદાયમાં યોગનું સ્થાન છે, ખરૂં પણ ત્યાં યોગને પતંજલી જે

---

+ જુઓ 'દયારામનો અક્ષર દેહ' પૃ. ૮૯–૯૦

અર્થમાં લે છે તે અર્થમાં નથી, ભગવદ્ ભક્તિ બરાબર થઇ શકે તેટલા માટે ચિત્તનો નિરોધ કરીને પ્રભુમાં જોડવામાં યોગ આવશ્યક છે; પણ આ યોગ ગોવર્ધનભાઇએ જે જે પતંજલીની પરિભાષાને અનુસાર સમજાવ્યો છે તેથી ભિન્ન છે. ઉપરની ગરબી ભક્તિમાર્ગની પરિભાષામાં નીચે પ્રમાણે સમજી શકાય.

વૃંદાવનભૂમિમાં ગોવર્ધન ગિરિના પ્રદેશમાં કૃષ્ણ અને અન્ય ગોવાળો ધેનુ ચરાવે છે તે સમયે વ્રજની ગોપીઓ દહિ વેચવાને જાય છે. ત્યારે રસ્તામાં કૃષ્ણ તેમને અટકાવીને તેમની પાસેથી દાણ માગે છે. તે સમયે કૃષ્ણ ગોપીને પોતાનો દાણ માગવાનો અધિકાર શાથી છે તે કહે છે.

ઉપર ઉપરથી વાંચનાર આ ગરબીમાંથી આટલુંજ સમજે છે પણ ભક્તિ માર્ગની દૃષ્ટિથી વાંચવાથી તેનું પરમ રહસ્ય ખુલ્લું થાય છે. કૃષ્ણ એટલે આનંદસ્વરૂપ રસાત્મક પરબ્રહ્મ તે વૃન્દાવનમાં–વૃન્દા એટલે ભક્તિ. ભક્તિ પ્રદેશમાં વૃન્દા એટલે સ્ત્રી અર્થાત્ સ્ત્રૈણભાવથી પ્રભુને પ્રાપ્ત કરાવનાર–પ્રેમ લક્ષણા ભક્તિના પ્રદેશમાં ગાયોને ચરાવે છે. ગાય અગર ધેનુને માટે સંસ્કૃતમાં "ગો" શબ્દ છે. ગોના અનેક અર્થ થાય છે. તેમાંથી અહિંઆં "વાક્" અનુકૂળ છે. અર્થાત્ શ્રુતિનાં વચનો, તેને પોતે વૃંદાવનની ભૂમિમાં ચરાવે છે, એટલે ભક્તિના પ્રદેશમાં શ્રુતિ વિચરે છે. શ્રુતિના વચનોનું તારતમ્ય ભક્તિમાં છે એવો અર્થ આમાંથી ફલિત થાય છે. બ્રહ્મ વિષયક શ્રુતિઓની ગતિ ભક્તિમાં જ છે. તે ભક્તિના પ્રદેશમાં ચરવાથી તેમને પોષણ મળે છે. ભક્તિમાં જ શ્રુતિનાં વચનોની સાર્થકતા છે એમ આથી સ્પષ્ટ થાય છે. વૃંદાવનની ભૂમિમાં ગોવર્ધન ગિરિની આજુબાજુ આ ગાયો ચરે છે તેથી તેમનું

પોષણ થાય છે. ગોવર્ધન એટલે ગોની વૃદ્ધિ કરનાર પોષણ કરનાર એવો ગિરિ. અર્થાત્ બ્રહ્મસૂત્રોમાં શ્રુતિના અર્થના રહસ્યનું સંરક્ષણ કરવામાં આવ્યું છે, પણ તે બ્રહ્મસૂત્રમાં સામાન્ય બુદ્ધિવાળાનો પ્રવેશ થતો નથી તેથી તેમને તે ઘણો કઠણ હોય છે. તેથી તેને અહિંઆં ગોવર્ધનગિરિ કહ્યો છે. આ ગોવર્ધનગિરિ વૃંદાવનની ભૂમિમાં જ છે. બ્રહ્મસૂત્રોનું તાત્પર્ય ભક્તિમાં છે, તે ભક્તિ પ્રદેશમાંજ છે. ભક્તિ જ બ્રહ્મ પ્રાપ્ય છે. એવો પરમબોધ તેમાં સમાયલો છે. આ ભૂમિમાં થઇને દધિ વેચવા જનારની પાસે કૃષ્ણ દાણ માગે છે. ભક્તિ પ્રદેશમાં થઇને વિચરનારને કંઇક આપવું પડે છે–કંઇક ત્યાગવું પડે છે. ત્યાગ વગર તે તેને લભ્ય નથી. ત્યાગરૂપી દાણ પ્રભુને આપવું પડે છે, દધિ એ ઘૃત–સ્નેહજનક છે. એટલે સ્નેહમાર્ગમાં પ્રવેશ કરતા પહેલાં ભક્તે શું શું આવશ્યક રીતે કરવું જોઇએ તે અહિંઆં જણાવ્યું છે. અહિંઆં ભગવાન્ દાણમાં ગોપી પાસે તન, મન, અને વિત્ત માગે છે. પ્રભુ પ્રેમની સિદ્ધિ માટે ભક્તે સેવા કરવી જોઇએ. સેવાના ત્રણ પ્રકાર છે, તનુજા ( દેહથી થતી ) વિત્તજા ( દ્રવ્યથી થતી ) અને માનસિક ( મનથી થતી )–આ ત્રણ પ્રકારની સેવા એક પછી એક બની આવે તોજ તેને દહિં વેચવા જવાનો પ્રેમમાર્ગના ઉપલક્ષક ભક્તિમાર્ગમાં થઇને પસાર થવાનો અધિકાર છે.

આ ગરબીમાં ગોવર્ધનરામભાઇએ "ચોરી કરૂં ભક્તના ચિત્તની" એ શબ્દો મોટા અક્ષરથી છાપ્યા છે, અને એ ઉપરથી એઓ એવું અનુમાન કાઢવા માગે છે કે એ શબ્દોમાં યોગનો ઉલ્લેખ કર્યો છે. પણ દયારામભાઇએ એ શબ્દોમાં યોગની પરિભાષાનો અર્થ આણ્યો નથી તે ઉપરના અર્થની સંગતિ જોતાં જણાશે. ભક્તના ચિત્તની

ચોરી કરવાનું કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે જે સેવાપરાયણ જીવો છે, તેમનું ચિત્ત સેવાકાર્યમાં એવું પરોવાઇ જવું જોઇએ કે જેથી કરીને તેમાંથી તે આકર્ષાય નહિ. શ્રીમદ્‌વલ્લભાચાર્યજી પણ કહે છે કે **चेतस्तत्प्रवणं सेवा** ચિત્તનું પરોવાવું તેનું નામ સેવા કહેવાય છે. આ સેવામાં ચિત્તની એકાગ્રતા અગર તન્મયતા પ્રભુ કૃપા હોય તોજ બની શકે છે, અન્યથા નહિ, એ ભાવનું સૂચન કવિ એ પંક્તિમાં કરે છે.

કવિના શૃંગારરસમય કાવ્યોનો ભકિતની દૃષ્ટિએ આવો નિર્મળ અને વિશદ અર્થ છે, તેની પ્રતીતિ સાક્ષરવર્ય ગોવર્ધનરામને થયેલી, પણ શા માટે તેમણે તે સંબંધી બહિરભિપ્રાય દર્શાવતાં કંઇક સંકોચ વૃત્તિ વાપરી છે તે સમજી શકાતું નથી. Classical Poets of Cujarat માં પોતે દયારામ સબંધી નીચેનો અભિપ્રાય આપ્યો હતો—

So far as poetical powers are concerned, he is undoubtedly the greatest genius since the days of Premanand. His poems on Krishna and the maids of Gokul are a stream of burning lava of realistic passion and love, and if lewdness of writings do not take away from the merits of a poet, he is a very great poet indeed. He, too, no doubt philosophises, and rises to the beautiful and sublime of the Bhaktimarga with equal power, but he is also an open advocate of Vallabha at times, and even the greatest master of advocacy needs must fail in a hopeless cause.

" આમાં પોતે એવું કહે છે કે પ્રેમાનંદ પછી સૌથી વિચક્ષણ કવિ એ હતો. તેનાં કાવ્યોમાં ઉઘાડો શૃંગાર અને પ્રેમરૂપી ઝળહળતા અગ્નિની ઉભરાતી ધારા જેવો છે. વળી તે વલ્લભાચાર્યના પુષ્ટિ માર્ગનો ખૂલ્લે ખૂલ્લો પક્ષ કરે છે. અને તેથી તેની કીર્તિને હાનિ પહોંચે છે." આ રીતે ઉપરના શબ્દોમાં પોતે કવિની કાવ્યશક્તિની પ્રશંસા કરે છે, પણ તે વલ્લભ સંપ્રદાયને અનુસરીને પ્રેમલક્ષણા ભક્તિરૂપ શૃંગારરસનું જે વર્ણન કરે છે તેમાં સાક્ષરવર્ય lewdnss વિષયવાસનાની ગંધ જૂએ છે. આ એમનો અભિપ્રાય અપરિપક્વ દશાનો છે. તે સમયે પોતે કવિના કાવ્યનો અભ્યાસ જે સૂક્ષ્મબુદ્ધિથી કરવો જોઇએ તે પ્રમાણે તેમણે કર્યો હોય તેમ જણાતું નથી. કારણકે એમનો અભિપ્રાય વધુ વખત ટકી શકયો નહિ; તેમણે જેમ જેમ આ કવિનાં કાવ્યોનો વિશાળ દૃષ્ટિથી અભ્યાસ કરવા માંડયો તેમ તેમ તેમાંથી અનુપમ વિચાર રત્નનો પ્રકાશ તેમના ચિદાકાશમાં ઝળકવા લાગ્યો. આને પરિણામે પોતે સરસ્વતીચંદ્રમાં આ કવિને ન્યાય આપનારો અભિપ્રાય સરસ્વતીચંદ્રપાત્રદ્વારા કઢાવડાવ્યો. ત્યાં પ્રથમ પોતે નિર્મલ સુંદર હૃદયના ભક્તના મુખથી; શૃંગાર ભક્તિથી ઉભરાતી ગરબી ગવડાવે છે, અને તેમાં સૌંદર્યની, રસની, ઝાખી થતાં બોલી ઉઠે છે—

I swear. I swear, there is no lascivious note in these lines of our friend Dayaram inspite of all that libidinous veneer over them which is meant to dazzle and catch into its flame the unlearned worldly sinking soul in order that

she may rise therefrom like phoenix into the heaven of devotion. Is then this a lewd religion as they say ? Is this mere worship of the fetish as they say ? Most certainly not. As I understand and realise the depth of this sweet girl's heart, she is not more distant from the highest purity and the abstractest devotion than Cowper was when he loved and worshipped the Eternal Far in his Olney hymn. The girl's vision is at this moment stretched over the vistas of Infinity, Beauty, and Love far beyond this manufactured idol, far beyond this Temple of clay and stone, exactly like the vision of Byron's Dying Gladiator looking at his distant Dacian dame and children as if they were present before his eyes in the midst of the Roman audience against whom he had closed them. Her ideal is sweet and harmless, and has all the pleasure and sport which they in the west, get from their balls and dances ! If there be no vice in the latter, surely there is none in this-the former. And have my country men a right to object to all this as being a wrong side of religion ? No no-not until the

generation that frowns at this can boast of the birth of a new poet of God whose fervour of soul shall be able to sour as high as does the spirit of this song in this child! And the christian missionaries-? I think I realise what must always make them fail in a country so rich in the light of the Heart. Their only chance lies in waiting until our people become colour-blind on this their lightsome land. Are they destined to be so blind! No-this sweet girl says. No! Keshab Chander's last stage, too, says No! Evil will be that day for India when these temples of divine raptures will have been turned into the soulless laboratories and work-shops of materialisteic ideals! Science I love but not at the cost of this-the sweet living heaven of the poverty stricken angels of my country. Can't give them up for the highest blessings of the western civilisation! poor sweet angels. You shall live through the din and the turmoil that the world wakes with!

આ લીટીઓમાં સાક્ષરવર્ય સરસ્વતીચંદ્ર પાત્રના મુખથી કવિના કાવ્યોની અતિશય પ્રશંસા કરતા ઉદ્‌ગારો કાઢે છે. પોતાના 'અક્ષરદેહમાં' પણ એ કાવ્યોની ઉત્તમ પ્રશંસા કરી છે, પણ ભક્તિ પ્રધાન

શૃંગારરસનાં કાવ્યો અગર ગરબીમાં પોતે યોગદષ્ટિ જુએ છે, તેનું કારણ માત્ર એટલું જ છે કે સાંપ્રદાયિક સાહિત્ય ગોવર્ધનરામભાઇએ બરાબર અવલોકેલું નહિ. આમ હોવાનું મુખ્ય કારણ તો એ હોઇ શકે કે પોતે તત્વજ્ઞાનના ચુસ્ત અભ્યાસી અને તેમાં યોગ તરફ તેમને પક્ષપાત હોવો જોઈએ અને તેથીજ એ વિષયની અવગણના કરેલી અગર તે સમયે હોવો જોઇએ સંપ્રદાય તરફથી ગ્રંથ મુદ્રણને માટે હાલના જેટલી પ્રવૃત્તિ નહોતી અને તેથી તે સાહિત્ય તેમનામાં જોવામાં આવેલું નહિ હોય.

ગોવર્ધનરામભાઇની આ વિષયમાં ન્યૂનતા ક્ષમ્ય છે પણ તે સિવાયના બીજા સાહિત્ય રસિકો અગર લેખકો જે દયારામભાઇની ગરબીઓ વાંચીને તેમના સંબંધી તર્કકુતર્ક કરે છે તેમના પ્રયાસો કોઇપણ રીતે ક્ષમ્ય કરી શકાય નહિ. કોઇપણ કવિની કૃતિનું અવલોકન કરતાં પૂર્વે તે જે સંપ્રદાયનો હોય તેનું બરાબર આપણને જ્ઞાન હોવું જોઇએ કારણકે તેના વિચારો કેવી રીતે અમુક રૂપમાં બંધાય છે તે આપણને ખબર પડે. પણ આ લેખકો તો સાંપ્રદાયિક તત્ત્વજ્ઞાન અગર ભક્તિ વિષયક ગ્રંથો સુલભ હોવા છતાં તેનો બિલકુલ અભ્યાસ કરવા તરફ લક્ષ્ય આપતા નથી અને એકદમ કવિમાં આ દૂષણ છે એમ કહીને તેની નિન્દા કરે છે. ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પંચમ અધિવેશન સમયે રા. રા. મંજુલાલ જમનારામ દવે તરફથી "પ્રાચીન અને અર્વાચીન કાવ્યો" એ વિષય ઉપર એક નિબંધ વાંચવામાં આવ્યો હતો તેમાં તેમણે દયારામભાઇ વિષે પણ કેટલુંક વિવેચન કર્યું છે એ ભાઇએ દયારામ માટેની સર્વ સામગ્રી ગોવર્ધનરામભાઇના અક્ષર દેહમાંથીજ લીધી છે અને ત્યાં જે ટીકાઓ કરેલી તેનોજ

ઉલ્લેખ આ નિબંધમાં કર્યો છે. તેમણે નીચેની ગરબીઓમાં સુગ આવે એવો શંગાર હોય એમ લાગ્યું છે એટલે ગોવર્ધનરામની યોગ દૃષ્ટિથી સમજાવી શકાય તેમ નથી.

૧ આવોની મારે ઘેર માણવા હોજી, રાજ આવોની
૨ કઇ સંગે લપટાણા વાલમજી—કઇ સંગે લપટાણા
૩ બળતાં વહાલમાંરે, નચાવ્યાં, લલચાવ્યાં લોચન
૪ કાચના ફાનસમાં દીપક જેવો ચળકે રે
સુંદરીના વેણમાં (નેણમાં) તેવો રતિરસ ઝળકેરે
૫ તમારો તમારો પ્યારી મન માને તે કહોની
૬ મુજને અડશોમાં આઘા રહો, અલબેલા, છેલા અડશોમાં વગેરે

એ સત્ય છે કે આ અને એવી બીજી અનેક ગરબીઓ એ ગોવર્ધનભાઇ સમજાવે છે તેમ યોગની દૃષ્ટિથી સમજાવાય તેમ નથી. દયારામભાઇનાં કાવ્યો અગર ગરબીઓમાંથી યોગદૃષ્ટિથી શોધવી તે કેવળ પુષ્પ ચુંટવા સમાન પ્રયત્ન છે.

આપણે ઉપર જોયું તે પ્રમાણે તેમાં કેવળ ભક્તિ રસ છે ભક્તિ રસથી જ એમનાં કાવ્યો તરબોળ થયાં છે. એ કાવ્ય વાટિકામાંથી ભક્તિરસની જ ફોરમ નીકળે છે. ઉપરની ગરબીઓમાં, રા મંજુલાલને એ ભક્તિ રસ ન જણાતો હોય તો તેમાં દયારામ ભાઇનો દોષ નથી. ઉપર કેટલીક ગરબીઓનાં ઉદાહરણો ઉપરથી તેમાં ભક્તિરસ કેવી રીતે વ્યાપેલો છે, તે જાણવાથી મંજુલાલે આપેલા ઉદાહરણોમાંથી પણ એ રસ નીચોવી શકાશે. ઉદાહરણ પહેલામાં ભક્ત પ્રભુને રસનું દાન આપવાને સ્વયં નિમંત્રણ કરે છે બીજામાં ભક્ત હૃદયમાં પ્રભુના રસનો સાક્ષાત્કાર થવામાં વિલંબ

થવાથી તે હૃદય ઘણું અધીરૂં થઇ જાય છે અને તેથી કલ્પના કરે છે કે જરૂર પ્રભુ અન્ય ભક્ત સમીપ હશે. ત્રીજામાં ભક્તની વિપ્રયોગ અવસ્થામાં શીશી સ્થિતિ થાય છે તેનું સૂચન કરાય છે. ચોથામાં સુંદરી કહેતાં શ્રુતિ, કારણ કે ગોપીજનો તે શ્રુતિનો અવતાર છે એમ ભાગવતના દશમ સ્કંધની રાસ પંચાધ્યાયીમાં કહેલું છે, આ અર્થ લેતાં શ્રુતિના વચનોનું તાત્પર્ય શૃંગાર રસ છે. **रसो वै सः यं लब्ध्वानन्दी भवति** એ શ્રુતિમાં એ ભાવ ખૂલ્લો પ્રકટ કર્યો છે અન્ય શ્રુતિઓમાં તે ગોપ્ય છે. પણ શ્રુતિઓના શબ્દો વિચારતાં એજ નિશ્ચયાત્મક બુદ્ધિ થઇ શકે છે કે પ્રભુ રસાત્મક છે. શૃંગાર રસમય છે. તે રસ સંયોગ કહેતાં પૂર્વ દલાત્મક અને વિપ્રયોગ કહેતાં ઉત્તર દલાત્મક છે. એ શૃંગાર રસમય પ્રભુનું જ્ઞાન શ્રુતિથી થાય છે એવું એ ગરબી ઉપરથી જણાય છે. આ રીતે બાકીનાં બે ઉદાહરણોમાં પણ સમજી લેવું.

દયારામની શૃંગાર રસ પ્રધાન ગરબીઓમાં ભક્તિનો ઉત્કર્ષ દેખાય છે. પરમ તત્ત્વ યાતો બ્રહ્મ રસ સ્વરૂપ હોવાથી એ બ્રહ્મના રસની ચર્વણા થઈ શકે તેમાંજ પરા ભક્તિનો ઉત્કર્ષ છે એવું અનેક શ્રુતિઓના વચન ઉપરથી સલક્ષ્ય થાય છે. **आनन्दं ब्रह्मणो विद्वान्** એ શ્રુતિ વચન આ સિદ્ધાંતને પુષ્ટિ આપે છે. છાંદોગ્યોપનિષદના સપ્તમાધ્યાયના ૨૫ મા ખણ્ડમાં આ વિષયને કંઇક વધારે સ્પષ્ટ કરવામાં આવ્યો છે. જે પ્રપાઠકમાં આ વિવેચન છે તે સનત્કુમાર અને નારદના સંવાદરૂપે છે નારદ અને સનત્કુમાર ઉભય ભક્ત જનો છે. પણ સનત્કુમારને બ્રહ્મનો સાક્ષાત્કાર થએલો છે નારદ તેટલા માટે સનત્કુમારની પાસે આવે છે અને વિનંતિ કરે છે

કે અધીહિ મને કંઇક ઉપદેશ આપો પ્રથમ સનત્કુમાર નારદના જ્ઞાનની પરીક્ષા કરવા સારૂ તેને પૂછે છે કે "તું કાંઇ શીખ્યો છું?" ત્યારે પોતે શું શીખ્યા છે તે કહી બતલાવે છે. તેમણે જણાવ્યું કે તે સર્વ વિદ્યા શીખ્યા છે ફક્ત આત્માને ઓળખ્યો નથી. કહેવાય છે કે જે આત્મા તે જાણે છે તે સર્વ શોકને તરી જાય છે; પણ મારા શોકની નિવૃત્તિ હજુ થઇ નથી માટે મને આત્મવિદ્યા આપો. આ પ્રમાણે સનત્કુમારને વિનંતિ કરી ઉપદેશ આપતી વખતે સનત્કુમારે પ્રથમ નામરૂપ બ્રહ્મની ઉપાસના કરવી જોઇએ અને તેવા બ્રહ્મની ઉપાસનાનું ફળ શું હોય છે તે સમજાવે છે. સનત્કુમાર પ્રથમથીજ રસરૂપ આનંદમય પ્રભુના સ્વરૂપનો નિર્દેશ કરે તો તે વસ્તુ નારદના સમજવામાં એકદમ આવે નહિ તેથી સાક્ષાત્ બ્રહ્મના તે સ્વરૂપનો ઉપદેશ કરવાને બદલે બ્રહ્મની જૂદી જૂદી વિભૂતિઓને ઉપદેશે છે. જૂદી જૂદી વિભૂતિઓના ઉપદેશને અન્તે પરમ રમણીય ભૂમન્ બ્રહ્મનો ઉપદેશ આપે છે અને કહે છે કે શોકની નિવૃત્તિ માત્ર આ ભૂમન્‌થી જ થઇ શકે છે. ભૂમન્ એજ પરમ તત્ત્વ બ્રહ્મ છે એ અનન્ત સુખરૂપ બ્રહ્મ છે. ભૂમા એજ પૂર્ણાનંદ રસનિધિ સ્વરૂપ છે. આ સ્વરૂપને ઓળખવામાંજ સર્વ દુઃખની નિવૃત્તિ થાય છે ભક્તને માટે નિઃસીમ પ્રેમનું પાત્ર આ રસાનન્દ ઘન પ્રચૂર ભૂમન છે. એ સ્વરૂપની સાથે જ્યારે રતિ થાય અથવા ક્રીડન થાય અથવા મિથુન થાય તો જ પરમાનંદની પ્રાપ્તિ બને છે. આ આનંદનો ઉદય થતાંની સાથે આત્યન્તિક દુખનો ધ્વંસ થાય છે. આવો અર્થ આ શ્રુતિમાં છે.

**सएवाधस्तात्स उपरिष्टात्स पश्चात्स [पु]रस्तात्स दक्षिणतः स उत्तरतः स एवेदं सर्वमित्यथातोऽहङ्कारादेश एवा**

**हमेवाधस्तादहः पारेष्ठादहं पश्चादहं दक्षिणतोऽहः त्तरता हमेवेदं सर्वमिति ॥१॥ अथात आत्मा-द्य एवात्माधस्ता दात्मोपरिष्टादात्मा पश्चादात्मा पुरस्तादात्मा दक्षिणत आत्मोत्तरत आत्मैवेदं सर्वमिति स वा एष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नात्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड् भवति तस्य सर्वेषु लोकेषु कामचारो भवति अथ येऽन्यथाऽतो विदुरन्य राजानस्ते क्षय्यलोका भवन्ति तेषां सर्वेषु लोकेष्वकामचारो भवति ।** આ અર્થને સંપૂર્ણ મનમાં રાખવાને શ્રુતિ ભૂમાના સ્વરૂપનું વર્ણન કરે છે.

**यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखं भूमा त्वेव विजिज्ञासितव्य इति भूमानं भगवो विजिज्ञासस्व** ભૂમા એજ સુખ છે.

અર્થ—અલ્પમાં (સંસારના સુખમાં) સુખ નથી એટલે બ્રહ્મજ સુખ—આનન્દથી પૂર્ણ છે. આ આનંદસ્વરૂપ બ્રહ્મને જાણવું જોઇએ. જ્ઞાનસ્વરૂપ જેઓ બ્રહ્મને કહે છે તેને જાણવાને શ્રુતિ આગ્રહ કરતી નથી. પણ જે ભક્તિથી ગમ્ય થઈ શકે છે એવા આનંદ સ્વરૂપ બ્રહ્મને જાણવાનું છે. આમ ભૂમાના સ્વરૂપનું વર્ણન કર્યા પછીથી ભક્ત સનત્કુમાર આનંદ સ્વરૂપ બ્રહ્મનું રહસ્ય જાણવાને અધિકારી થયેલા ભકતનારદને ઉપર અવતરણ કરેલી શ્રુતિદ્વારા ઉપદેશ આપે છે. આ ભૂમાની પ્રતિષ્ટા સ્વ સ્વરૂપમાં થાય છે. એટલે અનન્યાસકતભકત સર્વાત્મભાવને પ્રાપ્ત કરે છે તેમાંજ ભૂમાન પ્રતિષ્ઠા મેળવે છે. ઉત્કટરતિભાવથીજ આ ભૂમાને ઓળખવાના છે. વિરહાવસ્થામાં રતિભાવનું ઉદ્દીપન થાય છે અને તે સમયે ભકતના હૃદયમાં પ્રભુની

સ્ફૂર્તિ ઉત્પન્ન થાય છે. આ સમયે પ્રભુ સિવાય અન્ય કશાનું સ્મરણ કે જ્ઞાન તેમને હોતું નથી. સંસારનાં બંધનો આપોઆપ દૂર થઇ જાય છે. પ્રાણયાત્રાનો વિચાર પણ તેમને રહેતો નથી, પ્રભુ પ્રતિ રતિભાવ તે સમયે અવશિષ્ટ રહે છે. આ પ્રમાણે જ્યારે તેઓ વિરહાવસ્થામાં ઉત્કટ રતિભાવનો અનુભવ કરે છે ત્યારે ભગવાન્ પ્રસન્ન થાય છે અને ભકતોના મનોરથ પૂર્ણ કરવા શૃંગારરસની હેલીનો જમાવટ કરે છે. આ સ્થિતિમાં ભકત આત્મરતિ, આત્મક્રીડ આત્મમિથુન અને આત્માનન્દ બને છે. વળી આ ભકત એ સ્થિતિમાં સ્વરાટ્ બને છે; કારણકે ભકત પોતેજ એ આનંદનો અનુભવ કરે છે. એટલુંજ નહિ પણ પ્રભુને પણ અનુભવ કરાવે છે. આ ભકતનો કામાચાર સર્વત્ર હોય છે; અર્થાત્ પોતાના સર્વ મનોરથો તે સિદ્ધ કરે છે.

આ પ્રમાણેનો ઉપદેશ સનત્કુમાર ભકતનારદને આપે છે. આમાં જણાવ્યા પ્રમાણે શ્રુતિ ભકતનો વિજય પરમબ્રહ્મના રસસ્વરૂપમાં સંયોગ અને વિપ્રયોગરૂપમાં જુએ છે. ભકત દયારામ શ્રુતિ પ્રતિપાદિત સિદ્ધાન્તને કવિની વાણીદ્વારા અલંકારાદિથી યુકત પ્રકટ કહે છે. તે ગરબીઓમાં દયારામભાઇ પરમ બ્રહ્મનુંજ રસસ્વરૂપે વર્ણન કરે છે અને તે રસની પ્રાપ્તિમાં પ્રેમલક્ષણાભકિતના માર્ગમાં સ્થિત ભકતને શા શા અનુભવો થાય છે તેજ માત્ર તેમણે વર્ણવ્યા છે. તેમાં કેટલાકોને લૌકિક નાયક નાયિકાના કામોદ્દીપક પ્રેમ પ્રસંગોનું વર્ણન જણાય છે પણ તે વસ્તુતઃ રજ્જુમાં સર્પનો ભ્રમ થાય તેવો છે. તેમનું પરમતત્ત્વનું ગવેષણ મનુષ્ય બુદ્ધિને અગમ્ય છે. તેને ઉપલક્ષણાથી ગમ્ય બનાવવાને શાખાચંદ્રન્યાયે કવિની વાણીમાં લૌકિક

પ્રેમની પરિભાષા આવી જાય છે; પણ તેથી આ પ્રેમને લૌકિક પ્રેમ સાથે સંવલિત કરવાની ભૂલ કરવી નહિ.

સ્વીડનબૉર્ગના ધર્મ વિચાર વિષે લેખમાં કલાપીના નીચેના ઉદ્ગાર દયારામના શૃંગારરસના પરીક્ષકે યાદ રાખવા જેવા છે; માટે તે અત્રે અહિંઆં આપ્યા છે.

"અત્યાર સુધી ઘણા કાળથી હું તો ગોપીનેજ લક્ષ્યમાં રાખીને જીવ્યો છું. ગોપીજ બનવા યત્ન કર્યો છે. અને તે જ્યારે જેટલું બનાયું ત્યારે હું તેટલો પરમાત્માની લ્હાણમાં આવ્યો છું. ગોપી એ ભાવનાનો હું જેવો ભક્ત હોઇ શકું તેવો અત્યાર સુધી રહ્યો છું. ગોપી એ ભાવનામાં રસની વિશાળતાની, સ્વાર્પણની પૂર્ણતા સમજાઈ છે. તે હજુ સુધી તો મને સ્વીડનબૉર્ગના પાદરીપણામાં સમજાઈ નથી. [કાશ્મીરના પ્રવાસ અને કેટલાક સંવાદો]

આ પ્રકરણની સમાપ્તિ કરતાં નીચેનું મનનીય અવતરણ ગ્રીઅર્સનની બિહારિલાલના સતસૈયાના ઉપોદ્ઘાતમાંથી અત્રે આપવામાં આવે છે.

Hence the soul's devotion to the Deity is pictured by Radha's self-abandonment to her beloved Krisna and all the hot-blood of oriental passion is encouraged to pour forth one mighty flood of praise and prayer to the Infinite creator who wants, with loving outstretched arms to receive the worshipper into his bosom and to convey him safely to eternal rest across the

seemingly shoreless Ocean of existence. I am persuaded that no indecent thought entered their minds when they wrote these burning words; and to those, who would protest as I have often heard the protest made, against using, the images of the lubunar in dealing with the most sacred mysteries of the soul, I can only answer:—

Wer den Dichter will versthen
Muss in Dichtors Lande gehen;

Mr. Grierson, the author of the Literature of Hindustan in his Introduction to the Satsaiya of Boiharlal

મૂ. તુ. તેલીવાલા અને જે. ગો. શાહ.

---

## પ્રકરણ ૫ મું.

---

### રાધાકૃષ્ણમાં કવિનો રસ વિષય.

રસરૂપ શ્રીકૃષ્ણ માત્ર અમુક જીવોનેજ 'નિજ' જન ગણી પોતાની સમતા આપે છે. એ 'નિજ' જનમાં "સુન્દરી શ્યામા તણાં બહુ વૃન્દ" છે એટલું જ નહિ પણ જે છે તે 'સકળ' વસ્ની, સુન્દરી બામ'જ છે. આ સુન્દરીઓ સહ નિરન્તર રાસ વિલાસ સર્વદા મચી

રહેલો છે અર્થાત્ સર્વ રસોદ્બોધક શક્તિના અંશ છે અને તેમાં મુખ્ય સ્વામિની 'રાધા' મુખ્ય છે.

સ્વ. ગોવર્ધનભાઈ

---



સમણ્ડળની અગ્રેસરી અને રાસેશ્વરી સ્વામિની રાધા રાધાવલ્લભ સંપ્રદાયમાં તથા ચૈતન્ય સંપ્રદાયના વૈષ્ણવોમાં પ્રધાન ગણાય છે. તે રાધાને શ્રીકૃષ્ણની સહચારિણી તરીકે ગુર્જર કવિઓમાં નરસિંહ તથા દયારામે ગણ્યાં છે તથા આ 'રાધા અને શ્રીકૃષ્ણની રસ વિષયક લીલાનું વર્ણન કર્યું છે. પણ અહિંઆં સર્વ કોઇને સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉદ્ભવે કે ભાગવતની રાસ પંચાધ્યાયીમાં તો 'રાધા'ના નામનો સ્પષ્ટ ઉલ્લેખ કોઇ પણ સ્થળે નથી તેમ રાધા કૃષ્ણની સાથે પરણ્યાં હતાં તે પણ હકિકત ત્યાંથી ઉપલબ્ધ થતી નથી, તો પછી "વૃષભાન દુલારી" રાધા કૃષ્ણનાં સ્વામિનીજી શી રીતે ગણાવા લાગ્યાં? વૈષ્ણવ સંપ્રદાયે આ રાધા નામને નિરર્થક રીતે કૃષ્ણના નામની સાથે યોજ્યું નથી? આવા પ્રશ્નો ઘણાને થાય છે. સુરેશ્વર ભટ્ટાચાર્યે કૃષ્ણ ચરિત્ર નામના ગ્રન્થમાં રાધા નામનુ ઐતિહાસિક ગવેષણ કર્યું છે પણ તેમાં જે અન્તિમ અનુમાન ઉપર તેઓ દોરવાયા છે તે સાંપ્રદાયિક દૃષ્ટિથી સ્વીકાર્ય નથી. તેમનું એમ માનવું છે કે આ રાધાનું નામ વિષ્ણુપુરાણ, હરિવંશ, તથા મહાભારતમાં નથી પણ બ્રહ્મવૈવર્તપુરાણમાં તો છે જ. અમુક પુરાણમાં અમુક નામ ન આવ્યું તેથી તેની અસત્યતા થઇ શકતી નથી. ત્યારે કે કોઇ સ્થળે કોઈ અમુક બનાવ બન્યો હોય અને તેનું વર્ણન

અમુક અઠવાડિક પત્રમાં આવ્યું હોય પણ અન્ય તે સ્થળનાં પત્રોમાં તે ના હોય માટે તે ઉપરથી જે બનાવ બન્યો તે ખોટો છે એમ આપણે કહેવાની કદી પણ હિમત કરી શકીશું નહિ. તેજ રીતે અમુક નામ અમુક પુરાણોમાં હોવું જ જોઇએ અને જો તે ન હોય તો તે ખોટું છે એમ જે આપણામાં માન્યતા ઘુસી ગઇ છે તે તદ્દન ભ્રમાત્મક છે. વિષ્ણુપુરાણમાં બ્રહ્મની વિષ્ણુ તરીકેની લીલા અગર કાર્યો દર્શાવ્યાં છે. ત્યાં રસાત્મક બ્રહ્મની લીલાનું વર્ણન નથી. તેજ પ્રમાણે 'હરિવંશ' માં છે તો પછી ત્યાં રાસલીલા મધ્યવર્તી રસેશ્વરી રાધાનું નામ ત્યાં કેવી રીતે ઉપલબ્ધ થાય? મહાભારતમાં પણ તે નજ હોઇ શકે; કારણ કે ત્યાં તે વિષેનો વિષયજ નથી. મહાભારત એ ઇતિહાસનો ગ્રન્થ છે, એમાં પાણ્ડવોનું ઇતિવૃત્ત વર્ણવ્યું છે. પાણ્ડવોની આપત્તિમાં તેઓ ધર્મ પક્ષપાતી હોવાથી ભગવાને તેમને કેવી રીતે સાહાય્ય આપી એ બાબતનું કથન આ ગ્રંથમાં છે. તો તેમાં પણ રાધાનું નામ શી રીતે હોઇ શકે? પણ બંકિમબાબુ કહે છે કે તે બ્રહ્મવૈવર્તપુરાણમાં છે. તો આપણે ત્યાં રાધા સંબંધી કેવી રીતની હકિકત આપી છે તે પ્રથમ જોઇએ. બ્રહ્મવૈવર્ત વિષે વિલસન સાહેબનો એવો મત છે કે સર્વે પુરાણો કરતાં એ કનિષ્ટમાં કનિષ્ટ છે. તેની રચના જોતાં તે આજ કાલના કોઇ ભટ્ટાચાર્યે લખ્યું લાગે છે. જે યૂરોપીય વિદ્વાનો સંસ્કૃત સાહિત્યના ગ્રંથોની ઐતિહાસિક પ્રમાણતાથી પરીક્ષા કરે છે, તેઓ કેવી વિચિત્ર રીતે એ કાર્ય કરે છે તેનો અત્ર ઉલ્લેખ કરવાની જરૂર નથી. કારણ કે અત્યાર સુધીના આપણા અનુભવ ઉપરથી આપણને માલમ પડયું છે કે તેમણે જે જે વિચિત્ર કલ્પનાઓ તથા સંશોધનો કર્યાં છે તે બધાં વિપરીત હોવાથી આપણને ભૂલાવામાં નાંખનારાં છે. સંસ્કૃત સાહિ-

ત્યનો અભ્યાસ કરવામાં તેમનું મુખ્ય ધ્યેય તો પશ્ચિમની સંસ્કૃતિ કરતાં પૂર્વ દેશની સંસ્કૃતિ કોઇ પણ રીતે ચઢિયાતી નહોતી એ જણાવવા તરફ હોય છે. એટલે આપણામાં જે કાંઇ સારૂં હોય તેને વિદેશીય વિદ્વાનો કોઇ પણ યુક્તિ પ્રયુક્તિથી સદોષ ઠરાવે તેમાં કોઇ પણ આશ્ચર્ય નથી. તો પછી આપણે તેમના અભિપ્રાયને પ્રમાણભૂત ગણવો તે કોઇ પણ રીતે હિતાવહ નથી. જે પુરાણને તે કનિષ્ઠમાં કનિષ્ઠ ગણે છે તે વૈષ્ણવ સંપ્રદાયવાળાઓને કેટલેક અંશે ઘણો ઉપયોગિ છે, કારણ કે આ સંપ્રદાયમાં જે શ્રદ્ધાવલ્લી અવનવાં સુંદર કુસુમોથી સુશોભિત બની છે તે કેટલેક અંશે આ પુરાણનાજ જળથી સિઞ્ચિત બનીને ફુલી તથા ફાલી છે. તો પછી વૈષ્ણવ સંપ્રદાય વીલ્સન સાહેબના અભિપ્રાયને શી રીતે સ્વીકારી શકે ? આ પુરાણમાં આપણે વાંચીએ છીએ કે કૃષ્ણ એ વિષ્ણુ કરતાં અધિક છે. કારણ કે વિષ્ણુ સત્ત્વગુણ પ્રધાન હોવાથી સગુણ છે, જ્યારે કૃષ્ણ નિર્ગુણ છે. વિષ્ણુ વૈકુંઠમાં રહે છે. કૃષ્ણ ગોલોકમાં વૃંદાવનની દિવ્ય ભૂમિમાં બિરાજે છે. આ ભૂમિની અધિષ્ઠાત્રી દેવી જે કૃષ્ણની જોડે વિલાસ કરે છે તેનું નામ રાધા છે. બંગાળ દેશમાં આ પુરાણની જબર અસર થયેલી છે. આ પુરાણમાં રાધા વિધિપૂર્વક કૃષ્ણ સાથે પરણ્યાં હતાં એમ કહ્યું છે. રાધા અને કૃષ્ણનો આ પ્રકારનો સંબંધ જયદેવ પોતાની ગીત ગોવિંદના પ્રથમ શ્લોકમાં જણાવ્યો છે.

**मेघैर्मेदुरमम्बरं वनभुवः श्यामास्तमालद्रुमै**
**र्नक्तं भीरुरयं त्वमेव तदिमं राधे गृहं प्रापय ।**
**इत्थं नन्दनिदेशतश्चलितयोः प्रत्यध्वकुञ्जद्रुमं**
**राधामाधवयोर्जयन्ति यमुनाकूले रहः केलयः ॥**

"હે રાધા આકાશ મેઘથી આચ્છાદિત થયું છે. તમાલ વૃક્ષોથી વનની ભૂમિકાઓ પણ શ્યામ જણાય છે. અત્યારે રાત્રિનો સમય છે, અને આ કૃષ્ણ ભીરુ–ભયભીત છે. તેથી તું એને ઘેર મૂકી આવ. આ પ્રમાણે નન્દરાયની આજ્ઞાથી રસ્તા ઉપરના કુંજના વૃક્ષોમાં થઇ પસાર થતાં રાધા અને માધવની એકાંત કેલિઓ ( ક્રિડાઓ ) યમુનાના તટ ઉપર વિજય પામે છે."

આમાં જયદેવ કવિ રાધા અને માધવની રહઃકેલિનો ઉલ્લેખ કરે છે, એટલે એ શ્રીકૃષ્ણની સાથે વિવાહિત થયેલાં છે, એમ એ ચોક્કસ સ્વીકારે છે. અર્થાત્ બ્રહ્મવૈવર્ત પુરાણમાં રાધા અને કૃષ્ણના વિવાહની જે વાત આપી છે, તેજ કવિએ અત્ર લીધી છે. આ પુરાણના શ્રીકૃષ્ણજન્મ ખંડના ૧૫ મા અધ્યાયમાં પણ ગીત ગોવિન્દના શ્લોકનો ભાવાર્થ સહજ વિસ્તારથી વર્ણવ્યો છે. પણ કેટલાકોનું એવું માનવું છે કે રાધા કૃષ્ણની સાથે પરણેલાં નહિ પણ રાયણ નામના કોઇ અન્ય ગોપની સાથે પરણ્યાં હતાં. આ હકિકત ક્યાં આપેલી છે તે કોઇ પણ સ્થળે જણાતું નથી. તે કેવલ કપોલકલ્પિત હશે. વળી કેટલાકો આ વાતને તદ્દન રૂપક તરીકે જણાવે છે. સાંખ્ય શાસ્ત્રમાં જેમ પુરૂષ અને પ્રકૃતિનું દ્વન્દ્વ છે, એવાંજ વૈષ્ણવ ધર્મમાં કૃષ્ણ અને રાધા છે. એટલે પ્રકૃતિ એજ રાધા, અને પુરુષને સ્થાને કૃષ્ણ. આ કલ્પના પણ કેવળ ભ્રાન્તિજનક છે. સાંખ્યનો પુરૂષ તે પુરાણકારના કૃષ્ણની સાથે શી રીતે સરખાવાય ? પુરૂષો તો અનેક છે. સાંખ્યનો પુરુષ તે સામાન્ય ભાષામાં જીવ કહી શકાય. તેને પરમતત્ત્વની–કૃષ્ણની સાથે શી રીતે સરખાવી શકાય. વસ્તુતઃ સાંખ્યમાં પરમતત્ત્વ યાતો બ્રહ્મ જેવું કંઇ પણ નહોતું. તેથી જ પાતંજલિએ

ઈશ્વર તત્ત્વને પ્રકૃતિ તથા પુરૂષથી પર છે એમ કહીને તે ઉમેર્યું, એટલે સાંખ્યનો પુરૂષ અને વૈષ્ણવોના "કૃષ્ણ" એક છે એમ કહી શકાય નહિ. તેવીજ રીતે સાંખ્યની પ્રકૃતિ અને રાધા પણ એક છે તે માન્યતા પણ તદ્દન ભૂલ ભરેલી છે. પ્રકૃતિ તો પુરૂષને બંધનમાં નાંખનારી છે. માટે તે અનર્થોત્પાદક છે. રાધા તો મુક્તિને આપનારી છે. એવું શ્રીકૃષ્ણજન્મખંડના ૨૩ મા અધ્યાયમાં રાધા શબ્દની વ્યુત્પત્તિમાં જણાવ્યું છે.

**राकारो दानवाचकः ।**

**धा निर्वाणं च तद्दात्री तेन राधा प्रकीर्तिता ॥**

**रा** નો અર્થ દાન થાય છે અને **धा** નો અર્થ મુક્તિ થાય છે. તે બન્નેનો એકત્ર અર્થ 'મુક્તિ આપનાર' એવો છે માટે તે રાધા કહેવાય છે. તો સાંખ્યની પ્રકૃતિ અને વૈષ્ણવ ધર્મની રાધા એ બન્નેના સ્વરૂપમાં કેટલી વિલક્ષણતા છે તે આ ઉપરથી જણાય છે. તે ઉભય એક છે એમ માનવું ભૂલ ભરેલું છે. વાત ખરી છે કે આજ ખણ્ડના ૧૫ મા અધ્યાયના ૬૭ મા શ્લોકમાં રાધાને મૂલ પ્રકૃતિ કહીને કૃષ્ણ બોલાવે છે. **ममार्धांशस्वरूपा त्वं मूल प्रकृतिरीश्वरी ।** પણ ત્યાં મૂલ પ્રકૃતિ શબ્દનો અર્થ સાંખ્યની પ્રકૃતિ, વેદાન્તીઓની માયાને સ્થાને છે. તે ભ્રમ ઉત્પન્ન કરનારી છે અને બ્રહ્મથી પણ અહિંઆં મૂલ પ્રકૃતિ એ બ્રહ્મની શકિત છે અને તેથી બ્રહ્મથી તે અભિન્ન છે.

કૃષ્ણ અને રાધાનો સંબંધ કેવા પ્રકારનો છે તે આ પુરાણમાં દર્શાવ્યો છે.

કૃષ્ણ રાધાપ્રતિ કહે છે.

यथात्वं च तथाहं च भेदो हि नावयोर्ध्रुवम् ।। ५७
यथा क्षीरे च धावल्यं यथाग्नौ दाहिका सति
यथा पृथिव्यां गन्धश्च तथाहं त्वयि सन्ततम् ॥ ५८
विना मृदा घटं कर्तुं विना स्वर्णेन कुण्डलम्
कुलालः स्वर्णकारश्च नहि शक्तः कदाचन ।। ५९
तथा त्वया विना सृष्टिं न च कर्तुमहं क्षमः
सृष्टेराधारभूता त्वं बीजरूपोऽहमच्युतः ॥ ६०

\+ + + +

कृष्णं वदन्ति मां लोकास्त्वयैव रहितं यदा ।
श्रीकृष्णं च तदा ते हि त्वयैव सहितं परम् । ६२ ।

\+ + + +

त्वं स्त्री पुमानहं राधे नेति वेदेषु निर्णयः ।
त्वं च सर्वस्वरूपासि सर्वरूपोऽहमक्षरे ॥ ६४ ।
यदा तेजःस्वरूपोऽहं तेजोरूपासि त्वं तदा
न शरीरी यदाहं च तदात्वमशरीरिणी ॥ ६६ ।
सर्वबीजस्वरूपेऽहं यथा योगेन सुन्दरि ।
त्वं च शक्तिस्वरूपासि सर्वस्त्रीरूपधारिणी

શ્રીકૃષ્ણ જન્મખંડ. ૧૫ ૨૧.

જેમ તું છે તે પ્રમાણે હું છું. આપણા બન્તેમાં કોઇ પણ ભેદ નથી. જેમ દુધમાં ધોળાસ છે, તથા અગ્નિમાં બાળવાનો ગુણ છે, પૃથ્વીમાં ગંધ છે તેમ હું તમારામાં છું. માટી વગર કુંભાર ઘડો કરી શકતો નથી તથા સોના વગર કુણ્ડળ પણ સોની બનાવી શકતો

નથી. તેમ તારા વગર હું સૃષ્ટિ ઉત્પન્ન કરી શકું એમ નથી. તુંજ સૃષ્ટિના આધારભૂત છે. હું અચ્યુત બીજ રૂપે છું."

+ + +

તારા વગર હું હોઉં ત્યારે લોકો મને ફક્ત **કૃષ્ણજ** કહે છે, પણ જો તારી સહિત હોઉં તો મને **શ્રીકૃષ્ણજ** કહે છે.

હે રાધા ! તું સ્ત્રી છું અને હું પુરુષ છું એવો નિર્ણય વેદમાં નથી. તું સર્વરૂપ છે હું પણ હે અક્ષરસ્વરૂપ સર્વસ્વરૂપ છું. જ્યારે હું તેજ સ્વરૂપ થઉં છું ત્યારે તું તેજોરૂપ બને છે. જ્યારે હું શરીર ધારણ કરતો નથી ત્યારે તું પણ અશરીરિણીજ છે. હે સુંદરિ ! હું જેમ યોગથી સર્વસ્વરૂપ છું તેમ તું પણ સર્વ સ્ત્રીરૂપ ધારણ કરનાર સર્વ શક્તિ સ્વરૂપ છું."

આ ફકરાઓ ઉપરથી એવું અનુમાન આપણે દોરી શકીએ કે જેઓ રાધાને સાંખ્યની પ્રકૃતિનું રૂપક સમજે છે તેઓની બુદ્ધિમાં તે પ્રકારે સમજવામાં સંભ્રમ થયેલો છે. અહિંઆં રાધાને આત્માની–બ્રહ્મની શક્તિ કહેલી છે. આ શક્તિ સાંખ્યની પ્રકૃતિ નથી. સાંખ્યની શક્તિ પુરુષથી તદ્દન અલગ છે. તેમ પ્રકૃતિ સાથે પુરુષનો સંબંધ સ્ફાટિક પાત્રમાં જેમ પુષ્પની છાયા હોય તેની સમાન છે. એ સંબંધથી જે કાર્ય ઉત્પન્ન થાય છે તે મિથ્યા છે, અનર્થોત્પાદક છે, આપણને બંધનમાં નાંખનાર છે, અહિંઆં આત્મા–બ્રહ્મ અને નિરૂપણ કરેલી શક્તિનો સંબંધ આધાર અને આધેય જેવો છે. આધાર અને આધેય ભિન્ન હોતાં નથી. તેમ બ્રહ્મ અને તેની શક્તિ એક બીજાથી પૃથક્ નથી. બ્રહ્મનો પોતાની શક્તિ સાથેનો આ પ્રકારનો સંબંધ શ્રી

વિષ્ણુપુરાણના પ્રથમ અંશના આઠમા અધ્યાયમાં આપ્યો છે વિશેષ જીજ્ઞાસાવાળાએ ત્યાંથી જોઇ લેવો.

આટલી ચર્ચા પછી આપણે એટલું તો સમજી શકયા કે રાધા તે ઇશ્વરની શક્તિ છે. રાધા અને કૃષ્ણનું-બ્રહ્મ અને તેની શક્તિનું લગ્નવિધિ પૂર્વક થયેલુંજ છે. તે લગ્ન એટલે એ શક્તિનો આવિર્ભાવ તથા વિહાર છે.

**स वै नैव रेमे** એ શ્રુતિ અનુસાર જ્યારે બ્રહ્મને નામરૂપાત્મક લીલા કરવાની ઇચ્છા થઇ ત્યારે પોતાની ઇચ્છાશક્તિદ્વારા એક બ્રહ્મ બે રૂપ બન્યા એમ નીચેની પંક્તિઓમાં કહ્યું છે:

**वर्धते सा व्रजे राधा शुक्ले चन्द्रकला यथा**
**श्रीकृष्णतेजसोऽर्धेन सा च मूर्तिमती सती**
**एका मूर्तिर्द्विधाभूता भेदो वेदे निरूपित:**
**इयं स्त्री स पुमान्किंवा सा वा कान्ता [illegible]मानयम् ।**

હવે જે લોકો એમ કહે છે કે રાધાના નામનો ઉલ્લેખ અન્યત્ર નથી; તો તત્સંબંધિ જણાવવાનું કે આ પણ ગવેષણના અભાવની ખામીજ જણાવે છે. *પદ્મપુરાણ, બૃહદ્ગોતમીય, તથા ઋક્ પરિશિષ્ટ વગેરે ઘણા ગ્રંથોમાં તે નામ છે.

**" राधाया माधवो देवो माधवेनैव राधिका**
**विभ्राजन्ते जनेष्वा ।**

ગોપાલોત્તરતાપનીય ઉપનિષદ્‌માં રાધાને માધવી કહી છે. પુરાણ પછીના કાળમાં તથા જયદેવની ગીતગોવિન્દ રચાઇ તે પૂર્વે પણ અન્ય ગ્રંથોમાં આ નામ છે.

---

*જુઓ પ્રો. આનંદશંકરભાઇનો 'એજવાળાઓ ક્યાંથી પ્રકટી' નામનો નિબંધ ? વસન્ત માસિકમાં.

**सान्द्रं मुदं यच्छतु ...**
**कुर्वन्नजस्रं य... नाप्रवाहसलीलराधास्मरण**
**मुरारेः।**

[......યમુનાના જળમાં રમતી રાધાનું સ્મરણ કરાવતો.
( વિક્રમાઙ્ક દેવચરિત ! બિલ્હણ ઇ. સ. ૧૦૭૦

**प्रीत्यैव बभूव कृष्णस्य ... नेषय ...म्बनः**
**जाता मधुकरस्येवराधाधिकवल्लभा**

[ કૃષ્ણને......રાધાજ સહુથી વધારે વહાલી હતી. ]

**दशावतार चरित-क्षेमेन्द्र.**
ઇ. સ. ૧૦૩૭

પણ કોઇ કહેશે કે ભાગવતમાંતો રાધાનું નામ બિલકુલ નથી તેનું કેમ? તેનો ઉત્તર એવી રીતે આપી શકાય કે ત્યાં રાધા તો છે, પણ તેના નામનો સ્પષ્ટ ઉલ્લેખ નથી. માત્ર સામાન્ય રીતે ગોપીજ કહી છે. રાધાનું નામ નહિ લખવાનું કારણ એ છે કે એ ભગવાનનાં પત્ની હતાં અને તેથી પત્નીનું નામ નહિ દેવું જોઇએ એ જે શિષ્ટાચાર છે તેને અનુસરીને કદાચ ગોપ્ય રાખ્યું હોય એમ સંભવી શકે છે. રાધાનું નામ ભાગવતમાં છે કે નહિ તે બાબતના નિર્ણયમાં વૃથા કાળક્ષેપ નહિ કરતાં રાધા અને કૃષ્ણનો સંબંધ વૈષ્ણવ સંપ્રદાયમાં કેવા પ્રકારનો છે તે સમજવા માટેજ આપણું ધ્યાન આપવું તે યુક્ત છે. દયારામભાઇ પુષ્ટિ સંપ્રદાયના હતા. તે સંપ્રદાયમાં રાધાનું સ્વરૂપ શું છે તેજ આપણે સમજવું યુક્ત ગણાય. આ સંપ્રદાય પ્રમાણે રસાત્મક પ્રભુની સિદ્ધિશક્તિ તે

રાધા છે એવું શ્રીહરિરાયજીએ એક સંસ્કૃત લેખમાં જણાવ્યું છે. તે સંસ્કૃત લેખનો સાર નીચે *પ્રમાણે છે.

રાધામાં મૂળ શબ્દ રાધસ્ છે. વેદમાં અનેક સ્થળે **राधस्** શબ્દનો પ્રયોગ જોવામાં આવે છે. **पतत्ते अग्ने राधः** ઇત્યાદિ વેદ વાક્યોમાં **आनन्दं ब्रह्म राधः** ઇત્યાદિ બ્રાહ્મણ વાક્યોમાં એ શબ્દ વપરાયો છે. ત્યાં તેનો અર્થ સિદ્ધિ થાય છે. તે પ્રમાણે અહિં પણ રાધાનો અર્થ સિદ્ધિ–ભગવાનની મુખ્ય શક્તિ એમ કર્યો છે. કૃષ્ણને 'બહુ વલ્લભ' કહ્યા છે. અન્ય ગોપીઓ પણ ભગવાનની શક્તિઓ છે પણ તે સામર્થ્ય રૂપે છે, સ્વરૂપે નહિ. રાધા એજ ભગવાનની સિદ્ધિ શક્તિ હોવાથી સ્વરૂપાત્મક છે, અને તેથી અન્ય શક્તિઓ–ગોપીઓ કરતાં તેમનું મુખ્ય સ્વામિનીત્વ છે. ગોપીઓ લોકમાં રસાત્મકતા પ્રકટ કરવાને શક્તિ રૂપે છે. રાધા પણ સિદ્ધિરૂપ હોવાથી રસાત્મક સ્વરૂપ જ છે. જેમ આરંભેલું ઘટપટ ઇત્યાદિ કાર્ય જ્યાં સુધી સિદ્ધિ પામ્યું ન હોય ત્યાં સુધી તે અપૂર્ણ છે. આ ઘટ છે, આ પટ છે ઇત્યાદિ વ્યવહારનો વિષય તે બનતું નથી. તેવીજ રીતે આપણે હમણાં ઉપર જણાવ્યું તે રીતે ભગવાન રસાત્મક જોકે છે ખરા પણ રસ સાહિત્યના અભાવે–એટલે જ્યાં સુધી તેમાં સિદ્ધિ નથી સિદ્ધિ શક્તિથી યુત નથી ત્યાં સુધી તે અપૂર્ણ છે. રસ પદના વ્યવહારમાં આવી શકતા નથી. જ્યારે સિદ્ધિ સમન્વિત હોય–રાધા સહિત પૂર્ણ હોય ત્યારે શ્રીકૃષ્ણ રસાત્મક પ્રભુ બને છે. ગીતગોવિંદમાં કૃષ્ણ અને રાધાની સંયોગ અને વિપ્રયોગ શૃંગારની લીલાના વર્ણનમાં

---

*આ લઘુગ્રંથ સંસ્કૃતમાં તથા તેનો ગુર્જરભાષામાં અનુવાદ 'વેણુનાદ' નામના માસિકમાં પ્રકટ થયો છે.

સિદ્ધિ શક્તિ સમન્વિત રસાત્મક પરમતત્ત્વનુંજ વર્ણન કર્યું છે. સિદ્ધિ શક્તિથી સમન્વિત હોવાથી તેની સંપૂર્ણ રસાત્મકતા વર્ણવી છે. દયારામભાઇનાં રાધા કૃષ્ણનાં શૃંગારનાં વર્ણનો આ દૃષ્ટિથી અવલોકવાં જોઇએ.

રાધાના સ્વરૂપ વિષે દયારામભાઇ રસિકવલ્લભના ૮૭ મા પદમાં નીચે પ્રમાણે કહે છે.

" શ્રીસ્વામિની શું સ્વરૂપ તે શુણ કહું સહિત વિવેક;
શ્રીકૃષ્ણ રાધા નામે બે, વસ્તુતઃ જોતાં એક.
જયમ અગ્નિ-જવાળા, ચંદ્ર,-કૌમુદી, સિન્ધુને વળી છોળ,
કહેવાય ભિન્ન અભિન્ન બન્ને વસ્તુ એકજ ખોળ,
જે " **एकमेवाद्वितीयं ब्रह्म** કહ્યું શ્રુતિ જુગ જાણી;
નહી તો થયું ધ્રુવ **एव** શબ્દે અદ્વિતીય શીદ વાણી ?
ભાસે જુગલ વૈ એક બે મળી, હેતુ એ પુનરુક્તિ:
જન દયાપ્રીતમ કૃષ્ણ રાધા એક બે એ યુક્તિ.

આ પંક્તિઓમાં દયારામભાઇ કહે છે કે વસ્તુતઃ રાધા અને કૃષ્ણનું સ્વરૂપ એકજ છે, ભક્ત સંજ્ઞાએ કરીને અગર શાબ્દિક પ્રયોગે કરીનેજ તે ભિન્ન દેખાય છે. પણ જે કોઇ એ બન્ને સ્વરૂપને ભિન્ન સમજે છે તે મૂર્ખ છે. શ્રુતિમાં બ્રહ્મને એક અને અદ્વિતીય કહ્યું છે તેનો આશય પણ આજ છે. એટલે રાધા અને કૃષ્ણ જે દ્વૈત દેખાય છે તે અદ્વૈતજ છે; નહિ તો મૂળ સંસ્કૃતમા જે "**एव**" પ્રત્યય શ્રુતિમાં છે તેના અર્થની સંગતિ બરાબર બનતી નથી, એટલુંજ નહિ પણ તે પદ તદ્દન નિષ્પ્રયોજન થઇ જાય છે. કૃષ્ણ અને રાધાની અદ્વૈતતા જણાવવાને કવિ કેટલાંક દૃષ્ટાંતો આપે છે. અગ્નિ અને જવાળાના

દષ્ટાંતમાં જ્વાળાનો આવિર્ભાવ અગ્નિથકીજ છે અને તે વચ્ચેનો સંબંધ આધારાધેયનો છે. રાધા અને કૃષ્ણનો સંબંધ છે તેવોજ અન્ય દષ્ટાંતોમાં ચંદ્ર, કૌમુદી, સિન્ધુ અને તેની છોળમાં છે અને તે આ અર્થ સ્ફુરાવે છે.

ઉભયની અભિન્નતા રસિકવલ્લભ પદ ૮૮ માં પણ પ્રતિપાદન કહી છે.

શ્રીકૃષ્ણ હોય કદી રાધિકા થઇ જાય રાધાકૃષ્ણ;
ત્યાં કાર્ય કારણ કથનશું ! પૂરણ પરસ્પર તૃષ્ણ.
**आत्मा वै राधिका प्रोक्ता,** વેદની શ્રુતિ એહ,
જન દયાપ્રીતમ કૃષ્ણ રાધા એક નિઃસંદેહ.

દ. કૃ. મણિમાલા ભાગ ૨ જો.

આ પદમાં પુનઃ વેદની શ્રુતિનો ઉલ્લેખ કરીને રાધા અને કૃષ્ણની એકતા સિદ્ધ છે. કૃષ્ણ રાધિકા થઇ જાય છે અને રાધિકા કૃષ્ણ થઈ જાય છે એ એટલુંજ સૂચવે છે કે રસની રસોદ્બોધક શક્તિદ્વારા સ્ફુર્તિ થાય છે ત્યારે તેમાં "રસ" વસ્તુ શું અને તેની શક્તિ કયી તે લક્ષ્યમાં આવી શકતું નથી. આધિદૈવિક પુરુષોત્તમ શ્રીકૃષ્ણ રાધારૂપ પણ પોતેજ થાય છે અને અખંડરાસ પ્રવર્તાવે છે. તેને માટે નીચલું પદ્ય છે—

શ્રીમદ્ રાધિકા શ્રીકૃષ્ણ વસ્તુ એક છે જો,
દેવા ભકતને સુખ યુગલ વપુ વિવેક છે જો. શ્રીમદ્. ૧
આદ્યે એક રૂપ બ્રહ્મ શ્રુતિ ગાય છે જો,
તે એ બે મળીને એક કહેવાય છે જો. શ્રીમદ્. ૨
એમાં અનુભવીને તો સુધી સમજણ પડે જો,
તો પણ અજાણ્યાને મન આશ્ચર્ય અડે જો. શ્રીમદ્. ૩
તે માટે કહું દષ્ટાંત યુક્તિ જોડીને જો,
સાંભળતામાં સંઘ સંશય નાંખે તોડીને જો. શ્રીમદ્. ૪

ત્વચાસહ ચર્ણો જ્યમ એક ભાસમાન છે જો,
અંતરમાં સમાન દિદલ વિદ્યમાન છે જો. શ્રીમદ્. ૫
હાવાં કહું પૃથક પ્રકટ થવા તણી વિધિ જો,
ઘનશ્યામ થકી શ્યામા આનંદના નિધિ જો. શ્રીમદ્. ૬
શ્રીજી સાગર ને લહેરી ભાનુનંદિની જો,
ઇંદુ અલબેલો અલબેલી ચારૂચંદિની જો. શ્રીમદ્. ૭
વિઠ્ઠલ વહ્નિને કીર્તિકન્યા જ્વાલિકા જો,
સૂરજ શ્રીવ્રજેશ કાન્તિ રાધા બાલિકા જો. શ્રીમદ્. ૮
રૂપ રસિકવર છબીલી છાયા તે તણી જો,
પુરૂપ પુરૂષોત્તમ રામા રાધિકા બની જો. શ્રીમદ્. ૯
કૃષ્ણ આત્મા રાધા રાધા કૃષ્ણનો સહી જો,
એમાં અધિક ન્યૂન કોઇ કહેવાયે નહિં જો. શ્રીમદ્. ૧૦
પરસ્પર શોભા એક એકની ભણું જો,
એકલાં ન શોભે કહું દષ્ટાંત તે તણું જો. શ્રીમદ્. ૧૧
કેસરી અરણ્ય જેમ ચંદ્ર જ્યાં જામિની જો,
શિષકેશ દેહી દેહ મેઘ દામિનિ જો. શ્રીમદ્. ૧૨
પરસ્પર ઉભય એકેકમાં વ્યાપી રહ્યાં જો,
પ્રિતમ પ્રિયા પ્રિયા પ્રિત્તમ સંભવે કહ્યાં જો. શ્રીમદ્. ૧૩
અનલ દહનતા જેમ ઘંટા વિષે નાદ છે જો,
સલિલ શીતલતા સુધા વિષે સ્વાદ છે જો. શ્રીમદ્. ૧૪
એ વિધે સ્વરૂપ લાલ લાડિલી તણું જો,
એ બે થકી લીલા સર્વ અપર નહી આણું જો. શ્રીમદ્. ૧૫
સદા રસમય સંભોગી રસ રાસનાં જો,
યુગલરૂપ એ સર્વસ્વ દયા દાસનાં જો. શ્રીમદ્. ૧૬

આ પદમાં દયારામભાઇ કેવી રીતનું લીલા સૃષ્ટિમાં અદ્વૈત માને છે તે અતિ સુંદર રીતે દર્શાવે છે. ભગવાન્ અને ભગવાનના ધર્મ અનન્ય છે. ભગવાનના ધર્મ ભગવાન્‌થી જુદા નથી તે દર્શાવવાને સમુદ્ર તરંગ ચંદ્ર અને ચાંદની અગ્નિ અને જ્વાલા સૂર્ય અને કાંતિ રૂપ અને પ્રતિરૂપના દૃષ્ટાંતો આપે છે. રાધિકા રૂપ પણ ભગવાન પોતે છે છતાં પણ રાધિકા એક એમનો ધર્મ છે. સ્વયંધર્મી છે અને રાધિકા ધર્મ છે. કૃષ્ણ અને રાધા ઉભય ભિન્ન નથી, ઉભયમાં ન્યૂનાધિક કોઇ નથી. અને પ્રભુનું રસત્વ ઉભયની શોભાથી વિશેષ સિદ્ધ થાય છે. કેસરી અરણ્યમાં ચંદ્ર યામિનિમાં (રાત્રીમાં), શીષ કેશથી, દેહ દેહીથી અને મેઘ દામિની (વિજળી) થી જેમ પરસ્પર એક બીજાની શોભા વધારે છે તેમ ભગવાન્ આધિદૈવિક પુરૂષોત્તમ શ્રી કૃષ્ણ રાધા સંગમાં અધિકતર શોભે છે. કૃષ્ણને રાધા ઉભય એકેકમાં વ્યાપી રહ્યા છે. તન્મય થયા છે. તેને માટે દૃષ્ટાંત આપે છે કે અનલ (અગ્નિ) અને દાહકતા ઘંટા અને નાદ, સલિલ અને શીતલતા સુધા અને સ્વાદ, જેમ પરસ્પર અભિન્ન છે, તદાત્મક છે, તેવી રીતે લાલ કૃષ્ણ અને લાડિલી રાધિકાનું સ્વરૂપ આધિદૈવિક સમજવું. સર્વ લીલા ઉભયનીજ છે, એ સિવાય બીજું કોઇ નથી અને એ યુગલ સ્વરૂપ રાસમાં સદા રસમય છે, અને એ દાસ દયારામના સર્વસ્વ છે.

આ રસ અને રસશક્તિ ચણાની બે દાળ જેવી હોવાથી જુગલ રૂપે જણાય છે, પણ વસ્તુતઃ તે એકજ છે.

એક ચણો જ્યમ દ્વિદળ મળીનેજી, સ્વતઃ સિદ્ધ રહ્યા બે હળીનેજી,
સત્ય ચણો જ્યમ ભાસે એકજી, દ્વિદળાંતરમાં વિરલ વિવેકજી.
ત્યમ અક્ષર વેષ્ટિત જુગરૂપજી અનુભવી જાણે વાત અનુપજી
એક રૂપથી રમણ ન થાયજી, બીજું ઇચ્છ્યું સમ વ્રજરાયજી.

પ્રભુનાં બે પ્રકારનાં રમણ છે. ૧ આન્તર રમણ અને ૨ બાહ્ય રમણ. જ્યારે બાહ્ય રમણ કરવાની ઇચ્છા પ્રભુ કરે છે ત્યારે પોતાનામાં રહેલું નિત્ય લીલોપયોગિ સર્વસાહિત્ય બહાર પ્રકટ કરે છે. સ્વહૃદયમાં સ્ત્રીભાવ જે ગૂઢ હતો તે અને સર્વ રસોદ્બોધક ઉપસ્કર બહીરમણાર્થ પ્રકટ કરે છે.

પ્રભુ તો શ્રીસ્વામિનીજી સાથે નિત્ય રમણ કરે છે. આપનું રમણ નિત્ય છે. **आत्मराते ात्मक्रीड: आत्ममिथुन:** ઇત્યાદિ વેદવચન પ્રભુને આત્મારામ તેમ સત્ય કહે છે. ભાત અને પટોળું, રૂપ અને છાયા, એ બન્ને સાથેજ પ્રકટે છે. તો પણ જેમ એક દીવાથી બીજો દીવો થાય તે પણ તેના જેવોજ થાય, તેમ પ્રભુનાજ સ્વરૂપ માંથી શ્રીસ્વામિનીજીનું સ્વરૂપ પ્રકટ થયું, તે પણ પ્રભુ સ્વરૂપજ છે એમ સમજવું.

રાસમણ્ડળમાં મુખ્ય રાધા છે; અર્થાત્ રસના આવિર્ભાવમાં સિદ્ધિરૂપા તે મુખ્ય શક્તિ છે પણ અન્ય સુંદરીઓનાં યૂથ તે પણ રસેશ્વરી રાધાના અંશજ છે. એ શક્તિ સામર્થ્યરૂપા છે.

કેટલાકો અમરકોષની **राधा विशाखा पुष्ये तु सि[illegible]ति-ष्यौ प्रविष्टया ।** એ પંક્તિનો આશ્રય લઇને રાધા એટલે વિશાખા નક્ષત્ર એમ કહે છે. કૃત્તિકાથી વિશાખા ચૌદમું નક્ષત્ર છે. પ્રથમ કૃત્તિકા નક્ષત્રથી વર્ષ ગણાતું હતું. આ રીતે જો કૃત્તિકાથી રાશિઓ ગણવામાં આવે તો વિશાખા અગર રાધા નક્ષત્ર મધ્યમાં આવે છે. તેથી તે રાસમંડળમાં ગણાય છે અર્થાત્ રાસમંડળ તે ફક્ત રાશિમંડળ છે. અને તેની મધ્યમાં રહેતી રાધા તે વિશાખા નક્ષત્ર છે. આ પ્રમાણે જે લોકો માને છે તે ભક્તિમાર્ગના રહસ્યથી તદ્દન અજ્ઞાત છે. તેઓનો પ્રયત્ન શાસ્ત્રસિદ્ધ વસ્તુને રૂપકનો આકાર સમર્પવાનો જણાય છે અને તેથીજ તે અગ્રાહ્ય છે.

દયારામભાઇની ભાવના શ્રી વલ્લભાચાર્યના ભક્તિસંપ્રદાય અનુસાર છે. તે પ્રમાણે રાધા એટલે રસ સ્વરૂપ પરમાત્માની સિદ્ધિરૂપા શક્તિ છે એમ આપણે પ્રતિપાદન કર્યું છે. એક ગરબીમાં દયારામભાઇ કૃષ્ણ પાસે રાધાપ્રતિ નીચે પ્રમાણે ઉદ્‌ગાર કહાડાવે છે.

સાચૂં માંનજે, રૂપાળી રસિક રાધિકે જો,
સકળ સદ્‌ગુણનું ધામ રહિત બાધિકે જો. ૧

* * *

પીતવર્ણ ત્હારૂ માટે પીતાંબર ધરૂં જો;
શ્યામ ને માટે તુજ અંજનનું ચિંતન કરૂં જો. ૭
કમળ ધરૂં ત્હારૂં મુખડું થવા ધ્યાનને જો,
રાખૂં વાંસળી કરવા ત્હારા ગુણગાનને જો. ૮
તારા નેત્ર સમ એ તુને નિરખવાના સુખને જો,
આતુર થયો ઘણું મોહ્યો તારા મુખને જો. ૯
મકર કુંડળ ચપળ કાંઇ એક તારાં નેત્રશાં જો,
શંખ ચક્ર ગદા કંઠ કંકણ કર જસાં જો. ૧૦
એહેવો દુર્લભ છું હું મળતો નથી કોઇને જો.
ત્હારે આધીન થયો જીવું તે હું છું જોઇને જો. ૧૨

દ. કા. સં. ગરબી. ૪ પૃ. ૧૬૬

આ પંક્તિઓમાં કહે છે કે રાસમાં જ્યાં સુધી રાધા ન હોય ત્યાં સુધી રાસ સંપૂર્ણ બનેજ નહિ માટેજ શ્રી કૃષ્ણ રાસની સિદ્ધિ માટે પોતાની સિદ્ધિ શક્તિરૂપ રાધાનો આશ્રય કરે છે. એ સિદ્ધિ શક્તિથીજ પોતે અખિલ રસમય બને છે. રસસ્વરૂપ કૃષ્ણનાં અલંકારાદિ ઉપસ્કરો પણ સિદ્ધિ શક્તિના વિહારજન્ય મોદને માટે છે. પ્રભુ કહે છે કે હું પોતે જોકે રસાત્મક હોઇને અન્યને દુર્લભ છું; છતાં રાધા–સિદ્ધિ

શક્તિને અધીન છું. કારણ કે તે શક્તિના અભાવે રસસ્વરૂપની યથાર્થ રસાત્મકતાજ બનતી નથી, માટે પોતે એજ ગરબીમાં આગળ કહે છે. "ભૂષણ જગતનું હું તું મારો શણગાર છે જો"–પ્રભુ અખિલ જગતના ભૂષણ છે, પણ તેમનો અલંકાર તો રાધા છે. અર્થાત્ સિદ્ધિ શક્તિ રૂપ રાધાથીજ પ્રભુની રસાત્મકતા છે. માટેજ રાધા જો રીસાય તો શ્રીકૃષ્ણ તેમને મનાવે છે. જો ન મનાવે તો રસની સ્ફૂર્તિ તથા વિહાર બનેજ નહિ. તેમ જો કૃષ્ણ રિસાય તો રાધા તેમને મનાવે છે કારણ કે પોતે એક શક્તિજ માત્ર છે, અને તે પ્રભુના આશ્રયે રહે છે. પ્રભુ આધાર છે અને પોતે આધેય છે તો પછી જો આધાર દૂર થાય તો આધેય શી રીતે ટકી શકે? માટે કૃષ્ણ રિસાય તો તેથી રાધાને ઉદ્વેગ થાય એ સ્વાભાવિક છે; અને તેથી તેમને મનાવે પણ ખરા. આ આશયથી કૃષ્ણ રાધાને માનકાળે ઉપાલંભ આપતાં કહે છે.

મનમાં જાણે છે કે કેવા મનાવે છે મુજને જો
એવો રિસાવીશ જે પગે લગાડીશ તુજને જો.

દ. કા. સં. ગરબી ૫ પૃ. ૧૬૭–૧૬૮

રાધા પણ પોતાની સ્થિતિ સમજી જાય છે અને તેથી તેપણ સમય વર્તીને આગળની બીજી ગરબીમાં ઉત્તર આપે છે—

હું પણ જાણું છું ગિરધારી ગરજી છો ઘણા જો,
સ્વાર્થ સાધતાં તો રાખતા નથી મણા જો.
હું એ રિસાવું પણ મન નથી રીસાવતું જો
માટે તમો થકી વઢતાં નથી ફાવતું જો.

આધેય સિદ્ધિ શક્તિરૂપ રાધાને આધાર રસસ્વરૂપ કૃષ્ણની સાથે વઢતાં ફાવતું નથી એવું પોતે કબૂલ કરી લે છે, અને તેથીજ તેને કૃષ્ણથી દૂર રહેવાનું રુચતું નથી. જે. ગો. શાહ.

## પ્રકરણ ૬ ઠું.

## કવિશ્રીના આદર્શ વૈષ્ણવજીવનનાં સૂત્રો.



યારામભાઇ પોતે વૈષ્ણવધર્મના અતિશય આગ્રહી અનેક સંકલ્પો પછી થયા છે એવું એમના ગુરુ શિષ્યસંવાદ તથા રસિકવલ્લભ આદિ ગ્રંથોની વિચારકક્ષા ઉપરથી માલમ પડે છે.

કર્મ જ્ઞાની ભક્તિવંતજી, વિવિધ મળ્યા મને જેજે સંતજી; ૧
તે સર્વના પૃથક્ વિચારજી, કર્મી ભાખે બહુ પ્રચારજી; ૨
જ્ઞાની ભાખે કર્મનો ત્યાગજી, ભક્તિવંત કહે પ્રભુ અનુરાગજી; ૩
સ્માર્ત કહે પૂજા પંચાંગજી, ભક્તાચાર્ય કહે બ્રહ્મના તે સ્વાંગજી; ૪
કર્મઠ યોગી યોગને ભાખેજી, શુષ્ક વેદાંતી ન જ્ઞાનવીણ ચાખેજી; ૫
સેવડા જતીના મલિન વિચારજી, મારણ મોહન ભ્રષ્ટ વિકારજી; ૬
ચિત્ત ચગડોળે ચઢયું બહુ મારૂંજી, બાળક બુદ્ધિથી હું શું નિરધારૂંજી

દયારામભાઇ ઇચ્છારામ ભટ્ટજીના સમાગમમાં આવ્યા ત્યારે તેમણે પોતાની પૂર્વ સ્થિતિનું ઉપર દર્શાવેલા પ્રકારે વર્ણન કરે છે. ઇચ્છારામ ભટ્ટજીએ એ સર્વ શંકાનો પરિહાર કર્યો એમ પણ આપણા કવિશ્રીજ કહે છે કે.

"સૌ શંકનો નિરધાર કીધો, મળ્યા ભક્તિ નિષ્ઠ
ભટ્ટજી મહારાજ કહાવે, ડાકોરાધીશ જેના ઇષ્ટ"

આ સમાગમનું પરિણામ પણ કવિશ્રી જણાવે છે કે—

"સર્વાત્મ નિવેદન કર્યું, સર્વે સમર્પ્યું કૃષ્ણ;
આ લોકને પરલોકની છૂટી ગઇ સૌ તૃષ્ણ.

\+ + + + +

કર્મ જ્ઞાન સહિત ભક્તિ યથાક્રમ સુમાર;
હોત વાત્સલ્ય સહિત સેવા, એક નંદકુમાર.

\+ + + +

શ્રીમદનમોહન પ્રકટ પ્રભુ, સેવ્ય કરી મુજ માથ.
પધરાવીઆ પુષ્ટિ પ્રભુ અનાથ કીધો સનાથ

\+ + +

તેણે કરી સંદેહ છેદયા, ન રહી શંકા લગાર.
રસોદ્બોધક લીલા લલિત, પરમ પુરૂષ પર પ્યાર;
પ્રેમક પૂર્વક શ્રવણ કરતાં વાધી પ્રીત અપાર.
શ્રવણ કીર્તન ગાન કરવા, શીખ ગુરૂએ દીધી
મેં સાદરે તે પ્રમાણી, માથે ચઢાવી લીધી.

આ ઉપરથી સમજાય છે કે દયારામભાઈએ અનેક તર્કવિતર્કવાળું જીવન આગ્રહી પુષ્ટિમાર્ગીય થતાં પહેલાં વ્યતીત કર્યું હશે. બુદ્ધિપૂર્વક પુષ્ટિમાર્ગની શ્રેષ્ઠતા સ્ફુરવાથી કવિશ્રીએ તેનો આગ્રહ પૂર્વક સ્વીકાર કર્યો એટલુંજ નહી પરંતુ સકલ જીવનપર્યંત તત્પ્રતિપાદિત સિદ્ધાંતોનુંજ સ્વ કાવ્યદ્વારા ઉદ્ઘાટન કર્યું, અને તદનુસારી શૈલીથી કૃષ્ણલીલાનો ગુણાનુવાદ મંજુલ પદોથી અને ગરબીઓથી કર્યો.

આ ઉપરથી સમજાશે કે દયારામભાઇએ માત્ર મુખ્યત્વે કરીને ભક્તિમાર્ગીય પ્રકારનાં જ કાવ્યો લખ્યાં. લૌકિક ઉન્નતિ એમને

સ્વતઃ ઇષ્ટ નહિ હોવાથી વિરલજ પ્રસંગે લૌકિક બોધ કરે છે. અલૌકિક કાવ્યોમાં ભગવદ્ગુણ અને લીલાનુવાદ કાવ્યોમાં પ્રભુની અનેક લીલાની રાસોત્સવ ઇત્યાદિનું વર્ણન કર્યું છે. જ્યારે ઉપદેશાત્મક કાવ્યોમાં પુષ્ટિમાર્ગના અને બ્રહ્મવાદના સિદ્ધાંતોનું પ્રતિપાદન કર્યું છે, એ પ્રતિપાદન કવિશ્રીએ એટલું તો સચોટ રીતે કર્યું છે કે કવિશ્રીના સકલ જીવનમાં એમનું મન એ સિદ્ધાંતોમાં કેટલું બધું નિમગ્ન હશે તે સ્પષ્ટ થાય છે. આ રીતે જે સિદ્ધાંતો કવિશ્રીએ પ્રતિપાદન કર્યા છે તે આપણે કવિશ્રીનીજ ઉક્તિના ઉપન્યાસદ્વારા અહિંઆં વિચારીશું.

પ્રથમ કવિશ્રીની લૌકિક બોધવિષયક જે કંઇક સૂચના છે તે દર્શાવી લઇ પછી અલૌકિક વિષય ઉપર કંઇક કહીશું.

દયારામભાઇના શુદ્ધ સ્વરૂપનો હવે આપણે વિચાર કરીએ. કવિશ્રી સ્વતઃ પૂર્ણ નૈતિક જીવનવાળા હતા એટલુંજ નહીં પણ જે બોધ એમણે ઉપદેસ્યા છે તે જો અનુસરવામાં આવે તો જન સમાજનું નૈતિક બળ વધે એ નિઃસંશય છે. શ્રીશુકદેવવત્ દયારામભાઇ ઉપદેશે છે કે મહાન્ પુરૂષના વચનને અનુસરવામાં જ કલ્યાણ છે. મહાન પુરૂષની કૃતિને અનુસરવું નહિ.

" મહોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરીયે
તે કરે ચાહાય તે કામ, આપણ તો મરીયે.

* * *

માટે પ્રમાણ વાટે ચાલવું, ભજવા ગિરિવરધારીરે
મહોટાની ગતિ મહોટા જાણે, દયા દીનતા સારી.

મહા પુરૂષની કૃતિનું અનુસરણ કરવામાં હાનિ છે. મનુષ્યને તો દીનતાજ લાભપ્રદ છે.

કવિશ્રીને મન વાણી અને કૃતિની એકાર્થતા ઇષ્ટ હતી. **मनसि अन्यत् वचसि अन्यत् कृतौ अन्यत्** ના ન્યાયવાળું આચરણ જે હાલ આપણે જોઇએ છીએ તે પ્રભુ પ્રીતિ સંપાદન કરવામાં અનુપયોગી છે. પ્રભુ પ્રીતિ તો શું પરંતુ ચિરંજીવી લોક પ્રિયતાનું સંપાદન પણ 'કહેણી તેવી રહેણી' વિના દુર્લભ છે.

" કહેણી તેવી રહેણી મળે નહિ, કેમ રીઝે વ્રજરાય.

દયારામભાઇએ જન સમાજને જે ઉપદેશ કર્યો છે તે ઉપદેશ પણ તદનુસારી વર્તન કરનારને લાભપ્રદ થાય જ. મનુષ્યે સંગતિ પણ પ્રથમથીજ મહાન પુરૂષોની સાથે કરવી. નીચ સંગતિનો ત્યાગ કરવો. કારણ કે સંસારમાં તરવાનું કે મરવાનું કારણ સંગતિ છે.

" મૂળથી મોહોટી સંગત કરીએ, નીચ સંગત પરહરીએજી
સંગત તેને વશ મન રહે છે, જેથી તરીએ મરીએ–શિક્ષા
શાણાને ( વ્યવહાર ચાતુરી )

**मा गृधः कस्यस्विद् धनम्** " નો ઉપદેશ પણ દયારામભાઇ આપે છે.

" ખરી મહેનતનું દ્રવ્ય જોઇએ, નીચ નજર ન કરીએજી "
સાહસ કર્મ પણ પ્રભુના અને જગતના ભયથી કરવું નહિ. મનુષ્યે ઋણ કરીને વ્યય કરવો નહી. તેમ દ્રવ્ય હોવા છતાં તેને દાટીને દુઃખ ભોગવવું નહિ, પ્રભુએ જે સંપત્તિ આપી હોય તે પ્રમાણે ઉપભોગ કરવો. લક્ષ્મીનો યથાર્થ સદુપયોગ તો પ્રભુની વિત્તજા સેવામાંજ થઇ શકે છે. પૂર્વ શત્રુ જોડે મિત્રતા ન કરવી. આત્મશ્લાઘા અને પરનિંદા

અને પરપત્નીના હાસ્યનો એ સર્વેએ ત્યાગ કરવો. બહુ બોલવાથી અને જીભ કડુ રાખવાથી મોટાઇનો નાશ થાય છે. સુખ દુઃખ સમ ગણવાં અને ગર્વનો પરિહાર કરવો. આપણાથી અધિકના ( મોટાનાં ) દૃષ્ટાંત લેવાં મૂર્ખ મનુષ્યની સાથે વાક્કલહનો પ્રસંગ પાડવો નહિ. પ્રભુ અને ગુરૂમાં શ્રદ્ધા રાખવી. દ્રવ્ય તો આજે છે અને આવતી કાલે નથી એમ સમજીને વિત્તનો લોભ નહિ કરતાં સમાજમાં કીર્તિનું સંરક્ષણ કરવું. નિશ્ચિત વસ્તુને અનિશ્ચિત વસ્તુની પ્રાપ્તિને લોભે ત્યજવી નહિ. સર્વ પ્રતિ વિનય રાખવો તેમાંજ પોતાનેજ શોભા મળે છે. જ્યાં પ્રીતિ વિશેષ કરવી હોય ત્યાં ત્રણ વાતનો ત્યાગ કરવો. વિવાદ, ધન, વ્યવહાર, અને સ્ત્રી સાથે પરોક્ષ વ્યવહાર. મનુષ્યે પ્રભુ સિવાય કોઈ પણ સ્થળે જાર પ્રીતિ કરવી નહિ. વાગ્વ્યવહારમાં મિતાક્ષરતા અને સ્પષ્ટતા તે વૈદગ્ધ્ય સૂચવે છે. સમયને અનુસરીને વર્તવું. તન, મન, અને વસ્ત્ર સ્વચ્છ રાખવાં. પ્રભુ સિવાય સર્વ વસ્તુને જુઠી ગણવી અને તેમાં લુબ્ધ થવું નહિ. દંપતી વચ્ચે દૂત થવું નહિ. પોતાના ઉપર જે કોઇ દુઃખ આવી પડે તેને ધૈર્યથી સહન કરવું. અન્યની પાસે તેનું ઉદ્દ્ઘાટન કરવાથી આપણું કંઇ પણ હિત થશે નહિ. દુર્જન સાથે વિરોધ કરવો નહિ. ચાર આશ્રમમાં ગૃહસ્થાશ્રમ મોટો છે કારણ કે તેમાં રહીને પ્રભુની સેવા સારી રીતે થઇ શકે. પરંતુ દયારામભાઇ કહે છે કે "ઇચ્છામાં આવે તે આશ્રમમાં રહો કારણ કે તેમાં મને લેવા દેવા નથી પણ પ્રભુની સેવા કરવી જોઇએ. હરિ, ગુરૂ અને હરિજનની સેવા અને સ્મરણ કરી સંસારમાંથી મુક્ત થવું." આવાં નીતિ વિષયક જીવન સૂત્રોને "વ્યવહાર ચાતુરી" નામના કાવ્યમાં દયારામભાઇ જણાવે છે. ભક્તનું વ્યાવહારિક જીવન આદર્શમય હોવું જોઇએ. જો કે વસ્તુતઃ તેનું પરમ કર્તવ્ય તો પ્રભુ સેવાજ

છે. તે સિવાય કંઇ પણ અન્ય કર્તવ્ય તેને નથી. છતાં તેનું વ્યાવહારિક જીવન નિષ્કલંક અને શુદ્ધ હોવું જોઇએ. માટે આ જીવન સૂત્રો પોતાના કાવ્યોમાં જણાવ્યાં છે. આ આખું કાવ્ય ઘણું સુંદર હોવાથી અમે વાચકોને માટે અહિંઆં આપીએ છીએ. તે ઉપરથી દયારામભાઇનું જીવન સાંસારિક દષ્ટીથી પણ કેટલું બધું ઉન્નત અને વ્યવહાર કુશળ હતું તેનો ખ્યાલ કરી શકાશે.

( વ્યવહાર ચાતુરીનો ગરબો. )

( રાગ આશાવરી )

"સરવે કામ છોડીને પ્રથમ, ગુરૂ ગોવિંદને ભજીએજી;
સકળ કામના જેથી સીદ્ધિ, વારે તેહને તજીએ; શિક્ષાશાણાને ૧
મૂળથી મ્હોટી સંગત કરીયે, નીચ સંગત પર હરિયેજી;
સંગત તેને મન વશ રેહે છે, જેથી તરિયે મરિયે; શિ. ૨
શ્વેત સુરૂપ રંગ ગુણ કોમળ. સુગંધવંત કપુરજી;
શ્યામ મરી વણ તે ઉડી જાયે, માટે ન રાખે દુર. શિ. ૩
સુગંધી પુષ્પની રક્ષા કારણ, કાંટાવાડ જ્યમ કરીએજી;
કેવડા માંહે સુગંધ રહી છે, કંટક જાણી શું પરહરીયે. શિ. ૪
ઉકરડે જો રત્ન હોય તો, દુર્ગંધી પણ સહેવીજી;
વિજ્ઞાની બાળકની શિક્ષા, શિરપર ધરવા જેવી. શિ. ૫
રીતે ચાલતાં દુઃખ પડે તો, ભલું સુખ અનીતે કુડુંજી;
એસી નાવ બુડે નહીં કહેવત, તરી ઉતરો તો હે ભુંડું; શિ. ૬
વિના વિચારે કામ કરે તે, પાછળથી પસ્તાયેજી;
બગડી બુંદ જે હોય ન સુધરે, મળે ન જે તક જાયે; શિ. ૭
કરજ કરીને ખરચ ન કરીયે, દાટી ના સહિયે દુ;ખજી;
જેવી સંપત્ત તેવું ભોજન, સદા પામીયે સુખ, શિ. ૮

પૂર્વે વૈર તાંહાં સ્નેહનાં કરીયે, પૂર્વે મિત્ર સું વેરજી;
મિત્ર કોક દીન ગુંજ પ્રકાશો, શત્રુ ના છૂટે ઝહેર; શિ. ૯
આપ વખાણુ અવરની નિંદા, પર પત્નીસું હાસ્યજી:
અતિ ભાષણુ કટુ જીભ ચલાવે, મ્હોટમપણાનો નાશ; શિ. ૧૦
સુખ આવે છાકી નવ જઇએ, દુઃખ આવે નવ ડરીયેજી;
આપણુથી અધિકાને જોઇને, ગરવ કલેશને હરિયે; શિ. ૧૧
લોભીજન ધન વડે સાધિયે, ગરવી જોડી પાણુજી;
મૂરખનું મન ગમતું કરીયે, પંડિત સાચી વાણુ; શિ. ૧૨
હરિ ગુરૂ સાહેબથી સાચા રહીયે. સ્રીસું જુઠું કહીયેજી;
મોટાં આગળ કોઇ સમે પણુ, મુખે મ્હોટાં નવ થઇએ; શિ. ૧૩
રીત નભે નહીં રંદા કેરી, વાંસલે વરવું થાયેજી;
કરવતની કક્ષા અહી રાખો, ઉભય લોક સુખદાયે; શિ. ૧૪
કેવળ સ્વારથ કૃતિવાંસુલાની, સહુ પરમારથ રંદાજી;
કરવત બે પાસે સરખું છોલે, રેહે ઘેર રેહે હરિબંદા; શિ. ૧૫
લાખ ગમાવી સાખ રાખજે, સાખે મળશે લાખજી;
લાખ ખરચતાં સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ; શિ. ૧૬
મળી સ્હેજ પોળી નવ તજીએ, દુર મોદિક અભિલાષેજી;
ઉછંગ સુત અળગો કેમ કરીયે, ઉદર ગર્ભની આશે; શિ. ૧૭
સામાને શોભા આપેથી, આપણે શોભા આવેજી;
પતિ સુખ શોભા સ્રીને કરે જેમ, સ્રીને પતિ દર્શાવે; શિ. ૧૮
જે કરતાં પરિણામે હાનિ, તે કારજ ના કરવુંજી;
આપણી પોંચ પ્રમાણે સઘળે, સમજી ડગલું ભરવું શિ. ૧૯
જેથી પ્રીત વધ્યાની ઇચ્છા, તે ધર ત્રણુથી ડરીયેજી;
વિવાદ ધન વેહેવાર પરોક્ષે, વામા વાત ન કરીયે; શિ. ૨૦

માતા પિતા શું હેત ધરીયે, કદી ન ધરીયે દોષજી;
નાગર વેલ વણસે જેમ દળ વણસે, જે પોંચ્યું શતકોશ; શિ. ૨૧
ભાવ રહિતનું અમૃત ભોજન, ક્ષુદ્ર કરીને જાણોજી;
સ્નેહ સહિતનો સુકો રોટલો, અમૃત સમ પરમાણો, શિ. ૨૨
થોડું બોલ્યામાં સુખ શોભા છે, બહુ બોલે પત જાયેજી;
ચો કોડીનો ચાંલો ભાળે, સતના પાછળ થાયે; શિ. ૨૩
કામ વિવેકે કરીયે તદપી, કષ્ટ પડયું તે માંહેજી;
તો પછી હરિ ઇચ્છા એમ લેહેવું, હરખડવું નહીં તાંહે; શિ. ૨૪
પાણી વાણી ને દૃષ્ટિ દૃઢ, રાખી સઘળે જઇએજી;
મોહોટમ આવે માન પામિયે, કહી દુખિયાં નવ થઇએ; શિ. ૨૫
જે ભાવે પૂજે છે તેને, તેહેવો ઉત્તર દઇએજી;
ભાપણમાં ભિતરનું હારદ, સેજે સમજી લઇએ; શિ. ૨૬
જે વિના ચાલે ના તેની, મરજી રાખી રહેવુંજી;
સમો આપણે સમજી લેવો, ભૂલ્યું બગડયું સેહેવું; શિ. ૨૭
તન મન વસન સુવિમળ રાખિયે, આળસ ક્રોધ ન કરવોજી;
પરદુઃખ દેખી પ્રસન્ન ન થાવું, પાખંડ ધર્મ ન ધરવો. શિ. ૨૮
મ્હોટા જનની અદબ રાખવી, બાળને શિક્ષા દેવીજી;
ગુરૂજન સેવા દયા દીનસું, સ્ત્રીને વશ કરી લેવી; શિ. ૨૯
દિવસે વાત વિચારી કરીયે, નીશા વિવેક છાનીજી;
કોઇ સમે કોઇ કેહેલું સાંભળે, ઉપજે મ્હોટી હાની. શિ. ૩૦
મ્હોટા સાથે નવ બગાડવું, નીચ ભલાઇ ન સારીજી;
નૃપ યોગીનો નહી આસંગો, ક્ષણમાં કરે ખુવારી; શિ. ૩૧
નમી ભીંત પરનાળા બારી, નવ કરવું તે હેઠજી;
ભગ્ન ભ્રષ્ટ તન કળી પસ્તાવો, વણ સ્વારથની વેઠ. શિ. ૩૨

જાર જુગારી તસ્કર વ્યસની, વિશ્વાસે નવ રહેવુંજી;
વહેવારે વેપારે લજ્જા, ન ધરવી સ્ફુટ કહેવું. શિ. ૩૩
હરિવિના કયહું લુબ્ધાઇ ન જાવું, જુઠું સર્વ સમજવુંજી;
કાળ ઝપેટો અચક લાગશે, ભગવત ભજન ન તજવું. શિ. ૩૪
જે જે વાતે મીઠું કડવું, આપણુને જેમ લાગેજી;
તેજ પ્રમાણે સમજી લેવું, સહુને સુખ દુઃખ જાગે. શિ. ૩૫
દંપતી વચ્ચે દૂત ના થાવું, કુડી સાખ ન ભરવીજી;
ના કરીએ અરિકેરી ચુગલી, અધરમ પક્ષ ન કરવી. શિ. ૩૬
માણુસ જોઇને કામ પાડીયે, મૂરખ મિત્ર ન કરીયેજી;
હડ ના કરવી ખોટી વાતે, ક્રુર દેવના સ્મરીયે. શિ. ૩૭
દીન સગાને દઈ ન માગવું. દે ઘણું માગે વાળીજી;
દાનો દુશ્મન ગુણે મારીયે, શઠે ન ઉંચું ભાળી. શિ. ૩૮
મરમ વચન કોઇને નવ કહિયે, સુણતાં તે સંકોચજી;
વાટે જતાંનું કષ્ટ કાપીયે, જ્યાહાં લગી આપણી પોંહોંચ. શિ. ૩૯
મધુરી વાણી વદીએ સહુથી, ઉદર રાખીએ ઉંડુંજી;
મળ્યા મનુષને પ્રાણુ આપીયે, કોનું ન કરીયે ભૂંડું. શિ. ૪૦
કૃતિ ઉપકાર ના ભુલી જઇએ, ગુણુ સઘળેથી લેવોજી;
અનદાતાને અધિન રહેવું, લાલચ દગો ન દેવો, શિ. ૪૧
મ્હા મ્હોટું કંઇ સંકટ આવે, તો શ્રીહરિ શરણે જાવુંજી;
હીંમત રાખી ઉપાય કરવો, પ્રાણુમુક્ત ના થાવું. શિ. ૪૨
મૂરખથી કયહું મમત ન કરવો, ગાંઠ ગોદડે દેવીજી;
આણી ચુકાવી કામ કહાડવું, આગળ બણુસે કેવી. શિ. ૪૩
કદળી ઢોલ કુટીલજન કાઠી, કાપ્યાવણુ ફળ નાપેજી;
દુષ્ટની સામા સાધુ ન થાવું, થાતાં અતિ સંતાપે. શિ. ૪૪

કામ કપેચું આવે, ત્યારે ધીરાં થાવું જાણીજી;
જલદ થવાથી જોખમ લાગે, પત્થર હેઠળ પાણી. શિ. ૪૫
જેવો સમો વિધિ પણ તેવી, કરતાં કારજ થાયજી;
એક રીતે અટકી નવ રહેવું, રોગ પ્રમાણે ઉપાય. શિ. ૪૬
અગમ વિચારી સરવે કરવું, ગલત કર્યહું ના રહેવુંજી;
સહુનું વચન વિચારી જોવું, રોમ રોમ ચિત્ત દેવું. શિ. ૪૭
ગુણવંતની ઇતરાઇ ના કરવી, વૃદ્ધપણે લાલાઇજી;
ગુમાન ગરજ સમે નવ ધરવું, ભાગી જાએ ભલાઇ. શિ. ૪૮
પર ઘર જઇને દુઃખ ના રોવું, કોઇ ન થાયે વિભાગીજી;
પાછળથી પસ્તાવો ઉપજે, ભાર જાય સહુ ભાગી. શિ. ૪૯
પરઘરમાં ન અચાનક જાવું, વાત કરી નવ હસવુંજી;
ગુંજ કરતાં હોય બે જણાં ત્યાં, વણ તેડ્યાં નવ ધસવું. શિ. ૫૦
કાવતકમ કુમક વણ સજ્જને, દુરીજન સાથ ન વઢવુંજી;
ગજ ગ્રહેવાનો સામન લઇને, બકરી બંધન ચઢવું. શિ. ૫૧
રીતે પણ મોટાને વાદ ન કરવો ખોટા સાથેજી,
ખરાબ કામે પત્થર નાખી, છંટાવું નિજ હાથે. શિ. ૫૨
ભાણે બેસીને ભૂખ્યો ઉઠે ચાકર ન રાખે માઝાજી;
અણ જાણ્યા ઉપર રીસાવે, એ ત્રણે મુર્ખના રાજા. શિ. ૫૩
કલેશની ઉપર કલેશ રાખવો, ક્રોધની ઉપર ક્રોધજી;
મન મોહ મદ મચ્છર ના ધરવો, મનને કરવો બોધ. શિ. ૫૪
આ વ્યવહાર ચાતુરી શિક્ષા, ધરશે ઉરમાં રાખીજી;
ભવ સુખ હરિ ભક્તિ પદ લેહેશે, ઉભી આબરૂ રાખી. શિ. ૫૫
પચ્ચીસ પચાસનું ખત ના લખીયે, અંતે આવે એકજી;
ગળે પડે કોઈ ગુલામ માણસ, હાણિ વિત્ત વિવેક. શિ. ૫૬

સકળ ચાતુરી એક વચનમાં, કહું છું સહુ સાંભળજોજી;
હરિ ગુરૂ હરિજન સેવી સમરી, જનમ મરણ ટળજો. શિ. ૫૭
આશ્રમ ચાર વિષે ગૃહસ્થાશ્રમ, એક વાતથી મ્હોટોજી;
શ્રી હરિની સેવા બની આવે, માટે નહિ તે ખોટો. શિ. ૫૮
મત ભાવે આશ્રમ માંડો, મારે નહિ લેવા દેવાજી;
દયો કહે મ્હારે તે મ્હોટો, જે કરે કૃષ્ણની સેવા. શિ. ૫૯

**મૂ. તુ. તેલીવાળા.**

આ પ્રમાણે દયારામભાઇ આરૂઢ પુષ્ટિમાર્ગીય ભક્ત હતા. તદુપરાંત નીતિમાન્ હતા તેઓનો વ્યવહાર ચાતુરીનો ગરબો ઉપરની બીના સિદ્ધ કરે છે. વળી તેમનું વ્રજભાષામાં લખાયલું 'સતસૈયા' કાવ્ય તો તેમના જીવનના અરિસા સમાન છે. તેમાં તેમનાં જીવનનાં સર્વ સૂત્રોનું સ્વચ્છ પ્રતિબિમ્બ જોઇ શકાશે. શુદ્ધ અગર નિર્મળ જીવન કોને કહે તેનો ખુલાસો કરતાં તેઓ કહેવું છે.

કરિ કષ્ટા કિય અમલ ઉર કૃષ્ણનામ નહિ લેત.
ફ્લ ન કછૂ જ્યોં બોય બિન, ઉગે ન સુધર્યો ખેત.

મહા કષ્ટે કરીને નિર્મલ હૃદય કદાપિ કર્યું, અને જો કૃષ્ણનું નામ ના લીધુ ત્યારે સઘળો લીધેલો શ્રમ વૃથા છે એમ સમજવું. જેમ ખેતરને સુધારીને ચોકખું કર્યું હોય પણ જો તેમાં બી વાવવામાં ન આવે તો સર્વ નિષ્ફળ જાય છે.

તેઓ સારી પેઠે સમજતા હતા કે ગર્વ તે ભક્તિવૃક્ષને કાતરી ખાનાર પ્રચણ્ડ કીડો છે. માટે ભક્તિમય જીવન ગાળનારે આ દોષથી સાવધાન રહેવું.

પ્રભુ તેં તો કછુ ડરી કહા, નિપટ ચલે દગમીચ.
અરે નીચ અભિમાન તજી પર્યો રીચ મુખ લીચ.

હે દુષ્ટ જીવ! તું તદ્દન આંખો મીચીને અર્થાત્ કશું પણ વિચાર્યા વગર શું વર્તન કરે છે? કંઇક પ્રભુથી ડરીને તો ચાલ. મિથ્યા અભિમાન શા માટે તું કરે છે. તે તને હમણાંજ કચરી નાંખશે. આ ઉપરથી સિદ્ધ થશે કે પોતે પણ ગર્વથી ડરીને પોતાનું વર્તન ચલાવતા.

હરિ ભકતનું જીવન નિષ્કપટ હોવું જોઇએ તે માટે તેઓ કહે છે.

ગુન નિકેત, અવદાત, રુઝ, સહિ કરી પરદુઃખ નાશ.
ઢાંપત હે પરગુઝકો, શ્રીહરિદાસ કપાસ.

હરિભકતનું જીવન કપાસના જેવું સાદું અને નિષ્કપટ હોય છે. જેમ કપાસ ઝુંડાય, લોઢાય, પીંજાય, કંતાય તથા વણાય અને વસ્ત્રરૂપ થાય છે અને અન્યની આબરૂ ઢાંકે છે તેમ હરિભક્ત પોતે દુઃખ સહન કરીને પણ અન્યની પ્રતિ ઉપકારજ કરે છે.

સંસારના સુખ દુઃખથી મનને ખિન્ન કરવું નહિં. ચિત્તને સર્વદા પ્રસન્નતામાં રાખવું. લૌકિક વસ્તુઓમાં પોતાપણાની આસકિત રાખવાથીજ દુઃખ ઉત્પન્ન થાય છે, માટે પોતાપણું છોડવું જોઇએ.

સરનિગ્ન શિર સલિલ અતિ, તાકો તનકનભાર;
અપની કરિઇક ગગરી લઇ, લગત ગરિષ્ટ અપાર ૪૧૯

સરોવરમાં જ્યારે ડૂબકી મારીએ છીએ ત્યારે માથા ઉપર હજારો મણ પાણીનો ભાર હોય છતાં પણ તે આપણને લાગતો નથી, પણ જો એક ગાગરનું બેડું માથા ઉપર મૂકયું હોય તો તેનો ભાર આપણને એકદમ લાગે છે, તેનું કારણ એ છે કે ગાગરને આપણી પોતાની ગણી છે. આ નિયમથી આપણે જાણી શકીએ છીએ કે દુનિયામાં જે કંઇ દુઃખ છે તેનું મૂળ પોતાપણામાં છે. માટે દુ;ખમાંથી મુક્ત થવાને પોતાપણું છોડી દેવું જોઇએ.

વળી તેઓ કહે છે કે કામ, ક્રોધ, મદ, મોહ ઇત્યાદિક જે દોષો છે તે ક્ષુધાની પેઠે ઉદય પામે છે, પણ જ્યારે તેમને ભક્ષ્ય મળે છે ત્યારે તે શાન્ત થઇ જાય છે. પણ લોભ એવો છે કે તે આકાશની માફક ધરાતોજ નથી. માટે લોભને સર્વથા ત્યજવો જોઇએ.

કામ, ક્રોધ, મદ, મોહ સો છુધલોં પ્રકટ રુ શાંત
કબહૂ લોભ આકાશલોં, ધાવત મિલે ન અંત.

કવિશ્રીનું જીવન કેવું ઉત્તમ વિચારોથી ઘડાયેલું હતું તે આવાં અનેક જીવનસૂત્રો ઉપરથી જોઇ શકાશે. સ્થળસંકોચને લીધે એ સર્વની અહિંઆં સમીક્ષા કરી શકાય એમ નથી, આમ છતાં પણ કેટલાકો એમ કહે છે કે જો કવિનું જીવન શુદ્ધ આદર્શમય હોય તો શા માટે તેમણે શૃંગારરસનું વર્ણન કાવ્યોદ્વારા કર્યું હશે ? આદર્શમય જીવન ગાળનાર તો શૃંગારનો યત્કિંચિત્ પણ સ્પર્શ થવા દેતો નથી આ શંકાનો ઉત્તર કવિ પોતેજ આપે છે.

નર વિહાર વર્ણુ અશ્રે, સો સ્વસ્તિદ શ્રીરંગ;
જુરિ ધૃત ત્રિવહી જીમિ અમી, હોઇ જુરાંકુસ સંગ.

મનુષ્યના વિહારનું વર્ણન કરવાથી અકલ્યાણ થાય છે, એટલે ચિત્ત વિષયાસક્ત બને છે, પણ શ્રી હરિના વિહારનું વર્ણન કરવાથી તો કલ્યાણ થાય છે, જેમ જ્વરથી પીડાતા માણસને ધૃત–ઘી આપ્યું હોય તો તેનું અહિત કરે છે, તે વિષ સમાન બને છે પણ જો તેજ ઘી જ્વરાંકુશની ગોળીની સાથે હોય તો તે અમૃત બની જાય છે. માટે આ વિહાર વર્ણન હરિના સંબંધી હોવાથી તેમાં અકલ્યાણની ભીતિ રહેતી નથી. અર્થાત્ હરિની વિહાર લીલાથી જીવનું ચારિત્ર્ય મલિન બને છે, એમ જેઓ માને છે તે ખોટું છે. કવિ આગળ કહે

છે કે હરિનો ભક્ત ભલે કોઇ કરણી કરે પણ તેથી તે કરણીને વશ થતો નથી. તેને શરીર ધરતાં અગર ત્યજતાં જન્મ મરણનું દુઃખ થતું નથી. કારણ કે શરીરોત્પત્તિ ઇશ્વરેચ્છાએ થાય છે એવી એની માન્યતા હોય છે. ( સતસૈયા, ૫૨૮ )

ચિત્તના નિરોધ માટે દયારામભાઇને અતિ આદર હતો; તેથી જ્યારે જ્યારે ચિત્તવૃત્તિ સેવાના કાર્યમાંથી જો અલ્પ સમયને માટે પણ સ્ખલિત થતી ત્યારે ત્યારે તેઓ તે ચિત્તના નિરોધ માટે એકદમ પ્રભુને પ્રાર્થના કરતા. અહિંઆં તે વિષયના આખા પદની બે પંક્તિઓ ઉતારી છે.

"મ્હારૂં ઢણુકતું ઢોર ઢણુકેછે સહુ નગ્રમાં, સીમ ખેતર, ખળું કાંઇ ન મૂકે,
ના જાવું જાય ત્યાંહાં ના ખાવું ખાય તે, રખડવું નિત્ય તેહેમાં ન ચૂકે;
( દ. કા. સં. પૃ. ૨૬૦. )

જ્યાં સુધી હૃદયના મળ ગયા નથી ત્યાં સુધી પ્રભુ પ્રસન્ન કરી શકાતા નથી માટે પ્રથમ તો હૃદયમાંથી મળનો ત્યાગ થવો જોઇએ. આ વિષય ઉપર એક આખી ગરબી તેમણે લખી છે, પણ તેમાંથી ફક્ત એકજ ટૂક અત્ર આપીએ છીએ—

હરિ તુને પ્રસંન તે ક્યમ થાયે, તાહારા મનનું કપટ ન જાય;
તાહરા દીલનો છળ નવ જાય, પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય.
દ. કા. સં. પ. ૨૬૩

દયારામભાઇનું જીવન આદર્શમય હતું, અને તે આદર્શમય સૂક્ષ્મ જીવનનું પ્રતિબિમ્બ તેમના અક્ષરદેહરૂપી અરિસામાં પડ્યું છે જો કે દયારામભાઇ આદર્શમય જીવન માટે નીતિના સૂત્રોનું સંરક્ષણ

બરાબર રીતે થવું જોઇએ એમ કહે છે, છતાં ફક્ત નીતિમય જીવનજ ભક્તને માટે બસ નથી. કારણ કે નીતિ તો માત્ર, વ્યાવહારિક અગર સામાજીક જીવનના સંબંધમાં છે. ફક્ત લૌકિક જીવનના ઉત્કર્ષ માટે છે, પણ અલૌકિક જીવન માટે તો ભક્તિ છે. ભક્તિ એ મુખ્ય વસ્તુ છે અને નીતિ એ ગૌણ છે. નીતિ એ ઉચ્ચ જીવનની સીડીનું પ્રથમ પગથીયું છે. જ્યારે ભક્તિ તેનું છેલ્લું પગથીયું છે. આનો અર્થ એવો સમજવાનો નથી કે ભક્તોનાં જીવન નીતિથી શૂન્ય હોવાં જોઇએ. દયારામભાઇનું કહેવું એવું છે કે અમુક સ્થિતિ પછી જ્યારે તે ભક્ત ઉચ્ચ કોટિમાં મૂકાય છે ત્યારે તેને સંસારના વ્યવહારની અપેક્ષા રહેતી નથી, તેથી તે નીતિશાસ્ત્ર ઉપર ધ્યાન આપતો નથી. કારણ કે જેમ ઘટમાં મૃત્તિકા ઓત પ્રોત રહેલી છે અગર વસ્ત્રમાં તંતુ રહેલા છે, અગર પુષ્પમાં સૌરભ રહેલી છે તેમ તે ભક્તના જીવનમાં નીતિ પૂર્ણ રીતે ભરાયલી જ છે. નીતિના સિદ્ધાંતો સ્વયમેવ તેની કૃતિમાં, વાણીમાં, અને વિચારમાં પ્રકટ થાય છે. આથી તેને નીતિભંગનો દોષ લાગતો નથી. ભક્તના જીવનનો મુખ્ય ઉદ્દેશ શો છે તે 'મન પ્રબોધ' નામના કાવ્યમાં જણાવ્યો છે. આ કાવ્યમાં બાળાક્ષરીના અનુક્રમે બધા વર્ણો લઇને, દુહા લખ્યા છે અને તેમાં પોતાના મનને પ્રબોધ આપ્યો છે. જેમકે—

કક્કા કોટિ કારજ છોડીનેરે. ભજીલો શ્રીકૃષ્ણ કૃપાળ;
નહિ તો પાછળ પસ્તાવો થશેરે, આવી જાશે અચાનક કાળ. ૧
ખખ્ખા ખોટું સહુ શ્રીહરિ વિનારે આદે મધ્યે અંતે દુઃખરૂપ:
અનુભવી વાત કહું છું હું ખરીરે, માટે સમરો શ્યામ સ્વરૂપ. ૨

ઇત્યાદિ૦

જે. ગો. શાહ.

## ( ૨ )

## દયારામભાઇનાં કેટલાંક જીવન સૂત્રો.

૧ અખંડ ભગવન્નામોચ્ચારણ કરવું.

૨ શ્રીપુરૂષોત્તમને અર્પણ કર્યા વગરનું અન્ન જળાદિ કાંઇ પણ ખાન પાન ન કરવું.

૩ દૃઢ આશ્રય શ્રીપૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણનો રાખવો.

૪ સર્વ પ્રાણી માત્રમાં પ્રભુ બિરાજે છે, એ મતિથી સર્વેનું ઘટિત સન્માન કરવું.

૫ પરોપકાર જેવું કંઇ સન્માન નથી. અને ત્હેમાં કોઇને પ્રભુને માર્ગે લગાડવો એ સમાનતો કોઇ પણ શ્રેષ્ઠ પરોપકાર નથી.

૬ અભક્ષ્ય ભક્ષણ કે અપાન પાન કદી પણ કોઇએ ન કરવું.

૭ કોઇ પણ પ્રાણીનો આત્મા ન દુઃખાય એવી રીતે વર્તવું.

૮ કોઇ પણ પ્રકારનું દુર્વ્યસન ન કરવું.

૯ સત્પુરૂષોની જ સંગતિ કરવી, અને અસત્પુરૂષોથી સદા દૂર રહેવું.

૧૦ પ્રાણીમાત્ર ઉપર દયા રાખી, અતિથિ સત્કાર ગૃહસ્થે અવશ્ય યથાશક્તિ કરવો.

૧૧ શુદ્ધાચાર ( સદાચાર વિચાર ) આગ્રહ પૂર્વક રાખવો.

૧૨ ભગવદ્દભક્તિ કે ભગવદ્દજ્ઞાને કરીને મુક્તિ ઇત્યાદિ થાય છે. પણ એમાં શ્રેષ્ઠ અને સરળ સહેજે સર્વથી બની આવે એવી તો શ્રીભગવાનની જ્ઞાન સહિત સ્નેહ ભક્તિ કરવી એ જ છે.

૧૩ અન્યાય અથવા અધાર્મિક રીતે દ્રવ્યોપાર્જન ન કરવું. સદાચરણ નીતિ ધર્મને કદાપિ ન છોડવાં.

૧૪ સર્વ વસ્તુ પ્રભુએ ઉત્પન્ન કરેલી છે. અને તે પ્રભુએ આપેલી છે. માટે યાવત્ પદાર્થ માત્રની માલકી સત્તા શ્રીકૃષ્ણ પરમાત્માની માની અહંતા મમતા છોડી દેવી અને તેમને પર બ્રહ્મ પ્રીત્યર્થે વાપરવાં.

૧૫ સદા સત્યજ બોલવું.

૧૬ જગમાં પ્રાણીઓનો પરસ્પર નદી નાવ સંજોગ છે. એમ જાણી હળી મળીને શાંત સ્વભાવથી સ્વધર્મરૂપ વર્ણાશ્રમના ધર્મ બંધારણમાં રહીને પ્રભુની ભક્તિ કરવી ને પરલોકમાં એ આત્મ ધર્મજ સહાયક થાય છે. તેથી ભગવદ્ ધર્મ ન મૂકવો.

૧૭ અજ્ઞાનથી ભક્તિ ન કરવી. પણ પ્રભુનું યથાર્થ મહાત્મજ્ઞાન ધરાવીને અચળ ભરોંસો શ્રીભગવાનનો સર્વે બાબતમાં રાખી પ્રભુ ઉપર દિન પ્રતિદિન સ્નેહ વધારતા જવો.

૧૮ ગમે તે ધર્મમાં રહો પણ પ્રભુને સાચા સ્નેહથી ભજશો તો જ કલ્યાણ થશે.

૧૯ પર સ્ત્રી મા બ્હેન કે દીકરી તુલ્ય જાણી સ્ત્રીઓના સંગીનો પણ સંગ ન કરવો, કારણ કે સ્ત્રીઓના પ્રસંગથી મ્હોટા મ્હોટા દેવ સરખા મુનિઓ પણ ફસાયા છે માટે બહુજ સાવધ રહેવું.

૨૦ હરકોઈ જાતિના ભૂખ્યા માણુસને અન્ન અને વસ્ત્ર ઓડવા કે પહેરવા ન હોય ત્હેને અન્ન અને વસ્ત્ર દાન કરવું.

૨૧ ત્રિગુણાતીત પરાત્પર પરબ્રહ્મ એકજ છે. ને ત્હેનાંજ સર્વે અવાંતર રૂપો દેવ મનુષ્યાદિ છે. તે પ્રભુ અનંત જ્ઞાનઘન છે. તથા પૂર્ણ પરમાનંદ છે; અને જીવ અલ્પજ્ઞ અને સ્વલ્પાનંદી છે, સર્વના સાક્ષી સ્વતંત્ર અધિષ્ઠાતા છે, ને જીવ પરતંત્ર

છે. પ્રભુ દેહથી આત્મા ભિન્ન છે, આત્મા નિત્ય છે, ને દેહ અનિત્ય છે. આત્મ ધર્મ નિત્ય ને દૈહિક અનિત્ય છે. જન્મ, સ્થિતિ વૃદ્ધિ, રૂપાન્તર, ક્ષીણતા, નાશ, સુખ દુઃખાદિદોષવિકારો શરીરના છે, ત્હેમાંનો કોઇ પણ વિકાર પરમાત્માને નથી. અને તે પરમાત્મા અંશરૂપ આત્મા છે, તે આત્માનો કદી પણ ક્ષય નથી. માત્ર દેહનોજ પંચભૂતમાં લય થાય છે. આત્મા સદા શુદ્ધ છે. અને દેહ માત્ર મૂત્રાદિ અપવિત્ર પદાર્થોથી ભરેલો અપવિત્ર છે. આત્મા અને દેહને જાણનાર સાક્ષી ચૈતન્ય અંતર્યામી પણ અધિષ્ઠાતા છે, અને દેહ, જ્ઞાન રહિત છે, મન, બુદ્ધિ ચિત્ત અહંકારાદિ સર્વની ઉપર સત્તાધીશ અન્તર્યામી ઇશ્વર છે. આત્મા દેહનો આધાર છે. અને તેથી તે આત્મતત્ત્વ ચૈતન્યના આધારે ટકે છે. આત્મા વિકારરહિત છે, ને દેહ વિકાર લે છે. આત્મા પરમાત્મા સ્વયંપ્રકાશના અંશ રૂપ હોવાથી દેહમાં એક સ્થળે વિરાજતા છતાં સર્વત્ર અંગમાં ચૈતન્યરૂપે પ્રકાશ કરે છે. આત્માને કોઇ પણ પ્રકારનું આવરણ નડતું નથી. ને દેહને આવરણ વસ્ત્રાદિકથી થઇ શકે છે. આવાં કારણો અનેક છે. ત્હેનો વિચાર કરી દેહને દેહના સંબંધરૂપ સર્વ પ્રકારના પ્રપંચ વિષયથી અલગ થવાને દેહના ત્હેના સંબંધીરૂપ સર્વ પદાર્થો ઉપરથી અહંતામમતારૂપ પ્રપંચની આસક્તિ બુદ્ધિનો ત્યાગ કરી સત્ય નિત્ય પરમાત્માનેજ વિષે પ્રીતિ કરવી મુમુક્ષુને યોગ્ય છે. છતાં તે દેહમાં પ્રાણાત્માનો સંબંધ જારી હોય ત્યાં સુધી. ઉપર પ્રમાણે દયારામભાઇનાં જીવનનાં સૂત્રો છે.

મૂ. તુ. તેલીવાળા.

## પ્રકરણ ૭ મું.

## અન્ય કવિઓ સાથેની સરખામણી.



યારામભાઇનાં કાવ્યોના વર્ગીકરણુની રેષા દોરી ગુર્જર સાહિત્યમાં એ કવિશ્રીને કયું સ્થાન ઘટે છે તે હવે આપણે જોઇએ. પાશ્ચાત્ય સંસ્કૃતિનો ભારતવર્ષમાં સ્પર્શ થયો ત્યાર પહેલાંની ગુર્જર સાહિત્યની દશા પ્રાયઃ ધાર્મિક નૈતિક હતી, નરસિંહ મહેતાથી આરંભીને દયારામભાઈ પર્યંતના કોઇ પણ કવિનું દૃષ્ટિ બિંદુ સામાન્ય રીતે ભગવદ્ગુણુગાનમાં હતું. ગુર્જર ગિરાના કાવ્ય સાહિત્ય પ્રતિ દૃષ્ટિ કરતાં આપણુને માલુમ પડે છે કે સાહિત્યની સેવા કરવામાં મુખ્યત્વે કરીને ભક્તો છે. ગુર્જરગિરાના પ્રદેશને વિશાળ અને ઉન્નત બનાવવામાં ભક્ત કવિઓએ પોતાની મહાન્ ઇશ્વરદત્ત બુદ્ધિનો ઉપયોગ કર્યો છે. આ ભક્ત કવિઓએ પ્રથમ તો ભક્ત તરીકેજ ભજન કર્યું છે. સૃષ્ટિના સાધારણુ વિષયો ઉપર એમની કવન શક્તિનો ઉપયોગ તેઓએ કર્યો નથી પણુ તેઓએ તેનો ઉપયોગ સૃષ્ટિના મહામંડળના અધિપતિના સ્વરૂપ, ગુણુ અને ક્રિયા વર્ણુવવામાં કર્યો હોય એમ આપણુને પ્રત્યક્ષ થાય છે. આ ભક્તોને કવિ તરીકે પ્રસિદ્ધ થવાની ઇચ્છા નહોતી. પણુ ભક્ત તરીકે ભગવદ્જ્ઞાન વા ભગવદ્દાસ્ય પ્રાપ્ત કરવું એજ તેમને ઇષ્ટ હતું અને વસ્તુતઃ અદ્યાપિ પર્યંત આપણે તેમને ભક્ત તરીકે જ ઓળખતા આવ્યા

છીએ. સંસ્કૃત ભાષા જ્યારે નષ્ટ પ્રાયઃ થવા લાગી અને પ્રાકૃત આધુનિક ભાષાઓ જ્યારે ઉદ્‌ભવવા લાગી ત્યારે પ્રત્યેક ભાષામાં પ્રથમ ભક્ત કવિનું જ કવન છે. કેવળ કવિનું નહી. ગુર્જર સાહિત્યની રંગભૂમિ ઉપર પ્રથમ સૂત્રધાર નરસિંહ મેહેતા છે. નરસિંહ મહેતા સૃષ્ટિના સાધારણ વિષયોનું વર્ણન નહિ કરતાં અખિલ વિશ્વમાં પરમ રમણીય પરમ તત્ત્વનુંજ વર્ણન કરવામાં પોતાની સર્વ કવન શક્તિનો ઉપયોગ કરે છે. 'હું કવિ છું' એવું ભાનજ ગુર્જર ભક્ત કવિઓને ઘણું મોડું થયું છે. આવા ભક્ત કવિઓએ ગુર્જર સાહિત્યને આદિથી તે અદ્યાવધિ શણગારીને અત્યંત દીપાવ્યું છે. આદિમાં નરસિંહ મહેતા મીરાંબાઈ અને ગોપાલદાસ આદિ છે. મધ્યમાં પ્રેમાનંદ આદિ છે અને અંતમાં દયારામભાઇ છે. આ સર્વમાં દયારામભાઈ અને એમના પૂર્વે થઇ ગયેલા કવિઓની જે વિશેષતા અથવા તો વિલક્ષણતા છે તેનું આપણે દિગ્દર્શન કરીશું અને એ દ્વારા કવિશ્રીને કયું સ્થાન ઘટે છે તેનો નિર્ણય સૂચવીશું.

દયારામભાઇની કંઇક અંશે અન્ય કવિઓ સાથે સરખામણી કરવામાં આપણે અનુક્રમે સામળ, પ્રેમાનંદ, ભાલણ, વિષ્ણુદાસ, મીરાં અને નરસિંહ સાથે સરખાવીશું. આ ક્રમ ગુજરાતી સાહિત્યના ઇતિહાસે નોંધેલા ક્રમને અનુસરીને નથી, પણ તેમના કાવ્યોના વિષય પ્રમાણે છે. કારણ કે ઇતિહાસની દૃષ્ટિએ તો નરસિંહ મીરાં વગેરેથી તુલના કરવી જોઇએ; પણ અહિંઆં વિષય પ્રમાણે તુલનાનો સિદ્ધાન્ત છે. શામળ તથા પ્રેમાનંદ કરતાં મીરાં તથા નરસિંહ વગેરેનાં કાવ્યોમાં ભક્તિનું પ્રાધાન્ય વધારે છે માટે પ્રથમ બાહ્ય દૃષ્ટિએ સામળ તથા પ્રેમાનંદ વગેરે સાથે સરખાવીને આન્તર દૃષ્ટિથી મીરાં તથા નરસિંહની સાથે આપણે સરખાવીશું.

દયારામભાઇને શામળની સાથે સરખામણી કરી શકાય એમજ નથી. આ બન્ને કવિઓ ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવની માફક એક બીજાથી ઘણા ભિન્ન અને દૂર છે. સામળ સાંસારિક જીવોને સંસારના અનુભવો શીખવાડે છે. જ્યાં સુધી સંસાર સંબંધ છે ત્યાં સુધી વ્યવહારમાં માણસોએ એક બીજાના પ્રતિ કેવા પ્રકારનું વર્તન રાખવું તે બાબત એ પોતાના છપ્પામાં જણાવે છે. એટલે સામળ દુન્યવી જીવન કેમ ગાળવું, તેને કેવી રીતે સુખી બનાવવું વગેરે વિષયના ઉપાયો સૂચવે છે, પણ દયારામ તો આ અલિક સંસારના મિથ્યા સુખોની તૃષ્ણા નહિ કરતાં, પરમ સુખની પ્રાપ્તિ જો કોઇ જીવને કરવી હોય તો પ્રભુની ભક્તિ કરવી અને તેની સાથે સંબંધ બાંધવો એવું સૂચવે છે. સામળ લૌકિક નાયક નાયિકાના પ્રેમની વાતો કરે છે, પણ કેટલીક વખત તો આ કાવ્યશાસ્ત્રની રીતિ પ્રમાણે યથાર્થ નાયક નાયિકા તેમાં નથી, તેથી લૌકિક રસ પણ રસાભાસમાં પરિણમે છે.

દયારામભાઇની કવિતામાં તો પરમ પ્રભુમાંજ પ્રેમ રાખવાને કહેવામાં આવ્યું છે, આથી તે પ્રેમ ઉત્કૃષ્ટ કોટિનો છે. તેમાં રસાભાસનો દોષજ નથી. પ્રાકૃત લોકના મનને ચમત્કૃત કરવાને સામળ અદ્દભુતરસનું વર્ણન આપે છે. પણ શિષ્ટજનો તો ભગવાનના માહાત્મ્ય વર્ણનમાંજ ખરો અદ્દભુત રસ છે, એમ માને છે, અને તેથી સામળની કવિતા માટે રસિકો ઓછો સત્કાર દેખાડે એ વાસ્તવિક છે, સામળ એ ઘણી નીચિ ભૂમિકામાં રહીને પોતાની કવિતાની પાંખો ફફડાવે છે. દયારામ અતિ દૂર સુદૂરે ગગનાંગણને પણ ભેદી દિવ્ય અને ઉચ્ચભૂમિકાના પ્રદેશમાં વિહાર કરે છે; પણ વડ્ઝવર્થના Skylark ની માફક ઉચ્ચ પ્રદેશમાં પોતાનું ઉડ્ડયન છતાં ભૂપૃષ્ઠની ભૂમિકાને તે ભૂલી

જતા નથી, તેથીજ એના **Skylark** કાવ્યની દિવ્યરસ સુધાનું પાન ફક્ત શિષ્ટ અને શિક્ષિત અગર રસિક હૃદયોજ કરે છે, એમ નથી પણ પ્રાકૃત જનો કરી શકે છે; અને તેમાં પ્રાકૃત જીવનના જે મલાંશો છે, તેનો ત્યાગ કરી શકે છે. કવિ તરીકે સામળ પ્રેમાનંદ કરતાં પણ ઘણોજ ઉતરતો છે, એમ વલ્લભ કવિ (પ્રેમાનંદનો પુત્ર) પોતાના ગ્રંથોમાં કહે છે—આધુનિક સાક્ષરોનો પણ એજ અભિપ્રાય છે. તો પછી ભક્ત કવિ દયારામની સાથે તુલામાં એ શી રીતે બેસી શકે ?

પ્રેમાનંદ અને દયારામભાઇ ઉભય મહાન્ કવિઓ છે. ઉભયે પ્રભુનાં ગુણગાન કર્યાં છે. પરન્તુ પ્રેમાનંદ માત્ર કવિ છે, જ્યારે દયારામભાઇ ભક્ત કવિ છે. શબ્દ લાલિત્ય, સુકોમલ ભાવો ઇત્યાદિ આલેખવામાં દયારામભાઈ પ્રેમાનંદ કરતાં વિશેષ ઝળકે છે. પરંતુ દયારામભાઇ પ્રાય-ભક્ત હોવાથી પ્રેમાનંદવત્ દીર્ઘ આખ્યાનો લખતા નથી. પ્રેમાનંદને ગુર્જર ભાષાની સેવા કરવાની પ્રતિજ્ઞા હતી જ્યારે દયારામભાઇને શ્રીવલ્લભાચાર્યની સેવાની પ્રતિજ્ઞા હતી. "વલ્લભમતની કીધી સેવ" દયારામભાઇએ સ્વતઃ અષ્ટ સખાના સુરદાસાદિનાં કીર્તનોના મહાન અભ્યાસી હોવાથી તે મહાનુભાવીઓનાં રસાત્મક, ભાવાત્મક પદોનું ગુર્જર ગિરામાં અવતરણ કર્યું છે. દયારામભાઇ અને પ્રેમાનંદને વિચિત્ર ઉપમા આપીએ તો એક મેઘદૂત

---

અન્યને રુચવામા રુચ્યો અમને તો સામળ છેક પ્રાકૃત કવિ લાગે છે. દયારામભાઈની સાથે એને સરખાવવો એ અયુક્ત છે. અસંગત ગ્રામ્ય કલ્પનાઓમાં વિહાર કરતાં એનાં કાવ્યો સામાન્ય જનોને રૂચે એ સ્વાભાવિક છે, ને તેમાંથી લૌકિક લાભ ક્વચિત્ થાય પણ ઇશ્વર ભક્તિમાં તેનાં કાવ્યો બિન ઉપયોગી છે.

વા ગીતગોવિંદ કહેવાય. જ્યારે અન્ય નૈષધ વા રઘુવંશ કહેવાય. માનુષ હૃદય વિશેષે સ્ત્રી હૃદયના કોમળભાવો જેવા દયારામભાઇએ રસાત્મક વાણીમાં યોજ્યા છે તેવું પ્રેમાનંદમાં તો ક્યાંહી પણ દૃષ્ટિ ગોચર થતું નથી. પ્રેમાનંદ તો પ્રાયઃ પૌરાણિક અનુવાદક કથાકાર છે. કાવ્યની વિશાલતામાં પણ દયારામભાઇની વિશેષતા છે. સમકાલીનોમાં દયારામભાઈ અદ્વિતીય હતા. લોકપ્રિયતા પણ વિશેષ દયારામભાઇ એજ ભોગવેલી. પ્રેમાનંદની કવિતા દયારામની માફક નવ રસવાળી છે તો પણ પ્રેમાનંદ ફક્ત આખ્યાનકારજ છે.

દયારામની કીર્ત્તિ ફક્ત આખ્યાન કર્તા તરીકેજ નથી, પણં તે કરતાં બીજી ઘણી રીતે ઝળકે છે. કાવ્યનો પ્રકાશ ફક્ત આખ્યાનમાંજ હોતો નથી. એ વિચાર સ્વરૂપની માફક અખિલ કાવ્ય સૃષ્ટિમાં નાનારૂપે વ્યાપવો જોઇએ. દયારામે પણ પ્રેમાનંદની માફક "સત્યભામા વિવાહ" "રૂકમિણી વિવાહ" નાગ્નજિતી વિવાહ" તથા "અજામિલાખ્યાન" વગેરે આખ્યાન યોજ્યાં છે. પણ તેમની કવિત્વ શકિતને એટલાથી સંતોષ થયો નહિ, તેથી તેમણે પ્રેમાનંદના અષ્ટાવક્રાખ્યાનની માફક રસિક વલ્લભ, રસિકરંજન ઇત્યાદિ ગ્રંથો રચ્યા અને તેથી તત્ત્વ દર્શનને કાવ્યમાં ઉતાર્યું. જો કે પ્રેમાનંદના અષ્ટાવક્રાખ્યાન અને દયારામના રસિકવલ્લભ વગેરેમાં ઘણીજ વિલક્ષણતા છે, તો પણ પ્રેમાનંદે અખાની માફક તત્ત્વજ્ઞાન શાંકર વેદાન્તને અનુસરીને કાવ્યમાં ઉતાર્યું; અને તે વિષયમાં અખા કરતાં પણ વધારે સફળતા પ્રાપ્ત કરી તેમ દયારામભાઇ એ શુદ્ધાદ્વૈત તત્ત્વને કાવ્યમાં ઉતાર્યું અને પ્રેમાનંદ કરતાં અધિક સફળતા પ્રાપ્ત કરી છે. આ વાતનો ઇન્કાર કોઇ નિષ્પક્ષપાત વાચક કરી શકે નહિ, આમ

છતાં પણ તેમના–દયારામના હૃદયની પીપાસા શાન્ત થઇ નહિ. તત્ત્વનાં ચૂંથણાં ચુંથવામાં કાઇ પણ લાભ જીવને થતો નથી. તેથી ફક્ત પરમ પ્રભુની સાથે પ્રેમ કેવી રીતે વધારવો તે સંબંધીના ઉપાયો અનેક પદ, ગરબીઓ વગેરે બનાવીને દયારામે સૂચવ્યા છે. એટલે કે તેની કવિતા પ્રેમાનંદની માફક નવરસમાં વિહાર કરે છે, છતાં પણ તે ભકિત રસમાં વધારે વિહાર કરે છે. આ ભકિત રસ એના કાવ્યને ચિરંજીવિત્વ આપે છે. પ્રેમાનંદે પણ ભગવાનની લીલાનું વર્ણન દશમ સ્કંધમાં કર્યું છે, તથા તે ભગવાનના પ્રેમની કંઇક ઝાંખી એની 'ભ્રમર પચિશી'માં જણાય છે. પણ આ સર્વ ફકત કવિ તરીકેજ કરેલું છે. ભકત કવિ તરીકે નહિ. દયારામની 'પ્રેમ-રસ ગીતા'નો વિષય અને "ભ્રમર પચિશી"નો વિષય એક છે છતાં ઉભય કવિની વિલક્ષણતા એકદમ જણાઇ આવે છે. 'ભ્રમર પચિશી'નો લેખક ફકત કવિ છે, જ્યારે પ્રેમરસ ગીતાનો કર્તા કવિ તો છે પણ તે ઉપરાંત ભકત પણ છે. પ્રેમાનંદે ફકત ગુજરાતી ભાષામાંજ કવિતા કરી છે, જ્યારે દયારામે ગુજરાતી ઉપરાંત, વ્રજ, હિંદી, તથા મરાઠીમાં પણ કરી છે.

દયારામભાઇ શ્રીવલ્લભાચાર્યના જ સિદ્ધાંતોમાં સર્વત્ર અનુસરે છે. તેમ પ્રેમાનંદ અમુક સિદ્ધાન્તને અનુસરતા નથી, વેદાન્ત ઉપનિષદ્ વગેરેમાં દયારામભાઇનું જ્ઞાન પ્રેમાનંદ કરતાં ચઢે છે એ તો ઉભયનાં કાવ્યો વાંચનારને સ્પષ્ટ પ્રતીત થાય છે.

દયારામભાઇ અને અખા વચ્ચે કોઇપણ પ્રકારનું સામ્ય નથી. ઉભયમાં વૈષમ્યજ છે. દયારામભાઇનો શબ્દો અને ભાષા ઉપર ઘણો કાબૂ છે. અખો ભાષા પ્રતિ બેદરકાર છે. તેની વાણી કર્કશ અને

લૂખી છે. દયારામની વાણી મૃદુતા અને મીઠાશથી ભરેલી હોવાથી તમામનું મનહરી લે છે. 'ભાપાને શું વળગે તે ભૂર જે રણમાં જીતે તે શુર' એ અખાનું વચન દયારામભાઇ જેવા શબ્દ રસિક કવિને તુચ્છજ લાગે. અખો માયાવાદનાં ગીતો ગાય છે, જ્યારે દયારામભાઇનાં કાવ્યો બ્રહ્મવાદનાં પોપક છે. અખો માયાવાદી છે જો કે એના કાવ્યોમાં પણ ક્વચિત્ અદ્વૈત પૂર્વક ભક્તિની છાયા દૃષ્ટિ ગોચર થાય છે. અને તે જગ્યાએ દયારામ નરસિંહ મહેતા અને અખો એ જાણે એકજ તત્ત્વનું પ્રતિપાદન કરતા હોય એમ ભાસે છે.

જુઓ અખાની વાણી ભાગ ૧. પાનું ૧૫-૧૬ કડવું. ૧૦-૧૧

તો પણ માયાવાદના અતિશય શ્રવણને લીધે મોટા ભાગે અખાના કાવ્યોમાં માયાવાદની છાયા જોવામાં આવે છે, અખામાં હૃદય કરતાં બુદ્ધિનું પ્રાબલ્ય વિશેષ છે, અને તેને લીધે એનાં કાવ્યોમાં બુદ્ધિનો ચમત્કાર લાગે છે પરંતુ કાવ્યમાં અભીષ્ટ હૃદયના માર્દવનું દર્શન થતું નથી. તેણે ભક્તિ વિષે લખ્યું છે પણ તે ભક્તિમાં હૃદયની ભિનાશ નથી. બુદ્ધિ વૈભવ છે. હૃદયનું માધુર્ય નથી. દયારામભાઇનાં કાવ્યોમાં હૃદયનું માધુર્ય વિશેષ છે. અને કાવ્ય તરીકે તેમણે લખેલાં કાવ્યો બ્રહ્મવાદ અને પ્રેમ માર્ગનાં પુષ્ટિ માર્ગમાં પ્રતિપદે પોષક છે. ઉભય કવિનો નિજ મંતવ્યને માટે અતિશય આગ્રહ છે. અને તેને લઇને પરમતને વાસ્તે કર્કશ વાણિનો ઉપયોગ કરે છે. અખાને શ્રીવલ્લભાચાર્યના માર્ગ પ્રતિ અરૂચિ છે, તેમ દયારામભાઇને શંકરાચાર્યના મત પ્રતિ છે.

દયારામભાઇ સમ્પ્રદાય સારમાં કહે છે કે-" શંકરી શઠ ઉચ્ચારી " ઉભય કવિ બહુ શ્રુત છે. એટલું તો કહેવુંજ પડશે. અખાએ એના ઉભરા ગદ્યમાં કાઢયા હોત તો કંઇ

ઠીક દેખાત. જે વિચારો એણે કવિતા રૂપે યોજ્યા છે, તે ઉપરથી તેણે કવિતાનો ઉપહાસ કર્યો હોય એમ લાગે છે. જ્યારે દયારામભાઈએ બ્રહ્મવાદ અને પ્રેમ માર્ગના ઉત્તમોત્તમ સિદ્ધાંતોનું સુશ્લિષ્ટ અને મનોહરપદોમાં યોજન કર્યું છે. એ વિચારો એટલા તો સરળતાથી યોજ્યા છે કે એમનાં કાવ્યોનું ઉપર ટપકે વાંચનાર એના તત્ત્વજ્ઞાનના મહાન્ ગ્રંથોના તત્ત્વ જ્ઞાનને વિસ્મરી ભ્રાન્તિથી કેવળ કાવ્ય ગણવા મંડી જાય છે, પાંડિત્યમાં પણ દયારામભાઇ અખાથી ચઢે છે. અખો માત્ર માયાવાદનું જ પિછાણ કરાવે છે, જ્યારે દયારામભાઇ 'સં૦ દાય સાર' જેવા ગ્રન્થમાં અનેક મતોનું ખંડન મંડન કરે છે. કવિ તરીકે દ ારામભાઇ ઉત્તમ છે એ નિર્વિવાદ જ છે. જો કે ઉભય ક િની પ્રવૃત્તિ પારલૌકિક વિષયમાં હોવાથી તે સર્વથા નિર્દોષ ગણાવી જોઇએ.

ઉભય કવિ એકદેશીય છે, છતાં પણ કહેવું જોઈએ કે યારામભાઇનું એક દેશીત્વ એમના ગ્રંથોદ્વારા પણ સર્વ મત મતાંતરોના જ્ઞાન પૂર્વક છે, જ્યારે અખામાં અન્યમતોનું જ્ઞાન જણાતું નથી. અખો માત્ર માયાવાદમાં ગ્રસ્ત થયો છે, જ્યારે દયારામભાઇ રસિકવલ્લભ અને સંપ્રદાય સાર જેવા ગ્રંથોમાં અનેક મતોનું ખંડન મંડન કરે છે, એથી એમ સમજાય છે કે દયારામભાઇનું પાંડિત્ય અખા કરતાં વિશેષ છે.

આ ઉપરાંત દયારામભાઇને સ્વ સ્વરૂપની અલૌકિકતાની જે સ્ફુર્તિ છે તે અખામાં દૃષ્ટિગોચર થતી નથી. દયારામભાઇનું હૃદય અહોનિશ પ્રભુના સ્વરૂપની ભાવના કરવામાં મગ્ન રહેતું. આથી જ તેમણે ફક્ત સ્વરૂપ ભાવનાજ નહિ પણ લીલા ભાવનાનો પણ અનુભવ કર્યો હતો, તે ભાવનાને તેઓ સિદ્ધ કરી શકયા હતા. આથીજ પ્રપં-

ચની વિસ્મૃતિ તેમને થઇ હતી અને સ્વ હૃદયની આસક્તિ શ્રીકૃષ્ણ ચંદ્રના ચરણ સરોજમાં થઇ હતી. આવા પ્રકારનો નિરોધ કંઇક અંશે તેઓ પ્રાપ્ત કરવાને પ્રભુ કૃપાથી સમર્થ થયા હતા. એટલે એમણે ફક્ત પુષ્ટિ સંપ્રદાયના તત્ત્વનું જ્ઞાનજ પ્રાપ્ત કર્યું નહોતું. પણ તે અનુભવથી સિદ્ધ કર્યું હતું. અખામાં શાંકર વેદાન્તનું જ્ઞાનજ ફક્ત હતું, તેમાં અનુભવની ખામી હતી. દયારામભાઇને થયેલા પ્રત્યક્ષ અનુભવ પોતે 'અનુભવ મંજરી' નામના કાવ્યમાં જણાવ્યા છે. તેમને થયેલા અનુભવની પ્રતીતિ આપણને નીચેના અવતરણ ઉપરથી થઇ શકશે.

શ્રી વલ્લભકુળ નિજ રૂચિ, વર દીધો અધરામૃત આપી.
રૂકિમણી તુલ્ય કરીશ તું સેવા; આત્મારામે આલાપી, નિર્ભય થાનેરે ૬

શ્રીગુરૂપદ શિર ધરી નિજ ભાખ્યો, ભવના પાપ સહુ બોળ્યાં,
મેં તો પુષ્ટિનો અંત જન્મ તુજ, માફી દોષ કહી ડોલ્યા, નિર્ભય. ૭

તું તે પ્રાણ નિજ મહાપ્રભુ બોલ્યા, અચળ વાણી કહી ફરીને;
ધાર્યું છે તે સિધ્ધજ કરજો, બોલ્યા કરૂણા કરીને, નિર્ભય ૮

નિજ ઇચ્છાથી શ્રીગોકુલપતિ, શિર કર દઈ વર દીધો;
ત્રિલોકમાં તુજને કોઇ ન જીતે, મહા અનુગ્રહ કીધો, નિર્ભય. ૯

શ્રીજીમાં ચિત્ત અખંડિત રહેશે, ચિંતા સકળ પળાશે,
શ્રીદ્વારિકેશ્વર શ્રીજી વાતો કરશે, સંશય સર્વે જાશે, નિર્ભય ૧૦

ફરી નથી અવતરવું સુણ મારા થા અખંડ ગોકુલવાસી;
શ્રી સ્વામિની મંદિર ઉર તાહરે શિર કર ધરિ કરી દાસી. નિર્ભય ૧૧

---

* આ પ્રસિદ્ધગ્રંથ છે અને તેમનું અપ્રસિદ્ધ સાહિત્ય હમો પાસે છે.

શ્રીપુરૂષોત્તમ નિજ રૂચિ બોલ્યા, કદા ન રહેશો ત્રાસે;
કર્તવ્ય કશું તારે છે નહી, રહો પ્રભુ દ્રઢ વિશ્વાસે, નિર્ભય ૧૨
ઇત્યાદિક કરૂણા શ્રીજીની શ્રી વલ્લભ બળે લે જોઇ,
તે આગળ તુને વિઘ્ન કરવાને, સમર્થ છે નહી કોઇ. નિર્ભય ૧૩

દયારામ કૃત મણિમાળા ભાગ ૨ પૃષ્ટ ૨૮૧.

દેશ પર્યટણ પણ દયારામભાઇએ કરેલું, કવિ તરીકે દયારામભાઇ ઉત્તમ છે એ નિર્વિવાદ છે. અખા અને દયારામભાઇમાં તારતમ્ય એ છે, કે અખામાં શુષ્ક જ્ઞાનની કઠોરતા છે; જ્યારે દયારામભાઇમાં પ્રેમ માર્ગનું માધુર્ય છે. વસ્તુતઃ અખો જ્ઞાની છે, જ્યારે દયારામ ભક્ત કવિ છે. અખાની કવિતા માત્ર રણના પ્રદેશમાં થઇને વહે છે, પણ દયારામની નવ રસ વાહિની કવિતા સુંદર લીલોતરી તથા વનસ્થલીવાળાં ભગવલ્લીલા રૂપ સુંદર પ્રકૃતિનાં દશ્યોથી અલંકૃત સ્થાનોમાં થઇને વહે છે.

પ્રેમાનંદ પછીથી ભાષાન્તરનું સ્તુત્ય કાર્ય મંદ પડી ગયેલું તેને પુનઃ હાથમાં લેનાર, પોતાની મોહક ગરબીઓથી મુગ્ધ બનાવનાર, પોતાની તાલબદ્ધ સંગીતની વાણીથી રસબોળ કરનાર, પોતાની નીતિ બોધની ભાવનાઓથી અને સતસૈયા ઇત્યાદિ કૃષ્ણ ગોપીના મનહર વૃત્તાન્તોથી અજબ કરનાર ડભોઇ નિવાસી દયારામભાઇ જ હતા.

ગુજરાતના કૃષ્ણોપાસક કવિઓમાં મીરાંબાઇ એક છે. મિરાં-બાઇનાં પદો કોમલભાવ, ઇત્યાદિ ગુણોથી યુક્ત છે છતાં પણ નર-સિંહની ભક્તિથી કોઇ અન્ય પ્રકારની ભક્તિથી એ પદો પ્રેરાયલાં છે.

મીરાંના પદો કેવળ ભક્તિ વિષયનાંજ છે. મીરાં કોઇ પણ સ્થળે શાસ્ત્રીય જ્ઞાન નરસિંહની માફક દર્શાવતાં નથી પરંતુ એની ભક્તિ ઉંચા પ્રકારની છે. શ્રીવલ્લભસંપ્રદાયમાં એનો સ્વીકાર થયો ન હતો અને ચૈતન્ય મતનો પ્રસાર બંગ દેશમાં થયો હતો. ચૈતન્ય યદ્યપિ વલ્લભાચાર્યના સમયમાંજ થયેલા પરંતુ જયદેવ આદિ કવિઓએ માધ્વ મતને અનુસાર ભક્તિ ગ્રહણ કરી મધ્વની માફક સર્વ વિષ્ણુના અવતારોના પ્રતિ સમાન ભક્તિ નહી રાખતાં કેવળ કૃષ્ણમાં જ ભક્ત, તેમણે દર્શાવી છે અને તે ભક્તિનેજ પોતાના કાવ્યમાં ગાઇ છે. મીરાં મધ્વના દ્વૈતમતને માનતાં હતાં નરસિંહની માફક કોઇ પણ જગ્યાએ બ્રહ્મવાદનો ઉદ્બોધ મીરાંબાઇનાં પદો કરતાં નથી. રા. તનસુખરામ ભકિતને આ પ્રકારે જણાવે છે "પ્રેમનું પરિણામ ભકિત છે. મીરાંની ભકિતનું પરિણામ આત્મ નિવેદન કે આત્માર્પણ છે. આત્મ નિવેદનનું પરિણામ અભેદ છે એમ પરિણામે પ્રેમભકિતદ્વારા જીવાત્મા પરમાત્માનો અભેદ અનુભવે છે. વસ્તુતઃ મીરાંનાં પદોનો વિચાર કરતાં આ કથન કેટલેક અંશે સંકોચવું યોગ્ય લાગે છે. તેમનું પરિણામ ભકિતને કહેવા કરતાં પ્રેમ એજ ભક્તિ અને મીરાં આત્મ નિવેદન ઇત્યાદિ કરે તો પણ કોઇ પણ જગ્યાએ મીરાંનો આત્મા કૃષ્ણમાં વિલીન કરી અભેદ અનુભવ કર્યો હોય એવું એના પદો માંથી તો સ્ફુરતું નથી. એનાં પદમાં તો કેવળ એક પ્રેમ મરત ભકત પ્રભુમાં સ્ત્રી ભાવથી સંબંધ રાખીને સંયોગ વિપ્રયોગના આલાપો કાઢે છે. મીરાંનાં કાવ્યોમાં સેવ્ય સેવકનો ભેદ એટલો તો સુદૃઢ છે કે એ કાવ્યોમાં અદ્વૈત પૂર્વક ભકિત નરસિંહ મહેતાની માફક સ્ફુરતી નથી. મીરાંની કવિતા અલૌકિક વિષયક છે એ વાત ખરી પરંતુ તેથી દયારામભાઇની

કવિતા લૌકિક શૃંગારમૂલક કહેવી એ કહેનારનું દયારામના હૃદયનું અને કાવ્યોનું અજ્ઞાન સૂચવે છે. મિરાંબાઇની કવિતા કેવળ ભાવપ્રેરિત અને નરસિંહ મહેતાની માફક ચેષ્ટાપ્રધાન નથી; પરંતુ દયારામની કૃષ્ણ વિષયક કવિતા પણ કેવળ મીરાંબાઈના જેવી કેવળ ભાવમય હોવાથી અને કૃષ્ણ વિષયક હોવાથી અને કોઇ પણ પ્રાકૃત મનુષ્ય પ્રાકૃત નાયક નાયિકાના પ્રેમના અનુભવો વર્ણન કરતાં નહિ હોવાથી દયારામભાઇનાં કાવ્યોને લૌકિક શૃંગાર મૂલક કહેવું એ તેમનાં કાવ્યોનો અબોધ જ સિદ્ધ કરે છે.

મીરાંબાઇ પોતે જીવ ગોસ્વામીના સમયમાં થયેલાં એમ એમનાં પ્રચલિત કાવ્યો ઉપરથી માલુમ પડે છે. તેમજ ૨૫૨ વૈષ્ણવની વાર્તાઓમાં અજબ કુંવરબાઇની વારતા ઉપરથી જણાય છે કે એ બે નણંદ ભોજાઇ હતાં. અજબ કુંવરબાઇ શ્રીગુસાંઇજીનાં શ્રી વલ્લભાચાર્યજીના દ્વિતિયપુત્ર શ્રીવિઠ્ઠલેશ્વરનાં સેવક હતાં. આથી વૃંદાવનમાં આવેલા માધ્વ સંપ્રદાયના આચાર્ય અને ભક્તો મીરાંના કાવ્યો પ્રોત્સાહક તરીકે નીવડયાં હોય એ માનવું વધારે યુક્ત લાગે છે. મીરાંનાં કાવ્યોમાં કવચિત્ 'રામ' શબ્દ આવે તેથી એના ઉપર રામાનુજની અસર જોવા જવું એ ઠીક લાગતું નથી. ચૈતન્ય સંપ્રદાય મધ્વનો ઉપસંપ્રદાય છે. તેથી 'રામ' નામ અથવા તો 'કૃષ્ણ' નામ મીરાંના પદમાં આવે તો પણ એમનાં પદોમાં સર્વત્ર ભક્તિ સેવ્ય સેવકભાવપૂર્વક હોવાથી અને દ્વૈતપૂર્વક હોવાથી મીરાંનો કાવ્ય દેહ માધ્વ મતને અવલંબે છે. જોકે મીરાં સ્વતઃ સ્ત્રી હોવાથી એનાં કાવ્યોમાં સ્ત્રીહૃદયની કોમળતા તો છે જ. દયારામભાઇની માફક મીરાંનો અંગીકાર શ્રીમદ્વલ્લભાચાર્યના માર્ગમાં

થયો નહતો, તથાપિ મીરાંના કાવ્યનો વિષય સર્વથા નિર્દુષ્ટ હોવાથી એમનાં કાવ્યોમાં પણ કાવ્યોનો શુદ્ધ ઉદ્દેશ ઘણે અંશે સચવાયો છે.

હવે આપણે દયારામને ભાલણની સાથે સરખાવીએ. ભાલણ ૧૬ મા શતકમાં થઇ ગયો છે. આ કવિ પાટણનો રહિશ છે. એની કૃતિઓમાં નળાખ્યાન, રામબાલ ચરિત, રામવિવાહ, દશમસ્કંધ, કાદંબરી, શિવભીલડીસંવાદ અને કૃષ્ણવિષ્ટિ મુખ્ય છે. કેટલાક સાહિત્ય લેખકોનું એવું મન્તવ્ય છે કે દયારામના કેટલાક કાવ્યમાં ભાલણનું અનુકરણ છે. આ અભિપ્રાય સાક્ષર શ્રીકેશવલાલભાઇએ પણ સાહિત્ય પરિષદના દ્વિતીય અધિવેશન સમયે પ્રમુખ સ્થાનમાંથી પ્રકટ કર્યો છે. તેઓશ્રી કહે છે—નરસિંહ, ભાલણ અને પ્રેમાનંદનો ઘટ્ટ પરિચય દયારામભાઇની વાણીમાં જોઇએ છીએ, પણ એ ફક્કડ કવિ કોઇનો દેવાદાર રહ્યો નથી. મહેતાને નામે નવાં પદ જોડીને ભાલણની દશમ લીલાનો પોતાની વાણીમાં ઉદ્ધાર કરીને અને પ્રેમાનન્દના ઓખાહરણમાં ભારોભાર ઉમેરો કરીને દયારામે ઋણીઋણ વાળી દીધું જણાય છે." આ કથન વિષે એટલુંજ કહીશું કે જો એક કવિના જેવું બીજો કવિ લખે, અગર એક કવિના કાવ્યની વસ્તુ આ છે અને બીજા કવિના કાવ્યની વસ્તુમાં આ દશ્ય હોય તો તેથી તે કવિના પછીના કવિએ તેની પૂર્વનામાંથી અનુકરણ કર્યું છે, એવી જે માન્યતા આપણામાં ઘૂસી ગઇ છે તે દોષારપદ છે. કવિઓના વિચારો મળતા હોઇ શકે. ભાલણના 'નળાખ્યાન'ની વસ્તુ પ્રેમાનંદના નળાખ્યાનમાં છે, વળી ભાલણની 'કૃષ્ણવિષ્ટિ'ની વસ્તુ પ્રેમાનંદના પુત્ર વલ્લભની 'કૃષ્ણવિષ્ટિ'માં છે, એમ કહીને જો આપણે પ્રેમાનંદની અગર વલ્લભની કવિત્વ શક્તિનો આંક મૂકવા

માગતા હોય તો, તેમાં આપણી તર્કશક્તિ કેટલી ભૂલી છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. દયારામનું વાંચન ઘણું વિશાળ હતું. તેમણે સાંપ્રદાયિક સર્વ મળી શકે તેટલા ગ્રંથોનો પરિચય કર્યો હતો. શ્રીમદ્દભાગવતનો તો ઘણોજ સારો અભ્યાસ કર્યો હતો, તે તેમના ભાગવત વિષયનાં અનેક કાવ્યો ઉપરથી જણાય છે. તેની "મુરલીલીલા" કાવ્યમાં શ્રીમદ્દભાગવતના વેણુનાદ તથા યુગલગીતનો સ્વતંત્ર અનુવાદ છે. એની "રાસ પંચાધ્યાયી" તામસફલ પ્રકરણ મધ્યસ્થ રાસપંચાધ્યાયીનું અનુકરણ છે. દયારામે જે કંઇ લખ્યું છે તે મોટા ભાગે શ્રીમદ્દભાગવતના પોતાના અભ્યાસ ઉપરથી લખ્યું છે તેને માટે એમણે ભાલણ અગર નરસિંહમાંથી કંઇપણ લીધું નથી; એવું એની પ્રતિભાશકિતનો પરિચય ધરાવનારા કહી શકે એમ છે. વસ્તુતઃ વેણુગીત અને યુગલગીત અને તે ઉપરના શ્રીવલ્લભાચાર્ય પ્રણિત શ્રીસુબોધિનીજી વાંચનારને માલુમ પડશે કે કવિએ કેવા કૌશલ્યથી મુરલીનો વિષય મુરલીલીલામાં ગુંથ્યો છે. કવિને જો કોઇનો ઉપકાર થયો હોય તો મૂલ શ્રીમદ્દભાગવત અને શ્રીસુબોધિનીજીનોજ લાગે છે; વળી એની સ્વતંત્ર કૃતિઓ પણ તેની કાવ્યશકિતને દીપાવનાર, ભૂષણરૂપ છે. જે પદ દયારામનાં અગર નરસિંહ મહેતાના નામનાં મનાય છે, તે નરસિંહ મહેતાનાં છે તે કયા પુરાવાથી સિદ્ધ કરાય છે ? તે દયારામનાં પદ હોય પણ કેટલા લેખકો અગર ગાનારાઓએ એ નામને નરસિંહ મહેતાનું નામ મૂકયું હોય એમ સંભવી શકે એવું છે; કારણકે નરસિંહ મહેતા એ આદિ કવિ હોવાથી દયારામ ગમે તેટલા શ્રેષ્ઠ કવિ હોય છતાં પણ નરસિંહાદિ પૂર્વકવિઓના જેટલી પ્રતિષ્ઠા ધરાવનારા, તે સમયમાં ન પણ ગણાતા હોય !

રામરાય મોદી ભાલણના જીવન ચરિત્રના પૃ૦ ૧૩૨ માં કેશવલાલભાઇના અભિપ્રાયનો ઉલ્લેખ કરતાં કંઇક સાવધાનતાથી કહે છે–દયારામે નરસિંહ અને પ્રેમાનંદમાંથી જેટલા ભાવ લીધા છે, તેટલા ભાલણમાંથી લીધા હોય એમ જણાતું નથી; પણ એ ભાવ ભૂખ્યો સાહિત્યરસિક કવિમધુકર ભાલણનાં દશમસ્કંધ જેવું રસપૂર્ણ કાવ્ય વાંચ્યા વિના રહે એમ તો બનેજ નહિ. એની "સાંભળરે તું સજની" વાળી ગરબી ભાલણના એક પદના ખુલ્લા અનુકરણ રૂપે છે, એમ પાછળ બતાવ્યું છે. ભાલણના ૪૩ મા પદની છાયા એની બાળલીલામાં છે. એ ઉપરાંત ઝીણી નઝરે જોવામાં આવશે તો મુરલીલીલામાં વેણુગીત, દાણલીલા, માનલીલા. આદિમાં પણ કેટલુંક ભાવ-સાદૃશ્ય જણાશે.

છેવટે ઉપરની સરખામણી ઉપરથી એમ સમજવાનું નથી કે, ગૂજરાતી કવિઓએ એક બીજામાંથી બુદ્ધિપૂર્વક ચોરીઓ કરી છે. પૂર્વ કવિઓના ગાઢ પરિશીલનથી એકના ભાવ અને ભાષા બીજામાં ઉતરે એ સ્વાભાવિક છે, અને એ પ્રમાણે દરેક સાહિત્યના ઇતિહાસમાં બન્યું છે. હાલ પણ ભાવ–ભાષાનું જાણ્યે અજાણ્યે સંક્રમણ મોટા વિદ્વાનોના લખાણોમાં પણ કયાં જોવામાં નથી આવતું ?

અહિંઆં કવિએ ભાલણમાંથી અનુકરણ કર્યું છે કે કેમ તે પ્રશ્ન અમે ચર્ચવા માગતા નથી, કારણ કે અમે તો માનીએ છીએ કે જો દયારામે અનુકરણ કર્યું હોય તો તે શ્રીમદ્ભાગવતનીજ પરિભાષાનું અનુકરણ કર્યું છે, તે સિવાય બીજા કોઇપણ કવિનું તેણે હેતું કર્યુંજ નથી. કવિ અનન્યાશ્રયી છે. તે એકજ દેવ કૃષ્ણનોજ ઉપાસક છે. આથી

વૈષ્ણવરહિત અપ્રાકૃત જનોના ગ્રંથો અગર કાવ્ય સરખાં પણ વાંચવાને દયારામ હિંમત કરી શકેજ નહિ એવો તેમના મનનો સ્વભાવ હતો. ભાલણે ભાગવતના દશમસ્કંધને ગુજરાતી ભાષામાં ઉતાર્યો હશે, તથા કૃષ્ણવિષ્ટિ લખી હશે; છતાં તે દયારામભાઇ માફક અનન્યાશ્રયી નહોતા. તેણે અન્ય દેવને ઉદ્દેશીને કાવ્યો લખ્યાં હતાં. એના શિવભીલડી સંવાદમાં શરૂઆતમાં તે ગણપતિનું સ્તવન કરે છે—

પ્રથમે ગણપતિ વરણવું, જેના જશ છે પ્રૌઢ;
સુરરાય સેવે સદા, દેવતા તેત્રીસ ક્રોડ.

દયારામે કોઇપણ કાવ્યમાં કૃષ્ણ સિવાય અન્યદેવને વંદન કર્યું નથી, એટલે તેની કૃષ્ણમાં અવ્યભિચારિણી ભક્તિ હતી. અને તે ભક્તિથી પ્રેરાઇનેજ એણે સર્વ લખ્યું છે. વળી ભાલણે ધર્મ સિવાય બીજા વિષયને પણ હાથ ઉપર લીધો હતો. એ વાત, એની કાદંબરી ઉપરથી સિદ્ધ થાય છે. આથી ભાલણની સાહિત્ય વિષયક પ્રવૃત્તિઓ ઓછી હતી એમ અમારૂં કહેવું નથી. પણ જો દયારામ અને ભાલણની સરખામણીનો પ્રસંગ આવતો હોય તો અમે નિઃસંશય કહી શકીએ કે દયારામ ભાલણ કરતાં વધારે સુંદર ઉત્કૃષ્ટ કાવ્ય લખતા હતા અને તે વળી શુદ્ધ પ્રેમ ભક્તિ ભાવથી ભરપૂર હતાં. ભાલણમાં દયારામના જેટલો રસ નથી. ભાલણના કાવ્યનું અનુકરણ દયારામે દશમસ્કંધમાં કર્યું છે એવો જે મત આપવામાં આવે છે, તેઓ ભલે તે મત ધરાવે પણ અમે એટલું તો પૂછીશુંજ કે દયારામનાં અનુકરણ જન્ય કહેવાતાં કાવ્યો અને ભાલણનાં કાવ્યોમાં કયાં વધારે સુંદર છે ? જો કોઇપણ વાંચક કાવ્યશાસ્ત્ર અગર રસશાસ્ત્ર અગર ભક્તિની ઉંડી દૃષ્ટિ સમજી શકતા હશે તો તેઓ નિશ્ચયપૂર્વક કહી શકશે કે

ભાલણુ કરતાં દયારામનાં કાવ્યોમાં અપ્રતિમ ભક્તિ રસનું આધિકય છે. દયારામની સંગીતની મિઠાસ અને રસના ઘુંટડા ભાલણના કાવ્યોમાં નથી.

વિષ્ણુદાસ નામના પણ નાકરના સમકાલીન કવિએ ભક્તિ સંબંધી કાવ્યો લખ્યાં છે, પણ તે કાવ્યો રસાત્મક આનંદઘન કૃષ્ણુનાં નથી. તેથી એ ભકિતરસમાં જેવો પ્રેમરસ હોવો જોઇએ તેવો તેમાં નથી. વિષ્ણુદાસનાં કાવ્યો ઘણાં ખરાં શુષ્ક લાગે છે. દયારામના કાવ્યમાં રહેલા પ્રેમ ભાવના ઔત્કટયનો સંપૂર્ણ અભાવ છે. જોકે વિષ્ણુદાસના જીવન ચરિત્રમાં તેના લેખકે તે કાવ્યમાં ભકિતરસ કેટલો બધો છલકાઇ જાય છે તે લખ્યું છે, પણ તેમાં તો અમને અતિશયોક્તિ કરેલી હોય એમ જણાય છે. વિષ્ણુદાસ એક કથાકાર હતો, અને કથાકાર તરીકે તેની નિપુણતાનો અસ્વીકાર કોઇ કરી શકે એમ નથી. એની કથાઓ તથા આખ્યાયિકાઓ વિશેષ છે, પણ તેનું ભકિત સંબંધી અગર ગરબી વગેરેનું સાહિત્ય જૂજ છે. વળી તે મર્યાદા પુરુષોત્તમરામનો ભકત હતો. દયારામ પુષ્ટિ પુરુષોત્તમના ભકત હતા. એનું "રામનું હાલરડુ" તથા દયારામનું "કૃષ્ણનું પારણું"–એ બન્નેમાં વાત્સલ્ય રસ છે, પણ દયારામના પારણા વાળા કાવ્યમાં વાત્સલ્યરસની હેલી મચી રહી છે. યશોદાજીના નીચેના શબ્દોમાં કેવો વાત્સલ્યરાસ ઝળકે છે.

મારા કહાનાની સમાણી કન્યા લાવશું,
મારા લાલને પરણાવીશ મોટે ઘેર;
મારો જાયો વરરાજા થઇ ઘોડે બેસશે.
મારો કાહાનો કરશે સદાય લીલા લ્હેર:

માતા જસોદા ઝૂલાવે પુત્ર પારણે;
મારો લાડકવાયો સખામાં રમવા જશે,
સારી સુખલડી હું આપીશ હરિને હાથ;
જમવા વેળા રૂમઝુમ કરતાં ઘેર આવશે,
હું તો ધાઈને ભેટાડીશ હૃદયા સાથ; માતા જસોદા.

માતા જસોદાનું હૈયું કેટલું બધું પોતાના લાડકવાયા લાલને માટે ઉભરાઈ જાય છે? દયારામના કાવ્યોની શ્રેષ્ઠતાનું બીજું પણ એક કારણ છે અને તે એ છે કે દયારામમાં ભાષાનો સંસ્કાર ઘણોજ સારો છે. વિષ્ણુદાસની કવિતાઓમાં ભાષાનો સંસ્કાર નથી

દયારામભાઈને વસ્તુતઃ એકજ કવિની સાથે સરખાવી શકાય અને તે માત્ર ભક્ત કવિ નરસિંહ મહેતા છે. ગુર્જર સાહિત્યને આદિ અને અન્તમાં રસાત્મક ભાવાત્મક મનમોહન કુસુમોથી શણગારનાર કૃષ્ણોપાસક ભક્ત કવિઓ છે એ તેનું અહો ભાગ્ય છે. ઉભય ભક્ત કવિઓમાં સામ્ય ઘણું છે, અને જે અન્તર છે તે પણ છાયામાત્રજ છે. એકે સંસારમાં પડી તેનો હરીચ્છાથી, નાશ થવાથી આનન્દ માન્યો અને દ્વિતીયે તેમાં પડવાનુંજ અયુક્ત ધાર્યું, અને તેમ કરવામાં ઉભયને કારણ તો માત્ર કૃષ્ણસેવા અને કૃષ્ણકીર્તન જ હતાં. ઉભય બ્રહ્મવાદી હતા, પરન્તુ ઉભયને માત્ર રુચતી તો મન્મથ મન્મથ શ્રીકૃષ્ણનીજ એકાન્તભક્તિ. ઉભયને નિરોધ પ્રપંચ વિસ્મૃતિ પૂર્વક ભગવદાસક્તિનું પ્રભુએ દાન કર્યું હતું. ઉભયનો જીવનનિર્વાહ પણ પ્રભુએ નિભાવ્યો હતો. ઉભયે શ્રીરાસોત્સવને પરમફલરૂપ માનીને તેની વિવિધતાનો અનેક પ્રકારે સ્વવાણીદ્વારા અનુવાદ માત્ર કર્યો છે. બ્રહ્મવાદ અને ભક્તિમાર્ગના સિદ્ધાન્તો નરસિંહ સ્વતંત્રતાથી અનુવદે

છે, જ્યારે દયારામભાઇ શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તોનો શ્રવણા-નુવાદ કરે છે. આ ભાવથી કૃષ્ણભક્તિ ઉભયને ઇષ્ટ છે. ઉભય કૃષ્ણ-નેજ શૃંગારરસરૂપ અને તેના અધિષ્ઠાતા માને છે, પરન્તુ નૃસિંહ ક્વચિત્ રહસ્યલીલા ગાતાં લૌકિક મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, જ્યારે દયારામભાઇ લૌકિક મર્યાદાનું ઉલ્લંઘન થવા દેતાજ નથી. 'અધર ચુંબન કરી, કુચપર કરધરી, સ્નેહશું શામલે ગુહ્ય કીધું' આ પ્રકારની પંક્તિ દયારામભાઇના કાવ્યમાં દૃષ્ટિગોચર થતી નથી નરસિંહ મહેતા રાસસહસ્રપદીમાં શૃંગારરસ પુરૂષોત્તમની ચેષ્ટાપ્રધાન લીલા ગાય છે, જ્યારે દયારામભાઇ તેજ પુરૂષોત્તમ ભાવપ્રધાની લીલા ગાય છે. ઉભય ભક્ત કવિ કૃષ્ણલીલાનો લૌકિક શૃંગારાભાસ સાથે સંભ્રમ કરતા નથી, તેમ લૌકિકસક્તને તેમના મતે એ લીલાના શ્રવણ મનન ગાનનો અધિકાર પણ હોય એમ પણ લાગતું નથી. તેથી ઉભય કવિ નિર્દોષજ છે. ઉભય કવિ એમ માનતા લાગે છે કે જેમ પ્રાકૃત સૂર્ય ચન્દ્ર કોટિસૂર્યસમપ્રભ કોટિશશિસમપ્રભ પુરૂષોત્તમનું અનુકરણ કરે છે, ને લોકમાં પ્રકાશે છે, તેમ લૌકિક મન્મથ કોટિમન્મથમન્થનનું અનુકરણ કરે છે અને શુદ્ધ શૃંગારનો ભાસ માત્ર લોકમાં કરાવે છે. **संत्यज्य सर्वविषयांस्तव पादमूलं प्राप्ताः** ' સર્વ વિષય માત્રનો ત્યાગ કરીને રસરૂપ કૃષ્ણચરણૈકનિષ્ઠ થવાય ત્યારેજ નૃસિંહ કે દયારામવત્ ભક્તિ માર્ગીય સંન્યાસ ગોપિકાવત્ પ્રાપ્ત થાય અને તન મન ધનથી એ કૃષ્ણલીલા ગવાય અને બ્રહ્માનંદથી અધિક ભજના-નન્દરસ પ્રાપ્ત કરી શકાય. આ શુદ્ધ દૃષ્ટિબિન્દુ રાખવાનેજ નૃસિંહ કહે છે કે 'સંસારમાં સન્મુખ કહું તો સ્તુતિ ટળી નિન્દા થાય, દયારામભાઇનું પણ આજ હૃદય છે. આમ બન્ને કવિઓની વચ્ચે સામ્ય ઘણું હોવા છતાં ગોવર્ધનરામ લખે છે કે આદિ કવિ (નૃસિંહ) પાસે એ અંતિમ કવિ (દયારામભાઇ) માત્ર શિષ્ય સ્થાને

બેસવા યોગ્ય છે. કારણ જાતે મહાભક્ત હોવા છતાં ભક્તિનું આદિ કવિએ દીઠેલું પરમ શિખર એ શિષ્ય જેવાને જોવાનું બાકી રહી ગયું છે. તે શિખરનો એ શિષ્ય સાક્ષી થયો હોત તો એની જ્વાળાઓ આદિ કવિના કરતાં પણ વધારે પ્રદીપ્ત કદાચિત્ થાત. ગોવર્ધનરામભાઇ આમ આદિ અને અંતિમ કવિ વચ્ચેનું તારતમ્ય શોધી કાઢે છે પણ તેમ કહેવામાં ગોવર્ધનરામભાઇ ઉભય કવિનું દૃષ્ટિબિન્દુ ચૂકે છે. ઉભય કવિના કાવ્યમાંથી ફલિત થતા તાત્પર્ય તરફ જો ગોવર્ધનભાઈનું દૃષ્ટિબિન્દુ પહોંચ્યું હોત તો એમને નિજ અભિપ્રાય જણાવવાનો અવકાશજ પ્રાપ્ત ન થાત. ઉભયે બ્રહ્મવાદી હતા અને ઉભયને સ્ત્રી ભાવથી કૃષ્ણભક્તિ ઇષ્ટ હતી એ એમનાં કાવ્યોનું જો ગોવર્ધનરામભાઇએ સાંગોપાંગ દર્શન કર્યું હોત તો માલમ પડત. નૃસિંહ ને પ્રેમભક્તિથી જે અનુભવો થયેલા તેવા દયારામભાઇને પણ થયેલા. આ દયારામભાઇના અનુભવમંજરી વગેરે ગ્રન્થોથી માલમ પડે છે. માટે આદિકવિએ ભક્તિનું જે શિખર જોયેલું તે અંતિમ કવિ આદિ કવિના શિષ્ય સ્થાને બેસવા યોગ્ય છે એમ કહેવામાં એકની સ્તુતિથી બીજાની નિંદાના ન્યાયનું અનુસરણ થાય છે. નૃસિંહના કાવ્યોમાં દયારામભાઇના જેવોજ બ્રહ્મવાદ અને ભક્તિમાર્ગ—પ્રેમમાર્ગનો ઉપદેશ સ્પષ્ટ પ્રતીત થાય છે. તેનો અસ્વીકાર કરી નૃસિંહના કાવ્યોમાં માયાવાદ શોધવા જઇ, ભક્તિને ગૌણ લેખી, દયારામભાઇને નૃસિંહથી ભિન્ન ગણવામાં ગોવર્ધનરામભાઇ બન્ને કવિઓના કાવ્યોના મર્મથી નિજ હૃદયને સર્વથા અસ્પૃષ્ટ રાખે છે. વસ્તુતઃ ઉભયે કવિઓ મહાભક્ત અને પ્રેમભક્તિના ઉપાસક છે. બન્નેને ગમતી તો શ્રીકૃષ્ણનીજ પ્રેમ ભક્તિ. **મૂ. તુ. તલાટી.**

## સાક્ષર તરીકે કવિ

## પ્રકરણ ૯ મું.



યારામભાઇ જૂના કવિઓમાં અદ્વિતીય સમર્થ સાક્ષર હતા એ એમનાં કાવ્યોની વિપુલતા પરથી સ્પષ્ટ પ્રતીત થાય છે. એમનું વાંચન પણ વિસ્તૃત હતું તેમજ પૌરાણિક અને ઐતિહાસિક જ્ઞાન પણ એમના કાવ્યોમાં સુપ્રસિદ્ધ છે. કવિની બાળવયમાં માતા પિતાના અવસાનથી વિદ્યાભ્યાસ કાંઇક શિથિલ અને અવ્યવસ્થિત હતો પણ પાછળથી એમને ડાકોરવાળા ઇચ્છારામ ભટજીનો સમાગમ થતાં એમનો અભ્યાસ ઘણોજ વિસ્તૃત પામ્યો તે એમના પોતાનાજ શબ્દોથી સ્પષ્ટ થાય છે.

ચોવેદ ને ષટ્ શાસ્ત્ર ને વળી, ભાખ્યાં પુરાણ સમસ્ત,
ઉપનિષદ્ તો માત્ર બાવન સુણ્યાં મંત્ર રહસ્ય પ્રશસ્ત,
ત્રિગુણ ભેદ પુરાણ સ્મૃતિનો, ને મહારામાયણ સાર,
મહાભારત ઇતિહાસની પણ કથા કરી વિસ્તાર.
વ્યાસસૂત્રનું ભાષ્ય કહી તત્ત્વ સારોદ્ધાર,
તેણે કરી સંદેહ છેદ્યા, ન રહી શંકા લગાર,

\+ + + +

વ્યાકરણ પિંગળ છંદ સુતના કાવ્ય અપરંપાર,
મર્મ તત્ત્વ પ્રબોધીને, પ્રભુ શું કરાવ્યો પ્યાર.

* * * *

ચો સમ્પ્રદાય જે ભક્તિ કેરા તેના ભાખ્યા ભેદ,
શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું પ્રતિપાદન કર્યું સવેદ.
વેદાર્થને વૃદ્ધિ પમાડે એવાં સર્વ સાહિત્ય,
જોઇ પ્રસન્ન થયું અન્તર મ્હારૂં ખીલી બુદ્ધિ અત્ય.
( ગુરૂ શિષ્યસંવાદ )

ઉપર્યુક્ત પંક્તિઓ કવિશ્રીના વિદ્યાભ્યાસની વિશાલતા સૂચવે છે. તદુપરાંત ભારતવર્ષમાં સર્વત્ર યાત્રા કરવાથી પ્રાપ્ત થયેલો વિશાળ અનુભવ અને વિવિધ ભાષાઓનું જ્ઞાન પણ તેમનાં પાંડિત્યનું સમર્થન કરે છે. કવિશ્રીએ અનેક કાવ્યો ગુજરાતી હિંદી-વ્રજ, ઉર્દુ, મરાઠી મારવાડી તથા પંજાબી ભાષામાં લખેલાં છે. આ ઉપરથી પણ કવિશ્રીની વિવિધ ભાષાના જ્ઞાનનું અનુમાન થાય છે. કવિશ્રીને સંસ્કૃતનું પણ સારૂ જ્ઞાન હતું તે તેમનાં સ્તોત્રરૂપ સંસ્કૃત કાવ્યો તથા પ્રશ્નોતર માલિકા વગેરે ભાષા ગ્રન્થોમાં આપેલાં અનેક સંસ્કૃત પ્રમાણોથી સાબિત થાય છે. કવિશ્રી આમ તે જમાનાને યોગ્ય સમર્થ વિદ્વાન્ હોવા છતાં તેમનામાં દીનતા ઘણી હતી. કવિશ્રી પોતાના ગ્રન્થની ઇતિશ્રીમાં સ્વદીનતા હમેશાં જણાવતા અને અનુગ્રહજ યાચતા.

સાક્ષર લેખકને પ્રથમતો વિદ્યાનો અતિવ્યાસંગ થવો જોઇએ. તેણે સદ્ભાવથી સર્વ સાહિત્યને અવલોકવું જોઇએ; તથા પર્યટણરૂપી અનુભવથી તે ગ્રન્થસ્થ જ્ઞાનને વિકસાવવું જોઇએ. તેનામાં પ્રૌઢ વિચારો અને ઉદાત્તભાવો સુંદર અને સંસ્કારી ભાષામાં ઉતારવા જેવી કલા આવવી જોઇએ. ગોવર્ધનરામભાઇનામાં એ કલા ઉતરી હતી, પણ તેમાં જે પ્રસાદાદિ ગુણો જોઇએ તેનો કવચિત અભાવ હતો. આથી તે કલા તેના ઉત્તમ સ્વરૂપમાં ગોવર્ધનભાઇની કૃતિઓમાં

જણાઇ નહિ; તો પણ તેઓ સાક્ષર તો હતા, પણ દયારામભાઇ તો પોતાના વિચારો સુંદર રીતે ઉતારી શકયા છે એટલુંજ નહિ પણ પ્રસાદાદિ ગુણો તેમાં લાવી શકયા છે. ભાષાની મધુરતા શું છે તે દયારામભાઇએ સારી રીતે જણાવ્યું છે. તેમની પ્રતિભાનો પ્રકાશ ચંદ્રપ્રકાશની માફક સ્પષ્ટ જણાય છે. બહુશ્રુતત્વ એ સામાન્યતઃ સાક્ષરતાનું લક્ષણ કહી શકાય. તે લક્ષણની યથાર્થ સાર્થકતા દયારામભાઇના જીવનમાં થઇ છે, એ વાતની સત્યતા નિષ્પક્ષપાત વાચકને જણાયા વગર રહેશે નહિ. કાવ્યોત્પત્તિના હેતુ તરીકે મમ્મટ કાવ્ય પ્રકાશના પ્રથમ ઉલ્લાસમાં જણાવે છે કે પ્રથમતો કવિતા બનાવવાની શક્તિ જોઇએ. આ શકિત એ કવિત્વના બીજ ભૂત છે. એને કેટલાક દેવતાપ્રસાદાદિ જન્ય સંસ્કાર વિશેષ પણ કહે છે. આ બીજરૂપ કવિત્વ શકિત ઉપરાંત તેનામાં લોક અર્થાત્ સ્થાવર જંગમાત્મક લોકવૃત્ત, છન્દ શાસ્ત્ર વ્યાકરણાદિ શાસ્ત્ર, પુરાણ બૃહત્કથા ઇત્યાદિ ઇતિહાસો તથા મહાકવિપ્રણીત રઘુવંશાદિનું શ્રવણ તથા અન્વેક્ષણ થવું જોઇએ. વિશેષમાં કાવ્યજ્ઞનો ઉપદેશ મેળવવો જોઇએ. એટલુંજ નહિ પણ તેમાં પુનઃ પુનઃ પ્રવૃત્તિ થવી જોઇએ. સતત તેનો અભ્યાસ થવો જોઇએ. આટલી સામગ્રીથી સિદ્ધ બનેલી કવિત્વશકિત ઉત્તમ કાવ્યનો આવિર્ભાવ કરવાને સમર્થ છે. દયારામભાઇનામાં આ સર્વ સામગ્રી હતી અને તેને પરિણામે તેમનાં કાવ્યો રસિક અને સુંદર છે. લોકોત્તર સાધુ પુરુષની માફક તેમના અર્થની પાછળ વાણી પોતેજ તણાતી આવતી હતી પોતાને વાણીનો ચમત્કાર લાવવાને. અનુકૂળ શબ્દના ગવેષણ માટે વિશેષ પ્રયત્ન કરવો પડતો નહોતો. પ્રેમાનંદ જેવા કવીશ્વરનું માર્કણ્ડેય પુરાણ અગર અષ્ટાવક્રાખ્યાન 'અગર' 'દ્રૌપદી

વસ્ત્ર હરણ' આપણે વાંચીશું તો આપણને કંટાળો આવશે એટલુંજ નહિ પણ આપણી રસવૃત્તિ એકદમ શિથિલ બની જાય છે, એનું કારણકે પ્રેમાનંદની આ મહાકૃતિઓમાં જો કે ભવ્ય કલ્પનાઓ રૂપી કુસુમો વેરાયાં છે છતાં પણ તેમાં વચ્ચે વચ્ચે કઠોર શબ્દકણ્ટકો ઘણા છે, માટે તે કુસુમોની સૌરભ લેનારને કણ્ટકથી ઘણી સાવધાનતા રાખવી પડે છે. દયારામભાઇનાં કાવ્યોમાં આવી ભીતિ રહેલી નથી. ફક્ત ગુર્જરભાષાનાં કાવ્યોમાંજ પ્રાસાદિક ગુણ માધુર્ય સાથે રહેલો છે એટલુંજ નહિ પણ વ્રજભાષા તથા અન્ય સર્વ ભાષામાં બનાવેલાં કાવ્યોમાં પણ છે. તેમણે જૂદા જૂદા દેશની ભાષાઓમાં કાવ્યો રચ્યાં છે, તે એમની સાક્ષરતાની સાક્ષ્ય પૂરે છે. તેમના 'સતસૈયા' તથા 'શ્રીકૃષ્ણ અકલચરિત્ર ચંદ્રિકા' વ્રજભાષામાં એમનો કેટલો કાબૂ હતો તે સાબિત કરી આપે છે. એવું કહેવાય છે કે અલિઉદેપૂરના દરબારમાં જ્યારે દયારામના સતસૈયામાંથી અમુક દોહરા ગવાતા હતા. ત્યારે એક ચારણે એક બીજા કવિના તેવાજ ગાયા, પછીથી તેમાં કાવ્ય તરીકે વધારે સારૂં કયું ગણવું તેને માટે ચર્ચા ચાલી. તેમાં અન્તે રાજાએ કહ્યું કે દયારામના દોહરા સારા છે, કારણકે તેમણે કૃષ્ણ અને રાધાના શૃંગારનું વર્ણન કર્યું છે જ્યારે પેલા બીજા કવિએ લૌકિક નાયક નાયિકાના પ્રેમનું વર્ણન કર્યું છે.

મારવાડી ભાષામાં પણ તેમનાં પદ ગાનારના કર્ણને કેટલાં બધાં આહલાદોત્પાદક છે તે નીચેના એકજ કાવ્ય ઉપરથી જણાશે.

સળકે થારાંરે મીનજી સળકે થારાં,
લોહણીયાળાં બાણ મારા ઉરમાં. સળકે.
લગત ન જાણે વારી ગડ ગયે ચિત્તમેં,
ઉઆંસત નિકસી આવે પ્રાણ; મારા ઉરમાં. સળકે.

ઈણી દરદરો રે કોઇ ઓખદ ન જાણેવારી,
એક થાં જાણુંછાં માકા મારુજી સુજાણ, માકાઉરમાં. સળકે. ૨
દયારા પ્રીતમ માકે મહોલે પધારે વારી.
રાવરી દાસી છાં મેં યાકો યહ આસાન. માકાઉરમાં. સળકે. ૩

પંજાબી ભાષામાં પણ કેટલાંક પદ બનાવ્યાં છે, ફક્ત નીચેનું એક દૃષ્ટાંત અત્ર બસ થશે.

## રાગ કાફી ગત ઠુમરીની

સાંડે દિલદી મહેરમ સામલ જાનદા ભલાવે,
તોભી અર્જ બેરદી નહિ માનદા. સાંડે ૧
પેડેદી દરદી પ્યાસી, મેરે અખિયાનું,
નમાનિયાનું કિ તરસાનદા ? સાંડે. ૧
દયાકે પ્રીતમ તુંક મહેરમ નિધાકર.
સાનું કયોજી વે દરશ દિખાનદા. સાંડે. ૨

મરાઠી ભાષાનો કાબૂપણ કેટલાંક પદો બનાવીને સિદ્ધ કરી આપ્યો છે; અહિંઆં સ્થળસંકોચને લીધે માત્ર એકજ પદનું અવતરણ કરવું ઉચિત ગણાશે.

"શ્રી ગોપીજન વલ્લભારે, હે શ્રી વલ્લભદેવા,
વિઠ્ઠલ માયબાપા, માલા કરુંદ્યાવી નિજ સેવા. શ્રીગોપીજન ૧
અહો દેવા તુલા અખંડ સમ્રણ, અચલિત સત્સંગ
પ્રેમભક્તિ સાંગાવે, આપાયની શ્રીરંગ શ્રીગોપીજન ૨

કોઇ કોઇ પદમાં તો દયારામભાઇએ ચાર પાંચ ભાષાનું મિશ્રણ બહુ સુંદર રીતે કર્યું છે.

આ ઉપરથી સાક્ષર તરીકે દયારામભાઇનું વિવિધ ભાષા જ્ઞાન કેવું હશે તેનો કંઇ ખ્યાલ આવી શકશે. ભાગ્યેજ બીજા કોઇ પણ

ગુર્જર સાહિત્યના કવિની કૃતિઓમાં આટલું બધું ભાષાજ્ઞાન જોવામાં આવશે. તુલનાત્મક ભાષાના અભ્યાસ કરનાર ભાષાશાસ્ત્રી અગર વિદ્યાર્થીને દયારામના કાવ્યોમાંથી ઘણુંજ શીખવાનું મળી શકશે.

દયારામભાઇનું બહુશ્રુતત્વ તથા જ્ઞાનની વિશાળતા તેમના વસ્તુવૃન્દદીપિકા નામના કાવ્યમાં જોવામાં આવે છે. તે ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે કોઇ પણ શાસ્ત્રથી તે અજ્ઞાત હોય એમ જણાતું નથી. તેમાં વેદ, પુરાણોમાં એમની પારંગતતા હતી એટલુંજ નહિ પણ કળાવિષયક શાસ્ત્રોનો પણ તેમણે અભ્યાસ કર્યો હતો. વસ્તુ વૃન્દદીપિકામાં એ બહોતેર કળાનાં નામ ગણાવે છે; વળી સમાજશાસ્ત્રના પણ અભ્યાસી હોય એવું "ચોરાસી વસ્તુનામ"માં ચોરાસી બ્રાહ્મણ તથા વાણીઆઓની જ્ઞાતિનાં નામની ગણત્રી કરે છે તે ઉપરથી જણાય છે. ભૂગોળ શાસ્ત્રનું તેમનું જ્ઞાન અડતાલીસ મહાનદીઓનાં નામથી તથા પચાસ કોટિ યોજન પૃથિવી વિષેના કુંડલિયા ઉપરથી સિદ્ધ થાય છે. વળી ઓગણચાલીસ વસ્તુઓનાં નામથી ઓગણચાલીશ જાતના રોગોનાં નામનો નિર્દેશ અડિયલ છંદમાં કર્યો છે તે ઉપરથી વૈદકશાસ્ત્રમાં પણ તેમનો પ્રવેશ હતો એમ આપણે સહજ કહી શકીએ; વળી તેમણે આજ ગ્રંથમાં સિંહ વરુ, વાઘ, શ્વાન ઇત્યાદિ પ્રાણિઓનાં લક્ષણ આપ્યાં છે તેથી પ્રાણિશાસ્ત્રનો પણ તેમને પરિચય હતો. ચોરાસી પુષ્પજાતિનાં પણ નામ આપ્યાં છે તેથી તેમનું વનસ્પતિશાસ્ત્રનું જ્ઞાન સમજાય છે કાવ્યશાસ્ત્ર અગર અલંકાર શાસ્ત્રોનો તો ઘણો સારો અભ્યાસ એમનો હતો 'સતસૈયા'માં નાયકનાયિકાના જૂદા જૂદા ભેદ રસશાસ્ત્રની દૃષ્ટિથી ઉદાહરણ સહ સમજાવ્યા છે. વળી રસ કેટલા પ્રકારના છે,

કાવ્યમાં ખાસ કયાકયા ગુણો જોઈએ, અને કયા દોષોનો ત્યાગ કરવો જોઇએ એ વિષયને પણ વસ્તુ વૃન્દદીપિકામાં ચર્ચ્યો છે. વળી શબ્દાલંકાર તથા અર્થાલંકારની ખૂબીઓને સુંદર દ્દષ્ટાન્તોથી પ્રકટ કરી છે ચિત્રકાવ્યો,. ગોમુત્રિકા, કપાટબંધ ઇત્યાદિની પણ યોજના એમણે કરી છે. સંગીતશાસ્ત્રનો એમનો પરિચય દરેક કાવ્યમાં સ્પષ્ટ રીતે જણાય છે. તેમણે છંદના ૧૦૮ ભેદોને કવિતમાં વર્ણવ્યા છે વૃન્દાવનવિલાસમાં કટિબંધથી સંગીતની માધુરીને નૃત્યકળાની સાથે ઓતપ્રોત કરી દીધો છે. આ રીતે એક સાક્ષર તરીકે તેમણે સર્વવિદ્યાનો સંપાદન કરી હતી, એટલુંજ નહિપણ તેને પોતાની કવિતામાં ઉતારી હતી. તેઓ એમ સમજતા કે સર્વ કોઇ વિદ્યાનો હેતુ વૃથાપાણ્ડિત્ય અગર વિતણ્ડાવાદ કરવાને માટે નથી, પણ તે દ્વારા ભગવાનના ગુણાનુવાદ કરવાને માટે છે. આથી સર્વસંપાદન કરેલી વિદ્યાનો વિનિયોગ તેમણે કીર્તનમાંજ કર્યો છે. આથી તેમની સર્વશાસ્ત્ર પ્રવેષિણી સાક્ષરતા અન્યોની માફક અધોગામિની બની નથી તે સાક્ષરતા લૌકિક વસ્તુમાં સંકલિત થઇ નથી. અર્થાત્ તેમની સાક્ષરતાનો વ્યભિચાર થયો નથી.

આ પ્રકારે દયારામભાઇની કવિ તરીકેની સાધન સામગ્રીની સંપત્તિ વિશાલ હતી અને એ સંપત્તિનો પરમ કુશલતાથી ઉપયોગ એમણે નિજ કાવ્યોમાં કર્યો છે. કવિશ્રી તત્ત્વજ્ઞાનના સિદ્ધાંત એવી રીતે પોતાના કાવ્યોમાં ગ્રંથે છે કે જેનું દર્શન કરવાથી કવિશ્રીની શક્તિ માટે આપણને માન થાય છે અને નિજ મંતવ્ય એવી સુંદરતાથી ઘટાવે છે કે તે વાંચીને આપણને પરમ આનંદ થાય છે. કવિશ્રી આટલી સંપત્તિ હોવા છતાં જે વિષય પોતે આલેખે છે

ત્યાં એમની ભાષા પણ તદનુરૂપ થઈ જાય છે. 'રસિકવલ્લભ' ઇત્યાદિ ગ્રંથો તો કવિશ્રીનાં પ્રસિદ્ધ છે, પરંતુ નાનાં કાવ્યોમાં પણ કાવ્ય નિજ મંતવ્ય સિદ્ધાંત પરમ કુશળતાથી ઉપદેશે છે.

દ. કૃત મણિમાલા ભાગ ૨ પૃષ્ટ ૬

નિશ્ચેના મેહેલમાં વસે મારો વાલમો. વસે વ્રજ લાડીલો રે;
જેરે જાય તે ઝાંખી પામે જીરે;
ભુલ્યા ભમે જે બીજા સદનમાં શોધેરે,
હરિના મળે એકા ઠામે રે. નિ. ૧
સત્સંગ દેશમાં ભક્તિ નગર છેરે,
પ્રેમની પોળ પુછી જાજોરે;
ગ્રેહેનાથ પોળીઆને મળી મોહોલે પેશજોરે,
સેવા સીડી ચડી ભેળા થાજોરે. નિ. ૨
દીનતાના પાત્રમાં મન માણી મૂકોરે,
ભેટ ભગવંતજીને કરજો રે;
હું ભાવ પુંભાવ નોછાવર કરીને રે,
શ્રીવલ્લભવરજીને વરજો રે, નિ. ૩
ઓરે મંડાણનું મૂળ હરિ ઇચ્છારે,
કૃપાવિના સિદ્ધિ ન થાયરે;
શ્રીવલ્લભ શરણ થકી સહુ પડે સેહેલું રે,
દૈવી જન પ્રત્યે દયો ગાય રે. નિ. ૪

પદ–રાગ કેદારો.

મ્હારૂં ઢણકતું ઢોર ઢણુકે છે સહુ નગ્રમાં,
સીમખેતર ખળું કાંઇ ન મૂકે,

ના જાવું જાય ત્યાંહાં ના ખાવું ખાય તે,
નિત્ય તેહેમાં ન ચૂકે. મ્હારૂં૦ ટે૦
વારી લાઉં ઘેર ને ગોતું માંડુ ગળ્યું,
લીલું નીરૂંછ પણ તે ન સુંઘે;
પહેલાં રાડાંઓ ઘાસ કર્યું કુસકા,
માર ખાઇને પણ તેજ હુંગે. મ્હારૂં૦ ૧
ન્હેડલો હોડરડો મ્હોરો માન્યો નહીં,
થયું હરાકુ હાવાં હું તો હાર્યો;
વસ મ્હારે નથી તદપી મ્હારૂં કહાવ્યું,
માટે રહું છું ભયભીત ચિંતાનો માર્યો. મ્હારૂં ૨
હે ગુરૂ આ ગોપાળ મેં અર્પ્યું એ આપને,
વશ કરી રાખો નિજ પાસે માંગૂં;
સાધૂપણૂં શીખવી વૃંદાવન ચારજો,
કલેષ મ્હારા ટળે પાય લાગૂં. મ્હારૂં૦ ૩
હે રૂષીકેશ એ કલેશ મુજ મનતનતણા,
આપ ટાળો કરો શુદ્ધ સાચૂં;
સ્મરણ સેવન અને અહરનિસ આપનૂં,
અચળ આનંદ માણૂં એહ જાચૂં. મ્હારૂં૦ ૪
અનમતી બગડતાં સર્વ કાંઇ બગડિયૂં,
ડરતું બહુ નાથજી દયા આણો;
જનદયાના પ્રિતમ શ્રી ગોવરધનધરણ,
કરૂણાદષ્ટે જુઓ નિજનો જાણો. મ્હારૂં૦ ૫

નાગર નટવાના પદમાં આખી ભાષા બાજીગર અને નટની છે અને તેમાં આખી સૃષ્ટિ એક ખેલ છે, અને તેમાંથી ભગવાન પોતે સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ અને લય કેવી રીતે કરે છે તે દર્શાવી એ નટણીથી મુગ્ધ નહી થવાના ઉપાય તરીકે હરિ નામનો મંત્ર અને પ્રભુની ભક્તિને ઉપાય તરીકે સૂચવે છે. આ ઉપરથી કવિશ્રી લૌકિક પ્રસંગને પણ અલૌકિક ઉપદેશના ઉદ્બોધમાં કેવી રીતે યોજે છે એ જોઇ આપણને એમની શક્તિ માટે સહજ માન ઉદ્ભવે છે.

એવીજ રીતે 'પાઓ પ્રેમ રસ પ્રાણજીવન રે' એ પદમાં ભક્તિ નિરોધની ઉત્તમતા તેવીજ રીતે નિશ્ચેના મહેલમાં જણાવે છે. એ પદમાં આખો પુષ્ટિમાર્ગીયસિદ્ધાંત થોડા શબ્દોમાં સમજાવી દે છે. 'મારૂં હણુકતું ઢોર' એ પદમાં ગ્રામ્ય ભાષામાં પરમ રમણીયતાથી મન વશ કરવાનો ઉપાય અને મનની વિકળ સ્થિતિને આબેહૂબ દર્શાવ્યા છે. આ પદોજ નહી પણ કવિશ્રીના બીજાં થોકડા બંધ કાવ્યો એવાં છે કે જેની અંદર શબ્દની અને અર્થની ગુંથણી કવિશ્રીએ બહુ અચ્છી રીતે કરી છે.

આ પ્રકારે કવિશ્રીનો ગુજરાતી ભાષા ઉપરનો કાબુ સમન્વય છે. કવિશ્રી શબ્દાર્થ રસિક છે અને જે પ્રસંગે જે શબ્દ જોઇએ તે પ્રમાણે યોજે છે. ગુજરાતી ભાષામાં બીજા ઘણા ઓછા કવિઓએ શબ્દ અને અર્થની આવી અપૂર્વ ગુંથણી કરી છે. કવિશ્રીએ સંપાદન કરેલું જ્ઞાન પુસ્તકો નહિ પણ લોક અનુભવ સૂક્ષ્મ અવલોકન અને વિવિધ દેશના પર્યટણને આભારી છે.

# દયારામભાઈની જયન્તીનાં ભાષણો

## ૧

## મહાનુભાવી ભક્તકવિ શ્રી દયારામભાઇને

# કેમ અવલોકશો ?

( ભક્ત કવિ શ્રીદયારામભાઇના ૧૪૭ મા જન્મદિન પ્રસંગે અમદાવાદમાં પુ. મા. વૈષ્ણવમહાસભા તરફથી થએલા મહાસભા રંભના પ્રમુખ મેલ ટ્રેનિંગ કોલેજના હેડમાસ્તર શ્રીયુત મનમોહનદાસ દલપતરામ બી. એ. નું ભાષણ. )

### વિવેક-વિનય.

**પરમ ભાગ્યવાન બ્હેનો તથા બંધુઓ.**

પરમ ભગવદીય ભક્ત કવિ શ્રી દયારામભાઇના જન્મદિન જેવા સમારંભ નિમિત્તે મળેલી સભામાં પ્રમુખપદની યોગ્યતાનો અંશમાત્ર પણ મારામાં નથી, એ કહ્યા વિના પણ સમજાય એવું છે, એટલે એ વિસ્તાર કરવાના વિવેકમાં ઉતરવાની જરૂર મેં જોઇ નથી, તે માટે પ્રથમ આપ સર્વ સભ્યોની ટુંકાણમાંજ ક્ષમા યાચી સંતોષ માનું છું. વૈષ્ણવ મહાસભાના કાર્યવાહકોના આગ્રહને લીધે એ ધૃષ્ટતા મારે કરવી પડી છે એટલું મારા વિશ્વાસપર સ્વીકારી લેશો, તો મારો અપરાધ ઘણે અંશે ક્ષન્તવ્ય ગણાશે, એમ હું માનું છું. અલૌકિક વાણીનાં વ્યંજન પીરસી હૃદયંગમ વ્યાખ્યાનો વડે અમૃત-સરનું પાન કરાવી હૃદયની તૃપ્તિ પર્યન્ત ભોજનપાન આ સભા

મંડપમાં થઈ રહ્યું છે, તે આનંદમાં રસાભાસ કરવો હોય તોજ સુકુંપાકું ભોજન અથવા અરૂચિકર પાન આ સમયે સભામાં કોઈ રજુ કરી શકે. પરન્તુ પ્રિય સભ્યજનો, આવા મિષ્ટ ભોજન પછી ખાટી છાશ કોઇ કોઇ વખત પીવાની રૂઢિ આપણામાં પ્રચલિત હતી તે હાલ પણ છેક નીકળી ગઇ નથી. અલબત્ત, હાલમાં તો છાશને બદલે ભોજનને અંતે ફળાદિ લેવાનો પ્રચાર વધતો જાય છે. તો પણ છાશની રૂઢિ છેક નીકળી ગઇ નથી, તેનો લાભ લઇ ભાંગા તુટા બે બોલ બોલવાની રજા માગી લઉં છું નાને મોઢે મોટી વાત કરવાનું પ્રાગલ્ભ્ય મારે કરવું પડે છે, પરંતુ પ્રમુખસ્થાનની ફરજ સમજી. તે અલ્પાંશે પણ અદા કરવીજ જોઇએ એમ સમજી એ કાર્ય તરફ હું પ્રેરાયો છું, એટલું જાણી મારા સર્વ દોષોને દરગુજર કરશો, એમ હું આશા રાખું છું.

## ભક્ત અને કવિ

આજનો પ્રસંગ મહાનુભાવી પરમ ભગવદીય દયારામભાઇનો જન્મ દિવસ ઉજવવાનો છે. અવતારોની જયન્તી ઉજવાય છે, તે દિવસે તેમના સેવન, પૂજન તથા ગુણગાનાદિનો ક્રમ રાખવામાં આવે છે. મનુષ્યોમાં કોઇએ સામાજિક, ધાર્મિક, સાહિત્યને લગતું અથવા અન્ય વિષયક કંઇ મહાકાર્ય કરેલું હોય ત્યારે તેના અવસાન પછી તેનો જન્મદિન પણ ઉજવવાનો રિવાજ કંઇક અંશે પ્રથમ-થીજ હતો અને હાલ તે વિશેષ પ્રચાર પામ્યો છે, એવું આપણે જોઇએ છીએ, અને તેનો ઉદ્દેશ સ્તુત્યજ છે એ વિષે બે મત હોઈ શકે નહિ, મનુષ્યોના જન્મ દિન ઉજવવાનું તેમના ગુણગાન ગાવા-રૂપી પૂજનવંદજ બની શકે છે, એમ કહીએ તો ચાલે; મતલબ કે

તેમણે કરેલાં કાર્યોનું મહત્ત્વ તેમની તરફ કોઇ પણ પ્રકારના સંબંધથી જોડાએલા જનસમૂહ આગળ દર્શાવી આપવા પ્રયત્ન કરવો એ જન્મદિન ઉજવનારાઓનું કાર્ય છે, એમ માની શકાય. આજનો સમારંભ વૈષ્ણવમહાસભા તરફથી ઉજવાય છે, અને વૈષ્ણવ તરીકે કરેલી દયારામભાઇની મહાન સેવા તરફ એ સભાનું મુખ્ય લક્ષ્યબિંદુ રહે એ સ્વાભાવિક છે. દયારામભાઇનું જીવન પુષ્ટિમાર્ગાવલમ્બી હોવાથી પુષ્ટિમાર્ગ સાથેના એમના જીવનનો સંબંધ ક્ષણભર પણ તે માર્ગથી અલગ રાખી શકાય એમ નથી. બન્યું છે એવું કે દયારામભાઇ એકલા વૈષ્ણવોના નથી પરંતુ આખા ગુજરાતના છે. અને લાખો વૈષ્ણવ સ્ત્રીપુરુષોએ જો કે દયારામભાઇનાં કાવ્યો દ્વારા શ્રીકૃષ્ણચંદ્રનાં ગુણગાન કરી જીવનનું ઐકાંતિક સાફલ્ય પ્રાપ્ત કર્યું છે, તો પણ તેમનાં કાવ્યોની ખુબીઓનો, ભાવનાઓનો તાત્પર્યનો તેમજ રહસ્યના ચમકારો બતાવવા પુરતો પણ સાક્ષર પદ્ધતિએ વિકાસ કરવા તરફ વૈષ્ણવી સૃષ્ટિનું ધ્યાન લાંબો વખત સુધી દોરાયું હોય એમ લાગતું નથી. આમ થવાનાં કારણો શોધવાં મારા જેવા માટે બહુ અઘરાં છે. પરંતુ મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે એક કારણ કલ્પી શકાય એવું છે. આધુનિક શિક્ષણના સંસ્કાર વગરના, અને જુની શૈલી પ્રમાણે વૈષ્ણવ જીવન ગુજારનાર વૈષ્ણવો આવી બાબતમાં દુર્લક્ષ રહે એ દેખીતુંજ છે, કારણ કે અહીં સવાલ આ મહાકવિનાં કાવ્યનો સાક્ષર પદ્ધતિએ સમીક્ષા કરવાનો છે. હવે રહ્યા નવા જમાનામાં ઉછરેલા અને આધુનિક શિક્ષણ સંસ્કૃતિવાળા વૈષ્ણવપુત્રો. એમના તરફથી આ દિશામાં પ્રયત્નની શરૂઆત થવી જોઇતી હતી એમ સૌ કોઇ ઇચ્છે, પણ તેમ થઇ શક્યું નથી. આનું કારણ શોધવા પ્રયત્ન કરીશું તો માલુમ પડશે કે પાશ્ચાત્ય શિક્ષણની

સાથેજ (અપવાદોને બાજુએ મૂકી સાધારણ રીતે કહીએ તો) જડવાદના અથવા ઐહિક સુખવાદના સંસ્કારો યુવકોના મગજમાં અણજાણે ઘુસતાં ઘુસતાં સામ્રાજ્ય ભોગવવા લાગ્યા, અને સ્વર્ગસ્થ ગોવર્ધનરામભાઇ કહે છે તેમ કવિનો કીર્તિદેહ ધીમે ધીમે સંકુચિત થઇ ગયો. એ બાબત નિષ્પક્ષપાત રીતે વિચારનાર પુરૂષને ઘણે ભાગે દૃગ્ગોચર થયા વગર રહેશે નહિ. શ્રદ્ધા એ મૂર્ખતાની બેન જેવી ભાસવા લાગી. વર્ણાશ્રમ ધર્મ પ્રગતિ વિનાશક લાગવા માંડયો, ધર્મના સાંકેતિક ચિહ્નો ધારણ કરવાં અનાવશ્યક નહિ પણ હાસ્યાસ્પદ ગણાવા લાગ્યાં, સૌ કોઇ પોતપોતાના આચારને તિલાંજલિ આપવા જેવી સ્થિતિએ પહોંચેલા મનાવા લાગ્યા બુદ્ધિથી ન સમજાય એવી કોઇ વસ્તુ સત્ય હોઇ શકેજ નહિ એમ મનાવા લાગ્યું. મતલબ કે લૌકિક તર્કથી અને યુક્તિથી પ્રતિપાદિત હોય તેજ સત્ય અને બાકીનું સર્વ ગપાટા, અતિશયોક્તિ, અથવા મતિવિભ્રમ યા તો વ્યામોહ સિવાય બીજું હોઇ શકેજ નહિ એવી પ્રતિજ્ઞા પર અનુમાનોની પરંપરાઓ બંધાવા લાગી. આનું પરિણામ એ આવ્યું કે આધુનિક શિક્ષણના સંસ્કારીઓમાં વૈષ્ણવ યુવકો અને અન્ય યુવકો લગભગ એક સરખી પંક્તિના થઇ ગયા, અને પૂર્વના સનાતન ધર્મને પાશ્ચાત્ય બુદ્ધિવાદ તથા અવિશ્વાસની કસોટીએ ચઢાવવા લાગ્યા. આ વાવાઝોડામાં અથવા ગુજરાતના આત્મ મન્થનકાળમાં આપણા દયારામભાઇ પણ ભક્ત તરીકે જોવાતા મટીને પ્રધાનપણે કવિ તરીકે જોવાવા લાગ્યા, ને તેમનો કીર્તિદેહ સંકુચિત થઇ ગયો. તેમાં પણ દૈવયોગે એવું બન્યું કે કાવ્ય સમીક્ષાની પહેલ વૈષ્ણવેતર યુવકો તરફથી થઇ. એ સમીક્ષકોમાં કોઇ કોઇને બ્રાહ્મણ ધર્મના ઓછાવત્તા સંસ્કાર લાગ્યા હતા, તો તે વિશેષે કરીને શાંકર જ્ઞાન

માર્ગના. જ્ઞાનમાર્ગ અને પ્રેમમાગનાં પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ જુદાંજ હોય એ સર્વ કોઇ કબુલ કરે એમ છે, તેથી ગમે તેટલી સાવચેતી વાપરવા છતાં પ્રેમ રહસ્યનું ઉદ્ઘાટન તેમને હાથે યોગ્ય રીતે ન થઇ શકે એ ઉઘાડું છે; અને કવચિત્ બેઉ માર્ગની પરિભાષાના ભેદને લીધે સંભ્રમ થાય તો તેમાં લેશ પણ નવાઇ પામવા જેવું નથી. ઉદાહરણ તરીક ભક્તિ, માયા, નારાયણ, અક્ષર બ્રહ્મ વગેરે ઘણા પારિભાષિક શબ્દો બન્ને માર્ગમાં જુદા જુદા અર્થમાં વપરાય છે. બીજું તો દૂર રહ્યું પણ ખુદ શ્રીકૃષ્ણની ભાવનામાં શાંકર જ્ઞાનીઓ અને નરસિંહ મહેતા, મીરાંબાઇ, દયારામભાઇ વગેરે પ્રેમી કવિઓ વચ્ચે એક રીતે કહીએ તો ઘણો મોટો ભેદ છે. એક શ્રીકૃષ્ણાવતારને નિર્ગુણ પ્રતિપાદક શ્રુતિઓને મુખ્ય ગણી તથા સગુણ પ્રતિપાદકને ગૌણ ગણી પ્રથમ અવસ્થામાં મોક્ષપ્રાપ્તિ માટેના સાધનરૂપ સગુણ માયિક બ્રહ્મ માને છે. ત્યારે બીજા સગુણ તથા નિર્ગુણ બ્રહ્મ પ્રતિપાદક શ્રુતિઓને સરખું માન આપી પ્રાકૃત ગુણ રહિત એટલે નિર્ગુણ, પણ અપ્રાકૃત ગુણ સહિત એટલે સગુણ એવા અર્થમાં ફલરૂપ રસાત્મક પરબ્રહ્મ માને છે. આ બાબતનો વિસ્તાર કરવાનું અત્ર લેશ પણ પ્રયોજન નથી. ફક્ત દષ્ટિબિન્દુમાં ભેદ હોવાથી સંભ્રમ થવાના સંભવનુંજ માત્ર દિગ્દર્શન કરાવવા પુરતો આ પ્રાસંગિક પ્રયાસ આદર્યા પછી મૂળ બાબત પર પાછો આવું છું.

## કેળવાયલાઓ પ્રતિ-

આ પ્રમાણે સામાન્ય ધર્મના સંસ્કાર સહિત યા રહિત વૈષ્ણવેતર યુવકો તરફથી કાવ્યદષ્ટિએ, કવચિત્ ધર્મદષ્ટિએ, દયારામ

ભાઇનાં કાવ્યોની સમીક્ષા કેટલોક વખત સુધી ચાલ્યા કરી. ત્યાર પછી એક વૈષ્ણવ યુવક વર્ગની દૃષ્ટિ ખુલી. અહીં કહેવાની જરૂર છે કે દયારામભાઇના સંપ્રદાયનાં ધર્મ પુસ્તકો આ સમયમાં નહિ જેવાંજ બહાર પડેલાં, અને ભાંગાતૂટા વૈષ્ણવધર્મ સંબંધી ગૃહસંસ્કાર ઉપર કહેલા પાશ્ચાત્ય શિક્ષણના સંસ્કાર. આગળ કેવળ દુર્બળ બની ગએલા. પરંતુ આઘાત પછી પ્રત્યાઘાત થાય છેજ, અને તે પ્રમાણે અહી પણ કેટલાક વૈષ્ણવ યુવકોમાં સમર્થ જિજ્ઞાસા ઉત્પન્ન થઇ, એટલે પ્રયત્ન પણ શરૂ થયા અને પરિણામે એ યુવકોએજ સ્વ સંપ્રદાયનાં પુસ્તકો શોધી છપાવવાનું કાર્ય શરૂ કર્યું. એ કાર્ય કરતાંની સાથેજ પ્રથમ તો એક મોટો પડદો તૂટયો. પુષ્ટિસંપ્રદાયમાં જ્ઞાન સાહિત્યનો અભાવ છે એવો આક્ષેપ આ યુવકોને અજ્ઞાન મૂલક લાગ્યો, અને તેમની પુસ્તકો પ્રકટ કરવાની ઇચ્છા દિન પર દિન તીવ્રતર બનતી ગઇ. આ કાર્યને અંગે દયારામભાઇના કાવ્યો તરફ પણ તેમની દૃષ્ટિ સ્વાભાવિક રીતે વળી. અને વૈષ્ણવેતર યુવકો તરફથી એ કાવ્યો પર તથા કવિપર થએલી ટીકાઓ અપૂર્ણ, અયોગ્ય અને ક્વચિત્ અસત્ય પણ તેમને લાગી. પરિણામે માર્ગીય માસિકોમાં દયારામભાઇ તથા તેમનાં કાવ્યો સંબંધી લેખો લખાવા લાગ્યા, અને શ્રીદયારામકૃતકાવ્ય મણિમાળાના ભાગ એક પછી એક (ક્વચિત્ ટીકાઓ સાથે પણ) બહાર પડવા લાગ્યા, અને હાલ સુધીમાં ચાર ભાગ નીકળી પણ ગયા. આજના જેવો સમારંભ ચાલુ થયો તેનું મૂળ પણ ઉપરની પ્રવૃત્તિમાં શોધ્યું મલામ પડે એમ લાગે છે.

## આધુનિક સમીક્ષામાં વિવેકત્યાગ.

આપણા આ સમારંભના ઉદ્ભવ સંબંધી ઉપલું અનુમાન કર્યાં પછી એ સમારંભના કાર્ય સંબંધી કંઇક બોલાવું ઉચિત ધારૂં

છું. દયારામભાઇનાં કાવ્યનું રસપાન કરવું એટલે એ મહાનુભાવીની કૃતિ વડે ભગવદ્ ગુણગાન કરવું એ છે પણ એટલુંજ બસ નથી. કેવળ સંગીતનો આનંદ ગાનના વિષયનો ભાવ સમજ્યા વિના એટલો હૃદયસ્પર્શી થઇ શકતો નથી. તે કારણથી ભક્તકવિના હૃદયનું રહસ્ય સમજાવવા પણ સાથેસાથે પ્રયત્ન થાય તે પણ ઇષ્ટજ છે. આ ઉપરાંત કવિના સંબંધમાં ગેરસમજુતીઓ ઉભી થએલી હોય એમ લાગે તો તે શાંતિથી દૂર કરવા માટે પણ અલ્પ સમય ગળાય તો તે સમારંભને અંગે અનુચિત ગણાશે નહિ, પરંતુ તેમ કરતાં એટલું યાદ રાખવું જોઇએ કે જ્યાં પ્રતિષ્ઠિત પુરુષોના અભિપ્રાય સાથે વિરોધ દર્શાવવાની જરૂર પડે ત્યાં હંમેશાં મર્યાદામાંજ રહીને તે કાર્ય કરવું. વિવેક એ ગૃહસ્થ માત્રનું ભૂષણ છે તો તે ત્રિદુઃખ એટલે ભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક યા તો કાયિક, વાચિક અને અને માનસિક દુઃખોમાં ધૈર્ય ધારવાની ભગવદાજ્ઞા માથે ચઢાવનાર વૈષ્ણવનું ભૂષણ ન હોય એમ કેમ બની શકે ? માટે પ્રેમને લીધે ઉભરાઇ જતી લાગણીથી એકદમ દોરાઈ ન જતાં મનને કાબુમાં રાખવા જેટલો સંયમ ગ્રહણ કરી સત્ય જણાવવા પ્રયત્ન કરવો એજ વધારે ઇષ્ટ છે. હું જાણું છું કે આ કહેવું વધારે સહેલું છે, પણ કરવું બહુ અઘરૂં છે. આધુનિક ગુજરાતી સાહિત્ય વાંચનાર કોઇ પણ તટસ્થ વિચારશીલ પુરુષોને તો સહેજે નિશ્ચય થશે કે કેટલાક સાક્ષરોને મન પુષ્ટિમાર્ગની ટેકડી કરવી એ તો એક રમતજ હતી. આવાં દુઃખદાયક દષ્ટાંત તો એકથી વધારે આપવા હું ઇષ્ટ ધારતો નથી, માટે નમુના તરીકે એકજ આપીશ. એક વિવેચક એટલે સારાસારનો નિર્ણય કરવામાં ચતુર પુરુષ તરીકે પ્રખ્યાતિ પામેલા સાક્ષરે એક સંસારસુધારકના જીવનચરિત્રમાં લખ્યું

છે કે " પાપમાં પચેલા પુષ્ટિમાર્ગને જડમૂળથી હલાવવો, તેનું બળ ઓછું કરવું અને તેને જગતમાં હલકો પાડવો " એજ તેનું સર્વોપરિ મહત્કર્મ હતું વળી લખ્યું કે ' આ મંદિર બંધ થતાંજ દર્શનઘેલા ડોસાઓ અને મહારાજઘેલી રંડાઓ મહામહા દુઃખ પામવા લાગીઓ' **अखंडकृष्णवत्सर्वम्** એવી ઉચ્ચતમ ભાવનાનું સિંચન કરનાર, વિશ્વ જેના વામ પાદમાં બિન્દુપે રહેલું છે એવા શ્રીરાધાકાન્ત પર પ્રેમમાં તલ્લીનતા કરાવનાર, પ્રેમ છે આત્મા જેનો એવો જે પુષ્ટિમાર્ગ તેના સંબંધમાં એવાં વચનો સાંભળી સહેજ પણ ધર્મનું અભિમાન ધરાવનાર કયા પુરુષનું લોહી ન ઉછળે ? પરંતુ વૈષ્ણવબંધુઓ, સાક્ષરોની આવી ગાળોને પણ ઘીની નાળો માની લેવી. ' મારૂં આ કહેવું ગળે ઉતરે એવું નથી, એમ હુંજ માનું છું; કારણ કે ઉપલા શબ્દો આજે પણ વાંચતાં મને પોતાનેજ કંપારી ઉત્પન્ન થયા વિના રહેતી નથી. તેમ છતાં પ્રિય બંધુઓ, મારે કહેવું પડે છે કે આવી કસોટીમાંથી પણ પસાર થવા આપણે અત્યંત મંથન કરવું જોઇએ; કારણ કે આપણા પ્રભુચરણની એવી આજ્ઞા છે કે—

**सर्वं सहेत परुषं सर्वेषां कृष्णभावनात् ।**

જેના પ્રકાશમાં આપશ્રી પોતેજ જણાવે છે કે—

**" तथारिभिर्न व्यथते शीलीमुखैः " इति वाक्याद् दुष्टानां वचनेन क्षोभो भवति ॥ तत्र तानि वचनानि हितत्वेन ग्राह्याणि ॥ अत्यंतं विरुद्धानि चेत् प्रकारभेदेन तत्रोपपत्तिमाह कृष्णभावनादिति ॥ कृष्ण एव अस्मानुपदिशति बहिर्मुखतया न स्थातव्यमित्यर्थः ।**

અર્થઃ—"જેવો ક્ષોભ શત્રુનાં બાણ લાગવાથી નથી થતો તેવો

દુષ્ટનાં વચનથી હૃદયમાં થાય છે. ” એ વચનાનુસાર ક્ષોભ થાય ત્યાં ( વચનથી હૃદય વ્યાકુલ થાય તો આંતર સેવા થઇ ન શકે માટે ) દુષ્ટ વચનને પણ આપણાં હિતકારી સમજી સાંભળી લેવાં. જો તે વચન અત્યંત વિરુદ્ધ હોય તો કૃષ્ણજ મને આજ્ઞા કરે છે કે બહિર્મુખ થઇને ન રહેવું એમ સમજી લેવું પરંતુ ક્ષોભ થવા દેવો નહિ. ”

આ ઉપદેશ ગ્રહણ કરવો બહુજ મુશ્કેલ છે, પરંતુ આપણો એ ઇષ્ટ સિદ્ધાંત છે એ હંમેશાં યાદ રાખવું, અને તે પાળવા સર્વ પ્રકારે પ્રયત્નશીલ થવું, એ આપણી ફરજ છે. વૈષ્ણવપદની પ્રાપ્તિ રસ્તામાં પડી નથી. ઘણી પરીક્ષાઓમાં પાસ થયા પછી એ પદવી મળે છે.

## કવિશ્રીના અક્ષરદેહના ભિન્ન ભિન્ન ભ્રમો.

પ્રસંગ આવવાથી આજ બાબતના સમર્થનમાં એક બાબત વધારે વિસ્તારથી ચર્ચવા મન લલચાઇ જાય છે, અને જરા લંબાણ થાય તો પણ ક્ષમા કરવા હું આપ સર્વને યાચના કરૂં છું. મન લલચાવાનું કારણ એટલુંજ છે કે પરમ ભગવદીય મહાનુભાવી દયારામભાઇના જીવનચરિત્ર પર અને કાવ્ય સંબંધે એમના શૃંગાર પર અનેક રીતે આ જમાનાના સાક્ષરવર્ગ તરફથી પ્રશંસાઓ તથા ટીકાઓ કરવામાં આવી છે. કોઈ એમના શૃંગારરૂપી રત્નને ( મારા ધારવા પ્રમાણે પ્રાકૃતરસ દૃષ્ટિએજ ) ‘ ખરાં પાણીએ ચમકતું, નાયિકાભેદે વિસ્તીર્ણ, સુવર્ણ સરખા શબ્દોમાં જડિત અને તાલ સુરના તેજોમય સિંધુમાં તરતું, દેખે છે. કોઇને “ પ્રાકૃત શૃંગાર ભાગોનું વર્ણન કરતા હોય તેમ ભક્તિશૃંગારની કોઇ પણ કોટિમાં ન આવે

એવા શૃંગાર સ્થાનોમાં લપસી પડતા 'દયારામભાઈ લાગે છે. કોઈને દયારામભાઈનું સ્થૂલજીવન 'કલંકિત' ભાસે છે, તો કેટલાકને એવું હોવાની શંકા રહે છે. કોઈકને ખાત્રી છે કે કવિવર 'પોતાના યુગમાં લોકની દૃષ્ટિએ ગુરુરૂપે પૂજનીય વસતા, અને તેમના ઉદ્ગારોમાં પવિત્ર ભાવનાઓજ શોધાતી,' પરંતુ શોચ કરે છે કે 'એ યુગ ગયો અને બીજો યુગ બેઠો છે. ભાવનાને સ્થાને વ્યવહારબુદ્ધિ અને તર્ક પ્રતિષ્ઠા પામ્યાં છે. આવા યુગમાં આ કવિનો કીર્તિદેહ ધ્વસ્ત થઇ અપકીર્તિદેહ બંધાય નહિ એજ આ યુગનું ભાગ્ય ગણવા જેવું છે.' આ પ્રમાણે દયારામભાઈની તથા તેમનાં કાવ્યની અનેકાનેક રીત સમીક્ષા થઇ છે, જે બધી અત્રે આપવી હું આવશ્યક ધારતો નથી. પરંતુ એ સર્વમાં સત્ય હોઇ તે શોધી કાઢવાનું હરકોઇનું મન થયા વગર રહે નહિ. મારી અલ્પમતિ પ્રમાણે બધીજ સત્ય છે. જેને જેવું ભાસ્યું તેવું તેમણે અંતઃકરણની લાગણીપૂર્વક લખ્યું એટલે અંશે એ સત્યજ છે. અને દયારામભાઈની કવિતા એટલે આદર્શ કાવ્યની બી ખુબીઓ તેમાં ભરેલીજ હોય એવો પ્રલાપ કોઈ કરે તો તેનો અર્થ કશો નથી. સાક્ષરોને સાધારણ દૃષ્ટિએ કાવ્યના જે અંગ ખીલેલાં માલમ પડે તે બતાવે ને ખામીઓ સૂઝે તે સાપેક્ષ રીતે વર્ણવે એ સુયુક્તજ છે. પરંતુ પ્રિય સજ્જનો, એટલું આપણે યાદ રાખવું જોઇએ કે જ્યાં આપણે સારા નરસાનો ઉત્તમ, મધ્યમ, હીન તરીકે વિવેક કરવા બેસીએ છીએ ત્યારે હંમેશાં સાપેક્ષ દૃષ્ટિએજ જાણે અજાણે પણ બોલીએ છીએ. આપણું જ્ઞાન સર્વદા સાપેક્ષ હોય છે, અને સાત્વિક, રાજસી, તામસી, પ્રકૃતિને વશ રહીનેજ આપણે બોલવાનું કાર્ય કરી શકીએ છીએ. આજ કારણથી શિષ્ટ મહાપુરુષોએ લૌકિક વ્યવહારને **गुणानां संनिपातः** એમ કહેલો છે. ત્રણ

ગુણથી પર નિર્ગુણ દૃષ્ટિ વાણીગોચર નથી, એ તો અનુભવગમ્યજ છે. એને બ્રહ્મદૃષ્ટિ કહો, સમદૃષ્ટિ કહો, પ્રેમદૃષ્ટિ કહો, ગમે તે નામ આપો પણ તે અતિ વિલક્ષણ છે. પણ એકંદરે સત્ય તો તેજ છે. તેની અપેક્ષાએ સર્વ પ્રકારની સગુણ દૃષ્ટિઓ હીનજ છે. આમ હોવાને લીધેજ ધર્મવિજયમાં નિર્ગુણ દૃષ્ટિથી જોઇ શકનાર મહાપુરુષોના અમુક ગ્રંથોનેજ પ્રમાણ ગણી બીજા બધાને કામચલાઉ. પણ સર્વાંશે માન્ય નહિ, એવા માનેલા છે. આ ઉપરથીજ વેદને માનનારા શિષ્ટ પુરુષોએ વેદ ( ઉપનિષદ્ સાથે ), શ્રીમદ્ ભગવદ્-ગીતા અને વ્યાસસૂત્ર ( વેદાંત ) ને ત્રણ પ્રસ્થાનના નામથી પ્રમાણ ગણેલા છે. અને આપણા શ્રીકૃષ્ણવદનાવતાર શ્રીમદાચાર્યચરણે એ ત્રણની સાથે એક વાક્યતા કરી આપી ચતુર્થ પ્રસ્થાન તથા પ્રમાણ મૂર્ધન્ય તરીકે શ્રીમદ્‌ભાગવતને ઉમેર્યું છે. પુરાણોની તરફનો હાલના જનસમાજનો ભાવ સર્વ કોઇને વિદિત છે, અને તેમાં રહેલા વિરોધાભાસનો પરિહાર કરવાનું બુદ્ધિસામર્થ્ય સર્વમાં નહિ હોવાથી પુરાણો પરની શ્રદ્ધા લુપ્તપ્રાય થઇ ગએલી હાલ જોવામાં આવે છે. શ્રીમદ્‌ભાગવત મહાપુરાણની પણ પુરાણમાં ગણત્રી હોવાથી તેમજ લૌકિક શૃંગારની પ્રતીતિ તેના કેટલાક ભાગમાં ચર્મચક્ષુને થતી હોવાથી નિગમકલ્પતરુમાંથી ગળેલા એ ફલરૂપ અને તેટલાજ માટે પ્રમાણમૂર્ધન્ય અને સમાધિભાષારૂપ મહાપુરાણની પણ ચેષ્ટા કરાતી વખતો વખત આપણે જોઇએ છીએ. આવા ગહન વિષયના વિવાદમાં ઉતરવાનું મારૂં સામર્થ્ય બીલકુલ નહિ હોવાથી તથા તેના વિસ્તારનું અત્ર પ્રયોજન પણ નહિ હોવાથી પ્રસંગોપાત્ત આટલી સૂચના વિચાર-માળાના એક મણકા તરીકે શાન્ત ચિત્ત હોય ત્યારે મનન માટે આપના સમક્ષ મૂકીને આપણી મુખ્ય ૨.તલબ જે દયારામભાઇનું

જીવન તથા તેમનાં કાવ્ય કેવાં છે તેના નિર્ણય સંબંધી છે તેને અંગે જરૂરનું કંઈક વિવેચન યથાશક્તિ કરીશ.

## ચાર દૃષ્ટિ.

ઉપર વર્ણવેલી શાસ્ત્રીય પરિભાષા છોડી એમ કહીએ તો ચાલે કે દુનિયામાત્રમાં ચાર પ્રકારની દૃષ્ટિ હોઈ શકે. દોષદૃષ્ટિ, ગુણદોષદૃષ્ટિ, ગુણદૃષ્ટિ અને પ્રેમદૃષ્ટિ. બહુજ સ્થૂલ રીતે એ શબ્દો સમજાવવાનો પ્રયત્ન કરીશ. જેને સર્વત્ર દોષજ ભાસે, તે દોષદૃષ્ટિ, જેને વસ્તુમાં ગુણ પણ માલમ પડે અને દોષ પણ માલમ પડે તે ગુણદોષદૃષ્ટિ, જેને ગુણદોષ દેખાતાં છતાં ગુણનોજ ખ્યાલ રહે તે ગુણદૃષ્ટિ અને જેને દોષ પણ ગુણ રૂપ ભાસે એટલે અન્ય રીતે કહીએ તો જેને ગુણ અને દોષ એવી દ્વૈતભાવનાજ દેખાતી નથી તે પ્રેમદૃષ્ટિ. મારે કહેવાની જરૂર નથી કે આ દૃષ્ટિના વિષયો જુદા જુદા હોતા નથી, પણ એકના એકજ હોય છે. ફક્ત તે વસ્તુઓનું જ્ઞાન સર્વ કોઈને પોતપોતાની દૃષ્ટિ પ્રમાણે થાય છે. જગત્ માત્રને આજ કારણથી કેટલાક દોષથી ભરેલુંજ જુએ છે. તેથી આગળ વધનારે ગુણ દોષની તુલના કરવા તૈયાર હોય છે. તેથી આગળ વધેલો પણ જુજ ભાગ દોષ નકામાં ગણી ગુણજ ગ્રહણ કરે છે. દોષ પણ ગુણરૂપે પ્રત્યક્ષ અનુભવે એવી શુદ્ધ નિર્દોષ દૃષ્ટિવાળા તો વિરલજ હોય. **गुणदोषदृष्टिर्दोषः** એ વચનમાં સામાન્ય ગુણદોષની દૃષ્ટિ (જેને આધારે જગતનો નીતિવ્યવહાર ચાલી રહ્યો છે તે) ખરૂં જોતાં દોષરૂપ ગણવાનું કારણ ઉપલી બે કક્ષાઓ ધ્યાનમાં લીધાથી સ્પષ્ટ થયા વગર રહેશે નહિ. હવે સમજાશે કે એકજ વસ્તુનું દર્શન ચાર અધિકારીને જુદી જુદી રીતે થાય છે અને અધિકાર પ્રમાણે તે સર્વની

દૃષ્ટિ સત્યજ છે, કારણ કે જેની જેટલી શક્તિ હોય તે પ્રમાણે જ તે દેખે તેમાં તેનો શો દોષ ? તેનો તેજ માણસ જેમ આગળ વધતો જાય છે, તેમ તેમ તેની દૃષ્ટિમર્યાદા વિશાળ થતી જાય છે, અને તેના દૃષ્ટિબિંદુમાં ફેર પડતો જાય છે. આ પ્રમાણે જોતાં પ્રભુની માયા બળે આ સંસારનો વ્યવહાર ચાલી રહેલો જોતાં સર્વ સ્વાભાવિક લાગ્યા વગર રહેતું નથી. માયાશક્તિ ચક્રારૂઢ મનુષ્યને જેમ નચાવે છે તેમ તે નાચી રહ્યો છે. આવાજ અભિપ્રાયથી એક અંગ્રેજ લેખક કહે છે કેઃ—

The world is a mirror wherein every man may see his own face. To him, whose soul is beautiful, the world will look beautiful; to him, whose soul is deformed every thing will seem to be evil.

"દુનિયા એક દર્પણ છે, જેમાં દરેક માણસ પોતાનો ચહેરો જોઇ શકે છે. જેનો આત્મા સુંદર છે તેને દુનીઆ સુંદર દેખાય છે. જેનો આત્મા કદરૂપો છે. તે દરેક વસ્તુને દૂષિત જુએ છે. ખરૂં જોતાં વસ્તુ જે છે તેજ છે, તેનું પ્રતિબિંબ દરેક હૃદયમાં તેની પોતાની સ્થિતિ પ્રમાણે પડે છે."

## પ્રેમદૃષ્ટિથી જુઓ.

ઉપલી બાબતનો વિચાર કરતાં હવે સમજી શકાશે કે દયારામભાઇના ટીકાકારો જુદી જુદી દૃષ્ટિબિંદુએ જુદી જુદી રીતેજ તેમને જુએ એમાં બીલકુલ નવાઇ નથી. ઉપલી ચારમાંથી ઉચ્ચતમ પ્રેમ-

દૃષ્ટિનો કંઇક ખ્યાલ લાવી જોવા પ્રયત્ન કરીશું તો તે દયારામભાઇ નિર્વિકાર પ્રેમસમાધિમાં મસ્ત વિશુદ્ધ ભક્તજનથી કંઇ પણ અંશે ઉતરતા નથી એવી દૃઢ પ્રતીતિ થશે. દયારામભાઇનો સ્થૂલ દેહ, સૂક્ષ્મ દેહ, કારણ દેહ બધુંએ ભગવદીય, શુદ્ધ પ્રેમથી ભરેલું અને નિર્દોષ છે એ બાબતમાં જરાએ શંકા જેવું નથી. વહાલા સજ્જનો ! અનેક ભૂમિકા ઉપરથી આપણા મહાનુભાવીને અનેક રીતે જુએ, તેમની સાથે આપણુને ખરી રીતે કંઇ લેવાદેવા નથી. આપણે તો સત્ય સિદ્ધાંત રૂપ પ્રેમદૃષ્ટિનો ઉપયોગ આપણા જીવનમાં સર્વત્ર થયા કરે તેને માટે જેટલો બને તેટલો પ્રયત્ન કરવાનો છે. સાપેક્ષ સત્યને કામ ચલાઉ ગણી નિર્ગુણ પ્રેમદૃષ્ટિથી ઓળખાતા સત્યનેજ માનવામાં સર્વ કોઇને લાભ છે. પ્રેમપંથના અનુયાયીઓને તો એ દૃષ્ટિ અચળ રાખવાનોજ પંથ ઇષ્ટ છે; માટે અન્ય ટીકાકારોના મતોથી ન દોરાતાં અને ગ્લાનિ ન પામતાં એ પૂજ્ય ભગવદીયે આપણુને આપેલા વારસાનો ઉત્તમ રીતે વિનિયોગ કરવો એજ આપણું કર્તવ્ય છે.

## દિવ્ય શૃંગાર.

હવે સમજી શકાશે કે દયારામભાઇએ વર્ણવેલા અપ્રાકૃત ભક્તિશૃંગારમાં લૌકિક ગંધનાં અને તે પરથી તેમના જીવનનું ધોરણ બાંધવાની બુદ્ધિનાં બીજ પણ અમુક દૃષ્ટિમાંજ રહેલાં છે. પ્રેમમાર્ગનો અનુભવ કરનારની દૃષ્ટિ ભિન્નજ છે.

**क्रिया सर्वापि सैवात्र परं कामो न विद्यते ॥**

"લૌકિક કામક્રિયાઓ એમાં છે પણ લૌકિક કામ નથી." એ મહાસૂત્રને સમજવાનું પ્રબુદ્ધ બળ ધરાવનાર પ્રેમી હૃદયને તો સર્વ સુસંગત છે.

ઉપલો સિદ્ધાંત હૃદયમાં સ્થિત થાય તો શંકા રહેતી નથી, પણ સાથે સાથે મારે કહેવું જોઇએ કે એ દષ્ટિજ સત્ય હોવા છતાં સુલભ નથી, અત્યંત દુર્લભ છે. દુર્લભ છતાં સત્ય હોવાથી તે તરફજ લક્ષ રાખવાની મારા પ્રેમી સભ્યોને મારી નમ્ર અરજ છે.

## ભક્તકવિઓનો સખીભાવ.

આટલા વિવેચન પછી વિશેષ કહેવાનું બાકી રહેતું હોય એમ મને લાગતું નથી, પણ એની એજ બાબત વિશેષ દઢ કરવાને એકાદ બીજો પ્રકાર આદરીએ તો ખોટું નથી. દયારામભાઇ અને બીજા ભક્તકવિઓનો શૃંગાર તથા સખીભાવ સમજવામાં નીચલું અવતરણ ઘણે અંશે આપણને મદદ કરશે.

" In all ages, the love between husband and wife has been the symbol of union between the supreme and his devotees, the closest of all earthly ties, most intimate of all earthly unions, the merging of heart and body of twain into one–where will you find a better image of the merging of the soul in its God. Ever has the object of devotion been symbolized as the lover or husband, ever the devotee as wife or mistress. This symbology is universal, because it is fundamentally true. The absolute surrender of the wife to the husland is the type upon earth the

absolute surrender of the soul to God. That is the justification of the Rasa of Shree Krishna; that is the story of His life in Vraja."

સાર એ છે કે બધા યુગોમાં પરમાત્મા અને તેના ભક્તો વચ્ચેના સંબંધના સંકેત તરીકે પતિપત્નીની વચ્ચેના ભાવનો ઉપયોગ કરવામાં આવે છે. ભૌતિક ગ્રન્થિઓમાં ગાઢમાં ગાઢ સંબંધથી જોડાએલો પતિપત્ની વચ્ચેનો સંબંધ છે. એજ સંબંધ દૃઢમાં દૃઢ પણ છે. અને તેથીજ બન્નેનાં હૃદય અને શરીર એકમેક થઇ જાય છે. પરમેશ્વર સાથે જીવાત્માના યોગનું વધારે સારૂં પ્રતિબિંબ તમને બીજે ક્યાં માલમ પડશે? ભક્તિના પ્રેમપાત્રને માટે સંકેત તરીકે આશક અથવા પતિજ યોગ્ય છે, અને ભક્તના સંકેત તરીકે પત્ની અથવા માશુકજ યોગ્ય છે. આ સંકેત વિશ્વમાન્ય છે, કારણ કે એજ તત્ત્વદૃષ્ટિએ સત્ય છે. સર્વાંશે કરેલો પ્રભુશરણનો સ્વીકાર તો એના આદર્શરૂપ પૃથ્વી પર સ્ત્રીએ કરેલું પતિનુ શરણુજ હોઇ શકે. આજ શ્રીકૃષ્ણની રાસલીલાનું સમર્થન છે, અને વ્રજના ચારિત્રનું રહસ્ય છે."

સજ્જનો! ઉપલા અવતરણમાં દર્શાવેલા તત્ત્વનું મનન કરશો તો દયારામભાઇની શરણભાવનામાં, તેમની અનન્યતામાં, તેમના સખીભાવમાં અને તેમના જારભાવમાં રહેલા આધિદૈવિક તત્ત્વની કંઇક ઝાંખી અવશ્ય થશે.

## પ્રેમદૃષ્ટિનાં ઉદાહરણો.

હાલ પ્રસરી રહેલા ઉચ્ચ વિચારવાતાવરણમાં ઉભા રહીને દયારામભાઇની શ્રીગોસ્વામી બાળકો પ્રત્યેની ભાવનાને સમજવા પ્રયત્ન

કરીશું, તો તે સહેલાઇથી સમજાઈ જશે. લોકમાં પ્રેમ ગાંડો ગણાય છે, તેમાં નવાઇ નથી. એક પાદશાહે પોતાના નાઇને સુંદરમાં સુંદર છોકરો હોય તે લઇ આવવા હુકમ આપ્યો. તે આખું ગામ ફરી ફરી થાક્યો, પણ તેની નજરમાં કોઇ ઉતર્યો નહિ. આખરે પોતાના છોકરામાં ( તે નાઇભાઇનો છોકરો કેવો રૂપાળો હશે તેનો ખ્યાલ કરવાનું તો હું શ્રોતાઓનેજ સોંપું છું ) તેને સૌંદર્યની સીમાનો અનુભવ થતાં તેણે તેને બાદશાહ આગળ રજુ કર્યો. આ હીન દષ્ટાંત ફક્ત લૌકિક પ્રેમનું છે. પણ તે પ્રેમનું શુદ્ધ સ્વરૂપ સમજવામાં આપણને બહુ ઉપકારક છે. મનુષ્ય માત્રને લૌકિક પ્રેમનો અનુભવ થયો હોય છે. ફક્ત એ ખ્યાલ રાખી વિશુદ્ધ પ્રેમનું સ્વરૂપ કલ્પવા કોઇ પ્રયત્ન કરશે તો તે સહેજે કલ્પી શકશે. એટલું યાદ રાખવું પડશે કે લૌકિક સ્નેહનું પાત્ર નાશવંત અને તુચ્છ છે. અલૌકિક સ્નેહનું પાત્ર નિર્દોષપૂર્ણગુણવિગ્રહ આનંદમાત્રકરપાદમુખોદરાદિ કોટિકંદર્પલાવણ્ય શ્રીકૃષ્ણચંદ્ર છે. વળી પ્રેમ ખરો હોય તો આપણા પ્રેમના પાત્ર સાથે નિકટ યા દૂરનો સંબંધ રાખનાર હરેક વસ્તુ પર તુલ્ય પ્રેમ ઉદ્‌ભવે છે. લૌકિક પ્રેમના પ્રસંગોમાં એક એવો પણ પ્રસંગ સાંભળ્યો છે કે દૂર દૂર આવેલા બે ગામડાંમાં રહેતા બે મિત્રોમાંનો એક કંઇ કામસર જતો હતો. તેવામાં બીજા મિત્રના ગામનો કૂતરો સામો મળ્યો. તે જોતાંજ તેના પર વહાલ આવ્યું કે તેને ઉંચકી લઇને તેને ભેટયો. સજ્જનો, વિચાર કરજો કે વહાલનો વિષય મિત્રનો કોઇ સગો સંબંધી કે દોસ્ત નથી, તેમ તેના ઘરનો કુતરો પણ નથી, ફક્ત તેના ગામનો કુતરો છે. આ પણ ઘણું હીન દષ્ટાંત છે, પણ પ્રેમનું સ્વરૂપ કેવું સૂક્ષ્મ છે, તેનો સુંદર ચિતાર આપે છે. હવે વિચારો કે પ્રેમી નેત્રને શ્રીકૃષ્ણચંદ્રના આસ્યરૂપ શ્રીમદાચાર્યચરણમાં તથા તેમના વંશજોમાં શ્રીકૃષ્ણ-

ચંદ્ર પ્રત્યક્ષ થતા હોય તેમાં શું આશ્ચર્ય પામવા જેવું છે? અલબત્ત, મારે કહેવું જોઇએ કે આ ભાવના પ્રેમમાર્ગી ભક્તજનોને માટેજ છે, અન્યને એની સાથે નિસબત નથી. બહુમાં બહુ સજ્જનોને આપણે વીનવી શકીએ તો એટલુંજ કે અમારી હાંસી કરો છો તે આપની દૃષ્ટિએ સત્યજ છે, પણ અમારી આંખમાં પેસીને જુઓ એટલે તમને કંઇક ઓરજ પદાર્થ માલમ પડશે. શ્રીવ્રજસીમંતિઓની શ્રીકૃષ્ણ પ્રત્યેની ભાવના સમજવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવા માટે 'ગોપીનકે મનમેં મન દીજે' એવો ઉપદેશ રસિક ભક્ત શ્રીનંદદાસજી કરે છે તે યોગ્યજ છે. લૌકિકમાં પણ એક વાર્તા છે કે એક બાદશાહને એક બેગમ પર બહુજ આસક્તિ હતી. એટલે સુધી કે તે ક્ષણભર પણ તેનાથી છુટો થઈ શકતો નહિ. એક હજકીને મન થયું કે જોઇએ તો ખરા, એ બેગમ તે કેવો એક રૂપનો કટકો છે કે એમાં પાદશાહ આટલો બધો મોહિત થઇ ગયો છે. તે પરથી સ્ત્રીનો વેશ લેવાનું જોખમ વહોરી જનાનામાં ઘુસ્યો. ઘુસ્યો તો ખરો, પણ કોઇ નોકરે પગલાં પારખી લીધાં કે કહો ના કહો પણ આ કોઇ મરદ છે, સ્ત્રી નથી. ભાઇને ઝાલી બાદશાહ પાસે લઇ ગયા. ત્યાં બાદશાહે પૂછ્યું કે 'તારે આમ જનાનખાનામાં જવાનું શું કારણ? હજકીએ ખરૂં કારણ જણાવી દીધું. ત્યારે રાજાએ પૂછ્યું કે 'કેમ, બેગમનું રૂપ તને કેવું લાગ્યું?' તેણે જવાબ આપ્યો કે 'મને તો તેમાં કંઇ અસાધારણતા લાગતી નથી.' પ્રેમમસ્ત બાદશાહે એટલુંજ કહી તેને વિદાય કીધો કે 'મારી આંખ લઇ તેં જોયું હોત તો તને ખબર પડત." જો પ્રેમની દૃષ્ટિ આવી નિરાળીજ હોય તો ભક્તજનોના નેત્રને પ્રત્યક્ષ થતું હોય તેમાં એટલે તેમની ભાવનાઓમાં સામાન્ય પુરૂષોનો ચંચુપ્રવેશ ન થાય એ

સહજ સમજાય એવું છે. એટલું ખરૂં કે ભક્તની દૃષ્ટિ ભક્તને પોતાને માટે અને તેના સ્નેહીઓને માટે જ છે. ભક્તો કદી પોતાની ભાવનાનો સ્વીકાર કરવાનું અન્યને કહી શકે નહિ, અને સાચા પ્રેમીઓ એમ બીજા પાસે સ્વીકારવાની સ્વપ્ને પણ મનીષા ધરાવતા નથી.

## ગુરૂભાવનાનું રહસ્ય.

આ ઉપરથી હવે આપણને ‘ સંમોહી ગુરૂ રામ, લોભી તો વામન જાણો ’ વગેરે સ્વમાર્ગીઓને ઉદ્દેશીને આપણા ભક્ત કવિએ લખેલા રહસ્યનો ભાવ સ્પષ્ટ થશે, અને તેમની ગુરુભાવનાનો કંઇક ખ્યાલ આવશે. અન્ય ભક્તજને દુહામાં કહ્યું છે કે ‘ જેસો તેસો ધુરુ મીલે તોઉ જનાર્દન દેવ જો ઉત્તમ કુલ ગુરુ ગીલે તાકી તું સેવ. ’ તે પણ આજ ભાવનાથી. ભાવનાનો વિષય સામાન્ય જનસમૂહમાં અંતરમાં ઉતરવો જરા મુસ્કેલ છે; પરંતુ ભાવનાનું સ્વરૂપ સમજાવવું હોય તો એકજ દૃષ્ટાંત બસ છે.

પતિવ્રતા સ્ત્રીએ પતિમાં ઇશ્વરની ભાવના કરવી એજ ભૂષણરૂપ છે. કેવા પતિની ? જેવા હોય તેવા પતિની. તેમાં કેવી ભાવના કરવી ? મારો તો એજ ઇશ્વર છે એવી. એ સ્ત્રીની એ ભાવનાથી જગતને કંઇ વિરોધ આવે છે ખરો ? શું જગતના બીજા પુરુષો એ પતિના ગુણદોષની ગણના કરતા નથી ? પરંતુ સજ્જન પુરુષો તો તે સ્ત્રીને પતિમાં ઇશ્વરભાવનાનો આડંબર નહિ પણ તેનું સત્ય પરિપાલન જોઇનેજ રાજી થશે. ત્યારે ભક્તજનોને તેમના ગુરુ પ્રત્યેની ઇશ્વરભાવના જોઇ અન્ય સમજુ વર્ગને તો આનંદજ થાય, એમ હું માનું છું.

**यस्य देवे परा भक्तिः यथा देवे तथा गुरौ** એ ઉપનિષદ

પણ એવી ભાવના પ્રમાણે ગણે છે. ભાવનાથી કિરાત દ્રોણાચાર્યના પૂતળા પાસેથી અસ્ત્રવિદ્યા શીખ્યાનું શ્રદ્ધાળુ પુરૂષોને માટે તો જાગરૂક દૃષ્ટાંત છે. ભાવનાનું બળ અપરિમિત છે. એમ આથી સમજાયા વગર રહેશે નહિ. ભાવના સ્થિર કરવી, અને તેને જરા પણ ડગવા દેવી નહિ એજ તેનું ફળ ચાખવાને અભિલાષા રાખનારનું કર્તવ્ય છે.

## વૈષ્ણવ પ્રતિ ભગવદ્ભાવ.

દયારામભાઈનો પ્રેમ તો પોતાના પ્રાણજીવન શ્રીકૃષ્ણના સંબંધી હરિભક્ત પર પણ તેવોજ હતો, તે તેમના અનેકાનેક કાવ્યોમાં સ્પષ્ટ થાય છે. હરિ, ગુરૂ, વૈષ્ણવ સરખા લેખવાનું હરઘડીએ દયારામભાઇ આપણને શિખવે છે. પ્રેમી જનોની પ્રેમભાવનાઓનો અનર્થ કરવો સહેલો છે, પરંતુ વિવેકશીલ અને વિનયસંપન્ન હૃદયને તો તેમ કરવામાં કશો લાભ દેવાશે નહિ

## અભ્યાસની આવશ્યકતા

ધર્મનું આંતર રહસ્ય સમજવું એ બહુ દુર્ઘટ છે. હિંદુસ્તાનની પડતીનાં કારણોઉપર લખાયલા એક નિબંધને જોઇને એક કરેલ સાક્ષરે એવી મતલબની ટીકા કરી છે કે ' આજના ઉછરતા યુવકો આવા મહાન્ વિષય પર ચર્ચા કરવા માટે જાતનું સંશોધન કર્યા વગર અને જોઇતી સામગ્રી પ્રાપ્ત કર્યા વગર એવા વિષયને કરગ્રહરવત્ ગણી એકદમ લખવા મંડી જાય છે. એ શોચનીય છે. બંધુઓ, જ્યારે આવા સાંસારિક સામાન્ય વિષયમાં લખતાં પહેલાં પણ ગંભીર અભ્યાસની જરૂર જણાય છે, તેની કલ્પના કરવાનું કામ આપ સર્વ પર જ છોડી દઉં છું.

## કાવ્યનો વિષય પણ પ્રભુજ.

હિન્દુસ્તાનના ભક્તકવિઓએ અને તેમને અંગે દયારામભાઇ જેવાએ પણ પોતાના કવનના વિષય તરીકે હંમેશ ધાર્મિક વિષયનેજ પસંદ કર્યો છે, એ બાબત પશ્ચિમનાં, સંસાર સંબંધી વિવિધ વિષયોનાં કાવ્યોનો રસ ચાખી આનંદ પામેલા કેળવાએલા વર્ગને એકદેશી અને સંકુચિત દષ્ટિના પરિણામરૂપ લાગે છે. આ વર્ગને આવા ભોજનથી તૃપ્તિ થતી નથી. વાત પણ ખરી છે. પ્રાચીન હિંદુજીવન અને આધુનિક જીવન એમાં આસમાન જમીનનો ભેદ છે. પ્રાચીન હિંદુઓની સામાજિક, ઔદ્યોગિક, આર્થિક વગેરે સઘળી પ્રવૃત્તિએ ધર્મ સાથે ઓતપ્રોત થઇને રહેલી હતી. ખાવું, પીવું, પહેરવું, ઓઢવું, સુવું, બેસવું. બોલવું વગેરે કોઇ પણ ક્રિયા કરતાં ભક્તોને પોતાના પતિનો સંબંધ ભુલાય, તો પાતિવ્રત્યની હાનિ થાય ને વ્યભિચારિણીનું દૂષણ લાગી જાય એમ માનવાનો સંપ્રદાય ઇષ્ટ હતો. એ દષ્ટિ કામે લગાડશો તો દયારામભાઇના લોકવ્યવહારોપયોગી તથા ધાર્મિક અનેક પ્રકારના કાવ્યોમાં કૃષ્ણ સંબંધ હોવાનું પ્રયોજન સમજાશે.

### અંગ્રેજ લેખક શું કહે છે ?

The dominant motive of Indian thought was ethico--religious. Even works on Grammar and Mathematics do not forget to state at the outset that they subserve the :attainment of Mukti liberation, Salvation in one way or other.

" મતલબ કે હિંદુઓના વિચારનું કેન્દ્ર આચાર શાસ્ત્રસંયુક્ત ધર્મજ હતું. વ્યાકરણ અને ગણિતના ગ્રંથની શરૂઆતમાં પણ લખવું ભુલાતું નહિ કે એ મુક્તિને માટેજ કામનાં છે. વળી તેમના આદર્શો તરીકે તેમને અધવચલા નહિ પણ પરિપૂર્ણ રામકૃષ્ણાદિ અવતારોનેજ સ્વીકારવાનું યોગ્ય લાગ્યું હતું. "

અધુના પશ્ચિમના સંસર્ગથી વસ્તુસ્થિતિ બદલાઇ ગઇ છે. ધનને જીવનમાં અંગી નહિ; પણ અંગ રૂપ માનવું એ પ્રગતિસાધક માનવા લાગ્યું છે. આમ ફેરફાર થવાનું કારણ પ્રગતિની ભાવનામાં ભેદ હોવાનું લાગે છે. પહેલાં ' **एकविज्ञानेन सर्वं विज्ञातं भवति** । એક બ્રહ્મના વિજ્ઞાનથીજ સર્વ વિજ્ઞાન થઇ જાય છે. એ વચનના બળ ઉપર એક બ્રહ્મની પ્રાપ્તિને માટેનો ઉદ્યમજ ઇષ્ટ લેખાતો. હવે. " jack of all and master of none." એ મુદ્રાલેખ નિશ્ચિત થયો છે. મને તો બન્ને માર્ગ સત્ય લાગે છે, પણ પ્રથમનો રસ્તો બહુ ટુંકો એમ માનવા તરફ કંઇક વધારે વલણ થાય છે, એટલુંજ કહી વિરમું છું: કારણ કે એ ગહન વિષયની ચર્ચા પણ મારા ગજા ઉપરાંતની લાગે છે, અને ઉપર ગણાવેલી નિર્ગુણ યા પ્રેમદૃષ્ટિની આધિદૈવિક ભાવનાએ આના વિસ્તારમાં ઉતરવાને હાલ અવકાશ નથી. પ્રસ્તુત પ્રસંગને અંગે તો એટલું કહીએ તો ચાલે કે હિંદુસ્તાનને naton of philosophers તત્ત્વજ્ઞાનની પ્રજાની ઉપમા કોઇ કોઇએ આપેલી સંભળાય છે, તે એ પ્રાચીન ધર્મમય જીવનનું પરિણામ, અને આપણા જ્ઞાની અને ભક્તજનોના શિક્ષણનુંજ બળ છે.

## શ્રદ્ધા દૈવી સંપદ્ છે.

મારા ઉછરતા યુવકમિત્રોની ધ્યાનમાં ઉતરે તો બે સૂત્ર હંમેશ

યાદ રાખવાની ભલામણ કરી મારૂં આજનું કાર્ય આટોપી લઇશ. " He who would enter into the realim of wisdom must first divest himself of all intellectul pride. " જેને ડહાપણ એટલે તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં પ્રવેશ કરવાની ઇચ્છા હોય તેણે પ્રથમ તો બુદ્ધિવિષયક ગર્વનો ત્યાગ કરવો જોઇએ. બીજું " Believe nothing which is unreasonable and reject nothing as unreasonable without proper examination. " બુદ્ધિને બંધ બેસતું ન દેખાય તે માનશો નહિ, પાકી તજવીજ કર્યાં વગર આતો બંધ બેસતું નથી એમ કહી તરછોડશો નહિ. બુદ્ધિવાદ પણ એમ કહે છે કે બુદ્ધિની કસોટીએ ચઢાવતાં જે એકદમ પાસ થાય નહિ તે માની લેશો નહિ, પણ કોઇ વસ્તુને અમાન્ય ગણાતાં પહેલાં પુરેપુરી ને પાકી તપાસ કરજો. આ સલાહને કોઇ માન આપીને ચાલે તો વખતો વખત યુવકોમાં જે ઉચ્છૃંખલપણું જોવામાં આવે છે તે નાબુદ થઇ જાય. કયી વસ્તુને માનવી ને કઇ ન માનવી એ સવાલનો જવાબ તો 'શ્રદ્ધા રાખો' એટલામાંજ પ્રાચીન પદ્ધતિના પુરુષો આપતા અને હજી કોઇ કોઇ આપે છે. તેઓ તો કહેતા ને કહે કે શ્રદ્ધા એ એક મહાન્ બળ છે, ને શ્રદ્ધાને પ્રતાપેજ આપણું નાવ આ ભવસાગર તરી પાર ઉતરી શકે છે. જરા વિચાર કરશો તો માલમ પડશે કે સંસાર–વ્યવહાર જે ચાલી રહ્યો છે તે પણ શ્રદ્ધાના જોરપરજ. દરદીને વૈદ પર શ્રદ્ધા રાખવાની જરૂર પડે છે; ને તેવાં હજારો દૃષ્ટાંતો તમે પોતેજ આપી શકશો.

હવે શ્રદ્ધા બે પ્રકારની છે. દેખતી ને આંધળી, સમજવાળી અને સમજ વગરની. હું તો એમ ધારૂં છું કે આપણા પૂર્વજો પણ આંધળી શ્રદ્ધા

કરતાં દેખતી શ્રદ્ધાનેજ યુક્તતર ગણતા, અંધશ્રદ્ધાને પણ માન તો આપતા. એક યુરોપીય લેખક પણ એવોજ વિચાર દર્શાવે છે કે—

Fear and doubt are the hellborn daughters of ignorance that drag man down to perdition; while Faith is the white-robed angel that lends him her wings and endows him with power. Faith, therefore, even without knowledge may be more useful than imperfect knowledge without faith and consequently without action. Strong faith even if resting upon an erroneous conception, may act powerfully in producing results; faith produces an exalted state of the imagination which strengthens the will, banishes pain, cures disease, leads to heroism and transforms hell into heaven.

'ભય અને શંકા' એ અજ્ઞાનની નરકમાંથી ઉત્પન્ન થયેલી પુત્રીઓ છે, તે મનુષ્યને નરકમાં લઈ જાય છે; ( અહીં **संशयात्मा विनश्यति** એ ભગવદ્‌ગીતાનું વાક્ય સરખામણીમાં મૂકી શકાય. ) જ્યારે શ્રદ્ધા એક, એવી શ્વેત ઝભ્ભાવાળી પરી છે, કે જે મનુષ્યને પોતાની પાંખો આપે છે, અને તેને શક્તિ બક્ષે છે. માટે જ્ઞાન વગરની શ્રદ્ધા પણ શ્રદ્ધા વગરના અને કૃતિમાં નહિ ઉતારવામાં આવતા અધુરા જ્ઞાન કરતાં વધારે ઉપયોગી થઈ શકે. ભૂલ ભરેલા વિચાર પર બંધાએલી પણ અડગ હોય તો તે શ્રદ્ધા ફળ ઉત્પન્ન કરવાનું

કામ જોસબંધ કરી શકે. શ્રદ્ધા કલ્પનાશક્તિને ઉંચે દરજ્જે પહોંચાડે છે, જેથી ઇચ્છાશક્તિ મજબુત થાય છે, દુઃખ દૂર થાય છે, વ્યાધિ મટી જાય છે, વીરતા ઉદ્દભવે છે, અને નરક પલટાઇ સ્વર્ગ બની જાય છે." પાશ્ચાત્ય લેખકની આ ઉક્તિ બહુજ મનન કરવા જેવી છે.

## વિચાર સ્વતંત્ર ક્યાં હોય ?

હાલનો જમાનો કહે છે કે શ્રદ્ધા નહિ પણ વિચારસ્વાતંત્ર્ય કેળવો. કોઇ વસ્તુ માની લો નહિ પણ સ્વતંત્ર રીતે વિચાર કરતાં શીખો. મને એ ભાષા ને વિચાર તો ગમે છે, પણ સ્વતંત્ર રીતે વિચાર કરવો એટલે શું તેની જોઇએ તેવી સ્પષ્ટ સમજ પડતી નથી. એટલું તો સમજાય છે કે દેવું કરીને પણ ન્યાત કરવી એવી રૂઢિ સમાજમાં પેસી ગઇ હોય તો ત્યાં તે રૂઢિને વશ નહિ થતાં લોક ભિરૂતા છોડી દઇ તે પ્રમાણે ન કરવું અને એનુંજ નામ વિચાર સ્વાતંત્ર્ય, આમ કરવાની તો સામાન્ય અક્કલવાળા કોઇ પણ પુરૂષથી ના કહી શકાશે નહિ. પણ બુદ્ધિને આપારની વસ્તુઓમાં આવું વિચાર સ્વાતંત્ર્ય સમજીને વાપર્યું હોય તો તે ઇષ્ટ છે. બુદ્ધિથી પર વિષયોમાં વિચાર સ્વાતંત્ર્યનો ક્યાં અવકાશ રહે છે તે સમજવું મુશ્કેલ થઇ પડે છે. ધર્મ જેવી અગમ્ય અથવા અનુભવગમ્ય બાબતમાં શ્રદ્ધા વિના આગળ પગલું ભરવું અશક્ય થઇ પડે એમ લાગે છે. વહેલા મોડા આખરે શ્રદ્ધાનો આશ્રય કર્યા વગર નિસ્તાર નથી. "સૌથી સમરથ શ્રીરાધાવરનો આશરો" એજ ગતિ છે.

## ઉપસંહાર.

હવે લંબાણ બહુ થઇ ગયું છે, માટે વિશેષ વિસ્તાર ન કરતાં જેમને ઇચ્છા હોય તેમને **ज्ञानं मथाऽभ्यासात् , लोकवत् लीला**

कैवल्य॰, जग॰ व्यापारवर्जम्; વગેરે સૂત્રોપરનાં સાંપ્રદાયિક ભાષ્ય તથા અન્ય ટીકાઓ જોવાની ભલામણ કરૂં છું, કેમકે તે વડેજ દયારામભાઇનાં કાવ્યો એમની દૃષ્ટિથી સમજવાનું સરળ થશે. શ્રીદયારામકૃત કાવ્ય મણિમાળાના ચાર ભાગમાં આપેલી પ્રસ્તાવનાઓ તથા તે ગ્રંથોમાં છપાએલાં કાવ્યો સાથે આપેલી ટીકાઓ જોવાથી પણ સાંપ્રદાયિક તત્ત્વો વધારે સ્ફુટ થશે. એટલુંજ કહી મારાથી કંઇ અયોગ્ય ઉચ્ચારણ થયું હોય તો તે સુધારી લેવાની તથા મારી મંદ મતિનુંજ એ પરિણામ છે એમ સમજવાની તથા પ્રેમદૃષ્ટિથી તે માટે ક્ષમા કરવાની યાચના કરી પ્રભુને સર્વ તરફથી એટલીજ પ્રાર્થના કરૂં છું કેઃ—

“પાઓ પ્રેમરસ પ્રાણજીવનરે, દીન થઈ યાચું રે.”



# ' દયારામ '

( અમદાવાદની પુષ્ટિમાર્ગીય વૈષ્ણુ મહાસભા તરફથી
તા ૩ ઓગસ્ટ ૧૯૨૫ ને રોજ પ્રેમાભાઈ હોલમાં
કવિશ્રી ન્હાનાલાલ દલપતરામે આપેલું ભાષણ )

**વૈષ્ણુવજન હો !**

રેવાજીની પનઘમાં બેઠાં છો ? નર્મદાના મનોહારી જલપ્રવાહ ઉપર પનઘબેઠાં યે તર્યા છો ? અને એવે કરનાળીના ડુંગર ઉંચા ઘાટ ઉપરથી કોઇએ બંસી છેડી સાંભળી છે ? જાણે ગગનમાંથી વરસતી મધુરપની ફરફર.

એવી દયારામભાઇની કવિતા છે

આજ ઘડીક એને વિચારિયે ને માણિયે.

નથી એ બંસીબોલ પ્રેમાનન્દની કે સામળની કે અખાની કવિતામાં; નથી દલપતમાં નર્મદમાં કે ગોવર્ધનમાં.

ગુણવિશિષ્ટતાએ દયારામ ગુર્જર સાહિત્યમાં અજોડ છે.

ગુર્જરી સાહિત્યકુંજે ભરી બંસીનો છેડણહારો તો દયારામ જ. થોડી ઝાઝેરિક છેડી છે નરસિંહ–મીરાંએ. ને કાંઇક કાંઇક છેડી છે. સ્વામી નારાયણના સાધુવરોએ.

વર્તમાન તો જાણે–પ્રધાનતઃ–પરદેશી હારમોનિયમ વગાડે છે, ને બંસીને જાણે અડકતાં યે અભડાય છે.

દયારામની છે એવી અજબ મધુરપની ફરફર. એનાં જ છે ગુજરાતનાં સાચ્ચાં ને સર્વોપરી Lyrics.

વિષય વિશાળ છે, સુગમતાને ખાતર કેટલીક સીમાઓ બાંધી લેઇએ.

એક તો સંપ્રદાયસીમા. વૈષ્ણવ જનો દયારામભાઇનો સિદ્ધાન્ત-ભાગ ચર્ચે છે; હું મુખ્યત્વે સાહિત્યવિભાગ–રસવિભાગ ચર્ચીશ.

બીજું જીવનચરિત્રમાં ઝાઝું નહીં ઉતરૂં. એ ડહોળાઇ ગયું છે. દયારામભાઇને જાણે ચૂંથી નાંખ્યા છે. ચર્ચાપ્રિયને ચર્ચા કરવા દ્યો. સાક્ષરોના વાગ્યુદ્ધને છેડા છે ? મન્થનથી માંખણ ઉતરે. પણ ગોરસ તણાઇ ન જાય કે ગોળી જ ફૂટી ન જાય, એટલું એ મન્થનહારા સાંભળજો.

ચર્ચાનાં ચૂંથણાં ઘણાં ચર્ચાયાં છે, હવે તો નિર્ણય આપવાનો છે. ને નિર્ણય આપવો એ પ્રાચીન શોધખોળ સંશોધકનો અધિકાર છે. મ્હારો એ વિષય નથી. ઇ. સ. ૧૮૫૬ થી ૬૦ સુધી નર્મદે લીધો ત્હેવો દયારામભાઈ કાજે મ્હેં શ્રમ લીધો નથી. શ્રમ લેઇને જાણ્યું હોય તે નિર્ણય જણાવે.

એમાં એક વાત ભાર દઇને વિનવું ? સાચ્ચા બોલા થજો. શેલીનાં, બાયરનનાં, ગોઇથેનાં, દાન્તેનાં જીવનચરિત્ર જૂઓ; સત્યથી ભરેલાં ને અજવાળાં જેવાં. ભવની ભૂલભૂલામણીમાં ભૂલા ભમ્યાની વિગતોને યે પડદા નથી ઢાળ્યા. આપણે **सत्यं परं धीमहि**ના ઉપાસકોઃ દયારામભાઇની સાચ્ચી જીવનકથા આલેખજો.

આ છબીપ્રકરણની યે દુઃખદાયિકા કથામાં નહીં ઉતરિયે. દયા-રામનાથી સોમા ભાગની યે સાહિત્ય સેવા નથી કીધી એમની અહીં છબિઓ છે. ભાઇ ભોળાનાથને એટલું જ કહીશ કે દલપતરામને યે ન સંભારનાર નગુણી સોસાયટી ને ગુણ અસૂયાળા છેલ્લી ત્રીશીના ત્હેના કાર્ય વાહકો તે દયારામભાઇને શું સન્માનવાના હતા ?

પુરાણુમાં એક કથા છે. શુકદેવજી ગૃહત્યાગ કરીને નાઠા ને પુત્ર પાછળ પાછળ વ્યાસજી દોડયા. અપ્સરાતીર્થે અપ્સરાઓ સ્નાન કરતી હતી. ગર્ભજોગી શુકદેવજીને જોઇ અપ્સરાઓએ ન્હાયાં કીધું શાસ્ત્રવિશારદ વ્યાસજીને નિરખી વસ્ત્રો પ્હેરી દીધાં.

ઓ વીસમી સદીના વિવેચકો ! ભેગાભેગી ત્હમારી વિવેચના યે કરતા જજો જરા કે ત્હમે શુકદેવજી સમોવડ છો ? કે વ્યાસજી જેવા ? કે ઉભયથી હીન ? કે ઉમદા ? સ્ત્રી વર્ગને ત્હમારો લજ્જાસંકોચ છે કે નથી ? નારીદર્શને ત્હમારી આંખડી કે અંગે ફરકે છે કે નથી ફરકતાં ? કેટકેટલીક રંભાઓનાં પ્રલોભનો જીતીને આવ્યા છો ? હું યે ત્હમારામાંનો જ છું. નિરાળો માનવાની ભૂલ મા કરતા હો !

એક વાત વધારે ઉપોદ્‌ઘાતમાં કહી લઉં.

આજથી પા સદી ઉપર, ઇ. સ. ૧૯૦૧ ના ડિસેમ્બરમાં અમદાવાદ પ્રાર્થનાસમાજના વાર્ષિકોત્સવને પ્રસંગે એક ભાષણ મ્હેં આપ્યું હતું. વિષય હતો ભાગવતમાંથી ઉદ્ધવસન્દેશ. પ્રેમાનન્દનાં પ્રખ્યાત કાવ્યચરણો સૂત્રરૂપે લીધાં હતાં.

અમો અજ્ઞાનીનું મન છે કાળો કામળો રે;
ત્હેને ચ્હડે ન બીજો રંગ, કે પ્હેલી શ્યામતા રે;
ગુણહીણ ગોવાળીયાં લોક જ્ઞાન નથી પામતા રે;

ને એ કાવ્યસૂત્રોને અવલંબી ભક્તિમાર્ગનો અર્થ વિસ્તાર કીધો હતો.

ત્યારે હું ૨૪ વર્ષનો હતો, આજે ૪૮ નો છું. ને આજ, આટલે વર્ષે યે, પા સદી પછી પણ, પુનરાવલોકન કરતાં એ જ જ્ઞાન ને ભક્તિનું Contradiction નહીં પણ Contrast સ્પર્ધા યે નહી પણ Antithesis, વિરોધ નહીં પણ વિરોધાભાસ આંખ આગળ રમે છે.

અખો એટલે ગુજરાતના ઉદ્ધવજી, દયારામ એટલે ગુજરાતની ગોપીઃ ગાતી, ડોલતી, ગરબે ઘૂમતી. જમનાતીરની નહીં, પણ નર્મદાતીરની અને

ઓધવજી! માધવને કહેજો એટલું

એમ જાણે ઓધવજી સંગાથે સંદેશા કહાવતી કહાવતી દિવડાનો દઢ નિશ્ચય ભાખતી હોય ને કે

અલબેલો છોડીને નહિ થઉં આરજા.

અહીં આરજા એટલે સંન્યાસિણી.

એ દયારામભાઇ, ગુજરાતની ગોપી. સંપ્રદાયમાં ખરેખર! દયારામભાઇ ગોપીનો અવતાર ગણાય છે.

## દેશ કાળ ને સમકાલીનો

હિન્દનો ઇતિહાસ કે ગુજરાતની ભૂગોળ શિખવવાં એ આજનો વિષય નથી. જો કે મ્હને તો બન્નેયમાં અખૂટ રસ પડે છે.

ચિત્રને સમજવા ચિત્રની Background, તેમ દયારામભાઇને સમજવાને યે દયારામભાઇનાં દેશ કાળ ને સમકાલીનોને કાંઇક સંભારવા પડશે.

### ક. દયારામભાઇનો દેશ.

નર્મદાનો મનોહર તીર. યાત્રાળુઓનું તીર્થ, પરકમ્માવાસીઓનું વિશ્રામસ્થાન, ચન્દ્રપુરી.

આરસના આરા, શૂલપાણેશ્વર, મોખડીનો ઘાટ, હરણફાળ; પર્વતોને ભેદી ઉત્રાંધી નર્મદાજી જ્યાં સપાટ પ્રદેશે ઉતરે છે ત્હાંથી પાંચેક ગાઉ ઉપર ચાંદોદકરનાળીના તીર્થ.

આંબાવાડિયામાંથી ભરેલી ઓર નદીનો ત્હાં સંગમ.

વ્યાસક્ષેત્ર એટલે, કબીરવડમાં દ્વીપ સરિખડો; નર્મદાજી વચ્ચેનો બીજો જલવીંટ્યો દ્વીપ. અઢાર પુરાણ સમા અઢાર સ્વર્ગ રચવાનો પઢિયારજીએ ત્હાં સંકલ્પ કીધો હતો,–ગુજરાતના સાહિત્ય ઇતિહાસમાં એ રમણીય સ્થાનની એ વિશેષતા. વ્યાસક્ષેત્રની એક પાંખે છે વિદ્દ-જ્જન સોહામણું બરકાલ; ને બીજી પાંખે છે આભની ભમ્મર સમી ઉંચી ભેખડે વિરાજતા શુકદેવજી. ત્હાં રાજપીપળાની કરજણ નદીનો સંગમ. આગળ શિનોરનો મ્હેરાળ બાંધ્યો હવેલી ઉંચ્ચો ઘાટ: જાણે ગગન ચ્હડવાનાં પગથિયાં.

કરનાળી કે શિનોરના ઘાટનાં સાબરકાંઠે તો સ્વપ્નાં યે નથી. અમદાવાદના કોટથી બે–અઢી ગણા ઉંચા એ ઘાટ બાંધેલાં પગથિ-યાંની ગગન પાયરીઓ !

નર્મદાનાં વાંસ જાળ ઉંચાં મહાપૂરના આપણુ સાબરવાસીને ઓળખે ક્યાંથી હોય ?

વર્ષામાં મદઘેલી નર્મદા, ને એવી જ મદઘેલી ચાંદોદકરનાળીની યુવતીઓ. જલમાં તરતી ને પૂરના મહાતરંગો ઉપરે સવારી સોહ-વતી; જાણે પૂરમાં ઉછળતાં કમળો. રૂપ કરતાં એ રમણીઓની છટા વધારે.

શેષશાયી ને ચક્રેશ્વરનાં ત્હાં તીર્થ. ગંગનાથ ગરૂડેશ્વર વિ૦સમી-પમાં જ.

દક્ષિણે સીમાપ્રાન્તે રાજપીપળાની ક્ષિતિજભળતી પર્વતધાર.

દયારામભાઇનો ત્હાં જન્મ, દર્ભાવતીમાં–ડભોઇમાં મોસાળમાં ઉછેર ને વાસ.

ડભોઇના દુર્ગની શોભા યે ઓર.

પણ એ મ્હેકન્તો કેવડો કાંઇ એ કિલ્લામાં પૂરાય? ડાકોરજી પેટલાદ વડોદરા સૂરત અમદાવાદ; દયારામભાઇનો મઘમઘાટ ત્હારે યે મઘમઘતો સકલ ગુર્જરવાડીમાં.

**ખ. અને કાળ.**

દયારામભાઇનો જન્મ ઇ. સ. ૧૭૭૬ માં મૃત્યુ ૧૮૫૨ માં.

ઇ. સ. ૧૧૯૩ માં શહાબુદીન ઘોરીએ—૭ ૭ વાર હારીને તરવારને એક ઘાએ હિન્દ સર કીધું; ૧૫૨૬ માં બાદશાહ બાબરે ચાર ચાર વાર પાછા વળીને એક જ ભાલાની અણીએ હિન્દનો મુગટ પરોવી લેઈ પ્હેર્યો. એ ઇસ્લામનાં ઇતિહાસ પરાક્રમને પુરૂષ-વ્યાઘ્રનાં વીરત્વ.

ઇંગ્રેજોને હિન્દ જીતતાં પૂરો એક સૈકો લાગ્યો. ૧૭૫૭ માં પ્લાસી, ૧૮૫૭ માં બળવો, ૧૮૫૮ માં ઢંઢેરો. ૧૭૪૮ માં ત્રિચિનો-પલ્લીનો ઘેરો: મહમદઅલી ને ચન્દા સાહેબ, ને હિન્દી સિપાહીઓએ ભાતનાં પાણી પોતે પી ચોખા ઇંગ્રેજ સાથી સેનાનીઓને ખાવા આપ્યા; એ સાલથી ગણતાં પૂરા અગિયાર દાયકા. ને હજી ઇંગ્રેજો કુરૂક્ષેત્ર તો જીત્યા નથી, એ ધર્મક્ષેત્રનો ધર્મન્યાય એમણે હજી લીધો નથી.

૧૭૭૨ માં પહેલે વહેલો રેગ્યુલેટિંગ એક્ટ ને વોરન હેસ્ટિંગ્સ પહેલ વહેલો ગવર્નર જનરલ. ૧૮૫૮ થી ગવર્નર જનરલો વાઇસ-રોય થયા.

વોરન હેસ્ટિંગ્સથી ડેલહૌસી સુધીના—સહુ ગવર્નર જનરલોના દયારામભાઇ સમકાલીન; ૧૭૬૬ થી ૧૮૫૨ અને ઇંગ્રેજોના હિન્દ વિજયના એક સૈકાભરના અખંડ વિગ્રહમાંથી પોણા સૈકાના પેખનાર.

દયારામભાઇ જન્મ્યા ત્યારે મુંબઇ મદ્રાસ બંગાળામાં–માંડ હજી હિન્દને આરે ઇંગ્રેજો ઉભા હતા. દયારામભાઇ વિદેહ થયા ત્યારે ઇંગ્રેજોની ભરતી છેક સિન્ધુના તીર સુધી ફરી વળી હતી. પંજાબ સર થઇ ગયો હતો.

પૂર્વમાં બ્રહ્મદેશની પાંખ એક બાકી હતી; પશ્ચિમે બલુચિસ્તાનની પાંખ બીજી બાકી હતી.

જગત્ ઇતિહાસમાંનો આશ્ચર્યયુગ–એક સૈકાભરની અખંડ મહારાજ્ય ક્રાન્તિ એ દયારામભાઇનો યુગ.

દયારામભાઇના વિદેહ થવા પહેલાં વજ્રપાટા–રેલ્વે આવી હતી, તાર નંખાયા હતા, નિશાળો ને શાળાખાતું સ્થપાયાં હતાં. દયારામભાઇ પછી બે વર્ષે, ૧૮૫૪ માં, યુનિવર્સિટિઓ સ્થપાઇ, ૧૮૫૭માં હોપ વાંચનમાળા લખાઇ. ૧૮૪૮માં અમદાવાદમાં ગુ. વ. સોસાયટી સ્થપાઇ હતી, સુરતમાં એંડ્રસ લાયબ્રેરી ઉઘડી હતી. વિધવાવિવાહ ભૂતનિબન્ધ જાદુકપટપ્રકાશ હુન્નરખાનની ચ્હડાઇ ચર્ચાયાં હતાં.

એમ Modernismનો જન્મ થઇ ચૂક્યો હતો.

દયારામભાઇ જન્મ્યા ત્યારે પ્રેમાનંદ સામળની પદપગલીઓ સાવ તાજી હતી; દયારામભાઇ વિદેહ થયા ત્યારે દલપતરામ બત્રીશ વર્ષના હતા, નર્મદાશંકર ઓગણીસ વર્ષના હતા.

## ગ. સમકાલીનો.

બંગાળામાં રાજા રામમોહન રાય; ૧૭૭૭ થી ૧૮૩૩

વડોદરામાં ગોપાળરાવ મ્હેરાળ; કાઠિયાવાડમાં સુંદર સોદાગર.

ગુજરાતમાં પરમ સમકાલીન: સ્વામીનારાયણ સંપ્રદાયના સંસ્થાપક શ્રીસહજાનન્દસ્વામી (૧૭૮૦ થી ૧૮૩૦,) અને આ યુગના

શુકદેવ અને ભિષ્મ પિતામહ સમોવડા ત્હેમના ત્યાગી વૈરાગીઓ; બ્રહ્માનંદ નિષ્કુળાનંદ દેવાનંદ વિ. પ્રેમ સખી–પ્રેમાનંદ સ્વામીનો ને દયારામભાઈનો–એ પરમ કૃષ્ણભક્તોનો ડભોઈમાં સ્નેહભેટો યે થયો હતો.

કવિતા દેશમાં યે એ ત્યાગમૂર્તિઓ દયારામભાઈની સમકાલીનઃ દયારામભાઈનાં જેવાં જ એ વૈરાગીઓની કૃષ્ણભક્તિ ને કૃષ્ણભક્તિનાં કીર્તન; દયારામભાઈના સરખી જ ભાષાની મધુરપ.

વૈષ્ણવ જન હો! રાધાકૃષ્ણનાં રસકીર્તન ગાવે જ વિષય લંપટતા હોય તો તો સ્વામીનારાયણ સંપ્રદાયના એ પરમ સાધુવરો યે અનાચારીઓ ઠરે. ને બ્રહ્માનંદ પ્રેમાનંદ મુક્તાનંદ નિષ્કુળાનંદ જેવા ઉગ્ર તપસ્વી સંન્યાસીઓને અનીતિના આળની આંગળી યે ચીંધનાર માઈનો પૂત હજી તો જન્મ્યો જાણ્યો નથી.

પેશ્વાઈની પડતી, દક્ષિણે હૈદર ને ટીપુના ને ઉત્તરે રણજિતસિંહના ઉદયાસ્ત, ઠગ ને પિંઢારાની પગલીઓ, એકચક્ર શૂન્યતાના, અંધાધુનીના, અસ્ત વ્યસ્તતાના, મહારાજ્ય ક્રાન્તિના યુગમાં દયારામભાઈનું જીવનનિર્માણ, એ ગર્જનાઓ ને વીજળીના કડાકાઓના ભિષણ ઘટાટોપ વચ્ચે એ વિરલાએ રેવાતીરથી વાંસળી છેડી ને મધુરપ વરસાવી. ગુજરાતના રસપ્રસાદથી વધાવ્યો.

હિન્દની બહાર–યૂરોપમાં યે એની એજ મેઘગર્જનાને વીજળીના કડાકાને રાજ્યક્રાન્તિ. ૧૭૮૯ માં ફ્રેન્ચ ઉથલપાથલ ને છેક ૧૮૧૫ સુધી નેપોલિયનના પ્રચંડ વિગ્રહની યૂરોપગજવતી ગર્જનાઓ.

એવા અઘોર યુગમાં દયારામભાઈની રસબંસી ક્યાંથી વાગી?

ચાંદોદ કરનાળીના ઘાટ ઉપરથી. ઉતરનારા ઉતરે છે ને ચ્હડનારા ચ્હડે છે એ ઘાટે.

### ૩ દયારામભાઇની વૈષ્ણવી પ્રેરણા.

આર્યાવર્તના ઇતિહાસના અભ્યાસીઓને, ભારતવર્ષની કાલલીલાના મીમાંસકોને ક્યારે યે એ પ્રશ્ન થયો છે કે વલ્લભી સંપ્રદાય ન સ્થપાયો હોત તો ?

એ ભજનને કીર્તનની ધૂન, એ ગીત ને સંગીતના સમારંભો, એ હિંડોળા પારણાંને ફૂલમંડળીઓ, એ ઉત્સાહને એ મહોત્સવો, એ રસને ભાવના ફૂવારા, એ ભક્તિને આનંદની ઝડીઓ; એ યુગમાં વર્ષી ન હોત તો ?

એ **म्लेच्छाक्रान्तेषु देशेषु**, એ **सत्पीडाव्यग्रलोके**, એ **अव्रतयोगिषु** ને **सत्सु पापानुवर्तिषु**, એ **पाषण्डप्रचुरे लोके**, જાણે આજનો જ પડઘાયો હોય એવા એ ખળધર્મીલા કળીમાં સર્વ માર્ગો નાશ પામ્યે એ **रसो वै सः**ની વાંસળી જમનાના વિશ્રામઘાટેથી ન વાગી હોત તો આર્યજન ક્યાં વિશ્રામ શોધત ને પામત ?

મીરાં પોકારે છે કે

દા લાગ્યા રે ડુંગરિયે, કાના ! કેમ કરિયે ?
કેમ કરિયે ? રે અમે ક્યાં જઇ વસિયે ?
દા લાગ્યા રે ડુંગરિયે, કાના ! કેમ કરિયે ?
ભાગવાને જઇએ અમે, ભાગી નવ શકિયે, કાના !
બેસી રહિયે તો અમે બળી મરિયે;
દા લાગ્યા રે ડુંગરિયે કાના ! કેમ કરિયે ?

મીરાં ધા નાંખતી એવી ત્યારે આર્યજનતા ધા નાંખતી.

મુગલાઇમાં તો સ્વસ્થતા હતી. પણ મુગલાઈ પહેલાં ને મુગલાઇ પછી છેલ્લું છેલ્લું સાયણાચાર્યના વિજયનગરને છિન્નભિન્ન કરી

નાંખ્યું ત્યારે, પ્રજાનાં હૈયાં વિષાદ ડૂબ્યાં હતાં ને હિન્દુ પ્રજાની ખિન્નતા ગાંડીવધન્વાની એ ખિન્નતાથી મહાઉંડેરી હતી ત્યારે, એ મહાઘોર કાળમાં, હિન્દુ ધર્મને માથે પ્રલયનાં પુષ્કરાવર્તક મેઘ ઝઝૂમી રહ્યા હતા ત્યારે, હિન્દવો સૂરજ મહારાણો પ્રતાપ કે હિન્દુપતના પડકાર શા શિવાજી મહારાજ, રાઠોડવીર દુર્ગાદાસ કે શીખનો રણધ્વજ રોપી હાલકિરપાણ ધરાવનાર ગુરુવરો હજી જન્મ્યા ન્હોતા ત્યારે; રજની ભીષણ હતી, કલિમા અપારદર્શક હતી, તોફાનના ઝંઝાનીલ ફૂંકાતા હતા ને હિન્દુ ધર્મનું જહાજ ભરસાગરે ખૂડું ખૂડું થતું હતું ત્યારે હિન્દુ હૈયાં બીડાયેલાં પોયણાં જેવાં બીડાયેલાં હતાં ત્યારે; એ વલ્લભકુલનો ચન્દ્ર ન ઉગ્યો હોત, આર્ય પ્રજા માથે એ અમીવર્ષણ ચંદ્રિકા ન ઢોળી હોત, એ અન્ધારાંને ન અજવાળ્યાં હોત, એ શુચિ-ભેદ્ય તમિસ્રામાં સોનરેખ સમી ક્ષણિક વીજળીઝબકારે નહીં પણ પૂર્ણિમા સમાં પૂર વર્ષતી ચન્દ્રિકાની ઝડીઓથી માર્ગ ન દાખવ્યા હોત, તોફાનનાં ઘોર વાદળને યે ઉજળાં ન અજવાળ્યાં હોતઃ નિરાશામાં આશા, વિષાદમાં ઉત્સાહ, ખિન્નતામાં મહોત્સવ, જીવનના ઓટમાં ભાવની ભરતી, આત્માની કાલિમામાં રસની પૂર્ણિમા ન પ્રગટાવ્યાં હોત તો ?

તો–તો ગાન્ડીવધન્વાએ ગાંડીવ ત્યાગી કુરૂક્ષેત્રમાં વૈરાગ્ય લીધો હોત તો ? એ નરપુંગવના આત્માને **क्लैब्यं मा स्म गमः पार्थ** કહી પડકારી, આત્માની કરમાયેલી પાંખડીઓને સંજીવિની છાંટી પુનશ્ચેતના ન દીધી હોત તો ?

તો પાંડવો ભારત જીત્યા હોત ? કે હાર્યા હોત ?

આર્યાવર્તના ઇતિહાસમાં વલ્લભાચાર્યજીએ એવું કાંઇક કીધું છે. ધનુર્ધરને ધનુષ્ય પાછાં નથી સજાવ્યાં, યુદ્ધ કાજે નથી ઉઠાડયા, **કાળોસ્મિ**-બ્રહ્માંડગાજતા મહાભીષણ **કાળોસ્મિ**ની ગર્જના ગજાવી વિરાટ્દર્શન નથી કરાવ્યાં. શ્રીમદ્‌વલ્લભાચાર્યજી જગદ્‌ગુરૂ શ્રીકૃષ્ણ દ્વારિકેશ ન હતા. દ્વારિકેશે તો ભારતમાં પાંચજન્ય સંગ્રામશંખ વગાડયો ને વૃન્દાવનમાં વાંસળી વગાડી. વલ્લભાચાર્યજીએ કુરૂક્ષેત્રના યુદ્ધ નથી દીઠાં. મધુવનમાં મોરલી તો વગાડી છે ને સફળતાથી વગાડી છે. મહાધન્વાઓની આત્માની કરમાયેલી કળીઓ એમણે ફોરાવી છે, પ્રજાની અધોમુખ ઢળેલી પાંખડીઓને ઉભી કીધી છે. ઘોરતામાં મધુરપ વરસી છે, નીરસતાના વેરાનમાં રસની વર્ષા વરસાવી છે, અન્ધકારને ધોયો છે, રસ ભાવ સુંદરતાની અમૃતચન્દ્રિકાના સંજીવન છાંટી આત્માને સજીવન કીધો છે, આર્યસંસારની ઉપટી ગયેલી મીઠાશ આણી છે. અને ભક્તજનોએ વળી વળીને ગાયું છે કે.

મધુવનમાં મોરલી વાજે છે;
એનો નાદ ગગનમાં ગાજે છે.
મધુવનમાં મોરલી વાજે છે,

હું તો સૂતી'તી રે બાઇયું રંગ મ્હેલમાં હો જી;
મોરલી વાગી, જાગી હું માઝમ રાત—
રૂડી ને રૂપાળી રે, મીઠી ને મધુરી રે,
માવા ? તારી મોરલી હો જી.

આર્ય પ્રજા માઝમ રાતમાં એમ સ્હોડ તાણી સૂતી હતી; તેને ઉઠાડી ન્હોતી, પણ વલ્લભાચાર્યજીએ સારી રાતભર જાગતી રાખી. આર્યાવર્તના ઇતિહાસમાં વલ્લભ સંપ્રદાયની એ સેવા.

ભારતના ઇતિહાસની મીમાંસા કો સમર્થ ને મહાનુભાવ આર્ય ઐતિહાસિકને હાથે થશે ત્યારે વૈષ્ણવ સંપ્રદાયનાં ઐતિહાસિક મૂલ અંકાશે.

એજ બંસી-શ્રી કૃષ્ણે વ્રજમાં વાઇ હતી, શ્રીવલ્લભાચાર્યજીએ ગોકુળમાં વાઇ હતી, રસસૌંદર્યની એજ અમૃતબંસી દયારામભાઇએ નર્મદાતીરે વગાડી.

દયારામકાવ્યને પૂરૂં :માણતા પૂર્વે દયારામના ત્રણ સિદ્ધાન્ત જરા સ્હમજવા પડશે. એક તો રસદ્વારા હરિદર્શનઃ **रसो वै सः**ની વેદઋચાનો અર્થવિસ્તાર.

રસિયો રસે ભર્યો રે, વ્હાલો મ્હારો વિઠ્ઠલવર વ્રણાગી રે..

બીજુઃ—પ્રેમલક્ષણા ભક્તિ ને ત્હેની નાનાવિધ દશાઓ.

ઓધવજી ! છે અળગી રે કે વાત એક પ્રેમ તણી..

ને ત્રીજું, દિવ્ય રૂપે સાકાર.

હમ સાકાર ઉપાસી વે, સબ ગોકુલક વાસી વે.

દયારામભાઇ ત્ય્હાંથી એ પ્રેરણા પામ્યા, ને એવા અઘોર યુગમાં યે ત્ય્હાંથી પામેલી મધુરપની રસબંસી વાઈ; ને ગુજરાતને ઘેરઘેર એ એ રસરસિયા વેણુનાદ ઝીલાયા.

કોઇ કહેશો કે સંપ્રદાયે કવિને પોષ્યા ? કે કવિએ સંપ્રદાયને પોષ્યો ?

## ૪, દયારામની કવિતા

દયારામભાઇનો કાવ્યભંડાર અતિ વિસ્તીર્ણ વસન્તમાં જ સૂકાતાં આજનાં તળાવડાંને પડછે તો તે મહાસાગર. એમના ગ્રન્થોની પૂરી યાદી યે અહીં નહીં ઉતારૂં. માત્ર રંગનિર્દેશનાજ શક્ય છે.

## ક. અન્ય ભાષાઓનાં કાવ્યો

હિન્દી મારવાડી દક્ષિણી ને ગુજરાતી ભાષાઓનાં દયારામભાઇનાં કાવ્યો.

આજે ઇંગ્રેજીનું છે ત્હેનાથી યે ઉમદા સ્થાન ત્યારે હિન્દીનું. મન્દિરોમાં યે હિન્દી સત્કારાતી. દલપતરામનાં યે છે હિન્દી કાવ્યો. સંસ્કૃત પછી તે ભારતની રસભાષા; તુલસીદાસજી સુરદાસજી ચન્દ બિરદાઇની એ ભાષા.

વ્રજની ભાષા ને વ્રજના ભાવનું ત્હારે સામ્રાજ્ય. છન્દરત્નાવલિ કવિપ્રિય રસિકપ્રિયા; છન્દઅલંકારનાં ત્યહારનાં એ નિયામક શાસ્ત્રો.

ને મારવાડી ? મારવાડી તો દયારામભાઇના ગુરુના કુલની ભાષા. વલ્લભકુલના એક આચાર્યશ્રીએ મ્હને કહ્યું હતું કે મારવાડી મેવાડીવ્રજની ને ગુજરાતીનું અદ્‌ભુત સંમિશ્રણ એ અમારી કુલભાષા. જૈન સાધુ શ્રીલાલજી મહારાજને મુખડેથી એ સંમિશ્રણી ભાષા અદ્‌ભુત ભાવે ઉચ્ચારાતી સાંભળી છે. ભાષાશુદ્ધ કે વ્યાકરણ નિયમાવલીથી સાંભળનારના કાનના કીડા યે ખરી પડે; ઝીલનારાંને તો બાણની પેઠે સિદ્ધિ હૈયાસોંસરી ઉતરે.

દયારામભાઇ તો ગાઇ ગયા છે કે

શું જાણે વ્યાકરણી ? વસ્તુને શું જાણે વ્યાકરણી !
ગળા સમાણું ઘૃત ભર્યું, પણ સ્વાદ ન જાણે બરણી;
વસ્તુને શું જાણે વ્યાકરણી ?

કવિતાના રસમન્દિરમાં ભાષાશુદ્ધિનાં છબછબિયાં માત્ર વગાનારને દયારામભાઇ બીજું શું કહે ?

દયારામભાઇનાં કાવ્યોની મારવાડી ભાષા તે વલ્લભકુલની ભાષા.

ને મરાઠી ભાષા ? ડભોઇ–ચાંદોદમાં નિવાસી દયારામભાઇએ મરાઠી કવિતા કેમ રચી ?

ચાંદોદડભોઇમાં નિવાસતા માટે જ. મરાઠી એમની રાજભાષા, ગાયકવાડ મહારાજની ભાષા, વડોદરાના રાજકુટુંબની ભાષા, વડોદરાની સેનાની ભાષા. ને સેનાખાસએલનાં દુંદુભી ત્યહારે ગુજરાતને ગામડે ગામડે ગાજતાં ને ગોડીલા ઘૂમતા. ત્હાં તે સંગાથે સંગાથે ઘૂમતી. અમદાવાદ ત્હારે આખું નહીં તો અડધું ગાયકવાડી હતું. સમીપની જ ગાયકવાડની હવેલીમાં સાબરતીરે ગાયકવાડની ગાદી. બાદશાહી ભદ્રમાં આજે યે ઝાઝે ભાગે દક્ષિણીઓના વાસ.

દયારામે પોતાની રાજભાષામાં કાવ્યો રચ્યાં. ઉરુ દત્ત, તુરુ દત્ત, ટાગોર, નાયડુ, રમેશ દત્ત, ગુજરાતમાંથી મળજી વેદ, ખબરદાર ગુજરાત કોલેજના મિ. શેઠના; પરદેશી રાજભાષામાં કાવ્યો રચવાં એ આજના જમાનાને આશ્ચર્ય નથી.

## ખ. સાંપ્રદાયિક કાવ્યો

સાંપ્રદાયિક સિદ્ધાન્તનાં દયારામભાઇએ કાવ્યો ઘણાં ને સારાં રચ્યાં છે. પણ દયારામભાઇને માત્ર સંપ્રદાયદષ્ટિએ મૂલવશો ? કે જગતદૃષ્ટિએ ?

એક દૃષ્ટાન્તઃ રૂપૈયાનું મૂલ કેટલું ? National marketમાં સોળ આના international market માં ૧૦॥ આના. પુછો જઇ exchange ને; હિન્દમાં છાપ પ્રમાણે મૂલ, જગત્‌માં રૂપા પ્રમાણે મૂલ.

ફ્રાન્સનો પ્રેસિડેન્ટ ફ્રાન્સનો રાજા, ફ્રાન્સ બ્હાર ઘણામાંનો એક. માણસ તરીકે એનાં ત્હાં મૂલ.

હીરાનાં મૂલ ઝવેરીની પેટીમાં નથી, ઝવેરી બજારમાં છે.

પ્રત્યેક સંપ્રદાયની એ રીતઃ ૧૦॥ આનીને સોળ આની મૂલવે. દયારામભાઇનું એથી ઉલટું છે; સંપ્રદાયમાં ૧૦॥ આની જગતમાં ૧૬ આની. દયારામભાઇ માત્ર સંપ્રદાયના નથી રહ્યા; સમસ્ત ગુજરાતના છે.

એ ચંપાની ર્‍હોડમ ત્‍હમારી વાડીમાંજ પાછી પૂરી રાખશો ? પૂરી પૂરાશે ? પૂરતાં આવડે તો પૂરો.

એ નર્મદાજી પાછાં અમરકંટના પ્‍હાડમાં સમાશે ? આવડે તો સમાવો.

વૈષ્ણવી વાડીમાં એ પ્રફુલ્લ્યો. પણ પરિમલ ઉડયા ને વાડી બ્‍હારે પ્રવર્ત્યા. પાછા લાવી એ સંપ્રદાયની વાડીમાં બન્ધાશે ? સંપ્રદાયની સીમાઓમાંથી દયારામ છલકાઇ ગયા છે. સમેટયા નહીં સમેટાય.

શ્રી કૃષ્ણચન્દ્ર સંપ્રદાય ગુરુ કે જગતગુરુ ?

દયારામભાઇ યે ગુજરાતની પૂર્ણિમાના રસચન્દ્ર.

**ગ. કલ્પના**

દયારામભાઇની ગરબીઓમાંની કલ્પના તો જાણે વીજળીના ઝબકારા. મનોહારિણી. આખા યે અન્તરને ક્ષણમાં અજવાળે.

લોચનમનનો રે ઝગડો. હું મોરો–તું તોરો–રંગ.
ચંદા જ્યું ઝલકે. સ્યામ રંગ સમીપે ન જાવું.
કીયે ઠામે મોહિની ન જાણી, રે મોહનજી ?
કીયે ઠામે મોહિની ન જાણી.

Imagination કરતાં Fancy નું જોમ; રમણીય ને રમતિયાળ ને લોલવિલોલ.

મંહી વિરહનાં તનમનાટ ને તાલાવેલી, મીરાંની વિહ્વળતા છે; ત્હેની વિહ્વળતા દયારામની. એ વિરહઝાળને યે વિલાસભાવે શણગારી, એટલે રેડિયમની પેઠે અખંડ અગ્નિને યે સોહામણો કીધો.

**ઘ ગુજરાતણનો હૃદયરાજવી.**

ગુજરાતે ને ગુજરાતણે દયારામભાઇને વધાવ્યા છે એટલી યે આજની યુગસમસ્તની કવિતાને ક્યાં વધાવી નથી? એ કેમ નથી ઝીલાતી! યુનિવર્સિટિમાં પોતે જ પોતાનાં પુસ્તકો નિર્માણ કીધાં, ભણાવ્યાં, તોયે કેમ નથી ઝીલાતી?

નારીહૃદયમાં પ્રવેશી તે રત્નભંડારના ભાવદર્શનનો કદીયે યત્ન આદર્યો છે? આદર્યો હોય તેમને પૂછી આવજો—સફળતા કેટલી અઘરી છે!

ગુજરાતના નગરોને ચોકે ચોકે ઝીલાતા દયારામ. સારૂં ગુજરાત ઉચ્ચારે છે કે દયારામે સ્ત્રી હૃદય પારખ્યું ને ગાયું.

પેટલાદ વડોદરાનું સ્ત્રીમાધુર્ય દયારામભાઇ ઉપર વારી જતું.

વડોદરાના રાજવી છે આજ શ્રીમાન્ સયાજીરાવ મહારાજ; અને એ રાજકુલના સંસ્થાપક પિલાજીરાવ ગાયકવાડ પછી મહારાજ સયાજીરાવ સમોવડ ગાયકવાડ કોક જ થયા હશે. પણ સયાજીરાવ મહારાજે યે સમજવું ને સમરવું ઘટે છે કે વડોદરાની સમસ્ત જનતાના હૃદયરાજવી છે પ્રેમાનંદ ને દયારામ; ને પછી છે પિલાજીરાવ મહારાજ. ને તે પછી સયાજીરાવ મહારાજ તો છે ચોથે નંબરે.

છાપાં કહે છે કે સયાજીરાવ મહારાજે ઇંગ્લાંડમાં રાજકવિ ટેનીસનની વાડીઓ ખરીદી છે. કીધું હોય તો રૂડું કીધું. ટેનિસન સુઘડ ને સંસ્કારી કવિ હતા. પણ વડોદરા નરેશ પ્રેમાનંદ દયારામને સન્માનશે એટલું ગુજરાતીઓ તો એમને સન્માનશે.

### ચ. ભાષાલાલિત્ય

ગુજરાતી ને ઈંગ્રેજી કે હિંદી ને સંસ્કૃત ભાષાઓ આવડી એટલે એમનો આજ તો શંભુમેળો થવાનો જ; મારાથી ય તે, ને કાંઈક આ ભાષણમાં ય તે.

દયારામભાઈએ ચાર-ચાર ભાષાઓમાં કાવ્યો રચ્યાં. પાય ચાલીને સમસ્ત ભારતની ત્રણ-ત્રણ પરકમ્માઓ કીધી, છતાં ગુજરાતી ગરબીઓમાં પરભાષાની કાંકરી કેટલી દીઠી !

હાવાં નહિ જાઉં મહી વેચવા રે લોલ.
સુણ સાહેલડી રે ! મ્હારે નંદકુંવર શું નેહ.
ગરબે રમવાને ગોરી નીસર્યા રે લોલ.
સખિ ! હું તો જાણતી જે સુખ હશે સ્નેહમાં.
વાંસલડી વાજે, સ્હાંજે આજ વાંસલડી વાજે. વિ.

નર્મદા શી મીઠા જલની રસસરિતાના ઉરની જાણે પવનપગલી સમી લહરીઓ એ દયારામભાઈની ગીતભાષા.

મીઠાશ તો દયારામની જ.

Lyrics શોધવા ક્યાં વનવનમાં ભટકવું પડે એમ છે ? ગુજરાતની ગરબીઓ સમાં Lyrics જગતભરમાં નથી. આવડે તો લખો.

સ્વામી નારાયણના વૈરાગીઓની ભાષામાં એ મધુરપ છે, પણ એ કલ્પનાની ભભક નથી. એટલે મધુરપ અદ્દભુત છે, પણ ઝળકાટ નથી.

ત્હારો ચટક રંગીલો છેડલો, અલબેલા રે !
કાંઇ નવલ કસુંબલ પાઘ, રંગના રેલા રે !
શેરી વળાવી સજ કરૂં, ઘેર આવોને;

આંગણિયે વેરૂં ફૂલ, હારે ઘેરરે આવોને.
ફૂલના મ્હેરી રે, જામા ફૂલના મ્હેરી,
ફેરે ચતુર સુજાણ—ફેરે ચતુર સુજાણ,
જામા ફૂલના મ્હેરી.

સ્વામી નારાયણી ગરબીઓની મધુરપમાં ને પ્રસાદમાં કલ્પનાની વીજની ભભક પૂરાય એટલે દયારામ.

દયારામ એટલે મીઠપ, ભભક ને વિહ્વળતાની ઝમક.

ઉભા રહો તો કહું વાતડી, બિહારીલાલ
દગન લગનકી અગન ગગન લ્યો લગી વે.
વળતી વ્હાલમાં રે નચાવ્યાં-લલચાવ્યાં લોચન..

### છ. દયારામભાઇની ધુનો.

સારી કવિતા રચવા કરતાં યે સારી ધૂનો લખવી મહાઅઘરી. હજારો નરનારની મેદિની સૈકાઓ સુધી સંભારે ને ઝીલે એવા મોહનમંત્રોનાં સૂત્રો રચવાં સ્હેલાં નથી. દયારામ કાવ્યમાલામાં એ ઠામઠામ છે-

બન જા હરિદાસા, હરિદાસા.
સહુથી હરિ મ્હોટા, હરિ મ્હોટા;
બીજા સર્વ ગપોટા,
સહુથી હરિ મ્હોટા, હરિ મ્હોટા.
જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ એના ઉરમાં ઠરે.
હરિસેવા, હરિસેવા, માગું હરિસેવા, હરિસેવા.
સીતાપતિ રામની સેવા, જાણો મન મીઠડા મેવા.
શીદ કરે ચિત્ત ! ચિન્તા ? છે શિર ભગવંતા ભગવંતા.
જીવ ! તું શિદને ચિન્તા ધરે ? કૃષ્ણને કરવું હોય તે કરે.

**જ વિજ્ઞાપન-ક્ષમાપનનાં પદો.**

મથુરાજીના એક વૈષ્ણવ મંદિરમાં સ્તંભકોરેલો શ્લોક વાંચ્યો હતો; હે હરિ! અમારી પાપ કરવાની શક્તિ કરતાં ત્હારી ક્ષમા કરવાની શક્તિ અગાધ મ્હોટી છે.

માનવીની ભૂલોનાં આશ્વાસન એ સત્યમાં ભર્યાં છે. અનર્થ કરનારાં તો એ શ્લોકથી એમ સમજે છે કે પાપાચરણનો ઇજારો મળ્યો.

પ્રેમીને તો અખંડ લાગવાનું જ કે પોતે પ્રેમને પાત્ર જ નથી. ભક્તને યે અખંડ એવો જ ભાવ કે પોતે ભગવાનને યોગ્ય નથી.

એ ભાવનાં, શરણનાં, ક્ષમાપનનાં દયારામભાઇનાં પદો ગુજરાત જાણીતા છે, ભક્તજનો ભાવે ગાય છે.

'શરણ પડયો છું રે શ્રી હરિ.'

'શું કહીએ? શ્રીજી! શરણ પડયાને સંતાપો.'

'દામોદર! દુઃખડાં કાપો રે, પાવલે લાગું.'

'મ્હારૂં ઢણકતું ઢોર ઢણકે છે સહુ નગરમાં.'

'હવે માધવ! મ્હને ઉદ્ધારો.'

'અઘરો દિવસ એક આવશે, અલબેલા શ્રીજી!'

'મ્હારે અન્ત સમય અલબેલા! મુજને મૂકશો મા;'

'મારા મદનમોહનજી છેલા! અવસર ચૂકશો મા.'

આ યુગમાં તો ગુજરાતે બધાં પુણ્યશાળીઓ જ આપણે વસીએ છીએ ને? હવે તો સત્યુગ બેઠો છે ને? ક્ષમાપનની Confessionsની આજ તો કોને જરૂર છે? કે એવાં કાવ્યો રચે? કોણે કોણે રચ્યાં?

દયારામભાઇનાં ક્ષમાપનપદો તો ગુજરાત સૈકાથી સાંભળતું આવ્યું છે.

શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી ! શામળિયા વ્હાલા !
સઘળું જાણો છો, અંતરયામી ! નંદલાલા રે !

દયારામભાઇ એટલા સાચ્ચાબોલા હતા. શિષ્યોએ પાદુકા પૂજવાની વિનવણી કીધી; ના પાડી.

ઓ આજના જમાનાના સંતાનો ! પરમેશ્વરની સન્મુખે તો ઘડીક સાચ્ચાબોલા થાવ.

૭. દયારામભાઇનો કવિતાનું એક છેલ્લું કરુણ પરમ લક્ષણ કહી ઉપસહાર કરીશ.

કવિ એ કાવ્યમાં વિનવે છે કે હું જ્યારે સાગરે જહાજ ઝુકાવું ત્યારે આવું હજો ને આવું મા હજો

Sunset & evening star
And one clear call for me;
And let there be no moaning of the bar
When I put out to sea.

ટેનિસન કવિના કાવ્યસંગ્રહની પ્રસિદ્ધિમાં એક રસપ્રણાલિકા છે કે અમુક કાવ્ય જ છેલ્લે છપાય.

વ્રજવાસી રાધાવલ્લભી બંગાલી સ્વામી સચ્ચિદાનન્દ અમારે ત્ય્હાં આવતા. ને કૃપાલી સુરે

સુધારસ નામકા પ્યાલા, ઉઠા લો જીસ્કા જી ચાહે;

એ ગઝલ ગાતા. પણ અજબ ગાંભીર્યછલકાતો કરુણ રસ તો ત્ય્હારે જામતો જ્ય્હારે તે છેલ્લી વિનવણી ગાતા;

ઇતના તો કરો સ્વામી ! જબ પ્રાન તનપે નીકલે.
ચાહે યમુનાજી કે તટ હો,
ચાહે ગંગાજી કે બટ હો,

એક સાંવરે નિકટ હો, જબ પ્રાન તનસે નીકસે.

ગુજરાતી કવિઓનાં એવાં છેલ્લી વીનવણીનાં ન્હો–ટેનિસનનાં ભણ્યાં છો એમ, ભણ્યાં છો ? છપાયેલાં છે; ઘેર વાંચ્યા–વિચાર્યા યે છે!

નામદેવની વિનતડી;

નવ કરશો કોઇ શોક, રસિકડાં ! નવ કરશો કોઇ શોક.
યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી; રસિકડાં !
જગતનીમ છે જનમમરણનો, દૃઢ રહેજો હિમ્મતથી; રસિકડાં !
મ્હને વિસારી રામ સમરજો, સુખી થશો એ લતથી; રસિકડાં !

દલપતરામની વિનતડી;

માનવીઓ માત્ર પાસે રે હું માફી માગું
કદાપિ હું કટુ વાણી બોલ્યો નથી જોઇ જાણી;
હોય હોય ઉચરાણી રે હું માફી માગું.
હિન્દુ કે મુસલમાન, પારસી કે ક્રીશ્ચિયાન,
સહુ છો સગાં સમાન રે હું માફી માગું.

દયારામભાઈની વીનતડી:

સન્મુખ લોચનમાં આવી કહેજો, સામળિયા વ્હાલા ,
દોષ ન જોશો, દર્શન દેજો, નન્દલાલા રે ?

જગતની યાત્રા સંકેલતાં, મૃત્યુના મહોદધિમાં ઝંપલાવતાં, કાલોસ્મિને શરણે જતાં માનવીની ખડક સમી યે અહંતા ઓગળી જાય છે. ને ત્હારે ઉરના ને આત્માના ઊંડામાં ઊંડા ભીડેલા કપાટો ઉઘડી જાય છે. આત્માનો સાચ્ચો રંગ ત્હારે પ્રકાશી ઉઠે છે.

દયારામભાઇની કવિતા એવી હતી; ગરબે ઘૂમતી ગરવી ગુજરાતણના ગૌરવસોહાગ સમોવડ સોહામણી.

## ૫, ઉપસંહાર

દયારામભાઈ એટલે ગુજરાતની મધુરપ ઝમક ઝળકાટ ને વિહ્‌વળતા. ગુજરાતનું નારીસંગીત. એમની ગરબીઓ એટલે ગુજરાતને આંગણે આંગણે ને ચોકે ચોકે જાણે ફૂલડાં વેર્યાં; ને અમ્મર વણકરમાતાં ફૂલડાં.

દયારામભાઇને કેટલાકો ' ગુજરાતના બાયરન ' કહે છે. દયારામનું એ બહુમાન નથી, અપમાન છે. Lyrics ને જ વિચારતાં ગુજરાતણો દયારામને ગાય છે. એનાથી દસમા ભાગનો યે અંગ્રેજણો બાયરનને નથી ગાતી. બાયરનને ઇંગ્લાંડનો દશાંશ દયારામ કહેવો એ ય બાયરનનું બહુમાન છે.

ગુજરાતી સંસારમાં દયારામભાઇ ગરબીઓથી જીવે છે ને જીવશે. દયારામભાઇ ગુજરાતણની જીભે બેઠા છે. કંઠે ઢળ્યા છે હૈયે ગુંજે છે.

સાઠોદરા નાગરોએ ગુર્જર સાહિત્યને ઘણું અર્પ્યું છે. હરિલાલ ને કેશવલાલ ને બાળાશંકર. પણ અજબ ફાંકડો દયારામ તો અદ્‌ભુત જ આપ્યો.

ગ્રેની એક Elegyને ખાતર ઇંગ્લાંડની ગુણગ્રાહક સાક્ષરતા એને સંભારે છે, આપણી પાસે યે સંભારાવે છે. તો દયારામની આટઆટલી ગરબીઓ છતાં યે ગુજરાત એમને વિસારશે ?

ગ્રેની એક Elegyને છાબડે તોળે એવી દયારામભાઇની સો-સો ગરબીઓતો છેજ.

એક વાત આજના સાક્ષરોને કે આજના જમાનાને સ્હમજાશે આજે હજારો નકલો કરવા છાપખાનાં જેવા લહિયા છે. ગામપરગામ લઇ જવા ટપાલ ને રેલ્વે સમા ખેપિયા છે; છતાં આજના અમદાવાદી કવિવરોનું લખ્યું નડિયાદ વિરમગામ કે ધોળકા લગીયે કેમ નથી પહોચતું ?

જ્હારે છાપખાનું ન હતું, ટપાલ ન હતી, રેલ્વે ન હતી ત્યહારે, જાણે પવનની પાંખ ઉપર બેસીને કે પવનપાવડીએ ચ્હડીને દયારામભાઇ ગુજરાત ભરના નભોમંડળમાં રસમેઘ સમા ઉડતા. સૂરત ભરૂચ વડોદરા ડાકોરજી પેટલાદ અમદાવાદ ગુજરાત ભરમાં ઝીલાતા.

લોક શું આજ નગુણા હશે ? આજ આપવા જાય છે સાક્ષરો, ત્હો યે લેતા નથી. ત્યહારે લોક જાણે શોધવા નીકળતું, ને જડયે ગુજરાત ઘેલું થતું.

એમ કેમ ?

દયારામભાઇને સંસારે ઝીલ્યા; ગુજરાતણ તો, ગરબાની ને જાગની પેઠે, માથે ચ્હડાવી ઘૂમી રહી.

આજની કવિતાને એ જ રસરસિયેણ ગુજરાતણ છમે છે યે કેમ આઘેરડી ?

સાક્ષરો એ સ્હમજશે ?

આ પછી એક ઇતિહાસવાર્તા કરી પછી વિરમીશ.

સપ્તસિન્ધુ–પંજાબમાંથી ગુર્જરો દક્ષિણમાં ઉતર્યા ને આ દેશ જીતી ગુર્જરરાષ્ટ્ર જમાવ્યું. આપણે એ ગુર્જરોના વંશજ ને વારસ. ઇતિહાસ કહે છે. ગુર્જરોના નેસ હતા. ગુર્જરો એટલે ગોપ–ગોવાળ, ને ગુર્જરી એટલે ગોપી–ગોવાલણી.

બાદશાહને યે મોહ પમાડનારી ગુજરાતની ગુર્જરીનું ગીત તો સર્વવિદિત જ છે ને ?

ને પંજાબમાં એ ગુર્જરો ઉતર્યા કોકેસસતીરના Georgia - ગુર્જરિયામાંથી,

The Outlines of the World To-day નામના ગ્રન્થમાં જ્યોર્જિયાની આજની સુન્દરીઓને માટે એચ. જી. વેલ્સ લખે છે કે;—

The Georgians are romantic people who live in isolated valleys and depend chiefly on brigandage. Their women have a great reputation for beauty and used to supply the principal Turkish harems.

બાદશાહોને યે મોહ પમાડનારી ને પરમ વિલાસપરાયણ કોનસ્ટાન્ટિનોપલનાં અન્તઃપુરોને વીજળી પેઠે ઝળકાવનારી ને ફૂલપાંદડીઓ જેવી પગલીએ મધમધાવી સોહાવનારી ગુર્જરીઓની સૌન્દર્યસોહામણી પ્રપૌત્રીઓ, કોકિલા સરિખડી, આપણા ગુજરાતની કુંજોમાં ગાજે છે ત્હાં સુધી દયારામભાઇને આપણાં કુલધામ વિસારવાનાં નથી.

ગુજરાતની ગોપીઓને દયારામભાઇ વ્હાલા છે; એમનું વ્હાલપ વ્હાલું છે; એમની કલ્પનાની વીજળીઓ, એમની ગરબીઓની ગીતગુંજના, એમની રસની મધુરપ વ્હાલી છે.

ગુજરાતણ અમર છે, ને એટલી દયારામભાઇની કવિતા યે અમ્મર છે.

આજ દયારામભાઇનો નહીં, પણ એ ગુજરાતણનો મહોત્સવ છે.

અને ગુજરાતણના રાસનું મૂલ શું આંકો છો ? ગુજરાતણના રાસનું મૂલ એ દયારામભાઇની સર્વોત્તમ કવિતાનું મૂલ.

આપણે ત્હાં કાનગોપીના રાસ આજ નથી. યૂરોપના કાન-ગોપીના રાસ મુંગામુઆ છે. જ્હારે યૂરોપના રાસમાં ગીત ભળશે, ત્હારે ગુજરાતની ગરબીઓનાં આંક જગત્ જાણશે કે એ રસમોતી કેટલા આવનાં છે.

વૃન્દાવનની ગોપીઓના રાસ આજે ગુજરાતની ગોપિકાઓ ગાય છે. ગુજરાતી ગરબીના–રાસડાનાં મૂલ પૂછવાં હોય તો જઇ જગત્પ્રવાસી કવિવર ટાગોરને જઇ પૂછજો; કે જગતભરમાં ક્યહાંયે એ દીઠા કે સાંભળ્યા ?

જગતભરનાં સાહિત્યમાં–જગતભરના સંસારમાં, જગતનાં Lyricsમાં ગુજરાતની ગરબીઓનું–ગુજરાતણના રાસનું સ્થાન અદ્‌ભુત છે; ને એ ગરબીઓના સમ્રાટ્–ગુજરાતણના હૃદયરાજવી દયારામનું યે સ્થાન સદા અદ્‌ભુત જ છે.

ને ગુજરાતી સાહિત્યના ઇતિહાસની આંખડીએ નિહાળતાં Dayaram was the last of the Ancients; the close of a very venerable Epoch.

અને આથમતી વર્ષા, શરદની વર્ષા, સ્વાતિ નક્ષત્રની વર્ષા શરદ પૂર્ણિમાની જતી જતી વર્ષા મોતી વરસી જાય છે, એમ–મ‌ધુરેણ સમાપયેત્ એ ન્યાયે, પ્રાચીન યુગની પૂર્ણાહુતી ને સમાપ્તિરૂપ દયારામભાઇ રસનાં મોતીડાં વરસી ગયાં છે.

એમની એક એક ગરબી ગુજરાતનું મહામૂલું રસમોતી છે.

વન્દના હો: અમારી–ગુજરાતનાં નરનારની પરમ વન્દના હો પ્રાચીનતાના મોતીવર્ષન્તા એ છેલ્લા રસમેઘને.

શ્રી

# દયારામભાઈની અમરતા

## ( કવિની દોઢસોમી જન્મતિથિ વખતે થયેલું ભાષણ )

[ ૧ ]

( દયારામભાઈની દોઢસો વર્ષની જન્મતિથિ પ્રસંગે ડભોઈમાં રા. ચીમનલાલ છોટાલાલ દેશાઈએ આ ભાષણ વાંચ્યું હતું. )

**વન્દેમાતરમ.**

**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी !**

શાસ્ત્રો પોકારી રહ્યાં છે કે જન્મદાતા માતા તથા જે ભૂમિ પર આપણે જન્મ્યા ને ખેલ્યા તે ભૂમિ—એ ઉભય સાક્ષાત્ સ્વર્ગ કરતાંયે અધિક ગરવાં છે. એક કવિ આજીજી કરે છે કે—

જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂરઃ
નહીં તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર

ઓ માતા ! જો તારે બાળકો જન્મવવાં હોય તો કૃપા કરી એવાં જણજે કે જે કાંતો ભક્ત હોય સુખી હોય કે મર્દ હોય. અને તેમ ન બને તો ભલા ! વાંઝણી રહેજે; પણ તારૂં નામ બદનામ કરતી નહિ. તું તેજહીન થતી નહિ.

( ૨ )

વંદન હો આ મારી જન્મભૂમિ ડભોઈને. કેમકે એણે ભક્ત કવિવર દયારામભાઈને આકર્ષ્યા છે. દયારામભાઈએ ડભોઈને અપનાવ્યું છે. ડભોઈ દયારામભાઈના બૃહદ્ ગુજરાતમાં મશહુર બન્યું છે.

ડભોઇએ કદાચ ભૂતળમાં દાતાઓ અને શૂરાઓને જન્માવ્યા હશે; પણ એ અત્યારેતો આપણી સ્મૃતિ મર્યાદાથી દૂર, દૂર છે. આજ તો એ ભક્ત કવિવર દયારામભાઇના નામ સાથેજ અંકિત છે.

જીર્ણગઢ—જુનાગઢના નાગર ભક્ત કવિ નરસિંહ મહેતા, દર્ભાવતી—ડભોઇના નાગર ભક્ત કવિ દયારામભાઇ. એક Moderate મવાલ—બીજા Extremist જહાલ—પ્રેમ ભક્તિમાં. દયારામ વિના નરસિંહ મહેતા અપૂર્ણજ હોત. " અન્યોન્ય કેરી ન્યૂનતા " એમણે પુરી છે. બન્નેની સરખામણી—તુલનાનો અત્યારે અવકાશ નથી. બાકી બન્નેએ સ્વજનોની હાડછેડ લગભગ સરખીજ સહી છે. પેલા કવિએ યથાર્થજ ગાયું છે કેઃ—

તુલસી વહાં મત જાઇએ, જહાં બાપકા ગાંવઃ
દાસ ગયે તુલસી ગયે, ઔર રહે તુલસીયા નાંવ.

આ ન્યાયે ડભોઇએ દયારામભાઇને પિછાન્યા નથી—સત્કાર્યા નથી. અને હજુ કોણ જાણે કેટલો કાળ જોઇશે એમને ઓળખતાં—સત્કારતાં ?

અમદાવાદ, સુરત, મુંબાઇ સુધીના સાહિત્યકો, રસિકજનો, અને કદરદાનો એઓશ્રીની છબીઓ લઇ જાય, હસ્તલિખિત પ્રતો સંપાદન કરી જાય અને તે પ્રસિદ્ધ કરે, તે પરથી ડભોઇવાસીઓ દયારામભાઇને ઓળખતા થાય ! આ કેવા દ્રાવિડી પ્રાણાયામ ?

અત્યારસુધી દયારામભાઇની છબી તરીકે ઓળખાતી છબી વાદગ્રસ્ત થાય ત્યારે પણ સત્તાવાર નિર્ણય ડભોઇવાસી ન આપી શકે એ નવાઇજ ને ? અમદાવાદનો પ્રેમાભાઇ હોલ એમની છબીથી શણગારાય, એમના વતનનો ટાઉન હોલ એમની અસલ છબી વિહોણો

રહે ? દયારામભાઇના દૂરદૂરના આશકો ડભોઇ યાત્રાએ આવે ત્યારે એ ભક્ત કવિનો પુણ્ય નિવાસ કોઇ ડભોઇવાસી ન બતાવી શકે એ દુઃખદજ ને ! ડભોઇ આ કલંકો ક્યારે ભુંસશે ?

કહે છે કે આ દિશામાં શ્રીગણેશ બેઠા છે. અમુક હજારનો ફાળો થઇ ચુકયો યે છે. પણ એને તો વર્ષો વીતી જવા આવ્યાં. છતાંયે આજની ઘડી સુધી ડભોઇમાં કોઇ ઠેકાણે દયારમ મંદિર, દયારામ ભુવન કે દયારામ નિવાસનાં દર્શન સરખાંયે થતાં નથી !

ઇગ્લેંડમાં કવિ શેક્સ્પીયરના સ્મારક માટે જાતજાતની યોજનાઓ અમલમાં આવેલી છે. એટલે દૂર શેં જઇએ ? અહિંયાનોજ દાખલો લ્યોને ! ખુદ વડોદરા શહેરમાં મહમદવાડીમાં એક પોળને "પ્રેમાનંદ ના મકાનને છાજે એવી રીતે તે રાખવા યોજના ઘડી રહ્યું છે એમ સાંભળ્યું છે. ડભોઇ પોતાનું ઋણ કયારે અને કઇ રીતે ફેડશે ?

[ ૩ ]

એ ઋણ અદા કરો યા ન કરો, વ્હેલું કરો કે મોડું કરો.

આજ તો કવિવર દયારામભાઇની દોઢસોમી જન્મતિથિ છે, અને તે આજ આપણે એમનાં રસકીર્તન કરી ઊજવીયે.

દયારામભાઇનાં કાવ્યો એ એમની અમરતાજ છે. જ્યાં સુધી ગુજરાતી ભાષાનું અસ્તિત્વ છે ત્યાં સુધી તો એઓશ્રી ચિરંજીવ છે.

કવિશ્રીના પદલાલિત્ય, વાત્સલ્ય ભાવ, શ્રૃંગાર રસ, વર્ણન શક્તિ ભકિત, વૈરાગ્ય અને નિર્લોભતાના ઉત્તમ વિચાર, ભાષા ઉપરનો કાબુ અદ્વિતીય દલીલ અને કટાક્ષ શકિત-એ બધુ તેમને કવિની પ્રથમ કક્ષામાં મુકે છે.

ત્યારે ચાલો આપણે એઓશ્રીને સંક્ષેપમાં જુદી જુદી દૃષ્ટિએ અવલોકીએ. વિસ્તારપૂર્વક વિવેચનને માટે આ સમય કે સ્થળ નથી.

દયારામભાઇ ભક્ત અને કવિ બન્ને છે. ભક્તિમાં પ્રશંસા હોય અને પ્રશંસામાં કવિત્વ હોય.

( ૪ )

જે કોઈ પ્રેમ અંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે

એ એમનું એક અમર કાવ્ય. Deserve and Desire–યોગ્ય બનો અને અભિલાષા રાખો. લયલાને મજનુની આંખે જુઓ.

ઓધવજી છે અળગીરે, વાત એક પ્રેમ તણી

એ એમનું બીજું અમર કાવ્ય નથી પણ પ્રેમ મિમાંસા છે.— દૃષ્ટાંતોથી ભરચક એવું પ્રેમશાસ્ત્ર છે. દયારામભાઇની ગળથુથીમાં પ્રભુએ પ્રેમ રસ રેડેલો હતો, પ્રેમ તે માત્ર પ્રેમ શબ્દના ઉચ્ચારમાં આવી જતો નથી. એની કસોટી તો ઘણીજ કાતીલ છે. કવિ પોતે કહે છે કેઃ–

પ્રેમ કે પંથ નહિં પરના, પરે મરનેસે નહિં ડરના

એવા પ્રેમનો વાસ કયાં હોઇ શકે તેનો સાક્ષાત્કાર કરાવવા

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમ રસ તેના ઉંરમાં ઠરે

કવિશ્રીનું માનીતું પદ પ્રેમીઓને અર્પણ કરાય છે, પ્રેમભાવ જ્યારે નિર્મળ અને દૃઢ થઇને પ્રભુભક્તિમાં પરિણમે ત્યારે માણસ આત્મપરીક્ષા કરીને, ધર્માચારી થઇને અન્ય જીવો પ્રતિ દયાભાવથી જોઇને સાચો વૈષ્ણવ થઇ શકે છે. કવિશ્રી કહે છે કેઃ–

વૈષ્ણવ નર થયો તુંરે; શિદ ગુમાનમાં ઘુમે.

એ રીતે જેની વૃત્તિ નિર્મળ થયેલી છે એવા હરિજન સર્વત્ર હરિનો વાસ નિહાળે છે, આખું વિશ્વ તેનામાં સમાઈ રહેલું જુએ છે. એવાજ જીવો પોતાનું આવાગમન સુધારી શકે છે.

કવિશ્રી પરમ નિર્મળવૃત્તિવાળા હરિજનનું દૃષ્ટાંત આપતાં " સત સૈયા"માં કહે છે કેઃ—

મુકર મુકર સબ વસ્તુ ભઇ, નયન અયન કિય લાલ;
દ્રગ પ્રસારૂ જીત જીત અલી, તિત તિત લખુ ગોપાલ.

હે સખિ, મારાં નેત્રમાંથી શ્રીઠાકુરજી અયન કહેતાં સ્થાનક કરીને વિરાજ્યા છે ને મુકર કહેતાં નિશ્ચે અને વળી મુકર કહેતાં દર્પણરૂપ જગતના સર્વ પદાર્થ મારે થયા છે તેણે કરીને દ્રગ કહેતાં નેત્ર, તે ઉઘાડીને જ્યાં જ્યાં જોઉં છું ત્યાં ત્યાં ગોપાળ મારા જે પ્રભુ તેને સઘળે દેખું છું.

અને તેથીજ ખરા પ્રેમીજનનું લક્ષણ ગ્રહીને કવિશ્રી ગાય છે કેઃ—

ફિર ફિર કે વેહિ કહેં, અરૂચ ન હુઇ રતિ બાત.
ના નિવટે નુતન લગેં અનુભોં જાની જાત.

આમ કવિશ્રી પોતાની કૃતિઓમાં સાદ્યંત કેવળ કૃષ્ણ પ્રેમનીજ વાત પુનઃ પુનઃ કરે છે તેમ છતાં તે અરૂચિકાર લાગતી નથી કે બદ-લાઈ જતી નથી; પણ નવી હોય તેવી લાગે છે. આ કથન તો અનુભવીઓજ કહી શકે છે.

પ્રેમ અથવા ભાવનું મહત્વ સંસારમાં રહેજે ઉતરતું નથી. જુઓનેઃ—

The life of God is illimitable love; and the life of man, is only found in union with God, in union with self forgetfulness. Whatever is not, of love is against God, and against man, and is a death

વસ્તુતઃ સકળ વિશ્વનું જીવન તો પ્રેમપરજ નિર્ભર છે. "દાણ ચાતુરી"નું કાવ્ય એ પણ આ વિષયનું બીજું અમર કાવ્ય છે.

મારગ મૂકોને કહાના, કહું છું ક્યારની જો;

એ ગરબો એટલો તો લોકપ્રિય છે કે એ ગવાતો સંભળવા લોકનાં ટોળેટોળાં ઉતરી પડે છે. એ ગરબો ગુજરાતની ગુણિયલોમાં વંશપરંપરાથી એક સરખો ઉતરી આવ્યો છે. અને હજુ પણ જારી રહેશે. એનું જાદુ અજબ છે. આતો પ્રેમની રીતિઓ થઇ.

પણ નીતિના તથા શિષ્ટાચારના ઉપદેશ અને ચાબખા પણ એમનાજ.

'ચેત ચેત મન ચપળ થઈને કૃષ્ણ કૃપાનિધી ભજની રે'

એ "ચેતવણી" કંઇ જેવો તેવો ચાબુક નથી. અને

'સર્વ કામ છોડીને પરથમ, ગુરૂ ગોવિંદને ભજીએજી.'

એ ચાતુરીનો ગરબો પણ કાળજે કોરી રાખવા જેવી શિખામણોથી ભરપૂર છે.

જેમ 'કલાપીનો કેકારવ, આપણી હાઇસ્કુલો અને કોલેજોના વિદ્યાર્થીઓનું પ્રિય પુસ્તક છે, તદ્દતજ દયારામભાઇની ગરબીઓ એ ગુજરાતની ગોરીઓનું મ્હોંનું પાન છે. ગુજરાતના ગામોમાં નવરાત્રિમાં ગવાતા ગરબાઓ સાંભળવા જનારા જોઇ શકશે કે દયારામભાઇનું સિંહાસન એ ગુજરાતણોના હ્રદયમંદિરમાં કેવું અને કેટલું છે.

માનીતી તું છે મોહન તણી, વાંસલડી રે.

આ મર્મ વાક્યવાળી ગરબી દયારામભાઇનું એક ઓર અમર અને લોકપ્રિય તથા ચિરંજીવ કાવ્ય છે.

મોહોટાનું વચન સુખધામ. કૃતી રીતે કરીયે.
તે કરે ચહાય તે કામ, આપણ તો મરીયે.

આ ગરબો અવિચારી અનુકરણ કરનારાઓને સજ્જડ થાપટ મારે છે. એમાંના દાખલા દલીલો નિત્યના વ્યવહારમાં અત્યુપયોગી હોઇ કંઠસ્થ કરવા જેવા છે.

'જે કોઇ જન કલ્યાણ ચાહે તે સ્ત્રીની સંગત તજજોરે'

પરસ્ત્રી ગમન તજાવવા આ ગરબામાં આબેહુબ વર્ણનો બહુ ખુબીથી ભર્યાં છે. એ વ્યભિચારીઓને બહુ બોધ દેનારો છે.

સાંભળ શિક્ષા તું મન મારી, સાચિ કહું એક વાત.

આ લાવણીમાં જે ચાબખા ફટકાર્યા છે તે ચમચમાટ ઉપજાવે એવા છે.

ચિત તું શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે

આ અમર કાવ્યમાં દયારામભાઇ Fatalist નસીબવાદી તરીકે દેખા દે છે, "ધર્મીને ઘેર ધાડ અને કુકર્મી કુશળ" ની પ્રચલિત માન્યતા કોઇ એકાદ ઘડીએ દયારામભાઇ પણ માનતા થયા છે. અને તે.

શું કહીએ શ્રીજી શરણ પડયાને સંતાપો

ના લોકપ્રિય પદમાં દર્શાવે છે.

ભટકતાં ભવમાં રે, ગયા કાળ કોટી વહી

તથા

કૃપાસિંધુ કહાવોરે, કૃપા મને કયમ ના કરો

આ કાફીઓમાંનાં મીઠા મ્હેણાં પણ મર્મભેદક અને બોધપ્રદ છે.

'હરિ તુને પ્રસન્ન તે ક્યમ થાયે. તાહરા મનનું કપટ ન જાય

સાધુ શ્રમ ના કરશો રે, કોટી પ્રયત્ને ગરધવ થશે નહીં ગાય.

ફુલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવ કુપમાં પડયો

ગર્ભવાસ રાખ્યો રે, કિરપા તને બહુ કરી.

ઇત્યાદિ પદોમાં આપેલી ઠોક અવળે માર્ગે ઉતરી પડેલાને સીધા રાહ પર લાવી મુકવા પુરતી છે. અને

સાચું તે સગપણ રે, સમજ મન શ્યામ તણું

મનજી મુસાફર રે, ચાલો નિજ દેશ ભણી

તેમ

સાચા સગા સમર [illegible]

આ અને આવી કાફીઓ તથા પદ તત્ત્વજ્ઞાનથી તરબોળ છે.

જગતભરમાં કવિની કળા સર્વોત્તમ ગણાય છે. અને દયારામભાઇ તેમની કળા ના એવા તો સુંદર નમુનાઓ મુકી ગયા છે કે જે આજે નહિં કિન્તુ હજારો વર્ષે પણ અસ્પર્ધીજ રહેશે.

શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કવિ તેજ છે કે નાજુકમાં નાજુક અને ખરેખરા મનુષ્યોના વિકારો, ઉત્સાહો અને ઉલ્લાસોનું મનોવેધક ચિત્ર ચિતરી શકે. કવિશ્રી દયારામભાઇ, આ કક્ષાના સર્વોત્તમ કવિઓમાંના એક છે. તરૂણ હૃદયોના મનોવિકારોને અનુપમ રીતે કાવ્યમાં ચિતરનારા કવિ ચિતારા તો તે એકલાજ આજે પણ તેમના જેવા શિઘ્ર કવિ તેમજ તેમની કૃતિઓ જેવાં કાવ્યો અપ્રાપ્ય રહ્યાં છે. એવી અતિ સુંદર અને ઇશ્વરદત્ત artની કૃતિઓથી કવિવર દયારામભાઇનાં પદો શ્રેષ્ઠ લેખાય છે.

માણસોનાં મન વાંચવાં અને ઉન્માદમાં આવેલા તરૂણ હૃદયનું ચિત્ર આલેખવું એ કાંઇ ઓછું સ્તુતિપાત્ર કાર્ય નથી.

ખરો કવિ તો તેજ કે જે મનુષ્યનાં હૃદય હુબહુ ચિતરી શકે.

The poet is a man, speaking to man, as a man ટુંકામાં તેઓશ્રી બહુ ભાવથી ભરપુર કાવ્યો દ્વારા હજારો હૃદયોને, પોતાના ચિત્ર પાછળ ઘેલા બનાવે છે અને તેથીજ કવિશ્રીની મહત્તા અને art અલૌકિક અંકાયાં છે.

Ruskin કહે છે કેઃ—

He is the best poet, who can, by the fewest words, touch the greatest number of secret chords of thoughts in his readers, own mind and sets them to work in their own way.

આ પ્રમાણે દયારામભાઇને આપણે લોકપ્રિય કવિ તરીકે ઓળખ્યા. હવે આપણે એમને અનન્ય અને આરૂઢ ભક્ત તરીકે ઓળખીએ.

(૫)

શ્રી ગુરૂ વલ્લભ દેવને હું, પ્રથમ કરૂં પરણામ

એ પંક્તિથી શરૂ થતું "ભક્તિ પોષણ" નું ગીત વૈષ્ણવો આજની ઘડી સુદી ઘણા ભાવ અને તાનથી ગાય છે, અને એજ પ્રમાણે

પ્રથમ પ્રણામ કરૂં, હું શ્રી ગુરૂનાથને

થી શરૂ થતી એમની "ભક્તવેલ" એટલીજ ભીની ભક્તિથી ગવાય છે. વળી

નંદકુંવરજી નિજ જન જાણીરે, કૃપા કરો

એ "શ્રીકૃષ્ણસ્તવન મંજરી"નું પદ એટલુંજ સાગાન્ય થઇ પડયું છે.

અંતકાળ સમે ધર્મગુરૂ સમક્ષ એ કરાર કરે તો મોક્ષ મળે એવું ખ્રિસ્તીધર્મવાળાઓ માને છે.

સહુને લાગુ પડે એવા નિખાલસ એકરારોનાં પદ પણ દયારામ-ભાઈએ ઘણાં આપ્યાં છે.

શ્રી ગુરૂશ્રી ગોપીજન વલ્લભ, પ્રાણુજીવન પ્રભુ માહારા

એ "અપરાધ ક્ષમા સ્તોત્ર" આ કોટિનું છે.

પ્રભુ પરની અનન્ય આસક્તિ અને અડગ શ્રદ્ધા દાખવતી ગર-બીઓ તથા પદ પણ ઘણાં છે. અને એ પણ દયારામભાઈની અમર તથા લોકપ્રિય કૃતિઓ છે.

આ રહી એ:—

'શરણુ પડયો છું શ્રી હરી, નથી માહારે અવર આશ વિશ્વાસ'
'દરશન ઘોની રે દાસને, માહારા ગુણનિધી ગિરિધરલાલ'
'સહુથી સમરથ રાધાવરનો આશરો.'
'તારો અમૂલખ અવસર જાય રે, ગોવિંદ ગારે'
'હરી હું શું કરૂં રે મારો માયા ન મુકે કેડો'
'હરિ જેવો તેવો હું દાસ તમારો'
'હો મનવા શ્રી હરી શરણે રહેજે'
'દામોદર દુઃખડાં કાપોરે, પાવલે લાગું'
'શ્રી દ્વારકાંધીશ છો શીશ મ્હારે ધણી'
'કાંઇ નથી જોતા કૃષ્ણુ કૃપા જ્યાંહાં કરો છો રે.'
'હે હરી હું તો હાવાં હાર્યો જે ગમે તે કરો.'
'માહારો કર ગ્રહો કેશવરાય રે, માયાદળથી મુકાવો'
'જો વિચારી જીવ તારી શી વલે થશે'
'અધરો દિવસ એક આવશે અલબેલા શ્રીજી'
'હું જુઠો જગદીશ, લજ્યા માહારી રાખેથી રહેશે'
'જેહેવો છું તેહેવો હું તમારો હે શ્રીજી'

'શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી, સાંભળીયો વ્હાલા'
'માહારે અંત સમે અલબેલા, મુજને મૂકશો મા'
'માયા કાળ કરમ ભય ભારી, શ્રીજી સાહ્ય કરો'

આ બધી કૃતિઓ દયારામભાઇના પારદર્શક હૃદયની પ્રતીતિ રૂપ છે. પોતાની ઓછપો એ જાહેર રીતે કબુલે છે અને એ અધ-મોદ્ધારક પોતાને અવશ્ય ઉગારી લેશે એમ દૃઢતાપૂર્વક માને છે. આ પદ અને આ ગરબીઓ એ જેની અંતકાળની ઘડીઓ ગણાતી હોય તેને સંભળાવવાથી પ્રાયશ્ચિતનો અગ્નિ તેના પાપોને બાળી ભસ્મ કરી નાખે છે, સંસાર તાપથી તપ્ત હૃદયને શાંત કરી મોક્ષ ગતિ આપે છે, એ અવનિપર આવ્યો ત્યારે જેટલો નિર્મળ હતો ;તેટલો જ નિખાલસ આ પૃથ્વી પરથી પાછો ફરતાં બની રહે છે—એટલું બધું એમાં બળ છે. આ પદ અને આ ગરબીઓ ગાતાં અને ગવાતાં સાંભળતાં કઠોરમાં કઠોર કાળજાંવાળાની આંખોમાંથી પણ અશ્રુની ધારાઓ વહી જાય છે. ખાળી ખળતી નથી. એમાં રહેલો ઈશ્વર પરનો અચળ વિશ્વાસ બેનમુન છે. એમાં લાડભર્યા ટોણાં છે, અદ્વિતીય આસંગો છે.

દયારામભાઇએ જે શૃંગાર આલેખ્યો છે તે પોતાને ગોપીના રૂપમાં ગણી શ્રીકૃષ્ણચંદ્ર પ્રત્યનો પ્રેમ બતાવવા આલેખ્યો છે. તેઓ-શ્રીનાં એવાં શૃંગારિક પદો અને કાવ્યોથી તેમના સ્થૂલ દેહને જે કલંકિત માને છે તે મોટામાં મોટી ભૂલ છે.

રાતલડી કોની સંગે રે જાગ્યા, ઘાયલ છોજી, નેત્ર બાણ કોનાં વાગ્યાં-રાતલડી

આમાં એક તરૂણ નાયક અને તેના ઉપર પ્રણયરાગ દર્શાવતી નાયિકાનું જે રસભર ચિત્ર આલેખાયલું છે તે શું ઓછું સ્વાભાવિક અને કવિશ્રીની કવિત્વશક્તિને ઓછું શોભાસ્પદ છે?

બીજા કોઇપણ રસ કરતાં શ્રૃંગાર રસમાં ઘેલાં થતાં, ઉન્મત્ત થતાં અને ઉશ્કેરાતાં હૃદયો ચિતરવામાં જ ઉંચી કવિત્વ શક્તિ જોઇએ છે. એ વિરલ કાવ્ય શક્તિ દયારામભાઇમાં હતી,

કાવ્ય તે કોનું નામ ?

કવિ વર્ડ્ઝવર્થ કહે છે કે:—

Poetry is the spontaneous overflow of powerful feelings.

શૃંગાર સિવાય બીજા રસોમાં, વૈરાગ્યમાં અને ભક્તિમાં કવિવર દયારામભાઇએ એવાં મનુષ્યહૃદય આપણને કાવ્યકળામાં ચિતરી બતાવેલાં છે કે જે, આપણને તેમની ચતુરાઇ ઉપર ધન્યવાદ અપાવતાં અનેક રસમાં અનેક અનુભવ અને શિક્ષણનાં દષ્ટાંત આપે.

( ૬ )

આમ લોકપ્રિય કવિ અને અનન્ય આસક્તિવાળા ભક્ત તરીકે દયારામભાઇને ઓળખ્યા પછી આપણે એમને એમના યુગના સાંસારિક રીતરીવાજો રજુ કરનાર ચિત્રકાર તરીકે પીછાનીએ.

કવિશ્રીના " રૂકિમણી વિવાહ " " સત્યભામા વિવાહ " વીગેરે એ કોટીનાં છે. અનેક કોડિલી સ્ત્રીઓને એ આખાં ને આખાં મુખપાઠ છે.

ડભોઇની સાઠોદરા નાગરની ન્યાતના લગ્ન વિવાહના રીત રિવાજોનું એ એક વર્ણન છે. સેંકડો વર્ષોથી એ રીત રિવાજો એ ન્યાત વફાદારીથી પાળતી આવી છે.

'સદન સત્રાજીતનો સોહલોરે'

એ પંક્તિથી શરૂ થતું ધોળ લગ્ન વિવાહની ન્યાત જમવા બેઠી હોય ત્યાં સ્ત્રીઓ એવી મધુરતાથી ગાય છે કે એ સાંભળવાનો

તાનમાં ને તાનમાં પરન્યાતના જમવા પધારેલા મહેમાનો કોળીયો ભરવો ભૂલી જાય છે. દેખાદેખી એ ધોળ હવે બીજી ન્યાતોવાળા પણ પોતપોતાના જમણવારોમાં ઉલટથી ગાવા લાગ્યાં છે.

અને તેટલાજ કોડથી ગવાતું

'વળતા શુકદેવ વાણી એમ ઓચરે, સાંભળ પરિક્ષિત ભૂપ,'

જાદવ પતિની જાનમાં રે, શોભા વધી છે અતી રે અનૂપ.

વરઘોડો દ્વારિકેશનો, જુઓ જુઓ રે

જગતના લોક વૈભવ વિઠ્ઠલેશનો

આ વરઘોડાનું ગીત તો લગભગ બધીજ જ્ઞાતિઓમાં ઘરગથુ થઇ પડયું છે.

સાચે, દયારામ એટલે ગુજરાતની સુંદરીઓનો લાડીલો કવિ. એમની કવિતાઓ તો ગુર્જર રમણીઓના કંઠે રમી રહેલી છે.

એ તો અજોડ છે અને અજોડ રહેવાનો.

( ૭ )

દયારામભાઇનાં જેટલાં કાવ્યો ગુજરાતીમાં છે, લગભગ તેટલાં હિંદુસ્થાની ભાષામાં છે. એમના "સત સૈયા" "વસ્તુવૃંદ દીપિકા" "વૃન્દાવન વિલાસ." ઇત્યાદિ કાવ્યો એટલાંજ રસ, ભાવ અને ચાતુરીથી ભરપૂર છે, "સતસૈયા" એ એકલીજ કૃતિ દયારામભાઇનો ભાષા પરનો કાબુ પુરવાર કરવા બસ છે.

"એક ભાષા" રાષ્ટ્રભાષા" એવા મોટા જબરા કોલાહલના આ યુગમાં પણ જેટલો કાબુ આપણે હિંદી ભાષાપર નથી મેળવી શકયા તે કરતાંયે અસાધારણ મોટો કાબુ દયારામભાઇના એ કવિત્વમાં આપણને જણાય છે.

તદુપરાંત મારવાડી, પંજાબી, ઉર્દુ, વગેરે ભાષાઓનું જ્ઞાન પણુ કંઇ દયારામભાઇએ કમી પ્રાપ્ત નહોતું કર્યું. એમની તે ભાષાની કૃતિઓ આજે પણુ તે ભાષાના સાક્ષરો મુક્ત કંઠે ગાઇ કવિશ્રીની ઓર પ્રશંશા કરી રહ્યા છે.

ત્યારે ડભોઇ એટલે તો ગાયકવાડી હુકમત પછી દયારામભાઇ પોતાના રાજકર્તાની માતૃભાષામાં પણુ પોતાની કાવ્ય પ્રસાદી પિરસ્યા સિવાય કંઇ રહી શકે ?

'હરિદાસા; હરિદાસા; બનજા હરિદાસા,'
'પહાત્રે ભાગ્ય નરસિંહ મહેતાચેં; વલ્લભ દેવાચેં'

ઇત્યાદિ એમની બહુ જાણીતી મરાઠી કૃતિઓ છે.
મુંબાઇ યુનીવરસીટીએ M. A. ના અભ્યાસક્રમમાં કવિશ્રીનાં ઉત્કૃષ્ઠ કાવ્યો નિયોજી તેમની સાક્ષરતાનું જે બહુમાન કર્યું છે તે ગુર્જર નરનારીઓને ગૌરવ લેવા જેવું છે.

એવા મહાપુરૂષનું આજને ટાણે સ્મરણુ કરવું તે દેશાભિમાનની લાગણી જાગ્રત્ રાખવાનો ઉત્તમ માર્ગ છે. અસ્તુ.

[ ૮ ]

જે અજરામર વારસો, અભિમાન લેવા યોગ્ય, દયારામભાઇ આપણુને આપી ગયા છે એ બહુમૂલો છે. ડભોઈ તેમના અક્ષર દેહની પ્રતિકૃતિ રાખે કિંવા ન રાખે પણુ તેમનો એ વારસો તો સહૃદયોના હૃદયોમાં જ્યાં સુધી ગુજરાતી ભાષા બોલાશે ત્યાં સુધી જેવોને તેવો અમર રહેશે- તથાપિ "ફુલ નહિ ને ફુલની પાંખડી" એ હિસાબે ડભોઇવાસીઓ કવિશ્રીના ઋણુમાંથી આ રીતે મુક્ત થઇ શકે, જો તે ઇચ્છે તો.

(૧) જે ઘરમાં દયારામભાઈએ જન્મારો ગાળ્યો તે ઘર "દયા મંદિર" તરિકે જાહેર કરે.

(૨) એમાં દયારામભાઇની બને તો આરસની કે Bronze ની પ્રતિમા, તેટલુંયે ન થાય તો પછી એક મોટી Enlarged છબીની, અસલ ઉપરાંત તત્કાળ પ્રતિષ્ઠા કરે.

(૩) દયારામભાઇની હસ્તલિખિત પ્રતો જે કંઇ જ્યાંથી ઉપલબ્ધ થાય તેનો સંગ્રહ કાળજીપૂર્વક કરે.

(૪) દયારામભાઇની અત્યાર સુધીમાં પ્રગટ થયેલી કૃતિઓની છપાયેલી અકેકેક નકલ તથા દયારામભાઇ વિષે આજ સુધી જેણે જે કંઇ લખ્યું હોય તેની પણ અકેકેક નકલ મેળવી ત્યાં રાખે.

(૫) દર મહિને બે બારસો અને બે પાંચમોએ ત્યાં ડભોઇ-વાસીઓ ભેગા મળી રસકીર્તન કરે. દયારામભાઇના શિષ્યના વંશજ જે હોય તે પોતે આ ભક્ત કવિવરના કૃતિઓનો સ્વાદ ચખાડે.

(૬) દયારામની જન્મ તથા મૃત્યુતિથિએ વર્ષમાં બે વાર મહા ગુજરાતમાંના કોઇ વિદ્વાન સાહિત્યકો, દયારામભાઈના ઉપાસકો કે અન્ય સાક્ષરોને નિમંત્રણો મોકલી દયારામભાઇ વિષે વિવેચન કરાવવાની પ્રથા પાડે. તેમ પ્રતિ વર્ષે આ બે તિથિઓ ગુજરાતના ગામેગામ છાજતી રીતે ઉજવાય તેવો Propaganda કરે.

(૭) અને તેમ કરવા એક વગવાળી સમીતિ નીમવી, જેમાં કવિશ્રીના કોઇ વંશજ, તેમજ બીજા ઉલટથી આવું કાર્ય આગળ ધપાવી શકે તેવા સહાનુભૂતિ ધરાવનારાં સ્ત્રી પુરૂષોને એમાં જોડવાં.

(૮) કવિશ્રીનું સ્મરણ હમ્મેશને માટે જળવાઈ રહે તેમ કરવા દર વર્ષે તેમની પુણ્યતિથિના દિવસે ડભોઇવાસીઓ પોતાની એક દિવસની કમાણી સ્મારક ફંડમાં ધર્મ સમજી ઉમંગથી ન્યોછાવર કરે

(૯) દયારામભાઈનાં કાવ્યો ગુજરાતમાં ઘેર ઘેર ગવાય છે. કવિની કૃતિઓનાં છપાતાં પુસ્તકો મોઘાં મળે જે ગરીબોને ખરીદતાં

મુશ્કેલી નડે. તેટલા માટે "દયારામ સ્મારકમાળા" ની યોજના કરી દર મહિનાની સુદ ૧૨ ના દિવસે એક મણકો પ્રસિદ્ધ કરવો જે કેવળ બહુજ સસ્તી કિંમતે એટલે કે પડતર કિમ્મતે જ વેચાય તેવો પ્રબંધ કરવો.

ડભોઇ પોતાની સુસ્તી ઉરાડી, જવાબદારી સમજે, કર્તવ્ય બજાવવા કટિબદ્ધ થઇ ઉપલી સૂચનાઓનો યથાવકાશે અમલ કરે તે ઇષ્ટ છે. અસ્તુ.

[ ૯ ]

છેવટે હવે દયારામભાઇનું એક બહુજ પ્રિય થઇ પડેલું પદ ગાઇ આજના રસકીર્તનની આપણે સમાપ્તિ કરીશું.

ઝીલો ત્યારે રસીયાં ! એ પ્યારૂં પદઃ—

" જે કોઇ પ્રેમ અંશ અવતરે. પ્રેમ રસ તેના ઉરમાં ઠરે.
સિંહણ કેરૂં દુધ હોય તે સિંહણ સુતને જરે.
કનક પાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે—પ્રેમ રસ૦
સકર ખોરનું સાકર જીવન ખરના પ્રાણજ હરે.
ક્ષાર સિંધુનું માછલડું જ્યમ મીઠા જળમાં મરે—પ્રેમ રસ૦
સોમ વેલિ રસ પાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે.
વગળ વંશીને વમન કરાવે વેદ વાણી ઉચરે—પ્રેમ રસ૦
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે તદપિ અર્થ ના સરે,
મત્સ્ય ભોગી બગલો મુક્તાફળ દેખી ચંચુના ભરે—પ્રેમ રસ૦
એમ કોટી સાધને પ્રેમવિના પુરૂષોત્તમ પૂઠ ન ફરે
દયા પ્રિતમ શ્રી ગોવરધનધર પ્રેમ ભક્તિયે વરે—પ્રેમ રસ૦

દયારામભાઇનો જય હો !

# દયારામજયન્તી.



(વ્યાખ્યાતા રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ)
સોમવાર, તા. ૨૦ મી સપ્ટેમ્બર, ૧૯૨૬,–મોટા મંદિરમાં મુંબઇ)
વૈષ્ણવ જન હો!

એ વાતને દોઢ સદી વીતી ગઇ.

તે એ દોઢ સદીમાં ગુજરાતે શા શા પલટા નથી ખાધા?

દયારામભાઇનો જન્મ ઇ. સ. ૧૭૭૬ માં. આજે દોઢ સદી પૂરી થઇ ગઇ છે.

એ દોઢસો વર્ષમાં ઇતિહાસે શા શા રંગ નથી બદલ્યા? ગુજરાતમાં, ભરતખંડમાં, જગતમાં? શી શી સંસ્કૃતિઓના વ્યૂહ નથી ચંડાણા? શી શી ભાવનાઓ નથી બદલાઇ? શા શા સંસ્કાર વિપ્લવ નથી થયા?

પણ રસ સદાય અખંડ ને અવ્યય છે.

સાચ્ચી રસોર્મિ દેશકાલાતીત છે. કાલિદાસ કે શેક્ષપિયર અમુક દેશના જ નથી, જગતભરના છે, સર્વ કાલના છે.

ઇતિહાસની કૂદડી ફરતી તડકી છાંયડી રસર્ષિઓ ઉપર પડે. પડે તો યે તે ક્ષણિક જ

ને એથી જ દયારામભાઇને આજ સંભારવા એકઠા મળ્યા છીએ. દયારામભાઇએ ગુજરાતના રસરાજવી હતા.

સંપ્રદાયના કે ફિલસુફિના દુર્ગોનાં યે સીમા બન્ધન રસોર્મિને નથી. એવા આરામાં રસસરિતા પૂરાતી નથી. છલકાઇ જાય છે.

વલ્લભસંપ્રદાયની દયારામભાઇની ગરબીઓ, મોર ને પોપટ ને કોયલોની પેઠે, પરસંપ્રદાયના નભોમંડળમાં એ ઉડી રહી છે.

નદી વહે તેમ મ્હોટી થાય; રસસરિતાનું યે એમ આજ દોઢ સદી વીત્યે દયારામભાઇને ત્હારે વન્દતા એથી આજ અધિક અભિવન્દે છે.

(૨)

દયારામ એટલે ગુજરાતીઓ કરતાં ગુજરાતણોના કવિરાજ.

ગુજરાતીઓ એમને સંભારે છે ત્હેના કરતાં સો ગણું ગુજરાતણો એમને સંભારે છે.

કાઠિયાવાડ કે કચ્છની, અમદાવાદની, ડાકોરની, પેટલાદની. વડોદરાની, ભરૂચની, સુરતની, મુંબઇની કોકજ રસરસિયેણુ નહિ હોય જેની જીભે દયારામભાઈ નહિ વસ્યા હોય.

દયારામભાઇની કવિતાની મધુરપ તે જાણે ગુજરાતણની મધુરપ દયારામભાઇની કવિતાનાં ઉડવાં એ જાણે ગુજરાતણના મનોભાવનાં ઉડવાં છે.

કિયે ઠામે મોહિની ન જાણી,
મોહનજી !
કિયે ઠામે મોહિની ન જાણી.

ગુણવન્તી કોઇ યે ગુજરાતણ છે જે એનો ઉત્તર આપે ?

લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો;
રસિયા જનનોરે કે ઝગડો લોચમનનો.

જગતભરમાં કોઇ પણ રસરસીલાં છે કે જે રસનો એ કોયડો ઉકેલે ?

દયારામ એટલેજ કવિતા **રસનો એક કોયડો.**

(૩)

દયારામ એટલે રેવાતીરની વાંસળી.

ઇતિહાસના આભમાં નિહાળાય એટલું ઊંડું નિહાળજો.

ગુજરાતના ઇતિહાસનાં પ્હરોડ ઉગે છે ત્યહારથી તે આજ પર્યન્તના સકલ અવસર અવલોકી જાવ.

ગુર્જર ઇતિહાસમાં બીજા શ્રીકૃષ્ણચન્દ્ર દીઠા ?

અર્જુન તો ભાખે છે કે ત્રિલોકમાં યે સમોવડ કો નથી, તો अधिकः कुतोऽन्यः ?

ધર્મરાયે રાજસૂય યજ્ઞમાં શ્રી કૃષ્ણશિષ્ટાઇ સ્થાપી એ આજ સુધી તે અભંગજ રહી છે.

પણ એ શ્રીકૃષ્ણચંદ્રને યે ગુજરાતે તો અડધેરાક જ ઝીલ્યા છે.

શ્રીકૃષ્ણના બંસીનાદ ઝીલ્યા છે; શ્રી કૃષ્ણના પાંચજન્યનો મહાઘોષ નથી ઝીલ્યો.

વ્રજચન્દ્રને ઓળખ્યા છે, કુરૂક્ષેત્રના ભાગ્ય વિધાતાને પૂરા નથી ઓળખ્યા.

ક્ષમા કરશો, વલ્લભસંપ્રદાયી નરનાર ! શ્રીમદ્દ આચાર્ય ભગવાને પણ ગોકુલેશજીને ઓળખાવ્યા છે; રસના રસેશ્વરને પ્રીછાવ્યા ને પૂજાવ્યા છે; ભારતના ભાગ્યવિધાતાને સવ્યસાચીના સંગ્રામ સારથીને શસ્ત્રસજ્જ અઢાર ક્ષોણી વચ્ચે ઉભેલા એકને અદ્વિતીય નિઃશસ્ત્રી, પણ શસ્ત્રસંગ્રામના યે મહાવિધાતા પરમ રાજમંત્રીશ્વરને નથી પ્રીછ્યા, પૂજ્યા કે સત્કાર્યા.

બીસ્માર્ક જેવા હજારોને ગજવે ઘાલી ઘૂમતો એ જગત મુત્સદી હતો.

બીરમાર્ક ૧૮૭૧ માં સરજ્યું તે ૧૯૧૮ માં પડી ભાગ્યું. પૂરા પચ્ચાસ વર્ષે ન નભ્યું. ભાવિ તો ઉચ્ચરે એ ખરૂં. શ્રી કૃષ્ણજીએ ઘડયું એના પડછાયા આજ પાંચ પાંચ હજાર વર્ષેયે ભૂંસાયા નથી.

એ ગુજરેશ્વર દ્વારકાધીશ રસયોગી યે હતો, રાજયોગી યે હતો. એણે બંસી યે છેડી, ને ગીતા યે ગાઇ.

ઋષિજનો દ્વારિકામાં અને દર્શને આવતા, દુર્યોધન ને અર્જુન સમા મહાવીરો ધરતીને છેડે એની સહાયતા યાચવા જતા.

એની ભવ્યતા એનાં રસસૌન્દર્યથી એ અધિકી હતી.

એનાં સૌન્દર્ય ગુજરાતે ઓળખ્યાં છે; એની ભવ્યતા પૂરી પિછાની નથી.

જમનાતીરની એ રસબંસીના પડઘા રેવાતીરે પડયા; ને દયારામભાઇએ ઝીલ્યા.

સમસ્ત ગુર્જરરાષ્ટ્રની પેઠે દયારામભાઇએ ય તે શ્રી કૃષ્ણચન્દ્રના બંસીનાદ ઝીલ્યા છે, શંખનાદ નથી ઝીલ્યા.

ગોપીકુલવલ્લભ બાલમુકુન્દને આરાધ્યા છે; कालोस्मि, लोकक्षयकृत्प्रवृद्धः એ વિરાટ સ્વરૂપને નથી નિહાળ્યા કે હૈયે પધરાવી પૂજ્યા.

ગુજરાતનાં નરનાર! ગુર્જર ઇતિહાસના પૂરણ પુરૂષોત્તમ શ્રી કૃષ્ણચન્દ્રનાં દર્શન ત્હમે અડધેરાંક જ કીધાં છે.

રસમાં, ધર્મમાં કે બ્રહ્માંડ દર્શનમાં; બંસીની કવિતાથી કે બંસીની ફિલસુફીથી વિરાટ્ સ્વરૂપની કવિતા કે વિરાટ સ્વરૂપની ફિલસુફી લેશ ઉતરે એવી નથી.

સૌન્દર્યથી ભવ્યતા શી ઓછી છે?

ગુજરાતે એ બંસીનાદ પ્રીછ્યા છે, દયારામભાઇએ એ અજબ બંસીસૂર ઝીલાય એટલા ઝીલ્યા છે.

( ૪ )

ને ભગવાને એ બંસીમાં શું ગાયું છે ?

ને ભગવાને એ બંસીમાં કંઇ કંઇ ગાયું છે. બ્રહ્માંડ માત્રનો રસ ગાયો છે, સો વૈ સઃ ની ઋચા ગાઇ છે.

પૂર્ણિમાનો ચન્દ્ર સોળે કળાએ પ્રકાશે છે, મહાસાગરમાં ભરતીનાં ધમસાણુ ઘૂમાવે છે, ત્હારે મહાસાગરને ઉછાળતાં ઉછાળતાં ચન્દની જે ગાય છે તે ભગવાને બંસીમાં ગાયું છે.

આકાશભરતા મેઘાડંબરને પગથાર આંકેલા ઇન્દ્ર ધનુષ્યના રંગો જે ઉચ્ચારે છે એ ભગવાને બંસીમાં ગાયું છે.

ઉષા ઉગે છે કે સાયંકાળ આથમે છે એ તેજ અન્ધકારના સાન્ધ્ય સમયે ત્રિકાળ સન્ધ્યાના ગૂઢ મન્ત્રોનો જે ઉદ્‌ઘોષ મહાકાલ કરે છે તે બંસીમાં ભગવાને ગાયું છે.

નર આત્માનાં ને નારી આત્માનાં લોચનલોચનિયાંમાં ઢોળાય. ને રસહૈયાંના સિતાર જે સંગીત ગાય, એ ચિરંજીવ સંગીત એ બંસીનાદમાં ભગવાને ગાયું છે.

બ્રહ્માંડ સૃજનને પરમ ભવ્ય પ્રસંગે પુરૂષ ને પ્રકૃતિ જે રાસડો ગાય છે એ રાસડાના પડઘા ભગવાને એ બંસીનાદમાં ગજાવ્યા છે.

હૈયાને હૈયાનાં આકર્ષણુ, આત્મા ને પરમાત્માનાં આકર્ષણુ, બ્રહ્માંડના અણુ યે અણુને અન્યોન્યને આવતાં આકર્ષણુ એ બંસીનાદમાં આજે યે બોલે છે,

નવધા ભક્તિથી પર, દશમી પ્રેમલક્ષણા ભક્તિનાં પરમ રહસ્ય એ બંસીનાદમાં પ્રભુએ ભક્તજનોને કાજ ભર્યાં છે.

એ પ્રેમલક્ષણા ભક્તિ એટલે શું ?

એનું ભાષ્ય ભાખવા બીજું એક ભાષણુ આદરવું પડે.

પ્રેમલક્ષણા ભક્તિની આજે તો એટલીજ પ્રીછ આપું છું કે, બ્રહ્માંડભરમાં વસ્તુ વસ્તુને, પરમાણુ પરમાણુને, કિરણે કિરણને, આત્માએ આત્માને, આત્મા પરમાત્માને પરસ્પરનાં જે પરમ ગુરૂત્વાકર્ષણુ આકર્ષે છે એ બ્રહ્માંડવ્યાપી ભાવ તે પ્રેમલક્ષણા ભક્તિ.

(૫)

એક ઇતિહાસ પ્રશ્ન.

છેલ્લે છેલ્લે એક ઇતિહાસનો પ્રશ્ન ભારતવાસીઓને પૂછી લઉં. જુના ને નવા, પ્રાચીન ને અર્વાચીન, કૃષ્ણભક્ત કે કૃષ્ણ વિરોધી સૌને ય તે.

શ્રી કૃષ્ણચંદ્ર ભારતના ઇતિહાસમાં ન થયા હોત તો?

તો ગોકુલ, વૃન્દાવન, મથુરાં, દ્વારિકાનાં તીર્થ ન હોત. સુરદાસજી ન હોત, વલ્લભાચાર્યજી ન હોત.

બંગ દેશમાં ગૌરંગ ન હોત, જયદેવ ન હોત, ગીતગોવિંદ ન હોત, 'હરિબોલ' ના ધ્વનિ ન હોત.

મહારાષ્ટ્રમાં 'જય વિઠ્ઠલ' ની ઘોષણા ન હોત, મેવાડમાં શ્રીનાથદ્વારા ન હોત.

ને ગુજરાતમાં?

ગુજરાતમાં નરસિંહ ન હોત, મીરાં ન હોત, દયારામ ન હોત અડઘેરાક પ્રેમાનન્દ ન હોત.

ટુંકામાં; વ્રજની વાંસલડી ન હોત, કુરૂક્ષેત્રમાંના પાંચજન્યના શંખનાદ સમી શ્રીમદ્ ભગવદ્ગીતા ન હોત, ભારતવર્ષના ચોખૂટમાં અમૃતફૂવારા શી ફોરતી પ્રેમલક્ષણાભક્તિ ન હોત.

જમનાને નીરતીરે બંસી ન બોલી હોતતો રેવાજીને કાંઠે યે પડઘો ક્યહાંથી પડત ?

શ્રી કૃષ્ણસૂનો આપણો ઇતિહાસ એટલે કેટકેટલાં યે તીર્થો વિહોણું, કેટકેટલી યે કવિતાવિહોણું, કેટકેટલાં યે સંગીતવિહોણું, કેટકેટલા યે ભક્તિ ભાવવિહોણું ભારત.

કૃષ્ણભક્તિના વિરોધીઓને પૂછું છું; કે એ સર્વ વિહોણું ભારત ત્હમને વધુ ગૌરવવન્તુ ભવ્યતર લાગત ?

ઇતિહાસદૃષ્ટિએ Shree Krishna Cult અને Shree Krishna Culture મૂલવી જોયાં છે ?

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા વિહોણી ભારતીય ફિલસુફી કે શ્રી કૃષ્ણ બંસી સૂની ભારતીય કવિતા કેટકેટલી આછારંગી ને આછોતરી થશે

ભારતીય ઇતિહાસની દૃષ્ટિએ—જગત ઇતિહાસની દૃષ્ટિએ Shree Krishna Cult ને Shree Krishna Culture નાં એ મૂલ છે.

શ્રીકૃષ્ણચંદ્રનો એ ઇતિહાસ મહિમા.

તો જે ભક્તિનીતરતા ભક્તોને એ પૂર્વાવતારનો ધર્મ મહિમા હોય એમને તો અવધિ કે આરા જ ક્યહાં ?

અન્ય સૌને યે કૃષ્ણમહિમા ઓછો નથી. વૈષ્ણવ જન હો ! ત્હમારે શ્રીકૃષ્ણમહિમા એથી યે સહસ્ર ગણો અધિકો છે.

ને દયારામભાઇએ ગુજરાતની સકલ મધુરપથી ચિરંજીવ ગીતોમાં એ પ્રેમ ગાયો છે.

## પ્રમુખ શ્રીગોકુલનાથજી મહારાજનું ઉપસંહારત્વે વક્તવ્ય

પ્રમુખ ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજે તે બાદ ઉપસંહાર કરતાં જણાવ્યું કે કવિ દયારામભાઇના સબંધમાં તેમના ઇતિહાસથી ગુર્જર વર્ગ સર્વ સારી રીતે જાણીતો થયો છે. પણ કવિમાં રહેલી એક અપુર્વતા જે લોકોના મનને આકર્ષે છે. તે અપુર્વતાનું હું તમને દીગ દર્શન કરાવીશ. શ્રીજાનકીજીને બીજી વખતે જ્યારે વનવાસ ભોગવવો પડયો અને જ્યારે તેમને પ્રસવકાળ આવ્યો ત્યારે શ્રીરામચંદ્રજીએ તેમને તજી દીધાં હતાં, શ્રીરામચંદ્રજી જો કે બધુ જાણતા હતા પરંતુ પ્રજા વત્સલતા દેખાડવા માટેજ જાનકીજીને તજી દીધાં હતાં. પ્રજા સાથે રાજાએ કેમ વર્તવું જોઇએ તેનો દાખલો બેસાડવા તેમજ પ્રજાને જો જરાએ સંદેહ આવેતો તે દુઃ કરવા પોતાની પ્રીયમાં પ્રીય વસ્તુનો ત્યાગ કરવાની રાજાની ફરજ છે. એ વાત શ્રીરામચદ્રજીએ સીદ્ધ કરી હતી. શ્રીરામચંદ્રજીએ પ્રજાને રાજ્ય ગાદીપર આવતાં પહેલાંજ પોતાના પ્રીયમાં પ્રીય પદાર્થો પ્રજાને ખાતર તજી દેવાની જરૂર પડેતો તેમ કરવાનું વચન આપ્યું હતું. તેજ પ્રમાણે લક્ષ્મણ અને જાનકી એ બંનેનો પરીત્યાગ કરી પ્રભુએ પોતાનું વચન પાળ્યું હતું. જો કે તે બધું જાણતાજ હતા પણ પ્રભુ એક સામાન્ય મનુષ્ય તરિકે મૃત્યુ લોકને શીખામણ આપવા માટે તથા પ્રેમ ભાવને મારી નાખવાના પ્રયાસો કરનારા રાક્ષસોને મારી નાખવા માટેજ અવતારો લે છે. પ્રેમ માર્ગથીજ પ્રભુની પાસે જઇ શકાય છે. તે માર્ગ સીવાય દુનીઆના કોઇપણ પંથમાં પ્રભુને પામી શકાય તેમ નથી પણ તે પ્રેમ નિષ્કામ હોવો જોઇએ અને તે માટે પ્રભુ પોતેજ જીવોને અનુકૂળતા કરી આપે છે આવો મનુષ્ય દેહ દુર્લભ છે. કે જેનો અહીથીજ આરંભ અને અહીંથીજ અંત આવે છે, એ

આરંભ અને અંતની વચેના ફેરીઓમાં દુઃખ સીવાય કાંઇ પણ મનુષ્યને જ્યારે દેખાતું નથી ત્યારે પ્રેમ માર્ગથી પ્રભુને મેળવવાના ઉપાયો લેવાય છે, એટલે પ્રભુ પોતેજ મનુષ્યને મનુષ્ય દેહ અરપી પોતાની પાસે આવવાની શક્તી અરપે છે.

એક સાધારણ નઉકાનો દાખલો લેઇએ, એક સુંદર, નવી અને દ્રઢ નઉકાને ચલાવનારો નાવીક સારો હોય તો તે પાર જઇ શકે તેમજ પ્રભુ આપણને સંસારરૂપી ભવસાગર તરવાને ગુરૂ રૂપે ઉત્તમ નાવીક આપે છે આચાર્ય શ્રી આજ્ઞા કરે છે, કે, જેમ એક નાવને તરવાને ઉત્તમ નાવીક તેમજ ઉત્તમ હવાની પણ જરૂર હોય છે તેવીજ રીતે પ્રભુ જ્યાં સુધી અનુકૂળ ન થાય ત્યાં સુધી પાર પડી શકાતું નથી તાત્પર્ય એજ કે. આપણા હૃદયને અપુર્વતા આકર્ષણ કરે છે. બાહ્ય પદાર્થોથી આકર્ષણ થતું નથી પણ અંતરમાં જે વસ્તુ હોય છે તેજ આકર્ષણ કરે છે.

કોઇ પણ કવિ આરંભમાં જ્યારે પોતાનું કાવ્ય લખે અથવા પ્રાસ્તાવીક કવીતા પણ કરે ત્યારે પોતાના હૃદયમાં રહેલા સ્વરોનેજ બાહાર પાડે છે. ગમે તે જાતનું કર્તવ્ય કે જેમાં પ્રભુ ભક્તિ ન હોય તે હૃદયને ગ્રાહ્ય થતું નથી કારણ તેમાં હૃદયને ગ્રહણ કરનાર વસ્તુજ હોતી નથી. મુખ્ય વસ્તુ જેનું આકર્ષણ છે તે આકર્ષણ નામમાંજ અને **કવિ દયારામની કવિતામાં પ્રભુ શ્રી કૃષ્ણની ભક્તિ સીવાય અન્ય કશુંજ હતું નહી.**કવિશ્રીએ પોતે પોતાના સ્વરૂપને સૌથી પહેલા ઓળખ્યું હતું. તેમ આપણે પણ આપણા સ્વરૂપને પ્રથમ ઓળખવાની જરૂર છે. પછી પ્રભુનું સ્વરૂપ ઓળખાશે. એના પર પ્રીતી થઇ કે અન્ય વસ્તુઓ સારી લાગેજ નહી, એના વીનાનું જે કંઇ છે પછી તે ગમે તેવું હોય તો પણ શ્રીમદ્ ભાગવત પ્રમાણે તે કાગડાનું તીર્થ ગણાય

હંસોનું તીર્થ નહી. ભગવદ્ ગુણુગાન ચહાય તેવું હોય પછી તે સાહિત્ય શાસ્ત્રના નીયમો પ્રમાણે ન હોય તો પણ તે સર્વ શ્રેષ્ઠજ, ગણાય કવિતાનું મુખ્ય લક્ષણ એજ છે કે, જેમ તેના બનાવનાર કવિમાં માદક પદાર્થનો કૈફ ન ચઢે તેવી ઉનમત્તતા આવે, તેમ તેને સાંભળનારને પણ તેવીજ ઉનમત્ત દશા પ્રાપ્ત થવી જોઇએ.

કવિ દયારામની કવિતાઓ જૂઓ તેમની દરેક કવિતામાં શ્રીકૃષ્ણ પ્રત્યેનું અપૂર્વ આકર્ષણ ભરેલુંજ છે કારણ શ્રી કૃષ્ણના નામમાંજ માધુર્ય હોય છે. શ્રી કૃષ્ણનું નામ દરેકના મુખમાંથીજ નીકળે છે. કળીયુગમાં તરવાનો જો એકજ ઉપાય હોય તો તે શ્રીકૃષ્ણના નામ માત્રનોજ છે. દયારામે આ નામ બરાબર જાણ્યું છે. તેમણે પોતાનો દેહ ભગવાનનેજ મન, વાચા અને કાયાથી અર્પણ કરી દીધો છે. એમના હૃદયમાં બીજાને સ્થાનજ નથી કામથી દુષીત થયેલા હૃદયમાં શ્રીકૃષ્ણનો આવેશ કદી થતોજ નથી તે પણ જાણવાનું છે, દયારામભાઇએ એ વાત સ્પષ્ટ જાણી છે. ભગવદ્ ભકત કવિ દયારામથી આ સંપ્રદાય મગરૂર છે, એવા કવિઓની જયંતી ઉજવવાની આ કળીયુગમાં ખાસ જરૂર છે, આપણું એ કર્તવ્ય છે, આવા પ્રસંગોથી આપણે શ્રી કૃષ્ણનું નામ સ્મરણ કરી શકીએ છીએ.

કવિએ અમુક નહોત જે કહ્યું છે તે સંબંધમાં હું કહીશ કે સંપ્રદાય નહોતો એમ નહીં પણ આચાર્યે તેનો સારી રીતે પ્રચાર કર્યો હતો કવિ જે અમુક અમુક વસ્તુનું સુચન કરે છે તે વસ્તુ જીવંત છે. ભારતવર્ષનું એ જીવન છે. ભક્તો પણ રશિક હોવા જોઇએ કવિવર એ ભારતના એક રસિક કવિ હતા. તેમ પરમ ભક્ત હતા.

સાંજ વર્તમાન તા. ૨૫ મી સપ્ટેમ્બર ૧૯૨૧

# દયારામ જયન્તી—ડભોઈ

( તા. ૭—૯—૨૧ )

ભાદ્રપદ શુકલ એકાદશી—ને બુધવાર તા૦ ૭ મીએ—રાત્રે પુસ્ત-કાલયમાં ડભોઇમાં ભક્ત કવિ દયારામના ગુણાનુવાદ ગાવાનો સમારંભ રા. રા. ત્ર્યંબકલાલ નર્મદાશંકર દવે બી. એ. એલ એલ. બી. ના અધ્યક્ષપદે ભરાયો હતો. કવિવરની પ્રતિકૃતિને સુંદર આસન ઉપર ફુલહારથી વિભૂષિત કરી ગોઠવી હતી.

મહેતા શંકરલાલે સમારંભનો ઉદ્દેશ અને કવિશ્રીનો પરિચય કરાવતાં જણાવ્યું કે કવિશ્રીનાં પ્રેમરસ અને મીઠાશવાળાં કાવ્યોનો નાદ ગુજરાતમાં ચાલુ હશે ત્યાં સુધી તેમની તો અમરતાજ છે. અને તે ગુજરાતી ભાષા ચાલુ હશે ત્યાં સુધી વિસરી શકાશે નહિજ દયા-રામભાઇનાં અણમૂલાં કાવ્યોમાં ઇશ્વર ગુણાનુવાદ સિવાય બીજો અનુભવ થઈ શકતો નથી. તેઓ શ્રી કૃષ્ણચંદ્રના અનન્ય ભક્ત હોઇ વૈષ્ણવી સંપ્રદાયના હોવા છતાં પણ તેમનામાં સર્વદેશીપણું હતું અને તેથી કરીનેજ તે આખા ગુજરાતમાં નહિ પણ ભારતવર્ષની શ્રદ્ધાળુ પ્રજાની યાદગીરીમાંથી ખસી શકતા નથી.

રા. જેઠાલાલ પંડયાએ જણાવ્યું, અજ્ઞાનરુપી મૂર્છામાંથી પ્રજા જેમ જેમ જાગ્રત્ થાય છે તેમ તેમ તે મહાપુરુષોના યશોદેહની પૂજા કરવા જાગ્રત્ રહે છે. વ્યવહારનાં સાધનોથી શૂન્યપ્રા-યતાના એ જમાનાના કવિની કૃતિઓએ જે સન્માન મેળવ્યું છે એ એમની કવિતાના ગુણની અત્યંત ઉત્કૃષ્ટતા દર્શાવે છે. નીતિ, ભકિત અને જ્ઞાનના પ્રદેશમાં જે ઉત્તમ ફળો એમણે પકવ્યાં છે તેના આ

સ્વાદથી પ્રજાની આધ્યાત્મિકતા ગુપ્ત હતી ત્યાં પ્રકટી છે. કૃષ્ણભક્તિનો એમનો દ્રઢાગ્રહ એમની કૃતિઓને સાંપ્રદાયિકતાથી રંગે છે પ્રતિભા ઉપરાંત ગાયનકલામાં નિપુણતા અને વાદ્ય વિશારદતા એમને સર્વતોભદ્ર અને મોહક બનાવી રહ્યાં હતાં.

પછી કવિવરના શિષ્યમંડળના અવશેષ રા. છગનલાલ જોષીએ કવિની કૃતિઓમાંથી પ્રસંગોચિત અવતરણો ટાંકી કવિમાન્ય સિદ્ધાંતોને પ્રતિપાદિત કરતું ભાષણ કર્યું હતું અને કવિનાં પદો કણ્ઠસ્થ હોવાથી રસનો ઓર જમાવ કર્યો હતો. એઓશ્રીએ જણાવ્યું કે એકાદશી સહ દ્વાદશીના વામનાવતરના શક્તિયોગમાં કવિશ્રીનો જન્મ થયો હતો. મૂળમાં સિંચત કરવાથી સમગ્ર વૃક્ષને પોષણ મળે છે, સુંદર ઉદાહરણ લઇએ, વેદ પુરાણ–ઉપનિષદ જે પરમાત્માના ગુણ ગાતાં અકળાઇ જાય છે એવા અપ્રમેય શકિતવાળા મૂળભૂત શ્રીકૃષ્ણચંદ્રની ભકિતમાંજ સાર સર્વસ્વ છે એમ માનતા ભક્તિકવિ દયારામે શ્રી કૃષ્ણની અનન્ય ભકિત ગાવામાં જીવન વ્યતીત કર્યું છે, એમ સાબીત કરવા "એક હરિને આરાધો મના રે" એ પદ ગાઇને સમજાવ્યું હતું. તે ઉપરાત સમર્થનમાં "એક વર્યો ગોપીજન વલ્લભ નહિ સ્વામી બીજો" ગાઇ સંભળાવ્યું હતું. સાથે સાથે સમાન ભાવપોષક અન્ય ભાષાનાં પદોમાંથી પણ ઉતારા કર્યા હતા.

મહાપુરુષના માહાત્મ્યનું રહસ્ય સ્ફુટ કરતાં એમણે કહ્યું કે સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ અને તેમનાં પટરાણી યમુનાજીની યોગ્યતા ગંગાદિ સર્વ કરતાં અધિક છે. ભકિત રસનાં રસછાંટણાં સર્વ આનંદ પ્રસરાવે એ શુભ હેતુથી કવિશ્રીએ કુલ બાર ભાષામાં પદો રચ્યાં છે છતાં ખુબી એ છે કે ભાષા દષ્ટિએ પ્રત્યેક પદ દોષરહિત છે

એટલુંજ નહિ પણ ગુણાન્વિત છે. એમણે એ બારે ભાષાના શબ્દ-પ્રયોગવાળો નીચેનો દુહો ગાયો હતો.

"ગિરિધર મુંજો પ્રાણ, તુહિ સામલડાં પ્યારા.
માદર પિદર બિરાદર, દુશમન ખલ્ક બિસારા.
મોટા મુંચી બિનિપુ, સ્વામી તિકડે ડારા.
જાની જીયકિ પીર. મનોરથ પૂર્યા મારા.
નકો કોણાચા પ્રેમ, હરિ વૈત્વમેવ સ્વામી નિરંતરં.
નંદ મહેરકો પુતવા દયા પ્રભુ, થાંકીદાસી માં કે કાંઈડર.

આમ દયારામ સાગર જેવા છે. અને ધર્મ કરતાં કરતાં એમણે સહુ સાહિત્યોને વિશેષ કરીને ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. એ પ્રજા ઉપર મહાન્ ઉપકાર છે. એ ઋણ કદાપિ ફિટી શકે તેમ નથી. છતાં એમના પ્રત્યેની ભકિતથી એમના શિક્ષણથી આપણે ભકિતરસનો આસ્વાદ લેવો જોઇએ.

પછી સાહિત્યભૂષણ શાસ્ત્રી મગનલાલે જણાવ્યું કે કવિવરે સમસ્ત ભારતવર્ષને વિધવિધ ભાષામાં અનુપમ પદો રચીને ઋણી બનાવ્યું છે. એ પદોમાં આત્મકલ્યાણના અનુષંગી સિદ્ધાન્તો પુષ્ટિસંપ્રદાયના છે, જેની ખરી સમજ માટે એ સંપ્રદાયના પ્રવર્તક અગ્નિના અવતાર પ્રભુ શ્રીવલ્લભાચાર્યની જીવનકળાનો પરિચય આવશ્યક છે. નાના પ્રકારના જીવ એ અંગારામાંથી ઝરતા તનખા સમાન છે. એ જીવોમાં ઇશ્વરને આનંદાંશનો તિરોભાવ થવાથી પ્રભુત્વ કમી થાય છે, એ તિરોભાવ આનંદાંશનું પુનરુત્ર કરનાર ઇશ્વરના થાય છે. પ્રભુ-કૃપા ભક્તિથી થાય છે; ભક્તિ સંતસમાગમથી થાય છે. આપણા

કવિશ્રીને પ્રારંભમાં સંતસમાગમ થયો તે ઇચ્છારામ ભટ્ટજીનો છે. ભટ્ટજી એ મહાન્ સંત હતા, મર્મજ્ઞ પંડિત હતા, વેદાજ્ઞાનું પાલન જે યુગમાં નિઃસંશય પણે થતું હતું તે સત્ય યુગના અભાવે કરી લોક શંકાશીલ, અશ્રદ્ધાળુ, તર્કવિતર્ક કરનારા શુભ હેતુથી તથા ઇશ્વરનું યથાસ્થિત જ્ઞાન લોપ ન પામે એ પરહિતચિન્તાથી ભગવાન વ્યાસ મહર્ષિએ **બ્રહ્મસૂત્ર**ની રચના કરી, તે ઉપર સમર્થ આચાર્યવર્યોએ યથાદષ્ટિ ભાષ્યો લખ્યાં; અને તેમાંનું એક મુખ્ય તે શ્રીમદ્‌વલ્લભાચાર્યનું **अणुभाष्य**, અને તેવા મહાન્ ગ્રંથ ઉપર એક સમર્થ **प्रदीप** નામની ટીકાના કર્તા ઇચ્છારામ ભટજી હતા, એમનો સમાગમ કવિશ્રીને તેનતલાવ આગળ થયો હતો. શ્રીવલ્લભાચાર્યની નમ્રતા દયારામમાં ઉતરી છે તેનો પુરાવો એ છે કે આચાર્ય શ્રી પોતાના પ્રત્યેક ગ્રન્થને અંતે **श्रीकृष्णदासस्य वल्लभस्य** લખે છે તેજ પ્રમાણે દયારામ પણ "દાસદયો" એમ કરીને લખે છે. આચાર્ય શ્રીના ઉપદેશ પરત્વે કહેતાં જણાવ્યું કે ભાષા સર્વત્ર આક્ષેપ વિનાની છે અને જો કંઇ કર્યું હોય તો જ્ઞાન-કર્મ-ઉપાસના એ ત્રણેની પ્રક્રિયા કરીને ત્રણેનાં લક્ષણો બાંધ્યાં છે. **कर्मनिष्ठा तदाज्ञेया यदा चित्तं प्रसीदति** । એ ચિત્તપ્રસાદનો દાખલો બળતી મિથિલા ને અપૂર્વ શાંતિથી જોતા જનક રાજાનો છે. **ज्ञाननिष्ठा तदा ज्ञेया यदा सर्वज्ञतां व्रजेत्** । અને **भक्तिनिष्ठा तदाज्ञेया यदा कृष्णःप्रसीदति** । કૃષ્ણભક્તિનો ઉદાહરણમાં ગોપિકાઓના ભક્તિરસનો ઉલ્લેખ કરી કૃષ્ણભક્તિદ્વારા **रसो वै सः** નું જ્ઞાન પામી **ससर्वान् कामान् समश्नुते विपश्चिता ब्रह्मणा सह** એ વિધિવાક્ય નો અનુભવ કરી ગોપીઓ ઉપર કૃષ્ણનો કેમ અનુગ્રહ થયો છે, એમ સમજાવ્યું હતું પછી ભક્તના સર્વ ગુણ કવિ દયારામમાં હતા એમ જણાવી રામભક્તિનાં પદો

કૃષ્ણભક્તિનાં પદો તરીકે કવિએ કેવી કુશળતાથી સમજાવ્યાં એ બતાવી કવિને માટે અહોભાવ જાગ્રત કર્યો હતો. સર્વ વિભૂતિઓએ ભક્તિજ ગાઇ છે ભેદ એટલોજ છે કે વૃત્તિભેદથી ભક્તિભાજનતા સ્વરૂપની કલ્પનામાં ભેદ છે. આજકાલ ભક્તની દૃષ્ટિ નથી, પણ સાહિત્યની દૃષ્ટિ ખુલ્લી છે એટલે દયારામને ભક્ત કરતાં સાહિત્યકાર તરીકે આપણે ઓળખતા થયા છીએ. એ કસોટીએ પણ કવિનું લાલિત્ય, રસ, જ્ઞાન, અલંકાર. યોજના છન્દો બદ્ધતા આદિથી સાહિત્ય -ઉર્મિ અંકાઇ ચુકી છે; ઉપરાંત કવિશ્રીની કલાભિજ્ઞતા, ગુણજ્ઞતા, તથા ઉદારતાનાં ઉદાહરણ આપતાં સાધુને સવર્ણ કંઠીનું ઉપમાન કરવાવાળા પ્રસંગનો ઉલ્લેખ કર્યો હતો. મહાન્ પુરૂષોનાં વચન સર્વથા પ્રમાણ, આચારણ ક્વચિત્ પ્રમાણ છે; સદ્‌ગુણ માત્ર ઇશ્વરનો ગુણ છે. એમ કહી કવિની કેમ પૂજા કરવી એ સમજાવ્યું હતું. પ્રભુને અર્પણ કરેલી વસ્તુનો દુરૂપયોગ એ પાપ છે, તો પછી પ્રભુને અર્પણ કરેલા દેહથી પાપાચરણ કરવુ એ અધમ છે, એમ જણાવી કવિશ્રી જાતે તીર્થ હતા; તેમના ભારતવર્ષના સર્વ પ્રદેશના તીર્થાટનથી સમગ્ર દેશ પવિત્ર બન્યો છે તો પછી દર્ભાવતીની યોગ્યતાની શી વાત ? દર્ભાવતીએ એવા પરમ ભક્તની જયન્તી ઉજવી ભક્તિનાં આંદોલનોને ગતિમાન કરવાં એ ઉચિતજ છે.

પછી પ્રમુખે રસદૃષ્ટિએ દયારામનાં કાવ્યો ઉત્તમપ્રતિનાં છે, એમ જણાવ્યું. એ ઉત્તમત્તાનાં સ્મરણો રૂપી ગુણપૂજા, સાહિત્યપૂજાવા સરસ્વતી પૂજા સરસ્વતીમંદિરમાં થાય એ વિશેષ આનંદનું કારણ છે. જ્ઞાન, ઉપાસના અને ભક્તિ, સત્ય દ્વાપર, ત્રેતા અને કલિયુગમાં અનુક્રમે મોક્ષસાધનો છે એમ જણાવી યોગી, સિદ્ધ તપસ્વી વગેરે

કરતાં ભક્તની શ્રેષ્ઠતા અભ્યધિત છે એમ સાબીત કરતાં કહ્યું કે જ્યારે બીજા બધા પોતાની જાતને તારે, ત્યારે ભક્ત તો જાતે તરી અન્યને તારે છે. દયારામની વિશિષ્ટતા એ છે કે સિદ્ધાંતસ્થાપન દ્દષ્ટાંતનાં બાહુલ્યથી સરળ બનાવી દે છે. સાહિત્યપ્રદેશમાં વીરક્ષેત્રને પ્રેમાનંદે અમર કર્યું તો દર્ભાવતીને દયારામે અમર કર્યું છે. એ અમૃત પીનાર દર્ભાવતીના નાગરિકો આજ દયારામને સન્માને છે, એ આનંદનું કારણ છે. 'ગુજરાતી' તા. ૨૫-૯-૨૭

# ભક્તકવિ દયારામ જયન્તી.

## માધવબાગમાં મળેલી સભા.

ગુજરાતના વૈષ્ણવ ભક્ત કવિશ્રી દયારામની ૧૫૧ મી જયન્તી ઉજવવા શ્રીવૈષ્ણવ પરિષદ્ અને વિલેપારલે સાહિત્ય સભા તરફથી એક જાહેર સભા માધવબાગમાં ૧૯૨૭ સપટેમ્બર બુધવાર તા૦ ૭ મીએ શ્રી. નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તર સોલીસીટરના પ્રમુખપદે મળી હતી. શરૂઆતમાં શ્રીયુત અંબાલાલ બુ. જાની શ્રીયુત ચંદ્રશંકર-પંડયા તથા પરધુભાઇ શર્માએ કવિશ્રીના જીવન સબંધી ઉલ્લેખ કરતાં જણાવ્યુ હતું કે કવિશ્રીનું જીવન નીતિમય હતું અને તેઓશ્રી કૃષ્ણચંદ્રના અનન્ય ભક્ત હતા. અને પ્રમુખ શ્રી રા. નગીનદાસ ત્રિ. માસ્તરે એ પ્રસ્તાવમાં કવિશ્રી દયારામના જીવન અને કથન વિષે સંક્ષિપ્ત ઉલ્લેખ કર્યો હતો. તે નીચે પ્રમાણે છે.

ગુજરાતમાં કૃષ્ણની પ્રેમભક્તિની મસ્તીએ ઘણું પ્રતિભાશાળી કવિઓનું કાવ્ય સાહિત્ય રંગ્યું છે. શિવમાર્ગમાં જેમ ગાંભીર્ય અને ક્વચિત્ રૌદ્રતા પ્રધાન છે તેમ વૈષ્ણવ સંપ્રદાયના લક્ષણો પ્રેમ ને ભક્તિ છે. આ લક્ષણોને પરિણામે તેનાથી પોષણ પામતા સાહિત્યમાં સૌંદર્ય, લાલિત્ય અને વિલાસ તરવરી રહે છે. ભક્ત કવિ દયારામનું જીવન અને તેમનાં કાવ્યો આ વાતની શાખ પૂરે છે. ડભોઇમાં જન્મ પામી કવિની બાલ્યાવસ્થા નર્મદા તીરે, અને વિલાસી વાતાવરણવાળા ચાણોદના પ્રદેશમાં થઈ હતી. જન્મથીજ પરમ ભક્તિમય વૃત્તિવાળા કવિને કૃષ્ણની ભક્તિની લેહ એટલી બધી લાગી ગઇ હતી કે પોતાને ગોપીરૂપ ગણીને કૃષ્ણની ભક્તિ કરતા. આ લેહે એમના હૃદયને ઉછળાવી, કાવ્યદ્વારા વહાવ્યું અને ગુજરાતને અનુપમ ગરબીઓ, પદો, અને કાવ્યોની ચિરસ્મરણીય લહાણ આપી. દયારામભાઇ કવિ હતા કે ભક્ત, એ સંબંધમાં હું તો એમ કહી શકું કે દયારામભાઈ ભક્ત હતા અને એ ભક્તિનો તનમનાટ એમનામાં એટલો બધો હતો કે તે કાવ્યરૂપે સ્ફુરી રહ્યો. શ્રીકૃષ્ણના ચરિત્ર સંબંધે જેમ તેના બાહ્યરૂપે પ્રેમવિલાસમય મનાતા બાળ–જીવન સંબંધે કોઇ કોઇ ટીકા કરે છે તેમ તેના ભક્તો માટે વિશેષે કરીને તેની ભક્તિથી પ્રેરાયલા કવિઓ સંબંધમાં પણ એમ બન્યું છે અને દયારામભાઇના જીવન સંબંધે સારી નરસી અનેક વાતો કેહેવાઈ છે. કવિના કાવ્યને–કવિની કૃતિઓને, જો તેમના જીવનની ચારિત્રની આરશી રૂપ ગણીએ તો રા. અંબાલાલભાઇએ કહ્યું છે તેમ કવિનું જીવન દૂષિત હતું એમ માની શકાયજ નહિ. કવિના ભક્તોએ અનેક માર્ગે સિદ્ધ કરી આપવાનો પ્રયત્ન કર્યો છે કે આવાં કાવ્યો

રચનાર કવિ દોષવાન્ હોયજ નહી. આ વિવાદથી ભરપૂર વાતને ચર્ચવી અને તેના પર નિર્ણય બાંધવો એ મને તો નિષ્ફળ લાગે છે. કવિઓના અક્ષર દેહની ચર્ચા, ભાવિ કાળની પ્રજાઓને ઉચિત છે, તેમના સ્થૂળ દેહનાં ચારિત્રોની વાતો એમની સાથે વિરામે છે. તેમનાં કાવ્યોરૂપ તેમનો અક્ષરદેહજ આપણે તો આલેખવાનો રહે છે, અને તેમ કરતાં કવિની પરમ ભક્તિ જ આપણી સામે ખડી થઈ જાય છે.

દયારામભાઇનું કવિ તરીકેનું સ્વરૂપ તપાસતાં કેટલીક વિગતો આપીને રા. નગીનદાસે જણાવ્યું કે કવિને સર્વ કૃતિઓમાં ( human interest ) નું ચિત્ર પ્રધાન હોઇનેજ કવિએ ગુજરાતનું હૃદય જીતી લીધું હતું. કવિની ગરબીઓ, ગુજરાતમાં, ચોકેચોક ગવાતી હતી, કવિની વાણીની મોહનીએ ગુજરાતની સ્ત્રીઓને કૃષ્ણની વાંસળીએ ગોપીઓને ઘેલી બનાવી હતી તેમ ઘેલી બનાવી હતી; તેનું કારણ પણ તેમની ગરબીઓમાં દશ્યમાન થતાં સ્ત્રી હૃદયના ભાવોના આલેખનના કારણેજ હતું. પાંડિત્ય કદી હૃદયને વશ નથી કરતું. હૃદયજ હૃદયને વશ કરે છે, કવિનાં કાવ્યોની વિજયપતાકા પણ તેજ કારણે ફરફરી રહે છે. કવિનાં Lyrics ગુજરાતી સાહિત્યમાં અમર રહેશે. અને કોઇ કોઇ, તો કોઈ પ્રજાના સાહિત્યની બરોબરી કરે તેવા પ્રતિભાશાળી છે. કવિ બહુશ્રુત હતા અને હિંદુસ્થાનની, વ્રજ અને મરાઠી ભાષામાં એમણે બહુ સુંદર અને વિસ્તીર્ણ કાવ્યો રચ્યાં છે. આવા કવિની જયન્તી ગુજરાતમાં સ્થળે સ્થળે જોઇએ; જેથી છેલ્લા યુગનો આ મહાકવિ આપણા હૃદયમાંથી વિસરાઇ નહિ જાય.

બાદ કવિશ્રીનાં થોડાંક પદો ગવાયાં અને સભા વિસર્જન થઈ.

'ગુજરાતી' તા. ૧૮ સપ્ટેમ્બર ૧૯૨૭ ના અંકમાંથી.

# દયારામ જયંતી.

## (તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૨૮ ને વાર બુધવાર અમદાવાદની વૈષ્ણવ મહાસભાએ ઉજવેલી જયંતીનો હેવાલ)

---

અત્રેની પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સભા તરફથી પ્રેમાભાઇ હોલમાં રા. ડાહ્યાભાઇ પિતાંબરદાસ દેરાસરીના પ્રમુખપદ નીચે ભક્તકવિ દયારામની જયંતી ઉજવાઇ હતી. સભામાં ભાષણો ઉપરાંત સંગીતનો પ્રબંધ પણ કરવામાં આવ્યો હતો અને સભામાં ગાવાનાં દયારામ કાવ્યમાંનાં કેટલાંક ચુંટીને છપાવેલાં પદો વહેંચવામાં આવ્યાં હતાં.

રા. દેરાસરી માટે રીતસર દરખાસ્ત અને અનુમોદન થયા બાદ તેમણે પ્રમુખપદ લીધા પછી શાસ્ત્રીજી વસંતરામે શરૂઆત કરતાં જણાવ્યું હતું કે, આજ અત્રે ૫મી દયારામની જયંતી ઉજવાય છે. આ જયંતી ભક્ત તરીકે અને કવિ તરીકે બન્ને દૃષ્ટિથી ઉજવાય છે. બાદ તેમણે 'શેષ મહેશ વિધિ શ્રુતિ શારદા' એ પદ ગાયું હતું.

### પ્રો. જેઠાલાલ ગો. શાહનું ભાષણ.

બાદ પ્રો. જેઠાલાલ શાહે કવિ દયારામભાઇના જીવનચરિત્ર વિષે બોલતાં જણાવ્યું કે કવિશ્રી વિષે ઘણાઓએ લખ્યું છે પણ તેમાં પ્રામાણિક અને વિશ્વસનીય પુસ્તક છપાવનાર ડભોઇવાળા નારાયણદાસ છે. કવિ દયારામનો જન્મ, બાળપણ, અભ્યાસ, ભક્તિની લ્હે લાગવી, ઈત્યાદિ બાબતો વિષે વિવેચન કરીને તેમણે જણાવ્યું કે દયારામનું

જીવન પ્રભુમય હતું. તેમની કવિતાઓમાં તેઓ સંસ્કૃત કાવ્યકારોએ આપેલી કાવ્યની વ્યાખ્યા પ્રમાણે રચના કરતા પણ તેમાં ખાસ વિશિષ્ટતા ભક્તિની હતી. ભક્તિ એજ એમના કાવ્યનો પ્રાણ હતો. ભક્તિરસજ અનેક પ્રવાહે તેમની કવિતા વાડીમાં રેલી રહ્યો છે અને તેને ફળદ્રૂપ બનાવે છે. મમ્મટ શબ્દ અને અર્થને કાવ્યનો આત્મા માને છે. વિશ્વનાથ રસને આત્મા ગણે છે. જગન્નાથ રમણીયતાની અપેક્ષા રાખે છે. આનંદવર્ધનાચાર્ય ધ્વનિ તત્ત્વ ઇચ્છે છે, પણ દયારામે આ સર્વ તત્ત્વો પ્રભુમાંજ ઘટાવ્યાં છે. એમનો શબ્દ, અર્થ, રસ, અગરધ્વનિ જે કહો તે રસાત્મક કૃષ્ણ છે. અને તેમનાં ગુણગાન તેનું નામ કાવ્ય જે કાવ્યમાં પ્રભુજીનાં ગુણ ગાન હોય નહિ અગર જેમાં રસાત્મક શ્રીકૃષ્ણ વિષે કંઇ પણ કહેવામાં આવ્યું હોય નહિ તે કાવ્યજ નથી એવી તેમની દૃઢ માન્યતા હતી અને તે માન્યતા પ્રમાણેજ તેમણે પોતાનાં કાવ્યો લખ્યાં છે. નરસિંહ મીરાં સુરદાસ વગેરે ભક્ત કવિઓની આજ માન્યતા હતી. આથી આપણી અત્યારની કવિતાની ભાવના પ્રમાણે આપણે તેમનાં કાવ્યોનું મૂલ્ય આંકી શકીએ નહિ. ઇશ્વરજ તેમની આગળ મુખ્ય તત્ત્વ હોવાથી, રાષ્ટ્ર, સમાજ, પ્રકૃતિ તથા વ્યક્તિઓ તેમને ગૌણ રૂપ હતાં તેથી તે વિષે તેમણે કવિતા સર્જી નથી. આથી એમ માનવાનું નથી કે તેમની કવિતામાં તેટલી ન્યૂનતા છે. કવિદયારામે પ્રભુને રમણીય અને રસમય કહીને પ્રભુના નામ વિનાના કાવ્યની કશીજ મહત્તા નથી એમ સિદ્ધ કર્યું. તેમના વિચારો અને લેખન સર્વસ્વ તેમણે ઇશ્વરને સમર્પિત કરેલાં હતાં. તેમણે પુષ્કળ સાહિત્ય લખ્યું છે. તેઓ સાક્ષર હતા અને મારવાડી, વ્રજ, પંજાબી ઇત્યાદિ ભાષાઓમાં પણ તેમણે કાવ્યો લખ્યાથી તેમની કીર્તિ ઉત્તર હિંદમાં પ્રસરી છે. આપણા હાલના

કવિઓ બધી ભાષામાં લખતા નથી. રવીંદ્રનાથ ટાગોર જેવાઓ જો બધી ભાષાઓનો અભ્યાસ કરી આપણને પોતાના મૂળ વિચારો આપણી ભાષાઓ દ્વારા આપે તો કેવું સારૂં ? દુર્ભાગ્યે તેમ નથી !

બાદ શાસ્ત્રીજીએ કવિ દયારામનું "ચિત્ત તું શિદને ચિંતા કરે" એ કીર્તન ગાયું હતું.

## શ્રીનગીનદાસ સંઘવી.

બાદ. શ્રી. નગીનદાસ સંઘવીએ કવિ દયારામ વિષે બોલતાં જણાવ્યું કે, શૃંગાર રસને રસરાજ કહ્યો છે. તેનું સ્વરૂપ ઘનસ્યામ તેની સાક્ષાત્ મૂર્ત્તિ વિષ્ણુ અને તેના અધિષ્ઠાતા પણ શ્રીવિષ્ણુ છે. જેટલાં કાવ્યો, રાગો, રાગિણીઓ વગેરે છે તે બધી ભગવાન વિષ્ણુની મૂર્ત્તિઓ છે. એમ સંસ્કૃત ટીકાકારો કહે છે. રસો વૈ સઃ એ સચ્ચિદાનંદ વિષ્ણુ છે; તેથી વિષ્ણુના ભક્તો કવિ સમ્રાટ થયા છે. કવિ જયદેવ જેનાં કાવ્યો સાંભળી તેની મરેલી પત્ની જીવતી થઈ તે કવિની વિષ્ણુ ભક્તિનો પ્રભાવ. આવીજ રીતે દયારામ વિષ્ણુભક્ત હતા તેથી તેઓ કવિ સમ્રાટ કર્યા છે. દયારામનાં કાવ્યોના અનર્થ કરીને પરસ્પર લઢાવી મારવાના અને વૈમનસ્ય વધારવાના યત્નો થાય છે, એ વ્યાજબી નથી.

બાદ શાસ્ત્રીજીએ "સ્યામ સેવીએ રે ગોવિંદ ગાઇએ રે, કોરી કથનીથી શું થાય ?" એ પદ ગાયું હતું.

## સલુણી વાણી

બાદ વૈદરાજ જગન્નાથજીએ વિવેચન કરતાં જણાવ્યું હતું કે, દયારામ કવિ નહતા પણ ભક્ત કવિ હતા એવું કહેવાયું છે તે સાચું

છે. વાણીના બે પ્રકાર હોય છે. સલુણી વાણી અને અલુણી વાણી, જે ભગવાનનો સંબંધ કરી આપે તે સલુણી અને જે કેવળ સાહિત્યજ આપે અને ઇશ્વરનો વિચાર ન આપે તે અલુણી કવિ દયારામની વાણી પહેલી શ્રેણીની હતી. તેઓ અનુકરણ કરવા જેવા મહાન કવિ હતા.

બાદ શાસ્ત્રીજીએ 'ઉદ્ધવજી વિચારોરે અંતર આપણે' એ પદ ગાયું હતું.

## કવિ નાનાલાલ..

બાદ કવિ નાનાલાલે તાળીઓના ગગડાટ વચ્ચે ઉઠતાં આજની જયંતીમાં પોતે શા કારણે હાજરી આપી હતી તે જણાવતાં કહ્યું હતું કે, દયારામ પ્રત્યે તેમને ખાસ માન છે. તેનાં કારણો નીચે મુજબ છેઃ–પ્રથમ તો એ કે, કોમલમાં કોમલ ગુજરાતી ભાષા લખનાર સર્વોત્તમ કવિ હું તેમનેજ ગણું છું. નરસિંહ મહેતા અને સ્વામિનારાયણ સંપ્રદાયનાકેટલાક કવિઓએ પણ સુકોમલ ભાષા લખી છે. કવિ પ્રેમાનંદ, શામળ, અખો ઈત્યાદિની ભાષાઓ કરતાં પણ ગુજરાતી ભાષાનું વણાટ પોત, કુમાશ, સુકુમારતા કેવળ દયારામમાંજ જણાશે. દયારામને ગુજરાતી ભાષાનું એક વિશિષ્ટ અંગ પરમ સ્વરૂપમાં દર્શાવનાર કવિ તરીકે ગણું છું. દયારામ મારે મન Last of the ancientcs દયારામનું મૃત્યુ ૧૮૫૨ માં થયું; અને નવા યુગનો ઉદય ૧૮૫૦-૫૨ ની આસપાસ થયો. એટલે જુના મહાન યુગના અસ્ત થતા તાર તેજસ્વી–તારલા તરીકે હું તેમને જોઉં છું.

દયારામના જીવનની એક વાર્તા એ છે કે, સ્વામીનારાયણ સંપ્રદાયના અષ્ટ કવિઓમાં મહાન્ કવિ પ્રેમાનંદ સ્વામી જેઓ પોતાને

પ્રેમ સખી કહેતા તેમને દયારામનો ( દયા સખી નો ) વડોદરામાં મેળાપ થયો હતો. એ બેનો જે વાર્તાલાપ થયો હતો તે જાણવામાં હોત તો કેવું સારૂં થાત ?

કવિતાના ૯ રસ છે. ભક્ત કવિઓનો ૧૦ મો પાયો તે પ્રેમ-લક્ષણાભક્તિ. નવે રસથી પર અને એ સૌની ઉપર અજબ પ્રકારની ચાંદની ઢાળતો તે પ્રેમ–લક્ષણા ભક્તિરસ. અને શૃંગાર કહેવો એ ભૂલ છે. તે કયાંક શૃંગારમાં જાય છે પણ એના સર્વોત્તમ સ્વરૂપમાં તે શૃંગારરસ નથી. તેની **પરમ કોટીને શૃંગાર કહેવો એ સંન્યાસીને શૃંગારી કહેવા બરાબર છે.**

કાષાયધારી બ્રહ્માનંદ અને પ્રેમાનંદ સ્વામીને શૃંગારી કહેવાય ? હું તો ના કહું. એમણે પ્રેમલક્ષણા ભક્તિ રસ પાયો છે.

પ્રેમ અને શંગાર રસ વચ્ચેનો ભેદ એ છે કે, અંતરની ભાવના સ્થૂલમાં ઉતારે તે શૃંગાર રસ અને હ્રદયના ભાવ જે ઉંચે લઇ જાય તે પ્રેમરસ. પ્રેમની પાંખો આત્માને ઉંચે લઇ જાય છે, શૃંગાર નીચે લાવે છે. વૈષ્ણવી કવિઓને શૃંગારી કહેવાની પ્રથા આપણે ત્યાં પડી ગઇ છે. કેટલીક વાર તેઓ શૃંગારમાં ઉતરી પડયા છે પણ જો કોઇ કવિતાની સર્વોત્કૃષ્ટતા માપશો તો પ્રેમલક્ષણા ભક્તિમાં જ પરિણમશે અને તેને હું શૃંગારી ન કહું.

બ્રહ્માનંદ સ્વામી પૂર્વે બારોટ હતા. એમના ચાબખાઓ શિષ્ટ, ઓછા કિલષ્ટ અને બોધક છે. સ્વામિનારાયણ સંપ્રદાયના કવિઓ બ્રહ્માનંદ, પ્રેમાનંદ, નિષ્કુળાનંદ જ્યારે પ્રેમભક્તિનાં ગીત ગાય ત્યારે તે શૃંગાર રસ ગાય છે, એવું કહો એ હું ન માનું. કૃષ્ણભક્તિ ઘણી વગોવાય છે તેમ આ એક વગોણું છે. તે વગોણું સાહિત્યમાંથી જેમ દૂર થાય તેમ સારૂં.

ભરતખંડમાં કૃષ્ણુ અવતાર થયોજ ન હોત તો ? દ્વારિકા વૃંદાવન, મથુરા, શ્રીનાથ, એ સિવાયનું ભારત વર્ષ કેવું હોય ?

દક્ષિણુ, બંગાળા, ગુજરાત એ બધાંના સાહિત્યમાંથી કૃષ્ણુનું સાહિત્ય કાઢી નાંખો. જયદેવ અને બીજા વૈષ્ણુવી કવિઓને બંગાળીમાંથી દૂર કરો, વિઠોબા, તુકારામ, એમને દક્ષિણીમાંથી દૂર મૂકો; તો કેવું સાહિત્ય રહેશે ?

ભગવદ્ગીતા જેવું શાસ્ત્ર આપણુને નથી મળ્યું એમ કલ્પી શકશો ? કેવળ ઇતિહાસની દૃષ્ટિએ ભારતખંડમાં શ્રીકૃષ્ણે જે ભાગ ભજવ્યો છે તે ભૂંસવો એ શું શકય છે ? નહી. એ ભૂસવો અશકયજ છે.

રાજસૂય યજ્ઞમાં કૃષ્ણુ શિષ્ટાઇની પૂજા થઇ ત્યારથી દયારામ સુધી પ્રાંતીય સાહિત્યમાંથી કૃષ્ણુને દૂર કરો, તો તેમને શું પ્રાપ્ત થશે ?

" ઇતિહાસની દૃષ્ટિએ ભારતવર્ષમાં કૃષ્ણુ. " એ સવાલ આપ ફરી ફરીને વિચારજો. આપને કૃષ્ણુ વિનાનું સાહિત્ય કે ભારત કેવું લાગે છે ?

" કનૈયા બિન ગુન ગાના કયા ? "

કુરૂક્ષેત્રનો મહાનાયક શ્રીકૃષ્ણુ હતો. આજે પણુ ભરતખંડનો મહાનાયક શ્રીવિષ્ણુ છે.

## પ્રમુખનો ઉપસંહાર.

બાદ પ્રમુખ રા. ડાહ્યાભાઇ દેરાસરીએ નીચે મુજબ ઉપસંહાર કર્યો હતો.

## કવિની ઓળખાણુની જરૂર છે ?

દયા પ્રિતમ—દયારામભાઇ નાગર કવિ વૈષ્ણુવ—ભક્ત શિરોમણી વાંચનાર અને સાંભળનારને રસરૂપી આનંદ સાગરમાં તરબોળ કરી

દેનાર કવિનું ઓળખાણુ કરાવવું એ સૂર્યને દેખાડવાને મશાલ ધરવા જેવું છે. તેમજ કવિશ્રીની હકીકતો, એ ક્યાં જનમ્યા હતા, ક્યારે અને કેવી રીતે માબાપ વગરના થયા હતા, ક્યાં ઉછર્યા હતા, નાનપણુ કેવી રીતે વ્યતીત કર્યું હતું, કેવા સંયોગોમાં કવિ થયા, યાત્રાઓ કરી, એ બધી હકીકત જનસમૂહમાં એટલી તો જાણીતી છે કે એનું પિષ્ટ પેષણુ કરવું કેવળ જરૂર વગરનું છે.

## ઘણું કહ્યા પછી કાંઇ બાકી ન રહેવા જેવા સંયોગોમાં શું કહું ?

છતાં વક્તાઓએ કવિજીવનની યાદો આજે તાજી કરી છે. જુદા જુદા ગૃહસ્થોએ જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓથી કવિ જીવનની સમાલોચના કરીને કવિશ્રીનું ઋણ થોડું ઘણું એ ફેડયું છે. આવી વસ્તુસ્થિતિમાં હું માત્ર આટલુંજ કહું કે " તમે બધા ગૃહસ્થોએ કહેવાનું બધું કહ્યું છે એટલે મારે માટે કશું બાકી ન રહેતાં હું આટલો ઇશારો માત્ર કરીને બેસી જવાની આજ્ઞા માગું છું." તો એ ચાલે એમ છે. છતાં પ્રથાને અનુસરીને મારે બે બોલ કહેવાનું પ્રાપ્ત થાય છે એટલે હું દયારામભાઇના વિશાળ સાહિત્ય સાગરને અંગે તો નહિ પણુ તેના કોઇ કોઇ અંશને લઇને સહજ બોલીશ.

## દયારામભાઇ અને તેમની કૃતિઓની ટુંકી વ્યાખ્યા. " પ્રેમભક્તિ."

રામાયણુ, ભાગવત, ગીતા વગેરેને માટે જેમ એક શ્લોકી, ચતુશ્લોકી જેવી ગોઠવણુ છે તેવીજ ગોઠવણુ જો દયારામભાઇ અને એમના અક્ષરદેહની કરવા ધારીએ તો માત્ર એકજ શબ્દથી બની શકે એમ છે. તે શબ્દ તે " પ્રેમભક્તિ " છે. એ સુંદર શબ્દમાં એ ભક્તિશિરોમણિનું જીવન તેમજ કૃતિઓનો સમાસ થઇ જાય છે.

# 'રસિકવલ્લભ' અને સ્વ. ગોવર્ધનરામ.

દયારામભાઇના કાવ્યમાંથી માત્ર એમનું " રસિક વલ્લભ " વાંચતાં કવિશ્રીની માન્યતાનો અને તેમના ભક્તિમય હૃદયનો આપણને સાક્ષાત્કાર થાય છે. એ સાક્ષાત્કારનું લંબાણથી વિવેચન કરવાની માથા ફૂટમાં ન ઉતરતાં હું શ્રોતાજનોને સ્વ. ગોવરધનરામનું ' દયારામનો અક્ષરદેહ ' નામે નાનુ પુસ્તક વાંચવાની વિનતિ કરીશ. કવિ હૃદય સમજવા સારૂ એ નાનું પુસ્તક ખરેખાત અણમૂલું છે. એના લક્ષ પૂર્વક વાંચનથી પ્રતીતિ થશે કે દયારામભાઇનો શૃંગાર ઉઘાડો કહેવાતો શૃંગાર માત્ર રૂપકરૂપે સર્વ વ્યાપક સર્વ શક્તિમાન અને આનંદ સ્વરૂપ પરમાત્મા કૃષ્ણચંદ્રના ભક્તનાં હૂલાંમણાં જ માત્ર છે.

કોણ જાણે કેમ પણ પરંપરાથી આપણા ઋષિયો, શાસ્ત્રકારો, કવિઓ અને ભક્ત કવિઓ ધર્મ જેવા ગહન વિષયો પણ લૌકિક શૃંગારની પરિભાષામાં વર્ણવે છે. ધર્મ રહસ્ય ન સમજનાર અને ધર્મ દ્વેષીઓ આવાં રૂપકો ન સમજીને લૌકિક શૃંગારનો ગલેફ ભેદી શકતા નથી. માત્ર ધર્મ જીજ્ઞાસુ અને વિવેકીજન એ વેષ્ટનને દૂર કરી તેની નીચે રહેલો શુદ્ધ ભક્તિનો શૃંગાર અનુભવે છે.

રહસ્ય ન જાણનારા અને શુદ્ધાઇનો ડોળ કરનારા કલુષિત મનમાં લૌકિક શૃંગારની પરિભાષાથી કલુષિત અનુમાન જ દોરે છે. પણ સંપૂર્ણ શુદ્ધ કોણ છે ? આપણા નાનાલાલ કવિની એક લિટી સાંભરે છે:—

" બતાવો કોઇ જેના આત્માની પાંદડીઓ કદીએ ફરકી ન હોય અનિષ્ટના અનિલથી. "

## નિષ્પાપ કોણ છે ?

તેમજ ઇંગ્રેજી કવિ શેલીની લિંટીઓનું સ્મરણ થાય છે. એ લિંટીઓ યાદ આવતી નથી પણ સારાંશ યાદ આવે છે. કવિ કહે છે કે "જેણે મનસા, વાચા કે કર્મણા કશું અનુચિત, કશું પાપ અગર કોઇનો દ્વેષ ધરાધરો ન કર્યો હોય એવો કોઇ હોય તે હાથ ઉંચો કરે. હું એને ઇશ્વર હોયની શું એમ પૂજીશ." દયારામભાઇના કાવ્યની સમીક્ષા કરતાં તેમની શૈલી, તેમનું જીવન કલંકિત હતું કે નહિ એવો નિરર્થક ઉહાપોહ કરતાં શૈલીની અને નાનાલાલની આ લિંટીઓ મનમાં આણવી ઘટે છે.

## દયારામભાઇનાં પદ અને ગરબીઓનાં સ્વરૂપ.

દયારામભાઇનાં પદો અને ગરબીઓમાં અસ્થિતપંજર તરીકે—મૂળ વસ્તુ તરીકે શ્રીકૃષ્ણ અને પૌરાણિક આખ્યાયિકાઓ છે. તેમાં એમણે રસભરેલી વાણીથી ચેતન પૂરીને સ્વરૂપ ખડા કર્યાં છે. શૃંગાર ભક્તિ વગેરે પૂરી એ સ્વરૂપો આકર્ષક બનાવી દીધાં છે.

## નવ પ્રકારની ભક્તિ અને સંપ્રદાયની દશમી પરાભક્તિ.

નવધા ભક્તિ કહેવાય છે. સંપ્રદાય દશમી પરાભક્તિ ઉમેરે છે. એ દશે પ્રકારનાં જુદી જુદી ગરબીઓમાં રૂપજ વર્ણવ્યાં છે. કેટલાક પદોમાં એકેશ્વર વાદીની શ્રદ્ધાથી પ્રભુના દાસરૂપે જ ભક્તિ ભરેલી છે. છુટક કાવ્યોમાં અવતાર દશાના પ્રસંગો પણ છે. ગરબીઓના મોટા ભાગમાં પુષ્ટિ પુરૂષોત્તમ અથવા નિત્ય કૃષ્ણ ઉપરનો છલકાઇ જતો પ્રેમ સંપ્રદાયની પ્રાણાલિકામાં થઇ તે નિર્ભર વહે છે. પદોમાં કાવ્યોમાં,

કે કેટલી ગરબીઓમાં સર્વેશ્વરવાદના ઉદ્દગાર ક્વચિત જ દેખા દે છે અને જ્યાં સહેજસાજ દેખા દે છે ત્યાં પણ અન્તે એકેશ્વરવાદના કે કૃષ્ણલીલાના ઉદ્દગારોમાં સમાઇ જાય છે.

કવિ જીવન કલંકિત હતું? એને કલંકિત ગણવું કે નહિ એની તુલના કરનારને કવિના કહી ગયા એ ઉદ્દગારો બહુજ મનન કરવા યોગ્ય છે. 'શુદ્ધાદ્વૈત સિદ્ધાંત પ્રદીપ' નામના પુસ્તકમાં કહ્યું છે કેઃ—

"અલૌકિક શૃંગારરસનો પ્રાકૃત વિષયભોગ સાથે સંભ્રમ ન કરવો." આ કહેવું તદ્દન યથાર્થ છે.

## કવિની શ્રદ્ધા.

કવિની નિશ્ચયાત્મક શ્રદ્ધા એમના

"નિશ્ચેના મહેલમાં વસે મારો વાલમો" એ પદથી સરસ રીતે વ્યક્ત થાય છે.

માયામાં પચી રહેલું ભક્તમન પોતાની નિર્બળતા દર્શાવી માયાથી છોડવવા પ્રભુની આજીજી કેવી દીન વાણીથી કરે છે તે એમના.

"હરિ હું શું કરૂં રે મારો માયા ન મૂકે કેડો" એ પદથી આપણે ચક્ષુથી સત્ય કરીએ છીએ.

ભગવાનનું દાસત્વજ પોતાને ઈષ્ટ છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ધરાધરીને લાત મારીને ફેંકી દઈ માત્ર હરિની "સેવા"નીજ યાચના કરે છે.

"માગું હરિસેવા—હરિસેવા."

## બિજું દૃષ્ટિબિન્દુ.

હવે કવિની કવિતા બીજા દૃષ્ટિબિન્દુથી જોઇશું. એ સમયમાં શાસ્ત્રીય જ્ઞાન અને વિદ્યા સંસ્કૃત દ્વારાજ સંપાદન થતાં; પણ સામાન્ય ગૃહસ્થને માટે વ્રજભાષાનો અભ્યાસ આવશ્યક હતો. મારા "સાઠીના સાહિત્યના દિગ્દર્શનમાં" મેં આ વાત વિસ્તારી છે. ગૃહસ્થ–સુશિક્ષિત ગૃહસ્થ ગણાવાને એ ભાષાના અભ્યાસમાં કવિપ્રિયા, રસિકપ્રિયા, માનમંજરી, અને કાવ્યાર્થમંજરી. સુંદર શૃંગાર અને જસુરામની રાજનીતિ જેવા ગ્રંથોનો અભ્યાસ કરવો પડયો. ગમે ત્યારે અને ગમે તેવા સંયોગોમાં પણ કવિએ અભ્યાસ કર્યો હોવો જ જોઇએ એમ એમની કવિતા ઉપરથી જણાય છે. રસ, અલંકાર' અને નાયકાભેદ એ વિષયો આવા ગ્રંથોમાં ચરચાયલા છે. એ જૂના મહાનુભાવો નાયિકાની ઉમ્મર પરત્વે મુગ્ધા–મધ્યા અને પ્રગલ્ભા, અને બીજા સંબંધને લઇને સ્વીયા–પરકિયા અને સામાન્યા, એવા ભેદ પાડે છે, તેમજ મનની ભાવનાઓ ધ્યાનમાં લઇને નાયિકાઓના ખંડિતા, ધીરા, અધીરા, ધીરાધીરા, લક્ષિતા, મુદિતા જેષ્ટા, કનિષ્ઠા અન્ય સંભોગ દુખિતા, વાસકસજજા પ્રોષિતભર્તૃકા અજ્ઞાતયૌવના, જ્ઞાતયૌવના, સ્વયંદૂતિકા એવા એવા ઘણા વર્ગો ગોઠવે છે.

હવે જો દયારામભાઇની ગરબીઓ લઇએ તો એમની એકેક ગરબી એકેક તરેહની નાયકાના વર્ણનની જ છે. વધારે વિસ્તાર ન કરતાં માત્ર એકજ દાખલો આપીશ. સંસ્કૃત તેમજ ભાષાના ગ્રંથોમાં અજ્ઞાતયૌવના નાયિકાનાં દૃષ્ટાંત જ્યાં જ્યાં આપ્યાં છે ત્યાં ત્યાં માત્ર સ્થૂળ દેહનાં વર્ણનજ હોય છે. પણ દયારામભાઇનું એ નાયિકાનું દૃષ્ટાંત અદ્વિતીય જ છે. આપણી ભાષામાં એવી એક પણ કવિતા નથી.

"હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું?" એમાં મનની મુંઝવણ અને ભાવનાનું ચિત્ર ઘણી કુશળતાથી આપ્યું છે.

આજ દૃષ્ટિબિંદુથી કવિના સમર્થ ગ્રંથ સતસૈયાની વાત કરીએ. સતસૈયાનો દરેક દોહરો એ જુદા જુદા પુસ્તક રૂપે જ હોઇ તેમાં પણ એક જ દોહરામાં જુદા જુદા પ્રકારની નાયિકાનું નિરૂપણ કર્યું છે. કેટલાક દાખલામાં સતસૈયાના એક દોહરાને વિસ્તારીને એક એક ગરબી રચી હોય એમ પણ: છે. સતસૈયા વિષે બોલતાં કવિની વ્રજભાષા સંબંધે બોલવું પ્રાપ્ત થાય છે. બેશક કવિની વ્રજભાષા ઉત્તમ પ્રકારની નથી. પણ એ ભૂલો વખતે લખનારની શરતચૂકને લીધે પણ હોય. ગમે તેમ પણ એ એક અનોખો ગ્રંથ છે. ભાષા પરત્વે જે સતસૈયાને માટે કહ્યું તે ગઝલ વગેરેને પણ લાગુ પડે છે એમ મારો અદના અભિપ્રાય છે.

હવે એકજ વાત કહીશ, કવિ નર્મદાશંકરે દયારામભાઇની સેવા કરી છે. દયારામ કાવ્ય છપાયા પૂર્વે છૂટક છૂટક નાનાં પુસ્તકો મળતાં તે મને સાંભરે છે. પણ બધી મળી એટલી કવિતાનો સંગ્રહ તો એમણેજ કર્યો. પરંતુ એ સેવા કરતાં કોણ જાણે શા ઉપરથી પણ કવિના મનમાં ભરાયું કે હું દયારામભાઇની પેઠે અંશાવતારી છું. દયારામનો ઘાટ મારા જેવો. રંગ મારા જેવો, ઉંચા મારા જેવા. નાકનો ઘાટ મારા નાક જેવો. દયારામભાઇની સેવા કરતાં નર્મદાશંકરે એમની ચાલચલગતનું વિવેચન ઘણું અનુચિત કર્યું છે. અને ઘણે ભાગે એ પ્રશ્નજ ત્યાર પછી ઉપસ્થિત થયો છે, બાકી તો દયા સખી, દયા પ્રભુ એમજ કહેવાતું.

કાવ્યના પ્રદેશમાં યથેચ્છ રમણ કરનાર, શૃંગાર રસ અને એ માર્ગે ભક્તિ રસ બહેલાવનાર ભક્તકવિની જયંતી આજે પોણી પોણી સદીએ ઉજવીને એમનાં યશોગાન કરી રહ્યા છીએ તે જાણીને કવિશ્રીનો સ્વર્ગસ્થ આત્મા બેશક પ્રસન્ન થશે. અને ગુજરાતી ભાષામાં પોતાના જેવું બીજું કવિરત્ન પેદા થાઓ એવો અંતઃકરણપૂર્વક જરૂર આશિર્વાદ દેશે.

એમ થાઓ એમ ઇચ્છીને હું વિરમીશ.

પ્રમુખના વ્યાખ્યાન પછી શાસ્ત્રીજી વસંતરામે "નિશ્ચયના મહેલમાં વસે મારો વાલમો" એ પદ બહુ સરસ રીતે ગાયું હતું.

એ પદ ગાતાં પહેલાં તેમણે પ્રમુખનો અને કવિ નાનાલાલનો આભાર માન્યો હતો.

'ગુજરાતી પંચ' ઉપરથી.

શ્રીહરિઃ શરણં ।

# દયારામ જયન્તી.

તા. ૨૫–૯–૨૮ ના દીને દયારામ જયન્તીના
સમારોહમાં મુંબઈમાં માધવબાગમાં આપેલું વ્યાખ્યાન
વ્યાખ્યાતા—આયુષ્યમાન્ ગોસ્વામી શ્રી ૬ વ્રજનાથલાલજી.

## " કવિશ્રીનું આધિદૈવિક જીવન. "

ગુણગ્રાહક શ્રોતૃવૃન્દ !

પુષ્ટિમાર્ગનો ઉપાસક, સાહિત્ય વાટિકાનો સુચતુરમાળી, ભક્તોનો યે શિરમૌર, કવિન્દ્ર દયારામના નામથી અને તેમના રસઝરતા કાવ્યોથી કવિતાવલીથી તેમજ તેમના ભક્તિમય આદિદૈવિક જીવનથી ક્યોરશિક ગુર્જર સાહિત્ય પ્રેમી અજ્ઞાત હશે ? ગુર્જરસાહિત્ય કુંજોમાં વેણુંના વગાડનારા કવિવર દયારામભાઇજ હતા. ગુણ વિશિષ્ટતા માંયે ગુર્જરસાહિત્યમાં કવિશ્રી અજોડ થઇ ગયા. ગુર્જરસાહિત્યમાં કાવ્યો નીચે ખોટ પૂરનાર ભકતમંડળીમાં ઉચ્ચ આસ્તીરણે બિરાજનાર, ભકિતમય જીવનુ વ્યતિત કરનાર કવિન્દ્ર દયારામભાઇનો જન્મ ઇ. સ. ૧૭૭૬માં ડભોઇમાં થયો હતો.

મધ્યકાલિન ગુર્જરસાહિત્યમાં કવિશ્રીનું સ્થાન અપ્રતિમ છે. તેમની કવિતાઓનું માધુર્યપણ ગુર્જરસાહિત્યમાં અજોડ કહીશું તો અસ્થાને નહિજ ગણાય. તેઓનો કેટલોક કાવ્ય સંગ્રહ હજુ અપ્રસિદ્ધજ પડેલો છે પરન્તુ અદ્યાવધી તેઓનો જેટલો કાવ્ય સંગ્રહ પ્રકટ થયેલ છે તેનાજ અવલોકન માત્રથીજ તેના અવલોકન કારને કવિશ્રીના કાવ્યોમાં બે વસ્તુ સ્પષ્ટ તરવરતી દેખાશે પ્રથમ પુષ્ટિમાર્ગના સાહિત્યની દિવ્ય સામગ્રી અને દ્વિતીય ગુર્જર સાહિત્યની રસ સામગ્રી

તે કવિવરના કાવ્ય પ્રદેશમાં વિહરતાં દ્રષ્ટાન્ત શૈલીની અદ્‌ભૂત પ્રતિતિ થાય છે. સાક્ષર શ્રી ગોવર્ધનરામ મા, ત્રિપાઠી એ કવિશ્રીની દ્રષ્ટાન્ત શૈલીની મુકત કંઠે સ્તુતિ કરેલી છે. કવિશ્રીએ પોતાની એકેક કૃતિમાં એકેક અલંકારને ઘણીજ સરસ રીતે વ્યકત કરેલ છે. કવિશ્રીના કાવ્ય માંહેલો "પ્રભુપ્રાક સ્યાનન્દ" કાવ્યમાં દ્રષ્ટાન્તા લંકારની સ્પષ્ટ પ્રતીતિ થાય છે તેમ 'પ્રભુનો મહેલ' આ કાવ્યમાં રૂપકાલંકારની એ કવિ આછી ઝાંખી કરાવે છે. અર્વાચીન કવિઓની કૃતિઓમાં દ્રષ્ટાન્તાલંકાર પ્રાય અદ્રશ્ય થયેલો છે. અસ્તુ કવિશ્રીના સ્વરચિત પુસ્તકોમાં "રસિકવલ્લભ" ગ્રન્થ અનેરી ભાત પાડે છે. અને વેદાન્ત જેવા કઠીન વિષયમાં પણ પોતાની સુમધુરતા, શબ્દ રચના એવં પ્રતિપાદન શૈલી વાંચકને આનન્દિત અને મુગ્ધ કરે છે.

ભારતવર્ષના તત્વજ્ઞાન ઉપર ઘણા સમર્થ ચિન્તકોએ ચિન્તનો કર્યાં છે વેદવ્યાસજીના બ્રહ્મસૂત્રો પરનું શારિરિક ભાષ્ય જે શાંકર વેદાન્તનું તત્વજ્ઞાન સાધે છે, તે કૈવલા દ્વૈતથી ઓળખાય છે. શ્રી રામાનુ જાચાર્યનું વિશિષ્ટાદ્વૈતવાદ, શ્રી નિમ્બાર્કનો અને શ્રી ભાસ્કરાચાર્યનો દ્વૈતાદ્વૈતવાદ, આનન્દતીર્થ ઉર્ફે શ્રી માધ્વાચાર્યનો દ્વૈતવાદ અને શ્રીમદ્ વલ્લભાચાર્ય ચરણનો શુદ્ધાદ્વૈતવાદ પ્રસિદ્ધ છે. કવિશ્રીનું તત્વજ્ઞાન પણ શુદ્ધાદ્વૈત વાદજ છે. તેમણે પોતાના "રસિક વલ્લભ" ગ્રન્થમાં તત્વજ્ઞાન સંબંધી વિચારો દર્શાવ્યા છે હું પ્રથમ જણાવી ગયો છું કે "રસિક વલ્લભ" ગ્રન્થ તત્વજ્ઞાનનો વિષય હોવા છતાં પોતાની અસાધારણ કવિત્વ શક્તિથી તેને ઘણોજ રસિક બનાવ્યો છે. એ ગ્રન્થમાં ૧૦૯ પદનો સમાવેશ થાય છે, તેમાં પ્રતિપાદન કરેલા તત્ત્વજ્ઞાનને ગ્રહણ કરવા કોણ કોણ અધિકારી છે? તે સંબંધમાં કવિરાજ ભાખે છે કેઃ—

" પરિપૂર્ણ જ્ઞાનીભલો, કે સમજાવવો ભલો મુગ્ધ,
અધબળ્યો સુધરે નહિ, જેમ સુધરે ન વચલું દુગ્ધ "

કવિ કહે છે કે એક પરિપૂર્ણ જ્ઞાની હોય તે ભલો અથવા તદ્દન મુર્ખ હોય તે ભલો, પણ અર્ધદગ્ધ કદાપિકાળે સુધરતો નથી. જેમ દૂધ જામી જઇ દહી થાય તે યોગ્ય ગણાય અથવા દૂધજ હોય તો તે યોગ્ય ઉચિત ગણાય પણ અધવચલું જે દૂધ હોય તે સર્વથા હેય એવું અયોગ્ય છે તેવીજ રીતે આપણુ અર્ધદગ્ધને માટે યોગ નથી કાંતો પરિપૂર્ણજ્ઞાની હોય, અથવા મૂર્ખ હોય.

જે લોકો "अहंब्रह्मास्मि" માને છે તેને ઉદ્દેશીને કવિરાજ કવેછે.

" હું સાગરછું બોલે લવણુજી
સત્ય રહે તે વાણી કવણજી;
જીવ કદિ બ્રહ્મ ન થાયેજી
નદી ઉલટી મૂળ ન સમાયેજી.

કદાચ મીઠું કહેકે હુ સાગરછું તો તેનું વચન સત્ય ગણાશે કે? નહીંજ તેમ, બ્રહ્મ અંશી અને જીવ અંશ છે. લવણની જેમ જીવ એમ કહે કે હું બ્રહ્મ છું 'अहंब्रह्मास्मि" તો તે સત્ય મનાયજ નહિ કોઈ દહાડો કલ્લોલિનીને ઉંધી વળી મૂળમાં સમાતી જોઇછે તેમ આગળ ચાલતા કવિ કહે છે. પ્રભુએ અક્ષર રૂપે છે અને જીવ એ ૨ રૂપે છે. આ ૨ वर्णनो અક્ષરમાં સમાવેશ થાય છે. અતએવ તે અક્ષરથી ભિન્નનથી અસ્તુ

મુક્તિઓ ચાર પ્રકારની છે. સાલોક્ય, સાર્ષ્ટિ, સામિપ્ય અને સાયુજ્ય આ ચારે મુક્તિઓ પ્રભુજનને આલ્હાદ અર્પી શકતી નથી તે પરત્વે કવિશ્રી કવે છે કે—

" ઢોકળા સરખી મુક્તિથી, જન પ્રેત થાય પ્રસન્ન
જે ભક્તિ ઘેબર ભોગીયા, તેનું માને ન મન.

કવિ કહે છે કે ઢોકળા સરિખડી મુક્તિથી પ્રેતજનજ પ્રસન્ન થાય છે પરન્તુ જે ઘેબર ભોગીયા છે તેનું મન ઢોકરા સરિખડી મુક્તિથી નહિજ માને આજ વાત અન્યપદમાં કહે છે.

રીઝે રાબડી થકી ગરીબ લોકરે, ભોગીને ન ભાવેરે;
અમે રાજના ખાસા ખવાસરે મુક્તિ મન ન આવેરે.

ગરીબ લોકો રાબડીથી રીઝીજશે. પરન્તુ અમે તો રાજાના ખાસાના ખવાસ છઇએ અતએવ અમને મુક્તિ મનમાં ક્યાંથીજ આવી શકે ?

જ્ઞાન ભક્તિનું તારતમ્ય કવિ આ પ્રમાણે કરે છે
" ભક્તિ મણીને દીપક જ્ઞાનજી;
અભય સભયાદિ કરપાનજી.

ભક્તિ મણી રૂપ છે અને જ્ઞાન એ દીપક છે ભક્તિ અભય છે અને જ્ઞાન એ અભય છે વળી અન્ય દ્રષ્ટાન્તથી સમજાવે છે કે-

" ભવતારણ નૌકાભક્તિ દારૂતુંબિકા જ્ઞાનાદિક "

આ પદમાં કવિએ જે ભક્તિને ભવતારણની નૌકાની ઉપમા આપીછે એ ખરેખર ! કવિના ભક્તિમય હૃદય જીવનની સાક્ષી પૂરે છે. ભક્તિએ એવી અસાધારણ શક્તિ છે કે એથી ભવાબ્ધીને તો તરી શકાય પરન્તુ એ ભક્તિરૂપી શ્રૃંખલાથી કવિરાજ સરિખડા ભક્તો જગન્નિયંતાને બાંધીને હૃદયમંન્દિરમાં પૂરી દેછે ભગવાન સ્વયં આજ્ઞા કરે છે કે,

**" अहंभक्त पराधीनो ह्यस्वतन्त्र इवद्विज ।**
**साधुभिं ग्रस्त हृदयो भक्तैर्भक्त जनप्रियः ॥**

અર્થાત્ પિંજરામાં પૂરાયલા પક્ષીની જેમજ હું છું અરે ! હુંતો ભક્તોને આધીન છું ભક્તો જેવી જેવી પ્રેરણા કરશે તેજ મને કરવું પડે શ્રેષ્ઠ ભક્તરાજોથી મ્હારૂં હૃદય હરાઇ ગયું છે. મનેતો સર્વથી પ્રિય મ્હારા ભક્તજનોજ છે. હું તેમનેજ આધીન છું.

ભગવાનના આ ઉક્તવચનમાં એઓશ્રીને ભક્તો દ્વારા થતી ભક્તિ કેટલી બધી વ્હાલી છે, એ સ્પષ્ટ દેખાઇ આવે છે. એટલું જરૂર યાદ રાખવાનું છે કે ભગવાન, ધન, વૈભવ, યૌવન, વિદ્યા, ચતુરતા, પ્રતિષ્ઠા, અનુભવ, પ્રભૃતિ અન્ય કોઇ પણ ગુણોથી પ્રસન્ન નથી થતા માત્ર ભક્તિ વડેજ પ્રસન્ન થાય છે આ વિષયમાં કવિશ્રી 'ભક્તિપોષણ' નામક પ્રસિદ્ધ ગ્રન્થમાં ભક્તિરસથી છલકાતા કાવ્યમાં લખે છે કે-

"ધ્રુવજીને કયાં વય હતું, કયાં હતું સુદામાને ધન
કુબ્જાને હતું રૂપ કયાં ? ઉગ્રસેનને શું પુરષાતન,
પુરૂષાતન ન્હોતું ઉગ્રરાય, ગજને કયાં હતી વિદ્યાય,
પારાધીમાં કયાંથી શુભ આચરણ, કેવળ ભક્તિથકી
પામ્યા શ્રીગિરધર ધરણ, સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

જરા વિચારતો કરો વ્યાધનું આચરણ શું હતું ? પ્રતિદિન જીવહિંસા કરી ધનોપાર્જન કરવું તે તેનો હંમેશનો વ્યાપાર, એજ ધ્યેયજ હતું પરન્તુ તેજ વ્યાધ ઇશ્વરની ભક્તિદ્વારા 'મહર્ષિ વાલ્મિક, માં પરિણિત થઇ આદ્યકવિની ગણુનામાં આવ્યા અને તેના વિજ્ઞાન ચક્ષુઓ ઉન્મીલિત થઇ ગયાં કહો, હવે અમે કેમ માની લઇયે કે પ્રભુ શિષ્ટાચારથી પ્રસન્ન થાય છે ? પ્રભુ જેમ શિષ્ટાચારથી નથી.

રીઝતા તેમ પ્રભુ આયુષ્ય તરફ પણ દૃષ્ટિપાત નથી કરતા જો એમ હોય તો પ્રભુ યાવત્ વૃદ્ધ સમુદાય પર કેમ કૃપા નથી વર્ષાવતા ? પ્રભુને કોઇના પર પ્રસન્ન થવાની ઇચ્છા થઇ કે પછી વય, વિદ્યા, આદિ, કંઇપણ જોતા નથી. આમ ભક્તિ જુવે છે. બાળભક્ત ધ્રુવજી પર કૃપા વર્ષાવી પોતાના હૃદયના સમગ્ર મનોરથો પરિપૂર્ણ તે રાધિકાનાથે કર્યા હતા. ક્ષત્રિઓની વીરતાના ગાન ગાવાવાળાઓને કોઇક વખત ભગવદ્દભક્ત ધ્રુવજીના જીવનપર લક્ષ્ય આપવું જોઇયે. ધ્રુવજીના ચરિત્રથી એ સ્પષ્ટ જણાઇ આવે છે કે સંસારમાં બલિષ્ટ તેજ છે, જ્ઞાની તેજ છે, યશસ્વી પણ તેજ છે, પૂજ્ય પણ તેજ છે કે જેનું હૃદય અવિચ્છિન્ન રૂપથી ભગવદ્ ચરણારવિન્દોમાં લાગેલું છે.

પ્રભુ કોઇની વિદ્યાથી પણ રીઝતા નથી શું કોઈ વિદ્વાન ભગવાનના જ્ઞાનને પહોંચી શકે ખરો ? શુ ગજરાજે વેદાધ્યયન કર્યું હતું ? નહીજ. માત્ર પૂર્વજન્મના અભ્યાસથી તેનું હૃદય ઇશ્વરમાં લાગી ગયું હતું અત એવ પ્રભુએ તેને કષ્ટથી મુક્ત કરી દીધો વળી તમોએ કોઇ દહાડે કુબ્જાનું નામ શ્રવણ કર્યું છે ? તે શરીરેથી ત્રણ જગ્યાથી વક્ર હતી તેના પર પણ પ્રભુએ અમીવર્ષણ કર્યું શું તેમાં સૌન્દર્ય હતુ કિંવાતે નામમાં મધુરતા હતી ? કંઇજ ન હતું. માત્ર પ્રભુમાં અવિચ્છિન્ન પ્રેમજ હતો. તેજ પ્રેમના પ્રસાદથી તે પ્રભુની કૃપા મેળવી શકી પ્રભુની કૃપા પાત્રિ થઇશકી. યદી ભગવાન ધનથી પ્રસન્ન થતા હોયતો પ્રભુ મોટા મોટા શાહુકારો પર અને સાક્ષાત કુબેરપર કેમ અમી વર્ષાવતા નથી ? પ્રત્યુત્ત એક નિર્ધન સુદામાપરજ કૃપા કરી.

સુદામાપર કૃપા વર્ષાવવાનું કારણ એકાકિ પ્રભુ પ્રેમજ છે. પ્રભુ શુદ્ધ વંશથીએ નથી રીઝતા. યદિ શુદ્ધ વંશથી રીઝતા હોત તો

પ્રભુએ ભક્તરાજ વિદુરજી પર કેમ કૃપા કરી ? પાંડુ ધૃતરાષ્ટ્ર આદિ પર કેમ ન કરી ? નહિ, નહિ કેવળ તેમાં વિદુરજીનો ભગવાન પરત્વેનો વિશુદ્ધ પ્રેમજ છે તેવીજ રીતે ભગવાન કંઇ પૌરૂષથીએ નથી રીઝતા પૌરૂષી કંસનો વિનાશ કરી પૌરૂષહીન ઉગ્રસેનને રાજ્યાભિષેક કેમ કર્યો ? હું પ્રથમજ કહી ચુક્યો છું કે ભગવાન ધન, વિદ્યા, યૌવનાદિ ને નથી જોતા પરન્તુ તે નિકુંજનાયક ભક્તોની ભક્તિનેજ પેખે છે. ભગવાન ભક્તિનાજ પિપાસુ છે.

આ ભક્તિપ્રિય માધવનું નિકેતન ક્યાં ? વળીએ નિકેતન ક્યા નગરમાં ? કઇ પોળમાં ? આ બધાનું નિરૂપણ કવિરાજ શ્રી દયારામ ભાઇ ઉલ્લેખે છે—

પદ.

નિશ્ચેના મહેલમાં વસે મ્હારો વાલમો, વસે વ્રજ લાડિલોરે.
જેરે જાચે તે ઝાંખી પામેરે.
ભૂલ્યા ભમે તે બીજા સદનમાં શોધેરે, હરિ ના મળે એકે ઠામેરે,
"સત્યસંગ" દેશમાં "ભક્તિ" નગર છેરે 'પ્રેમ"ની પોળ પૂછી જાજોરે,
"વ્રેહે" "તાપ" પોળીઆને મળી મોહોલે પેશજોરે,
"સેવા" સીડી ચઢી ભેળા થાજોરે,
"દીનતા" ના પાત્રમાં "મન" મણિમૂકીરે, ભેટ ભગવન્તજીને કરજોરે,
"હું" ભાવ 'પું' ભાવ ન્યોછાવર કરીનેરે, શ્રી ગિરિવરધર તમો વરજોરે,
એરે મંડાણનું મૂળ "હરિઇચ્છા" રે, કૃપા વિના સિદ્ધ ન થાયરે;
શ્રી વલ્લભ શરણથી સહુ પડે સ્હેલુંરે, દૈવીજન પ્રતિદયો ગાયેરે.

કવિના કવિહૃદયનીએ આ પદમાં સ્પષ્ટ ઝાંખી નથી થતી ? શબ્દેશબ્દમાં શબ્દલાલિત્ય, શબ્દમાધુર્ય જપી રહ્યું છે. આ પદમાં

કવિએ રૂપકાલંકારની મધુરપ બહુ સુંદર આણી છે. તેમ ભક્તિરસ પણ પંક્તિએ પંક્તિએ ઉભરાય છે. આ પદની પ્રથમ કડી "નિશ્ર્ચયના મહેલમાં વસે મ્હારો વાલમો" કવિના ભાવુક હૃદયની આછી પીછાણુ આપે છે.

તે રસપ્રચુર રસેશ નિશ્ચયરૂપી મહેલમાં કલ્લોલે છે જેણે દર્શન કરવા હોય ત્હેણે તે પ્રભુને નિશ્ચયના મહેલમાંજ શોધવા ભૂલેલાઓ અન્ય મહેલોમાં શોધતા ભમે. પરન્તુ શ્રીહરી અન્ય કોઇપણ સ્થળે નથીજ જડવાના સત્સંગરૂપી દેશમાં એક ભક્તિનગર છે તેમાં પ્રેમરૂપી પોળમાં નિશ્ચયરૂપી મહેલની પૂછપરછ કરવાથી પત્તો લાગશે ત્યાં પહોંચી વિરહરૂપ અને તાપરૂપ બે દ્વારપાળોને પૂછી તે મહેલ ઉપર ચઢવાની સેવારૂપી સીઢી છે તે દ્વારા ચઢજો જ્યાં તે મહેલમાં પ્હોંચી તે રસસ્વરૂપને ભેટશું ધરશો ? તે બતાવતા કવિ કહે છે કે દીનતારૂપી પાત્રમાં મનરૂપી મણીને મૂકી તેની ભેટ ધરજો અને હું ભાવ અને પુંભાવની નોછાવર કરજો અને શ્રી ગિરિધરને વરજો. કવી વળી એક ખૂલાસો કરે છે કે ભગવાનની કૃપાની પ્રાપ્તિ એ પ્રભુ કૃપા કરે ત્યારેજ સિદ્ધ થાય છે અન્યથા નહિ.

કવિવર ન્હાલાલે લખ્યું છે તેમ ભક્તોએ વળી વળીને ગાયું છે કે

મધુવનમાં મોરલી વાજે છે.
એનો નાદ ગગનમાં ગાજે છે
હુંતો સૂતીતી બાઇયું રંગ મહેલમાં હોજી
મોરલી વાગી જાગી હું માઝમ રાત
રૂડીને રૂપાળી રે મીઠીને મધુરી રે
માવા ! ત્હારી મોરલી હોજી

એ મોરલી વગાડનાર એ મુરલીનો મંજુલરવ કરનાર કૃષ્ણ કનૈયાની ચરણારવિંદની ભકિતમય જીવન વીતાડનાર પરમભક્ત દયારામભાઇ પોતાના "ભક્તિપોષણ" ગ્રન્થમાં ભક્તિ પરત્વે ઉલ્લેખે છે કે.

ભક્તિનૌકા તારે સર્વને જે કોઇ આવે શરણે શુચિ પાપી
અન્ય સાધન દારૂ તુંબિકા, ગ્રહે સભય તરે કો કદાપિ;
તરે કદા બચે કામાદિગ્રાહથી, સમર્થ અણુનહિ તારવા શાથી.
વિબુધ વિચારી જુઓ નિજમન, ભક્તિ કે સાધન અન્ય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

વળી ભક્ત કવિરાજ કથે છે કે-

ભક્તિમણી જ્ઞાનદીપ છે. ટાળે ઉભય અંધકાર
મણિ અભય દ્યુતિ અચળ છે, દીપકને તો ભય છે અપાર;
અપાર ભય વાયુથી પામે, તેલ, પાત્ર બાતી વણુલય પામે,
જ્ઞાન સભયતો અન્ય કોણ માત્ર ? નિર્ભયભકિત સકળસુખપાત્ર
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

અહા ! ભક્ત કવિ ભકિતના આવેશમાં ભકિત પરત્વે શું ઉદ્ગાર કાઢે છે ભક્તિને જ્ઞાન એ બન્ને અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરે છે પરન્તુ ભકિત છે એ મણીરૂપ છે અને જ્ઞાન છે એ દીપક રૂપ છે મણીરૂપ ભક્તિ અભય છે અને એની જ્યોત પણ અચળ છે. પરંતુ દીપકને તો અપાર ભય હોય છે. પ્રથમ ભય દીપકને વાયુનો હોય છે. વળી તેલ, વાટ અને પાત્ર વગર એ લય પામે છે. જ્યારે પ્રત્યક્ષ જ્ઞાન સભય થાય ત્યારે અન્ય કોણ માત્ર ? અત એવ સમગ્ર સુખોનું પાત્ર ભક્તિ એ નિકુંજ નાયકની ભક્તિ એજ નિર્ભય છે. એ નિર્ભય ભક્તિમય જીવન

દયારામભાઇએ વ્યતીત કરી ઇ, સ. ૧૮૫૨ માં પોતાના નશ્વરદેહને પરિત્યાગી ભગવદ્ ચરણાવિન્દને પ્રાપ્ત થયા હતા, તેઓના દેહાવસાનથી ગુર્જરસાહિત્ય વાટિકા ઉજ્જડ થઇ ગઇ છે સાહિત્ય સુમનો કરમાઇ ગયા છે.

અર્વાચીનકાળમાં ભાષા શુદ્ધિ કિંવા વ્યાકરણના નિયમથી શ્રવણ કરનારના કાનના કીડાએ ખરી પડે તેમ દયારામભાઇ તો ગાઇ ગયા છે કે

શું જાણે વ્યાકરણી વસ્તુને શું જાણે વ્યાકરણી,
ગળા સમાણું ઘૃતભર્યું પણ સ્વાદ ન જાણે બરણી.
વસ્તુને શું જાણે વ્યાકરણી.

કવિતા રસમન્દિરમાં ભાષા શુદ્ધિના શોધનારને દયારામભાઇ આથીએ અધિક શું કહે? તેઓના માટે આટલુંજ બસ છે.

કવિવરનું જીવન અગાધ છે. તેમનો જ્ઞાનભંડાર વિશાળ છે તેમ તેમની ભક્તિ ભાવનાઓ પણ અગમ્ય છે. ભક્ત કવિવરપર તે મહા ગુજરાતના ટાગોર કવિશ્રી ન્હાનાલાલભાઇના શબ્દમાંજ કહીશ કે-

"દયારામભાઇયે ગુજરાતની પૂર્ણિમાના રસચન્દ્ર" અહા? તેમનું આજ આધિદૈવિક ભક્તિમય જીવન છે. આજ ભક્તિમયી એમની સાધના છે.

અન્તે એટલુંજ કહીશ કે કવિવરની જન્મભૂમી, કવિવરની જનની, અને કવિવરના જનક તેમના જન્મથી ધન્ય છે, કે જેમણે આવા કવિ શ્રેષ્ઠ ભક્તને જન્મ આપી સમગ્ર ગુજરાત નહિ પરન્તુ સમગ્ર ભારતવર્ષને શોભાવ્યો છે, દીપાવ્યો છે, અને ગૌરવાંકિત કર્યો છે.

इत्यलम्

# દયારામ કેવલ કવિ કે ભક્ત?

( ગુજરાતી પત્રમાંથી )

---

## મુખ્ય વ્યાખ્યાતા રા. શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી, એ. નું વ્યાખ્યાન.

( તા૦ ૨૨–૯–૨૯ ને રવિવારે સાંજે ૫ાા વાગ્યે મુંબાઇના ગુજરાત મંડળે ભક્ત કવિ શ્રી દયારામની જયન્તી દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીના પ્રમુખપદે ઉજવી હતી. તે પ્રસંગે પ્રમુખશ્રીએ જે પ્રાસંગિક વચનો ઉચ્ચાર્યાં હતાં તે તથા મુખ્ય વ્યાખ્યાતા સાક્ષર શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા. બી. એ. એમણે જે મનનીય વ્યાખ્યાન આપ્યું હતું તે નીચે પ્રમાણે છે.

## પ્રમુખ શ્રી દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીનો પ્રસ્તાવ.

દયારામ ગુજરાતના મહાકવિ હતા.

દયારામ ગરબીઓને લીધે, લોકપ્રિય ગરબીઓને લીધે ગુજરાતી સ્ત્રી વર્ગના માનીતા અને તેથી લોકપ્રિય કવિ હતા.

ગરબીઓને લીધે એને પ્રણયકવિ કહે છે. અને તેમ કરી એમને ઉતારી પાડવામાં આવતા હોય તો ગરબીઓ તો એના કાવ્યભંડારનો ઘણોજ થોડો ભાગ છે. અને તેટલા ઉપરથીજ એમની વિરૂદ્ધ મત બાંધવો જોઇએ નહિ.

ફારસી કાવ્ય સાહિત્યમાં એ હાફેઝને મળતા આવે છે. પરંતુ ગરબીઓના જ ધોરણ પરથી એમની કિમ્મત આંકવી હોય તો એ શેખ સાદીને વધારે મળતા આવે છે. શેખસાદી દુનીઆના પ્રખ્યાત કવિઓમાંનો એક છે. એણે ગુલેસ્તાના પંદનામે, બોસ્તાન વગેરે જાણીતાં નીતિ વિષયક પુસ્તકો લખ્યાં છે, તેમજ ખબીસાત નામે કેટલીક ઉઘાડા શૃંગારની વાર્તાઓનું પણ એક પુસ્તક એણે ફારસીમાં રચ્યું છે, જે શિષ્ટ મંડળી સમક્ષ વાંચી શકાય નહિ, પરંતુ એની તુલના દુનીઆમાં એની ખબીસાતને લીધે થતી નથી, પણ એના ગુલેસ્તાનથી થાય છે. દયારામની ગરબીઓમાં ઘણે ઠેકાણે ઉઘાડો શૃંગાર જોવામાં આવે છે, અને તેમાં ઘણી વાતો જાણે અનુભવસિદ્ધ હોય એવી રીતે મુકાએલી છે. દાખલા તરીકે

(૧) ગોળ પોતાને ખૂણે ખાઇએ, કરીએ દીઠો અદીઠોજી.
પ્રગટ કરી બજારે બેઠાં શું, લાગે છે અતિ મીઠો.

(૨) પ્રેમરસ પ્યાલો પીવા ને પાવા,
જોબન તુરીને પલાણવા,
આવોજી મારે ઘેર માણવા

(૩) મધરાતે રે મંદિરીએ મુજ આવો,
કાંઈ લો લાખેણો લ્હાવો.

આમાં ઉઘાડી વાતો કહી છે; અને તેનો ખુલાસો એમ કરવામાં આવે છે કે એ તો દિવ્ય શૃંગાર છે. ભાગવત પુરાણો વગેરેમાં જણાવેલી એવીજ હકીકતના ધોરણ પર એ ગરબીઓનું રહસ્ય પણ સમજવાનું છે. શૃંગાર તો સહજાનંદી કવિઓમાં પણ જોવામાં આવે છે. પણ તે મર્યાદિત છે. પ્રીતની રીત નરસિંહ મહેતા અને મીરાંબાઇએ પણ ગાઇ છે, અને તેમાં કોઈ વાંધો લેતું નથી.

દયારામના જીવન વિષે હજુ સંશોધન કરવાનું ઘણું બાકી રહ્યું છે. દયારામના ગુજરાતના સમર્થ વિદ્વાનોની એક પરંપરાને આકર્ષી છે. કવિ નર્મદાશંકર, સ્વ, ઇચ્છારામ દેસાઇ. રા. હરગોવિંદદાસભાઇ કાંટાવાળા, દિ. બા. કેશવલાલભાઇ, રા. નરસિંહરાવ દીવેટીઆ, સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી, એવા જાણીતા સાક્ષરોએ દયારામ વિષે ઘણું લખ્યું છે, વિવેચન કર્યું છે, ઘણું સંશોધન કર્યું છે. કવિના જીવનના પ્રસંગોની સત્તાવાર રીતે કેમ ખાત્રી કરવી તેનો રસ્તો, ગયે વરસે દિ. બા. કેશવલાલભાઇએ અત્રે "શ્રી ગુજરાતી ફાર્બસ સભા" સભા તરફથી "દયારામ વિષે કાંઇક" એ નામથી ભાષણ આપેલું તેમાં બતાવ્યો હતો, અને દિ. બ. કેશવલાલભાઇએ તેમ કરતાં દયારામનાં પોતાનાં કાવ્યોમાંથીજ એના જીવનના કેટલાક જાણીતા પ્રસંગો સંબંધી એના પોતાના ઉલ્લેખો ટાંકી, તે ઉપર પૂરતું અજવાળું પાડયું હતું. તે વખતે તો દિ. બ. કેશવલાલભાઇએ ઘણું ટુંકામાં પતાવ્યું હતું. પરંતુ એમની પાસે એ સંબંધી ઘણી સામગ્રી તૈયાર પડેલી છે. અને બીજા સંશોધકને પણ એજ રસ્તો લેવો સુગમ થઇ પડશે, એમ લાગે છે.

આજના ભાષણ કર્તાઓમાંથી એકને વિષે માત્ર એટલુંજ જણાવીશ કે દયારામમાં સ્વાભાવિક સુગંધ તો છેજ અને નર્મદાશંકર ભાઇ જે જે વસ્તુને અડકે છે તેને સોનું બનાવી દે છે. એટલે એમનું ભાષણ સાંભળી આપણે આજે સોનું અને સુગંધ બન્નેનો યોગ અનુભવીશું એ નિર્વિવાદ છે.

## સા. શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતાનું વ્યાખ્યાન.

તે પછી મુખ્ય વ્યાખ્યાતા સા. શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતાએ નીચેનું વ્યાખ્યાન કર્યું હતું.

## (૧) પોતાનો અધિકાર.

ગુર્જર ભૂમિના મધ્યકાલીન છેલ્લા કવિ શ્રી દયારામભાઇના સબંધમાં મને વ્યાખ્યાન આપવાનું કહેવામાં આવ્યું ત્યારે મેં તે બાબત મારો અધિકાર કેટલો છે તેનો વિચાર કર્યો. દયારામની કૃતિઓ પ્રતિ મારી આદર બુદ્ધિ છેક બાળપણાથી છે હું જો કે કવિ નથી તો પણ ઉત્તમ કવિઓનાં કાવ્યોને સહૃદયતાથી વાંચું છું; હું જો કે ભકત નથી, તો પણ ઉત્તમ ભગવદ્‌ભકતોને ભજન સમયે અખંડ પ્રેમાશ્રુની ધારવડે ભીંજાયેલા મેં જોયા છે, અને મારા પોતાના હૃદયમાં તેવા ભાવોના તરંગો તેવા ભક્તજનોનાં ભજનોથી અથડાવાથી હું કંઇક પ્રેમાળ પણ છું; હું તત્ત્વજ્ઞાની નથી, પરંતુ સમર્થ તત્ત્વજ્ઞો પાસે સંતવાસીપણું કરી મેં તીવ્ર જીજ્ઞાસા કેળવી છે. સાથે કવિ દયારામભાઈ સંબંધમાં હું કંઇ કહું તો કેવલ અનધિકારી તરીકે બોલું છું, એવો ભય રાખવાનું મારે કંઇ કારણ નથી.

## (૨) કવિ દયારામ સંબંધી ૩૦-૩૭ વર્ષ પરની સાઠોદરી નાતની માન્યતા.

કવિ દયારામ સંબંધમાં અમારી સાઠોદરી નાતમાં સને ૧૮૮૨ ૧૮૮૮ સુધીમાં કેવી માન્યતા હતી, તે પહેલાં જણાવીશ.

"ડુંગરા દૂરથી રળીઆમણા"—એ કહેવત પ્રમાણે જેઓએ દયારામભાઇના સંબંધમાં તેમના ક્ષરદેહના સંબંધમાં વધારે નજીકના સમયના ભણકારા અને કર્ણોપકર્ણ વાતો સાંભળી દયારામને વિકૃત ચિતર્યા છે, તેના કરતાં તેમના **અક્ષરદેહના** સ્વરૂપને સમજી જાણનાર, લગભગ એક પેઢી પછીના તે કવિવરની રમણીયતાને **उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा**—એ પંક્તિને સાર્થક કરનાર,

નડીઆદના દયારામનીજ જ્ઞાતિના રસિક અને મસ્ત કવિ બાલના નિકટ સહવાસમાં હું ઉછર્યો છું. મારૂં બાળપણ અને યૌવનનો આરંભ ઘણે ભાગે એ કવિના કુટુંબમાંજ વ્યતીત થયાં છે. કવિ બાળનો જન્મ કવિ દયારામના વૈકુંઠવાસ પછી ઘણું કરીને પાંચેક વર્ષ પછી થયેલો. કવિબાલે નર્મદાના તટ ઉપર અને મુખ્યત્વે કરીને ચાણોદ, કર્નાળી, જ્યાં દયારામભાઇનું જીવન વ્યતીત થયેલું ત્યાં નિવાસ પણ કરેલો, અને કેમ્પબેલ સાહેબના ગેઝીટીઅર સારૂ કર્નાળીના શિલાલેખોના ઉતારા કરવામાં મદદગાર થવા અર્થે ભરૂચના આસીસ્ટંટ કલેકટરના ક્લાર્ક તરીકે ઉત્સાહથી તેમણે પ્રયત્ન કર્યો હતો. તેઓ કવિ દયારામ સંબંધમાં કેવલ કવિ તરીકે નહિ, પરંતુ ભક્ત તરીકે માન દર્શાવતા. તેઓ પોતે સ્માર્ત કુટુંબમાં જન્મેલા અને સંસ્કાર પામેલા તો પણ જ્યારે "ભારતી ભૂષણ"માં નારદભક્તિ સૂત્ર ઉપર સંજીવિની ટીકા લખતા હતા ત્યારે તેમના પુષ્ટિમાર્ગના એક બાલસ્નેહી *પાસેથી શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તો સમજવામાં કવિ દયારામના રસિક વલ્લભ, પુષ્ટિપથરહસ્ય, ભક્તિ પોષણ વગેરેનો આશ્રય તેઓ લેતા હતા. કવિ બાલ મસ્તકવિ તરીકે સારી રીતે જાણીતા છે. તે કાલના પ્રસિદ્ધ લેખકો અને વિદ્વાનોની ટીકા, તથા મશ્કરી કરવામાં તે લગાર પણ દબાય તેવા ન હતા. તો પણ દયારામભાઇ સંબંધમાં કોઇ પણ પ્રસંગે નમતું બોલ્યા હોય એવું મેં સાંભળ્યું નથી. કવિ બાલતરફથી અને તેમના ઘર પાસે રહેનાર અમારી જ્ઞાતિના મરજાદ

* શ્રી સાકરચંદભાઇ જેમને "સદ્‌ગૃહસ્થ"ના ઉપનામથી સમકાલના લેખકો ઓળખતા હતા.

કુટુંબ× તરફથી કવિ દયારામનું સાહિત્ય કેવળ ગરબીઓનુંજ નથી, પરંતુ ભક્તિના સિદ્ધાંત ગ્રંથોનું પણ છે એવું જાણવામાં આવ્યું.

અમારી જ્ઞાતિમાં તે પ્રસંગે, શુભાશુભ પ્રસંગે નર્મદા તેડાવવાનો એટલે ડભોઇ, ચાણોદ કર્નાળીના સાઠોદરા જ્ઞાતિના બ્રાહ્મણોને તેડાવવાનો રિવાજ બહુ હતો એટલે વર્ષમાં એક બે વાર નર્મદાકાંઠાનું મંડળ આવતું હતું, ત્યારે દયારામભાઇનાં પદો અને ગરબીઓ અમારી જ્ઞાતિની સ્ત્રીઓ નર્મદાનાં પાત્રો પાસેથી શીખી ઉતારી લેતાં હતાં. "સાઠોદરાનું ગાણું અને વડનગરાનું ખાણું"—એ કહેવત પ્રમાણે દયારામની ગરબીઓના અભ્યાસ, ભાડુતી ગાનારી તરફથી સુરત, વડોદરે જેવો થતો, તેવો થતો નહોતો, પરંતુ શિષ્ટ કુટુંબમાં ભક્તિ ભાવથી થતો હતો મારા તે સમયે બાલાશંકરના પિત્રાઇ કુટુંબમાં કૉલેજના અભ્યાસક એક પ્રિય મિત્ર હતા. તેઓને ગણિતનો સારો શોખ હતો, અને કોઇ રસ્તા ઉપર ગવાતાં ગરબામાં તોફાન થયેલું તેથી તથા તે કાળના સુધારાના વાયરામાં શૃંગારના નામથી ભડકનારા યુવકો પૈકીના તે હતા. તેમનાં પત્નીને દયારામનાં કાવ્યોનો અદ્દભુત મોહ હતો, અને ગણિતમાં તેઓ તે જમાનાના નિયમ પ્રમાણે નિશાળમાં ચાર ચોપડી ભણી ઉઠી ગયેલાં તેથી કાચાં હતાં. કવિ બાળે ધાતુ ગાળવાનું નવું કારખાનું કાઢેલું. અને નવું વિશાળ મકાન બંધાવેલું, તેમાં વાસ્તુ કરવાના પ્રસંગે દયારામભાઇનાં ગીતો ગવડાવી નાતની સ્ત્રીઓમાં નવા પાત્રોની લ્હાણી કરવાની મારાં મામામામીની ઇચ્છા થઇ હતી; તેમાં મારાં મિત્રપત્ની આવે તે સારૂ મને મારા મિત્ર પાસે મોકલેલો. તે પ્રસંગે વિચિત્ર સંજોગોમાં ગરબામાં શિષ્ટ

---

× ખુશાલભાઇ અને રેવાકાકી (સ્વર્ગસ્થ થઇ ગયાં છે.)

રીતે આપણા કુટુમ્બમાં ગવાનું છે એમ સમજાવી અંકગણિતના હિસાબ ગણતાં, તે બહેનને છોડાવી લાવેલો. તેમાં શરત એ હતી કે મારા મિત્રે તે ગરબાના પ્રસંગે આવવું અને મારી સાથે બેસવું. કવિ બાલની રસિકવૃત્તિને પોષે એવાં મારાં મામીએ પરમ વૈષ્ણવી દબદબા વડે વચમાં બંસીધર કૃષ્ણની છબી મૂકી ધૂપ, દીપ વગેરે અર્ચન સાથે અને પ્રત્યેક સ્રીને ફૂલ હાર, ગજરા, અત્તર વગેરેથી શણગારી ગરબાની રચના રચી હતી. મારાં મિત્રપત્નીએ કૃષ્ણમૂર્તિ પ્રતિ ધારણ બાંધી ગરબાને ઉપાડયા અને "કામણ દીસે અલબેલા તારી આંખમાં રે"–એ ગરબી ગાયા પછી સઘળું વાતાવરણ સ્તબ્ધ થઇ ગયું. સાંભળનારા પણ કૃષ્ણની ભાવમય મૂર્તિને જાણે જોતા હોય એવા થઇ ગયા. લ્હાણી પૂરી થઇ, અને મારા મિત્રને મેં કહ્યું કે "ભાઇ ! અહીં તમારી ગણિતની કિંમત છે કે અમારાં ચંદાબહેનના ભક્તિભાવના સંગીતની કિંમત છે ? મરજાદી કુટુંબનાં એક પ્રૌઢ સ્રીએ બહેન ચંદાને છાતી સરસી લઇ કહ્યું" કે "બહેન, દયારામ જીવતો હોય તો તે તારા ગાવા વડે ગાંડો થાય."‡ તે કામના આ પ્રસંગને હું ચિતરૂં છું તે એવા હેતુથી કે અમારી જ્ઞાતિમાં દયારામના વૈકુંઠવાસ પછી ત્રીસ વર્ષના ગાળામાં દયારામ પ્રતિ હલકો ભાવ

---

‡ આ મારા પવિત્ર વિદ્વાન્ મિત્ર ગોપાળ અને તેમનાં કોમળ હૃદયનાં રસિક પત્ની ચંદાગૌરીના દેહ પડયાને ઘણાં વર્ષ થઇ ગયાં. તે બહેન સૌભાગ્ય સાથે ભગવચ્છરણ થયાં હતાં. નાનો પુત્ર મૂકેલો તે હાલ આફ્રીકામાં જીવન ગાળે છે. આ પ્રસંગ તે જાણે તો કવિ કાઉપરે માતાની છબી પ્રથમ જોતાં વેંત જે ભાવ કાવ્યના રૂપમાં ર્ચ્યા હતા તેવા ભાવથી તે ભીંજાયા વિના ના રહે.

નહતો, દયારામ જો કેવળલંપટ હોય તો આ ભાવચિત્ર અમારી જ્ઞાતિમાં ક્ષણભર પણ ટકે નહિ. કવિ દયારામના જીવન ઉપર મલિનતાનો રાહુનો ગ્રાસ જે કવિ નર્મદ વગેરેના એક તરફી મેળવાયેલાં સાધનોથી લાગેલો તે હવે ઘણેભાગે વિશેષ સાહિત્યની સામગ્રી વડે છૂટતો જાય છે.

## (૩) દયારામના જીવનને લગતા અભિપ્રાયોની ત્રણ કાળમર્યાદા

સને ૧૮૬૫ થી અને ૧૮૯૯ સુધીના લેખકોએ કર્ણોપકર્ણી હકીકત ઉપરથી માની લીધું કે દયારામનું જીવન ભ્રષ્ટ હતું. તે સમયે વિશેષ પરીક્ષા કરવાનાં સાધનો હતાં નહિ.

ત્યાર પછીના ચૌદ પંદર વર્ષમાં દિવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ તથા આપણા વિદ્વાન્ પ્રમુખ દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી, રા. જોશીપુરા વગેરે લેખકોએ તટસ્થ વૃત્તિ વડે દયારામના સંબંધમાં અભિપ્રાય આપ્યા. ત્યાર પછીનાં ચૌદ પંદર વર્ષમાં શ્રી દયારામભાઇના પ્રત્યક્ષ શિષ્યના પુત્ર તથા તેમના મિત્રમંડળ તરફથી કવિ દયારામનું સાહિત્ય ઘણા શ્રમે ભેગું કરી સને ૧૯૧૪ થી સને ૧૯૨૯ સુધીમાં પ્રસિદ્ધ થયું છે. અને હાલ આપણી પાસે " દયારામકૃત કાવ્ય મણિમાલા " ના પાંચ વિભાગ પ્રકટ થયા છે. " દયારામ કાવ્યસુધા "ના પ્રકાશક રા. પ્રાણશંકર વૈજનાથ વ્યાસ તરફથી પણ ગરબીઓ ઉપરાંતનું વિપુલ સાહિત્ય હાથ લાગ્યું છે. તેમના જીવન ચરિત્રના લેખક રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળે પણ સમભાવે તેમનું ચરિત્ર આ લેખ્યું છે. આ સર્વ સાધનોના અવલોકનથી સહજ સમજાય એમ છે કે કવિ દયારામ પુષ્ટિસંપ્રદાયના વૈષ્ણવ ભક્ત છે, અને તેમનાં કાવ્યોમાં

જે શૃંગારરસ છે તે લૌકિક રતિ નથી, પરંતુ શ્રીકૃષ્ણના આલંબનવિભાવ ઉપર રચાયેલી માધુર્યભક્તિ છે. આ ભક્તિરસ દયારામની પ્રાણનાડીમાં વહે છે, અને તે કંઇ માત્ર વૈખરી વાણીમાં શૃંગારના રૂપમાં વહે છે એમ નથી. દયારામ ભગવદીય પુરૂષ છે. આ મુદ્દો સ્વર્ગસ્થ વિદ્વદ્વર મૂળચંદ તેલીવાળાએ સારી રીતે ચર્ચ્યો છે. પરંતુ સાંપ્રદાયિક અભિપ્રાય વિચારકવર્ગને આ જમાનામાં માન્ય થઇ પડતો નથી. સ્વર્ગસ્થ તેલીવાળા પુષ્ટિસંપ્રદાયના નિપુણ વિદ્વાન્ હતા, અને તેમની વિવેચન શક્તિ પણ ઘણી સારી હતી. શાસ્ત્રી વસંતરામ પણ દયારામમાં ભક્તભાવ સાબીત કરે છે.

## (૪) દયારામના ઉત્તમ કવિત્વ સંબંધમાં સર્વનું ઐક્ય.

દયારામભાઇની કાવ્યશક્તિ સંબંધમાં સર્વપક્ષ એકમતજ ધરાવે છે. તેમની નૈતિક બાજુમાં કલંક જોનારા પણ તેમની નિસર્ગ પ્રતિભા અને મધુર કાવ્યની સર્જનશક્તિ બાબતમાં મુક્તકંઠે પ્રશંસા કરે છે. આપણા વર્તમાન યુગના માનનીય કવિ નાનાલાલભાઇ પણ "ગુજરાતના નર નારની પરમવંદના આ પ્રાચીનતાનાં મોતી વર્ષતા છેલ્લા રસમેઘને"—એ પ્રકારે વંદના કરવામાં અગ્રેસર થાય છે. આ 'રસ મેઘ'ને વંદન કરવામાં આપણા ગુજરાતના નવરંગી સાહિત્યના વર્તમાન યુગપ્રવર્તક કનૈયાલાલ મુનશી પણ જોડાય છે, તેમનો અભિપ્રાય દયારામના કવિત્વને જ સુવર્ણાક્ષરે આંકનારો છેઃ—

"ભાષાની સંસ્કારિતા, સમૃદ્ધિ કે સંગીતમાં, ઉર્મિઓની સચોટતા કે તરવરાટમાં, ભાવવૈવિધ્યની રંગબેરંગી ચમકમાં હૃદયંગમ શબ્દમાધુર્યની મોહિનીમાં, પ્રણયના તલસાટની તીવ્રતામાં કોઇ કથનકાર ગુજરાતના સાહિત્યના ઇતિહાસમાં તેને સ્પર્શી શક્યો નથી.

નરસિંહ મહેતા સિવાય—અને તે પણ એને નામે ચઢેલી ચાતુરી બત્રીશી કે સહસ્રપદી એનાં ગણીએ તો—પ્રણયગાન ગાનારો ગુજરાતે એને એકને જ પેદા કર્યો.”

## (૫) 'દયારામમાં શુદ્ધ ભક્તિ નથી' એવો આક્ષેપ.

પરંતુ દયારામ ભક્ત નથી, પણ તેના જમાનાના બલને લઇ તેને “ભક્ત થવું પડયું” એવો આક્ષેપ શ્રી કનૈયાલાલ મૂકે છે. આ આક્ષેપ કેટલા અંશમાં સત્ય છે એ વિચારવાનું છે. દયારામમાં સાચી ભક્તિ હતી કે કેમ, અથવા તો તે લૌકિક શૃંગારરસને ભક્તિના શાબ્દિક છદ્મમાં પ્રણયકવિ તરીકે વહેવડાવે છે કે કેમ? એ જોતાં દયારામ કવિ છે, પણ ભક્ત નથી, એટલુંજ જો પ્રતિપાદન થતું હોય તો માત્ર વિચારભેદ જ કહેવાય. પરંતુ તે વાસ્તવ ભક્ત નહિ છતાં કવિની ગણના અથવા પ્રતિષ્ઠા મેળવવામાં ભક્તિની શૃંગારમયી વાણીની ચમત્કૃતિ તેણે સેવી છે. આ આક્ષેપ મને તો સાહસ કર્યા જેવો લાગે છે. સર્વ ધંધામાં સાહસ થાય છે, સાહિત્યમાં પણ આપણે સાહસ કરી અભિપ્રાય આપીએ. દરેક વ્યવહારમાં સાહસ ખેડાય છે. ગૃહતંત્રમાં, સમાજતંત્રમાં રાજ્યતંત્રમાં, વેપાર ધંધામાં સાહસ થાય છે. ઉત્તમ કાર્યની સિદ્ધિ સાહસ ગુણ વિના થતી નથી, પરંતુ જ્યાં સાહસ કરનારા લોકમાં પ્રતિષ્ઠાવાળા હોય ત્યાં સાહસ કરનારની જવાબદારી ભારે છે. વિમાનમાં ઉડવાનું શિખનાર સાહસ કરે તેમાં ધન્યવાદ સર્વ આપે, પરંતુ બીજા મુસાફરોને તે સાથે લઇ ઉડવાનું સાહસ કરે, તો તે ભયંકર ગણાય.

## (૬) વિચારણીય પ્રશ્નત્રયી.

પ્રણયી કોને કહેવો, ભક્ત કોને કહેવો, અને પ્રણયી પણ ભક્ત હોઇ શકે કે નહિ આ ત્રણ પ્રશ્નો અત્ર ઉભા થાય છે.

વિજાતીય વ્યક્તિ પ્રતિની પશુભાવમાંથી છૂટેલી અને મનુષ્યભાવમાં આવેલી રતિને પ્રણય સંજ્ઞા સામાન્ય રીતે અપાય છે, જે કવિ આવી રતિના સ્થાયી ભાવને વિભાવ, અનુભાવ, અને સંચારી ભાવ વડે કાવ્યકલા વડે સહૃદયના અનુભવમાં રસરૂપે ઉતારી શકે તે પ્રણયકવિ. પ્રણયકવિની રતિનું આલંબન સત્ય હોય અથવા કાલ્પનિક પણ હોઇ શકે. આવા પ્રણયકવિને નીતિના આદર્શ વડે તપાસાય જ નહિ. કવિની પરીક્ષા કાવ્યમીમાંસાના ધોરણે થાય, કંઇ ધર્મશાસ્ત્ર અથવા નીતિશાસ્ત્રથી થાય નહિ કાવ્યના રસાસ્વાદમાં કવિનું પોતાનું અંગત જીવન કેવું હતું તે-પ્રશ્ન અસ્થાને ગણાય.

પરંતુ ભક્તિરસમાં વસ્તુસ્થિતિ જૂદા પ્રકારની છે. ભક્ત સંસારના રસનો અનુભવી હોઇ શકે છે. સંસારના રસને વિષયો તરીકે ભોગવનાર અને પામર ભૂલોકમાંથી ઉંચે આવેલો મનુષ્ય એ રસના આલંબનને જો પરમેશ્વર રૂપે સ્થાપી શકે છે તો તે લૌકિક પતિનું રૂપ બદલી અલૌકિક ભક્તિના રૂપમાં પરિણમે છે. પૃથ્વીની માટીમાં આળોટતો કીડો કોશેટામાં લપટાઇ જેમ સુંદર પતંગનું રૂપ પકડે છે; જેમ પંકમાંથી એટલે કીચડમાંથી ઉત્પન્ન થયેલું કમળ જળ ઉપર તરતુંજ રહે છે, અને કીચડના સંગમાં રહેતું જ નથી; તેમ ભક્તચિત્ત લૌકિક રસમાંથી વિમુખ થઇ, ભગવદ્ભાવમાં જ્યારે મુગ્ધ થઇ, તન્મય થાય છે ત્યારે તેના સ્થાયીભાવનું આલંબન પલટાતાં સામાન્ય મનુષ્ય પછી તે કવિ હોય યા ના હોય, દાંપત્યપ્રેમનો અનુભવી હોય કે અમર્યાદ ઉન્મત પ્રેમનો રસિક હોય-તોપણ ભક્તમાં રુપાંતર પામે છે.

ભક્તિશાસ્ત્રમાં પરમેશ્વર વિષયનો પ્રેમ જ ભક્તિ તરીકે ગણાયો છે. આ વસ્તુનો સ્વીકાર શ્રી કનૈયાલાલ મુનશી પણ " ભક્તિ અને ગુજરાતી સાહિત્ય"ના પહેલા પ્રકરણમાં કરે છે. પરંતુ આ પ્રેમનાં

અનેક રૂપો કેવાં થાય છે, અને તે પ્રત્યક્ષ રૂપમાં અસાધારણ કારણ તરીકે શું શું હોવું જોઇએ એ નિર્ણય તેમણે કર્યો જણાતો નથી. પ્રેમ મનુષ્ય ચિત્તનો સ્વભાવ ધર્મ હોવાથી, અને પરમેશ્વર એ આપણો સત્ય અંતર્યામી આત્મા હોવાથી, તથા તે વસ્તુ આનંદ સ્વભાવ હોવાથી ભક્તિ શાસ્ત્રમાં તે પ્રેમની ખીલવણીને મુખ્ય સાધન માન્યું છે; જ્યારે તેજ પરમેશ્વરના ચૈતન્ય સ્વભાવને પ્રાધાન્ય આપી, જ્ઞાન શાસ્ત્રમાં પ્રજ્ઞાના અથવા બુદ્ધિના વૈશદ્યને મુખ્ય સાધન માન્યું છે. જ્ઞાનશાસ્ત્રમાં પણ ભક્તિની સાધન તરીકે તો ગણના કરવામાં આવી છે, એટલુંજ નહિ પણઃ—

ज्ञानसाधनसामग्र्यां भक्तिरेव गरीयसी*

જ્ઞાન સાધન સામગ્રીમાં ભક્તિને મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે, અને ઉપાસનાને ગૌણ માનવામાં આવી છે.

મનુષ્યમાં જેટલો પ્રેમ સુગમતાથી કેળવાય છે, તેટલી પ્રજ્ઞા કેળવાતી નથી. આ કારણથી ભક્તિને સુગમ સાધન માનવામાં આવે છે. વળી કર્મ-ઉપાસનામાં વર્ણાશ્રમ વગેરે લૌકિક અને શાસ્ત્રીય પ્રતિબંધો હોય છે; ભક્તિમાં તેવા કોઇ પણ પ્રતિબંધ હોતા નથી, તેથી પણ ભક્તિને ચઢીયાતું સાધન માનવામાં આવે† છે. સર્વ સામાન્ય હક્ક તરીકે ભક્તિને સ્થાપવાને લીધેજ બ્રાહ્મણાદિ વર્ણના નહિ છતાં અંત્યજાદિ વર્ગના ભક્તોજનોને હિંદુ ધર્મમાં સન્માન મળે છે. હિંદુ ધર્મની મહત્તા અને વ્યાપનશીલતા આ ભક્તિમાંજ સમાયેલી છે.

---

* જુઓ શંકરાચાર્યનો 'વિવેકચૂડામણિ.'

† જુઓ અંગિરા મુનિની દૈવી મીમાંસાઃ—

अंत्यजयोनिरप्यधिक्रियते पारंपर्यात् सामान्यम् ॥ ३६

विधिनिषेधाग चरत्वमनुभवात् ॥ ३७ ॥

આ મનુષ્યોને અનુભવાતો સ્વભાવિક પ્રેમ પણ ભાવમાંથી પલટાઇ વિદગ્ધભાવમાં આવે તેટલા સારૂં ભક્તિમાર્ગમાં તેનાં મુખ્ય સેવ્ય રૂપો ચાર પ્રતિપાદન કરવામાં આવ્યાં છે; (૧) પરમેશ્વર પૂજ્ય મોટા પિતા જેવા છે, અને આપણે પૂજક પુત્ર જેવા છીએ—આવા ભાવને ખીલવવા વડે પરમેશ્વર સાથે ભક્ત દાસ્ય ભક્તિથી જોડાય છે; (૨) પરમેશ્વર મારા સમાન સુખદુ:ખના સાથી છે, અને મારી પાસે અખંડ રહેનારા મિત્ર છે—એવા ભાવથી પ્રેમ ખીલવવામાં આવે તો તે સખ્ય ભક્તિ કહેવાય છે; (૩) પરમેશ્વર મારા નાનકડા બાળક છે, અને હું તેની પાલક માતા છું અથવા પિતા છું—એવા ભાવથી પણ પ્રભુને સેવાય છે તો તેમાં વાત્સલ્ય ભક્તિ ઉદય પામે છે; અને (૪) પરમેશ્વર અને હું જીવાત્મા-પતિપત્નીરૂપ છીએ-સમાન રસમાં સમભાવે ડૂબેલાં છીએ એવા ભાવને ખીલવવામાં આવે-પછી તે દાંપત્યપ્રેમ વડે અથવા ઉદાર પ્રેમ વડે ખીલે તો તે વડે માધુર્ય ભક્તિ દૃઢ થાય છે. આ ઉપરાંત ઊર્મિની તાણાતાણ વિનાનો—અવસ્થાદિ ભેદો થયા છતાં બીલકુલ વિરસ નહિ થનારો સ્થિર પ્રેમપ્રવાહ જ્ઞાનીનો પરમેશ્વર સંબંધી હોય છે તેને શાન્ત રસ પણ કહે છે આમાં પણ પ્રેમ હોય છે. પરંતુ તે શાન્ત પ્રવાહી હોય છે, તે અનુભવવડે જ સમજાય છે; અભિનય વડે જેવાં જોઇએ તેવો તેનો અન્ય પ્રેક્ષકને રસાસ્વાદ થતો નથી.

આ સર્વ પ્રકારની ભક્તિનાં રૂપોમાં પુષ્ટિ સંપ્રદાયવાળા શુદ્ધાદ્વૈત મતમાં માધુર્ય ભક્તિને મુખ્ય સ્થાન આપવામાં આવે છે, જ્યારે ઇતર વૈષ્ણવ સંપ્રદાયમાં દાસત્વ, સખ્યત્વ, વાત્સલ્યને પણ સ્થાન આપવામાં આવે છે, એમ કહેવામાં આવે છે કે ગોપિકાએ આ સર્વ ભાવો કેળવ્યા હતા, છતાં છેવટની તેમની ભક્તિનિષ્ઠા માધુર્યપ્રેમમાં

બંધાઇ હતી. ભક્તિશાસ્ત્રની દૃષ્ટિએ વિષ્ણુ, શિવ, વગેરે ગમે તે આલંબનમાં ઇશ્વરની ભક્તિ થઇ શકે છે. પરંતુ જે આલંબન લેવામાં આવે તેમાં ઐકાંતિક નિષ્ઠા બંધાવી જોઇએ તેવી નિષ્ઠા બંધાયાં પછી ઇતર આલંબનમાં ભક્તિ કરનારની તે પુરૂષ વાસ્તવ કિંમત આંકી શકે છે. આ વાસ્તવ કિંમત આંકવામાં જ્ઞાન અને વૈરાગ્ય સમબળે કેળવ્યાં હોય છે તો મોટી મદદ થઇ શકે છે.

ભક્તિના ઉપરના સર્વ પ્રકારોમાં બે મુખ્ય સિદ્ધાંત હોય છે. ભજનીય પરમેશ્વર પરમસત્ય પદાર્થ છે, અને તેનાં અમુક રૂપ, ગુણ અર્થે કર્મમાં ભક્તને પ્રીતિ હોય તો તે રૂપ, ગુણ અને કર્મ સહિત પરમેશ્વરનો આવિર્ભાવ થાય છે, અને તે ભક્ત પોતે અનુભવી શકે છે; (૨) ગમે તે ભાવમાં પણ ભજનીય પ્રભુના કોઇ કોઇ રૂપ, ગુણ અને અંશમાં માહાત્મ્યનું ભાન ભક્તને હોય છે, એટલે તેના અલૌકિક ધર્મનું ન્યૂનાધિક અંશે જ્ઞાન હોય છે.

પરમેશ્વર મિત્ર તરીકે ભજાય; પણ ભક્તના મનમાં તેના જેવો બીજો કોઇ મિત્ર નથી એ અભ્યુપગમ એટલે સ્વીકાર હોય છે; અર્જુનને તેવો અનુભવ થવા ઉપરથી નરનારાયણી મૈત્રી બંધાઈ હતી. પરમેશ્વર સેવ્ય હોય તો તેના જેવો બીજો કોઇ સેવ્ય નથી એવા નિશ્ચયને લીધે દાસ ભક્ત કદિ પણ સંસારી મનુષ્ય પ્રતિ પછી જે ગમે તેવા વૈભવવાળો હોય, તોપણ દાસત્વ નહિ દેખાડે—હનુમાન આવા આદર્શ દાસભક્ત હતા. પરમેશ્વર બાલકભાવે ભજાય તો પણ યશોદાને તેના પુત્રનાં મુખમાં કાંઇ વિલક્ષણ ચમત્કાર દેખાવાથી આ મારૂં બાલક અલૌકિક છે એ ભાવ દૃઢ હતો અને ત્યારેજ વાત્સલ્ય પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું. તેવીજ રીતે માધુર્ય ભક્તિનાં પરમ આદર્શ

વ્રજ દેવીઓને પણ કૃષ્ણને ઉપપતિ તરીકે જાણ્યા છતાં કૃષ્ણના વિલોપ સમયે ગવાયેલા ગોપિકા ગીતમાં:—

न खलु गोपिकानंदनो भवानखिलदेहिनामन्तरात्मदृक् " તમે ગોપિકાના આનંદ આપનારા છો એમ નથી, પરંતુ સઘળાં પ્રાણીઓના અંતઃસાક્ષી છો "—એવો અનુભવ ઉઘડયો હતો. આ માહાત્મ્યજ્ઞાનને લીધેજ ગોપિકાની ભક્તિ જેમાં સર્વભાવો અંતર્ગત થયા હતા તે પરમ આકર્ષક ભક્તિ તરીકે આપણા શિષ્ટ સાહિત્યમાં પેશી ગઇ છે.

પરમેશ્વરનું પરમ સત્યત્વ અને તેના કોઈ કોઇ ગુણધર્મનું મહાત્મ્યજ્ઞાન તેમના પ્રતિના પ્રેમ અથવા રતિમાં મૂળથી જ્યારે પેસે છે ત્યારેજ તે પ્રેમ અથવા રતિ ભક્તિ ગણાય છે; આમાંનો એક પણ અંશ ન હોય તો તે માત્ર પ્રણય અથવા રતિ જ ગણાય, પણ ભક્તિ ન ગણાય.×

આ ધોરણ વડે આપણે હવે તપાસવાનું છે કે દયારામ જે રસનું ગાન ગાય છે તેમાં લૌકિક સ્ત્રી—પુરૂષની રતિ છે કે અલૌકિક પુરુષોત્તમ અથવા નટવરમાં તેનો સખીભાવ છે ? દયારામના સઘળા સાહિત્યમાં કૃષ્ણ વિના અન્ય વસ્તુ બીજી જણાતી નથી. કૃષ્ણ પોતાના પ્રિયતમ છે, અને પોતે તેની વરયેલી સખી છે—એ ભાવ ઉપર જ તેના કાવ્યનો આત્મા આવેલો જણાય છે. પુષ્ટિસંપ્રદાયના આ સિદ્ધાંતમાં પેઠેલા "સખીભાવ"માં સ્ત્રૈણનો અંશ મુનશીજીને જણાય છે. તેઓ વિવેચન કરતાં છેવટે નીચે પ્રમાણે અભિપ્રાય આપે છે:—

---

× જુઓ નારદ ભક્તિસૂત્રોઃ—

यथा व्रजगोपिकानाम् न तत्रापि माहात्म्यज्ञानविस्मृत्यपवादः

" દયારામ પોતાને ભક્ત માનવા લાગ્યો, ભક્તની વાણી બોલવા લાગ્યો, સખીભાવ કેળવવા લાગ્યો.

× × × ×

" ગોપી ગોવિંદની ગત ન્યારી, શું જાણે સંસારી રે ".

" પણ આ બધામાં શુદ્ધ ભક્તિનો ધ્વનિ નથી; શુદ્ધ ભક્ત સખીભાવ કેળવે છે, સજીવન સ્ત્રી તરફ અણગમો કેળવે છે; વિજાતિને યોગ્ય એવો પ્રણય કાલ્પનિક પ્રભુ પર ઢાલવે છે. નરસિંહ મહેતો કાલ્પનિક રાધાને પૂજ્ય લેખે, પણ સ્ત્રીને જંજાળ લેખે છે; ચૈતન્ય પોતે રાધા ભાવ અનુભવે છે, પણ ખરી સ્ત્રી તરફ દૃષ્ટિ કરતો નથી. **ભક્તિ એટલે પ્રણયને તેના સ્વભાવિક પાત્ર સ્ત્રી પરથી લઇ કાલ્પનિક પ્રભુપર ઠેરવવાથી તેનું થયેલું પરિવર્તન.** દયારામ માનવી છે. ભક્ત નથી: તે પ્રણયને તેના સ્વભાવિક વિષય પરથી ખસેડી શકતો નથી. ભકતોની વાણીને વશ થઇ તેને ખસેડવાનો પ્રયત્ન કરે છે પણ સફલ થતો નથી...."

આ અવતરણમાં એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે:-શુદ્ધ ભક્ત સજીવ સ્ત્રી તરફ અણગમો કેળવે છે, જેમકે નરસિંહ મહેતો; દયારામ સ્વાભાવિક વિષય એટલે સ્ત્રી ઉપરથી પ્રણયને ખસેડી શકતો નથી, માટે તે પ્રણયી છે, પણ ભક્ત નથી.

ભક્તિનું લક્ષણ એવું આપવામાં આવ્યું છે કે પ્રેમનું પાત્ર સ્ત્રી સ્વાભાવિક તે પલટાવી કાલ્પનિક પ્રભુ ઉપર તે પ્રેમ ઢાલવવો.

બંને અનુમાનો વિચિત્ર છે. સજીવ સ્ત્રીની નિંદા કરે અથવા તેના મરી જવાથી પાપમાંથી છૂટયા એવી ભાવના બાંધે તેની ભગવદ્‌ભક્તિ

સાચી; અને જે વગર પરણેલો હોય અને સ્ત્રીની નિંદા ન કરે, અને જો નિંદા કરે તો ભાઇ સ્ત્રીની જાળમાં ફસાયા છે માટે તેવું બોલે છે એવું માનવામાં આવે, અને જ્યાં જ્યાં કૃષ્ણને આલંબન કરી પ્રેમ દર્શાવે ત્યાં ત્યાં તે કાલ્પનિક પ્રભુને સ્પર્શ કરે છે, અને ખરો મોહ સાચી સ્ત્રીમાં છે એવું માનવામાં આવે ત્યાં કેવી રીતનો ન્યાય મળે તે સમજી શકાતું નથી. ભક્તિ માર્ગના કોઇ પણ સંપ્રદાય અથવા શાખામાં ભજનીય પરમેશ્વર સર્વોત્તમ "વર" તરીકે ભજાય તેમાં ભક્તજન કાલ્પનિક વસ્તુને વળગે છે, એવું માનવામાં આવ્યું નથી. જ્યાં પરમેશ્વરમાં ભાવબંધન થાય છે ત્યાં પરમેશ્વરરૂપ આલંબન કલ્પવાથી ઉભું કરેલું નાટકીય મનોરાજ્ય નથી, પરંતુ પ્રત્યેક ભક્ત પોતાના પ્રભુને પોતે જીવ તરીકે જેવો સાચો છે તેવો સાચો જ માની ભાવના બાંધે છે, અને તે ભાવનાને અનુસાર અંતર્યામી પરમેશ્વર તેના ભાવને સિદ્ધ કરવા આવિર્ભાવને પામે છે, એવું માનવામાં આવે છે. કલ્પનામાં કલ્પિત પદાર્થનું સત્યત્વ હોવુંજ જોઇએ એવો નિયમ નથી. ભાવનામાં ભાવનીય પદાર્થ વસ્તુ સત્ય સ્વીકારવામાં આવે છે અને જ્યાં ભાવનીય વસ્તુ પરમેશ્વર હોય ત્યાં તો તે ભાવના કરનારના ભાવને અનુસાર પ્રકટ થાય છે અને સામીપ્ય, સારૂપ્ય અથવા સાયુજ્ય અનુભવ થાય છે, એવું ભક્તિશાસ્ત્રનું મંતવ્ય છે. ભક્તિરસનો આલંબન વિભાવ કલ્પિત પદાર્થ નથી, પરંતુ પ્રમાણમર્યાદાથી નિશ્ચિત થયેલો સાચો પદાર્થ છે. જ્ઞાનશાસ્ત્રમાં જે જ્ઞેય બ્રહ્મ તે જ ભક્તિશાસ્ત્રના ભજનીય ભગવાન્ છે. વિચારભેદ માત્ર એટલોજ છે કે જ્ઞાન શાસ્ત્ર તે વસ્તુના આકાર વગેરેને માયામય માને છે, અને નિરાકાર વસ્તુ પરમ સત્ય છે, એવો નિશ્ચય કરે છે. ભક્તિશાસ્ત્રમાં ભજનીય

વસ્તુ સાકાર અને સગુણ ભાવે પ્રકટ થઇ શકે તેવી શક્તિવાળી છે, અને તે પ્રકટીકરણમાં ભક્તના અધિકાર અને બુદ્ધિસામર્થ્યનો નિયમ જાળવે છે. કોઇ પણ રીતે જ્ઞાનશાસ્ત્ર અથવા ભક્તિશાસ્ત્ર ભગવાનને કલ્પિત પદાર્થ માનતુંજ નથી. ઉલટું સંસારી સાચા દેખાતા સ્ત્રી આદિ પ્રેમનાં પાત્રો ભક્તિની દૃષ્ટિમાં કાલ્પનિક છે, અને પરમેશ્વર સ્વાભાવિક સત્ય છે એવું દૃઢ થયેલું હોય છે. જો શુદ્ધ ભાવનો અનુભવ નિરાલંબ હોય તો તેને ભ્રમ કહે છે. તે જો સાલંબન એટલે વસ્તુને લગતો હોય છે તો તેને સાક્ષાત્કાર કહે છે. આવા અનુભવ ભક્તોને થાય તે જો માનસશાસ્ત્ર પ્રમાણે ભ્રમ માનવામાં આવે અને કલ્પનાજ મનાય, તો જીવાત્માને થતો તેના કામક્રોધાદિ વિકારોનો અનુભવ પણ મિથ્યા માનવો પડે. જીવને પોતાના સુખદુઃખાદિ વિકારોનો અનુભવ જો સાચો ગણી શકાતો હોય તો ભગવદાવેશ વડે થતો તેના સંયોગના આનંદનો અનુભવ હોય તો પણ સાચો માનવો જ પડે. અમુક પ્રકારનાં ચિત્રો વડે સૌન્દર્યનો અથવા સંગીતનો અનુભવ લેવાતો નથી તેથી સૌન્દર્ય અને સંગીત નિરાલંબન ભ્રમ છે, એમ આપણે કહી શકતા નથી. તેમ જ ભગવાનનો ભાવજન્ય અનુભવ આપણને નથી થતો તેથી સર્વ કોઇને પણ નથી થતો અથવા થાય છે તો તે કાલ્પનિક પ્રભુ ઉપર રતિ ઢાલવે છે એવું માનવું તે બુદ્ધિનું અદ્ભુત સાહસ ગણાય. પ્રભુને કાલ્પનિક માનવામાં સર્વ આસ્તિકત્વવાદનો અંત આવે છે; અને ભક્તિશાસ્ત્રને તિલાંજલિ જ આપવી પડે એવી સ્થિતિ ઉભી થાય છે.

હવે દયારામ ભગવાનને કાલ્પનિક માને છે કે સાચી વસ્તુ માની તેના પ્રતિ સખીભાવ દેખાડે છે એનો નિર્ણય તો તેના શબ્દદેહ વડેજ

આપણે કરી શકીએ. દિ. બ. કેશવલાલ ધ્રુવનું કહેવું સત્ય છે કે દયારામનું સ્વરૂપ તેના ગ્રંથોના આંતર અવલોકન વડે જ થઇ શકે, તેમાં જેટલી સાવધાનતા, તટસ્થતા અને વીતરાગપણું જાળવી શકીએ તેટલા અંશમાં આપણે તેની ખરી કદર કરી શકીએ,

દયારામના પોતાના શબ્દોમાં તો:—

" રૂપ ગુણ દ્રવ્ય એ કારણ પ્રીતિ થવાનાં કહાવે
એ ત્રણે વિકાર રહિત સહજ સ્નેહ તે શ્રીકૃષ્ણને ભાવે. "

લૌકિક પ્રીતિ અને અલૌકિક ભગવાન્ પ્રતિનો સહજ સ્નેહ તદ્દન નિરાળી સ્થિતિ છે, વળી પોતાના આંતર અનુભવને તે નીચેની કડીઓમાં ચિતરે છે:—

" મેં શ્રી કૃષ્ણજી વર્યા, રાધિકેશ મેં શ્રી કૃષ્ણજી વર્યા,
કલ્પ સારસ્વત પ્રકટ પૂરણ સ્વયમેવ—મેં શ્રી કૃષ્ણજી વર્યા.
ત્રિગુણપર પ્રધાન પુરૂષ કાળાક્ષર ઇશ,
સર્વેશ્વર સર્વાત્મા કોણ જેહને શીષ—મેં શ્રી કૃષ્ણજી૦
મન કર્મ વચન ત્યાંહાં જન્મ ન તેમનો આધાર,
તેમને સંબંધે શમે સહુનો સત્કાર—મેં શ્રી કૃષ્ણજી૦
નિંદા નહિ સ્તવન અન્ય આશ નહિ ત્રાસ,
દેવ દેવી સરવ લહુ મુજ પ્રભુના દાસ—મેં શ્રીકૃષ્ણજી૦
પુરૂષ એક દયાપ્રીતમ અવર સરવ વામ
ભજે વામ વામનું શું સરે કહો કામ ?—મેં શ્રી કૃષ્ણજી "

ભગવાનના આવા શુદ્ધ સ્વરૂપની જેને ઝાંખી થઇ છે અને જેને તે પ્રભુ વિના અન્ય કોઇ ખરો પુરુષજ દેખાતો નથી તેના સખી-ભાવને આપણે શુદ્ધભક્તિ ન ગણીએ ત્યારે આપણી પરીક્ષામાં તો

ભાગ્યેજ કોઇ પાસ થઇ શકે. આ અનુભવ જણાવનારી વાણી સ્વાભાવિક સ્ત્રી ઉપરના પ્રેમના મોહમાંથી પ્રકટ થયેલી જણાતી નથી.

દયારામના ગ્રંથનું પરિશીલન કરનારને તો પુષ્ટિ સંપ્રદાયના સખીભાવ ઉપર બંધાયેલી ભગવદ્ભકિતથી રંગાયેલું દયારામનું ચિત્ર સમજાશે, અને તે માત્ર પ્રણયકવિજ નથી, પરંતુ ભકત પણ છે, એવા નિર્ણય ઉપર આવવાને બળવાન કારણો જડી આવશે.

અંતમાં મારે જણાવવું જોઇએ કે હું પુષ્ટિ સંપ્રદાયનો નથી, અને તેથી "પુષ્ટિ પુષ્ટિ" કરૂં છું એમ કહેવાનું કારણ પણ નથી. મને તો દયારામમાં શુદ્ધભકિતનો સ્પર્શ સમજાય છે, તેથી આ વ્યાખ્યાનમાં મારાં કારણોનો નિર્દેશ કરૂં છું. વિશેષ પરીક્ષા તો નવ અભ્યાસકો મારા કરતાં વધારે સારી કરી શકશે.

## રા. નગીનદાસ ત્રિભોવનદાસ માસ્તર.

તે પછી રા. નગીનદાસ ત્રિ. માસ્તરે નીચેનું પ્રાસંગિક વિવેચન કર્યું હતું:-

ભકત કવિ દયારામ કવિ ન્હાનાલાલ કહે છે તેમ, ગુજરાતી ગરબીઓના રાજા હતા. મધ્યકાલીન યુગને એક સીમાડે નરસિંહ મહેતા ઉભા છે અને બીજે સીમાડે ભકિતપ્રધાન કાવ્યમાં એ આદિકવિની ભાવનાઓનાં પ્રતિબિંબો પાડતા દયારામ ઉભા છે. વિવેચકોને જે કહેવું હોય તે કહે, પરંતુ હૃદયસ્પર્શિ સાહિત્ય તો સમાજ સ્વીકારી પોતાનું કરીજ લે છે. દયારામના ચારિત્ર્યની કેટલીક વાતોને પ્રધાન ગણી તે સંબંધમાં તેમના દેહાંત પછીનાં થોડાંજ વર્ષો પછીના સમયમાં કેટલીક ટીકાઓ કરવામાં આવી છે. આ

ટીકાઓ પરત્વેના અભિપ્રાયોમાં મતભેદ છે અને એનો નિર્ણય તો, દિવાન બહાદુર કેશવલાલે સૂચવેલા સંશોધનને પરિણામેજ અપાય. પરંતુ આ ચર્ચાને હું ધારું છું કે જોઇએ તે કરતાં વધારે મહત્ત્વ અપાય છે. કવિના ક્ષર દેહ, તેના ચારિત્ર સંબંધની વાતો તેમના સમય માટે ઉપયોગી હોય, પરંતુ ભાવિ પ્રજાઓને તો કવિઓ, સાહિત્યકારો, અને મહાન પુરૂષોમાં અક્ષર દેહ સાથેજ કામ હોઇ શકે, અને તેમની કૃતિઓનાજ ગુણદોષની ચર્ચાની આવશ્યક્તા રહે. આ ધોરણે કવિનાં કાવ્યો અને તેમાં રહેલો ભાવ એજ જોવાનું રહે છે. કવિ દયારામના ચારિત્ર્ય સંબંધે ગમે તેમ મતભેદ હોય પરંતુ સર્વે એક અવાજે અને મુક્તકણ્ઠે સ્વીકારે છે કે એમનાં કાવ્યોની પ્રતિભા એટલી સુંદર અને ઝગઝગતી છે. ભાવનાઓના વહેણમાં વાચક અને શ્રોતાઓને ઘસડી લઇ જવાની એમની શક્તિ એવી પ્રબળ છે કે જો એ કવિ આ યુગમાં હોત તો જરૂર ગુજરાતી સાહિત્યના ચિત્રપટપર અનેરૂં ચિત્ર, અનેરી રેખાઓ દોરતે. કવિ ભક્ત કે પ્રણયી એ વિવાદ સંબંધી આ વાત લક્ષમાં રાખવાની છે કે કવિ સંબંધી કુદરતી રીતે જે વિચાર તરી આવે છે તે ભક્તનો છે અને અહિં પ્રણયીનો કવિ વિષે વાત કરતાં સર્વદા "ભક્તકવિ દયારામ" એમ બોલાઇ જાય છે અને તેમના સંબંધમાં જનસમાજની માતપિતાની એ અચુક સાક્ષી ગણાય. કવિએ પ્રણયને માત્ર ભક્તિનો ઢોળજ ચઢાવ્યો છે એ વાત સ્વીકારવા જેવી નથી. કવિ પ્રણયી હતા, તો ભક્ત પણ હતા. ભક્ત ઘણાજ વધારે હતા અને તેમનો પ્રણય ભક્તિથી પોષાયેલો હતો, ભક્તિમાં વિરામ પામતો હતો. કવિએ ગુજરાતી સાહિત્યમાં, નવાં નવાં રૂપો ઉમેર્યાં છે. અને ગુજરાતી સાહિત્યના વિકાસક્રમમાં નવી ભાતો પાડી

છે. વર્તમાનયુગમાંનું સાહિત્યવૈવિધ્ય એમનાં કાવ્યોમાં નહીં મળે તો તેનું કારણ એમની ભક્તિ પ્રધાનવૃત્તિ છે.

રા. રમણિક અ. મહેતા એ તે પછી નીચે પ્રમાણે વ્યાખ્યાન કર્યું હતું:—

આજ કવિવર દયારામભાઇની જયંતિ છે. શા માટે આપણે મહાન પુરૂષોની જયંતિ ઉજવીએ છીએ? શા માટે બધાંની જયંતિ આપણે ઉજવતા નથી? જે મહાજનોએ પોતાનાં અમર કાર્યથી મનુષ્ય જીવનને ઉન્નત બનાવ્યાં હોય; જે વીર નાયકોએ મનુષ્ય જીવનમાં વીરતા સીંચી હોય, જે કવિઓએ પોતાની રસ ભરી વાણીથી સમાજ જીવનના શુષ્ક પ્રાણમાં રસામૃત સીંચી પ્રફુલ્લ કર્યું હોય, જેમના વાગ્ વૈભવથી આપણા મનમાં મંગળ ભાવો ઉદય પામ્યા હોય તેવાઓની જયંતિ આપણે સામાન્યતા ઉજવીએ છીએ. રસિક કવિ દયારામભાઇ પણ એક તેવીજ વ્યક્તિ હતી.

કવિવર દયારામભાઇના જીવન સંબંધી હું આપની સમક્ષ કંઇ બોલવા ઇચ્છતો નથી. કેટલાક જનોએ ને વિષે ઘણુંય કહ્યું છે. ગુર્જર સમાજ કવિ દયારામભાઇના જીવનના અંશોથી હવે અજ્ઞાન નથી. જ્યારથી આપણે આંગ્લ સાહિત્યના સંપર્કમાં આવ્યા અને તેમના સાહિત્યનો અભ્યાસ વધતો ગયો ત્યારે આપણે ત્યાંના સમાલોચકો કે રસ મીમાંસકો પાસેથી કાવ્યકૃતિને ઐતિહાસિક અને સામાજીક દષ્ટિબિંદુથી તપાસવાની રીત તેમની પાસેથી ગ્રહણ કરી. આ દષ્ટિબિંદુથી કાવ્ય કૃતિની તપાસ ભલે થાય, પરંતુ કાવ્યકૃતિનો નિષ્કર્ષ કાઢવામાં આર્ય દષ્ટિને સર્વથા વિસારવી એ ઉચિત નથી.

કેટલાક જન એ ભક્ત કવિનાં કેટલાંક શૃંગારી કાવ્યોને લઇને તેમની સમગ્ર કૃતિને દોષજનક લેખે છે એ ઉચિત નથી. જ્યારે કોઇ વાસ્તવ્યાલેખન ( Realism ) પર રુચિ ધરાવનાર નવલ કથાકાર પોતાની નવલ કથાના અધમ પાત્રોને તેના યથાર્થ સ્વરૂપમાં આલેખે છે, અને તેમ કરતાં કદાચ ઔચિત્યનો ભંગ કરે છે તો તેનો એ દોષ વાસ્તવ્યાલેખનને અંગે ક્ષંતવ્ય ગણવામાં આવે છે. તો પછી કવિઓનેજ માત્ર દોષપાત્ર શા માટે ગણવા ?

જ્યારે નવલ કથાનું સાહિત્ય અસ્તિત્વમાં નહતું ત્યારે કવિઓ વાસ્તવ્યાલેખન માટે શ્રીકૃષ્ણના જીવનના પ્રસંગોનોજ આશ્રય લેતા હતા, આ જૂની પ્રથા માત્ર આપણી માતૃભાષામાં છે એમ નથી. હિંદી, બંગાળી મારવાડી, મરાઠી, અને દક્ષિણની ભાષાઓમાં પણ આજ પ્રકાર દષ્ટિએ પડે છે. મહાકવિ સુરદાસે કૃષ્ણ જીવનને પોતાનાં મનોહર પદોમાં ગુંથ્યો છે. મિથિલની મંજુલ કોકિલ વિદ્યા પતિએ રાધાજીના વિરહને વર્ણવતાં મંજુલ મીઠી વાણીમાં પરાકાષ્ટા દાખવે છે; કેવળના કવિઓએ પણ શ્રૃંગારના વર્ણન દ્વારા કૃષ્ણ જીવનનેજ આ લેખ્યું છે. શ્રીજયદેવની કોમલ, કાંત પદાવલીનો વર્ણન વિષય શો છે ? શા માટે શ્રીકૃષ્ણ અને રાધાજીના પ્રસંગો એમાં ગ્રંથિત થયા, શા માટે સાયર નજીર કનૈયાના જીવનથી એટલો મુગ્ધ બન્યો ? મને તો લાગે છે કે શૃંગારના વર્ણન માટે કૃષ્ણના જીવનનો આશ્રય લેવો એ એક પ્રચલિત પ્રથા હતી. વારૂ પણ કવિ પોતે આ સંબંધમાં શું કહે છે ?

જીવ, જાણીને લેને જાર પ્રીત
જુગદીશ વિના નહી સારી રે.

આના પર કંઇ ભાષ્યની જરૂર છે ?

શ્રીદયારામભાઇનાં કાવ્યોની વિશિષ્ટતા—તેની ખાસ ખૂબી તેમાં રહેલા સંગીતના અંશોને લીધે છે. કેટલાક જણુ કવિતા અને સંગીત વચ્ચે કેટલેક અંશે સામ્ય છે તે તરફ દુર્લક્ષ કરે છે. ગુજરાતના એક વિદ્વાન તો બન્ને વચ્ચે બહુજ અંતર માને છે, પણ આ કથન વાસ્તવિક નથી. હેઝલીટ કહે છે કવિતાની ભાષા સામાન્ય હોવા છતાં તેની વ્યક્ત થવાની શૈલિ સંગીતના જેવી છે. એક જાણીતો વિદ્વાન મી. ડબલ્યુ, બી. યીટસ કહે છે કે.

Poretry is the utilisation of language as the handmaid of music.

આ વાદવિવાદમાં જવાનો અત્રે પ્રસંગ નથી. અસ્તુ.

અમુક ભાષાનું બંધારણ કોઇ અમુક ઢાળ કે લયને બહુ બંધ બેસ્તું આવે છે. બંગાળી ભાષાના ‘બાઉલેર સુર’ બીજી ભાષામાં ઠીક લાગતા નથી. માંઢની ખૂબી મારવાડી ભાષામાં જ માણી શકાય છે. કંજરી બિહારી બોલીમાંજ કર્ણ પ્રિય લાગે છે. કાફીનો ખરો સ્વાદ તો સીંધી ભાષાજ આપે છે. તેજ પ્રમાણે ગુજરાતની ગરબીઓ અજોડ છે. ગુજરાતના રાસ અને ગરબાએ કોનાં ચિત્તને રંજન કર્યાં નથી? “ગરબી એ ગુજરાતનું સ્વયંભૂ સંગીત છે, એમ નાનાવિધ રસદષ્ટિએ નિહાળતાં આપણા દેશે તો રાસનો રસ રાજવી છે એક અને અજોડ વૈષ્ણવ કવિવર દયારામ”

એ ગુજરાતના મહાકવિ નાનાલાલનું કથન સર્વાંશે સત્ય છે. શ્રીદયારામભાઇની ગરબીઓ વિદ્યાપતિની મધુમયી લલિત કોમલ કાંત પદાવલીનું સ્મરણ કરાવે છે અને તેના જેવીજ મધુર અને શ્રુતિ સુખા-

વહ છે. દયારામભાઇ ગરબીના સમ્રાટ્ છે. કોઇએ કહ્યું છે કે: **સોરઠ મીઠી રાગિણી મીઠો રાગ મલાર'** આ સોરઠમાં દયારામભાઇ કહેવી બહાર ઉડાવે છે.

**કામણ દિસે છે અલબેલા તારી આંખમાંરે**
**ભોળું ભાંખમાંરે..............કામણ.**

તેજ પ્રમાણે.

**તેં તો ઘટ ઘટમાં ઘર કીધું વાલમ વરણાગીઆરે**

લોચન મનનો ઝઘડો કોને સ્મરણ નહિ હોય ! એ પદની રમણીય તરંગો કોને મુગ્ધ નથી કર્યા ? વળી:

**સામું જો નંદના છોગાળા, મારૂં ચિત્ત ચોરણહારા.**
**ઓ વાંસલડી, વેરણ થઇ લાગીશું વ્રજની નારને**
**તું જંગલ કાષ્ટ તણો કટકો**
**રંગ રસિએ મૂકયો રસ ચટકો.**
**અલિ એ પર આવડો શુ મરકો..........ઓ.**

એજ રીતે વળી.

માનીતી તું છે મોહન તણી ઓ વાંસલડીરે
તુને વ્હાલમ કરે છે ઘણું વ્હાલરે ઓ વાંસલડીરે

**મીઠો આવડો શો શોર,**
**મોહો નંદનો કિશોર**
**તારૂં આવડું શું જોર**
**ભુંડી કાળજુ મા કોર. ઓ વાંસલડી.**

દયારામભાઇની કાવ્ય કૃતિમાં નટવરના સંગીતના મધુર અને મોહક અંશોને લીધેજ તેમની કૃતિ એટલી હૃદયરંજક નીવડી છે.

કેટલાક પદોમાં ફૂરક કરે તેવો છેકાનુપ્રાસ કેટલાકમાં અમુક અંતરે પુનરાવૃત્તિ થતા કર્ણપ્રિય સ્વરો, કેટલાકની લય બહુ રંજક લાગે છે. તેમની કેટલીક ગરબીઓની લય એવી તો સુંદર છે કે માધુર્યનો પ્રવાહ મંદ અને પછી તરત વેગવાન્ બને છે. દાખલા તરીકે ‘ ગરબે રમવાને ગોરી નિસર્યાંરે લોલ ’ તથા ‘ આજ વૃંદાવનમાં થનકકાર થેઈ થેઇ. છેલ્લું તો એટલું મનોહર છે કે જીગર પર જાદુની અસર કરે છે.

દયારામભાઇની કવિતામાં વિરહની વેદનાનું દારુણ દુઃખ; મિલનને માટે આત્માનો પોકાર, દર્શનની તીવ્ર અભિલાષા, રમણીય તરંગમયતા, પ્રેમ ભક્તિનો ઉછળતો ફુવારો, સંગીત સોહામણી વાણી. વિસ્તારની જરૂર નથી. કવિશ્રી દયારામભાઇની જયંતિ ઉજવવાને માટે ખાસ પ્રયત્ન ભાઇ નારાયણદાસ પરમાનંદદાસ કરે છે એ માટે તેમનો તેમજ આજના પ્રમુખ રા. રા. કૃષ્ણલાલભાઈનો આભાર માનવો ઘટે છે.

તે પછી પંડિત **લાલને** જણાવ્યું કેઃ—

ભક્ત કવિ દયારામ વિષે લાલનને આજે વધુ જાણવાનુ મળે છે. આજે પ્રકાશ વ્યાખ્યાનકારે નાખ્યો છે, એ ઉપરથી એ ભક્ત કવિના ઉપર પ્રેમની ઉર્મિઓ પ્રગટતી હોય એમ જણાય છે.

ભક્તિ એ પણ પ્રભુને ઓળખવાનો, તેમનો અનુભવ કરવાનો માર્ગ છે અને જે જે અંશે મનુષ્ય પ્રભુને ઓળખે છે એમની સાથે પોતાનું જીવન જોડતો જાય છે, તેમ તેમ મનુષ્યની ઉન્નતિ થતી જાય છે.

જે ધર્મ માર્ગમાં લાલનનું અવતરણ છે એ લોકોની જાણ પ્રમાણે વૈરાગ્ય પ્રધાન છે, અને મને પણ એવુંજ જણાયું છે. પ્રભુ

વિના સર્વ ત્યાજ્ય છે એવી ભાવનાની પુષ્ટિ જૈન ધર્મ સારી રીતે કરતો હોય એમ જણાય છે. તથા ભક્તિ વડે પણ તિર્થંકરત્વ પમાય છે એવા જૈન ધર્મમાં અણમોલાં રાવણાદિનાં ઉદાહરણો મળી આવે છે પ્રભુ સાથે તન્મય થવાનો અને પોતાના દેહભાવ ભૂલવાનો ભક્તિ એ સરળમાં સરળ ને ઉંચામાં ઉંચો માર્ગ છે.

અમેરીકામાં એમર્સનનો અભ્યાસ કરતાં અને તેમનું શિક્ષણ લેતાં અને આપતાં સ્પષ્ટ થયું હતું કે પ્રેમ ( Love ) કર્મ ( Life ) અને જ્ઞાન ( Light ) ને જે જે અંશે વધારે છે તે તે અંશે મનુષ્યનું જીવન અને જ્ઞાન પણ વધતું જાય છે. એમર્સન Friendship નામના નિબંધમાં ભગવદ્‌ગીતાના ભક્તિ ગોગની શ્રેષ્ઠતાને એક વાક્યમાં આ પ્રકારે સમાવે છે એટલે કે Yur intellectual and active powers go hand in hand with your. affection.

મનુષ્યના પ્રેમના ઉદાહરણ ઉપરથી પ્રેમ આપણને જ્ઞાન અને કર્મમાં કેવો નિપુણ કરે છે, તે હવે જોઇએ. એક મનુષ્યની પહેલાં જ્યારે ઓળખાણ થાય છે, અને ઓળખાણ થયા પછી જેમ જેમ તેમનો પરિચય વધે છે તેમ તેમ આપણી તેમની સાથે પ્રીતિ થઈ મૈત્રી બંધાય છે અને પ્રીતિ થયા પછી જ્યારે પ્રેમ ઉદ્‌ભવે છે, ત્યારે મિત્ર એ સુહૃદ્ ને દીલોજાન થઇ રહે છે. દીલોજાની એજ સાચી ભક્તિ છે.

જે આપણો સુહૃદ્ હોય તેને માટે આપણે શું ન કરીએ ? આપણા સુહૃદત્વની સાથે આપણી કર્મશક્તિ ખીલે છે. કારણકે સુહૃદ્ આપણાથી શી વસ્તુ છાની રાખી શકે ? એટલે કે આપણને તેનું જ્ઞાન પણ આપણી ભક્તિના પ્રમાણમાં થાય છે. આમ ભક્તિ

એ જ્ઞાન અને કર્મને વધારે છે. માટે ભક્તિમાં જ્ઞાનયોગ અને કર્મ યોગ સમાવેશ પામે છે.

The Scholar sits down to write and all his years of meditation do not furnish him with one good thought or happy expression; but when he begins to write a letter to his friend, troops of gentle thoughts invest themselves on every hand with chosen words.

જે પ્રભુને સેવ્ય ભાવે સેવક થઇને સેવે છે તે પ્રભુનો સંસારમાં ( વાઇસરોય ) પ્રતિનિધિ છે, જે પ્રભુને પિતૃભાવે પૂજે છે તે પ્રભુનો યુવરાજ heir-apparent છે અને જેમ જેમ યુવરાજ પોતામાં પોતાના ગુણો વિકાસતો જાય છે, તેમ તેમ તેનામાં રાજ્યગાદિ ઉપર બેસવાને યોગ્યતા વધતી જાય છે અને તેવે પ્રકારે સારૂપ્ય મુક્તિને યોગ્ય થતો જાય છે.

ગુજરાતી ભાષાભાષીને ભક્તિદ્વારાએ પ્રભુનો સાક્ષાત્કાર કરવાનો ઉત્તમ આદર્શ ભક્ત કવિ શ્રી દયારામભાઇ દેખાડે છે.

## પ્રમુખશ્રીનો ઉપસંહાર.

ભાષણોને અંતે ઉપસંહાર કરતાં દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીએ કહ્યું કે.

શરૂઆતમાં મેં કહેલું કે નર્મદાશંકરભાઇ જેને અડે તે સોનું થઇ જાય છે. એમનું ભાષણ સાંભળી તમને લાગ્યું હશે કે સોનું તો તે મુજબ એમણે આપણને આપ્યું, પણ તે સોએ સો ટચનું ને નિર્મળ.

દયારામનો શૃંગાર સમજવાની એક ખરેખરી કૂંચી એમણે આપણા હાથમાં મૂકી છે, અને તે પુષ્ટિમાર્ગનું રહસ્ય પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનું એમણે જે સ્પષ્ટીકરણ કરી બતાવ્યું તે ઉપરથી ગરબીઓનો શૃંગાર કેવા ભાવથી લખાયો છે, તેની ઝટ સમજ પડી જાય છે. જે વ્યક્તિ માત્ર સામાન્ય જ્ઞાનવડેજ અને સાધારણ માણસોમાં સામાન્ય જ્ઞાનજ હોય-દયારામની ગરબીઓનું તોલન કરે તેને એ માત્ર સંસારી લીલાનું વર્ણન લાગે. પરંતુ પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો વડે જો એ ગરબીઓ સમજવા પ્રયત્ન કરે તો તેના ખરા સ્વરૂપમાં તે સમજાય. આવાં અમૂલ્ય ભાષણ માટે રા. નર્મદાશંકરનો આપણે ઉપકાર માનવો ઘટે છે. અન્ય વક્તાઓનો પણ-આભાર માનું છું. ખાસ લલિતજીનો કે જેમણે બહુ રસ લઇ દયારામનું પ્રખ્યાત કાવ્ય-" જે કોઇ પ્રેમ અંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે-" એવી રૂડી રીતે ગાઈ સંભળાવ્યું કે દયારામ પ્રત્યે આપણા મોહને વધવાનો અવકાશ હોય તો તે વધે.



# દયારામની વિશિષ્ઠતા.

તા. ૧૪-૯-૨૯ શનિવારે સાંજે ૬ વાગે પ્રેમાભાઇ હોલમાં શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાના આશ્રય નીચે સ્વ. કવિ દયારામની ૧૫૩ મી જયંતિ શ્રી. દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપદે ઉજવાઈ હતી. ભાઇઓ અને બ્હેનોએ મોટા પ્રમાણમાં હાજરી આપી હતી. શરૂઆતમાં પ્રાર્થના થયા બાદ શ્રી વસંતરાય શાસ્ત્રીએ મંગલાચરણ કર્યું હતું. શ્રી. કેશવલાલ ધ્રુવે જણાવ્યું હતું કે જયન્તિ એટલે જીતી ગયા તેના જય ગાવા- જગતના ઉદ્ધારકો, પય-

ગંબરો, યુગપ્રવર્તકો, કવિઓ બધા દુનિયાને જીતી ગએલા હોય છે. કવિ દયારામે મનુષ્યજીવન દ્વારા સ્વર્ગ બતાવ્યું છે. પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારતાં ગીતો તેમણે ગાયાં છે. દયારામનાં કાવ્યોમાંથી અનેક જાતની પ્રેરણા મળી શકે તેમ છે. તેઓ નીતિ અને સદ્‌ભાવનાના પ્રચારક હતા. તેમનાં કાવ્યોમાં ઘણું ઉંડું તત્ત્વજ્ઞાન રહેલું છે; છતાં તે સરળતાથી સમજાય તેવાં છે. આપણે તો અહીં તેમનાં ગુણાનુવાદ કરીએ છીએ.

વિલાયતમાં જયન્તિ કેમ ઉજવાય છે? એક મહાન્ લેખકના સ્વર્ગસ્થ થયા પછી તેની સઘળી કૃતિઓનો અભ્યાસ થાય છે. આ અભ્યાસ કરનારાઓની એક સંસ્થા સ્થપાય છે, તેઓ તેમના વિચારોનો પ્રચાર કરે છે અને તેમાંથી અનેક પ્રેરણા મેળવે છે. આપણે તો એક જ દિવસે કવિના ગુણગાન કરી છૂટા પડીશું, પણ વિલાયતમાં કવિઓનાં ગુણગાન બારે માસ થાય છે. હજુ આપણે જયન્તિને પહેલે પગથીએ ચઢીએ છીએ. વિલાયતની પ્રજાની જેમ આપણે જયન્તિઓને વિશાળ સ્વરૂપમાં ઓળખવી જોઇએ.

શ્રી. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહે જણાવ્યું હતું કે અત્યારે તો નવો જમાનો પ્રવર્ત્યો છે. આજના યુવાનો પૂછશે કે તમે આટલા જુના કવિને કેમ સંભારો છો? પણ કવિઓના કૃતિઓ તો હઝારો વર્ષો સુધી અમર રહે છે; એ કૃતિઓ જુની થતીજ નથી, એટલું એનામાં જીવન તત્ત્વ રહેલું છે. કવિ દયારામ તો પૃથ્વીને પાટલે અમરતા મૂકી ગયા છે. આજના યુવકો જૂના કવિઓની કૃતિઓની અવગણના કરતા હોય તેમ લાગે છે. તેઓ તો હવે ઇશ્વરની ભાવનાને તરછોડવા લાગ્યા છે. હું યુવકોને કહીશ કે તમે ભલે નવા વિચારો

ધારણ કરો, નવાં પુસ્તકો રચો, નવી સ્મૃતિઓ રચો પણ ઇશ્વરની ભાવનાને અવગણશો નહિ. જુના વિચારો મરતા જાય છે, નવા વિચારો સર્જાય છે તે માટે મને વાંધો નથી પણ ઈશ્વરના અસ્તિત્વને યુવકોએ ફગાવી દેવા તૈયાર થવું ન જોઇએ.

ભારતની સંસ્કૃતિ ધર્મથી અંકિત છે. માટેજ આપણા જૂના કવિઓએ ધર્મના વિષયનાં કાવ્યો રચ્યાં છે. કવિ દયારામે તે પ્રણાલિકાનું અનુસરણ બહુજ સુંદર રીતે કર્યું છે, માટે આપણે તેમને હજુ પણ સંભારીએ છીએ; વિશેષમાં ગુજરાતે તે કવિને ઘણો અન્યાય કર્યો છે તેથી જ્યાં સુધી તે ઋણ આપણે પૂરે પૂરૂં ચક્રવૃદ્ધિ વ્યાજ સહિત ભરપાઇ કરી શકીએ નહિ ત્યાં સુધી આપણે તે કવિની જયન્તી ઉજવવી જ જોઇએ.

કવિ દયારામની કવિતા સરોવરના નિર્મળ જળ જેવી છે. એ સૌમ્ય અને મીઠું જળ છે, જેમ જેમ તેનું પાન કરીએ તેમ તેમ વિશેષ પાનની ઇચ્છા થાય. પીતાં તૃપ્તિ ન થાય; યુગપ્રવર્તક કવિઓની ધર્મભાવના તે વખતની પ્રજા ઉપર ઉંડી છાપ પાડે છે. દયારામની ગરબીઓમાં જે શૃંગારની ભાવના છે તે સૂક્ષ્મ દૃષ્ટિએ જોવી જોઇએ. યુવકોને મારી વિનંતિ છે કે જૂના કવિઓને તરછોડશો નહિ. તેમના ગુણોનો ઉંડો અભ્યાસ કરજો અને ગુણગ્રાહી થજો.

## નરસિંહ મહેતાનો અવતાર.

શ્રી. ડાહ્યાભાઇ પી. દેરાસરીએ જણાવ્યું હતું કે દયારામ નરસિંહ મહેતાના અવતાર હતા; અધુરી રહેલી કૃષ્ણભક્તિ તેમણે દયારામનું રૂપ લઇને પૂરી કરી હતી.

## ગુણગ્રાહી થાઓ.

**પ્રમુખે** ઉપસંહાર કરતાં જણાવ્યું હતું કે કવિઓનાં અંગત જીવનમાં ન ઉતરતાં આપણે તેમની કૃતિઓનો અભ્યાસ સહૃદયતાથી કરવો જોઇએ. દયારામનું જીવન કેવું હતું તેની સાથે તેવી વાતો આપણને ન ગમતી હોય તો–નિસબત ન રાખવી. મીલ્ટનનું જીવન અમુક જાતનું હતું એમ કહીને કેટલા પેરેડાઇઝ લોસ્ટ નથી વાંચતા ? દયારામે ગોપી રૂપે કૃષ્ણભક્તિ ગાઈ છે. દયારામને શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર પણ થયો હતો. તેમને સ્વપ્ન આવ્યું હતું અને તેમાં શ્રીકૃષ્ણે કહ્યું હતું કે તું ગોપી છે. દયારામે અનુભવમંજરીમાં પોતાના જીવનની થોડી વિગત કહી છે. કપૂરની ડાબલીમાં ઘણાં વર્ષોથી રહેલું કપૂર અત્યારે ઉડી ગયું છે. એમનું જીવન કપૂર જેવું હતું. તેમને જેવું જોઇએ તેવું તત્ત્વજ્ઞાન કવિનાં ગીતમાંથી મળી રહે તેમ છે. કવિના સાહિત્ય જીવન અને અંગત જીવન બન્નેને એક ન કરતાં કવિની કૃતિઓમાં જીવન ક્યાં છે ? રસ ક્યાં છે ? પ્રસાદ ક્યાં છે ? ઓજસ ક્યાં છે ? તત્ત્વજ્ઞાન ક્યાં છે ? એજ તમારે જોવાનું છે. એ કૃતિઓની ઉજ્જવલતામાં બને તેટલું અવગાહન કરવું જોઇએ; તોજ તમે ખરા ગુણગ્રાહક બની શકશો.

ત્યારબાદ પ્રમુખે શ્રી. પુષ્ટીમાર્ગીય વૈષ્ણવ મહાસભા જે આ જયન્તિનો પ્રબંધ કરે છે તેનો સભા તરફથી આભાર માન્યો હતો.

બાદ શ્રી શાસ્ત્રીએ પ્રમુખનો ઉપકાર માન્યો હતો, અને સભા વિસર્જન થઇ હતી.



# વિશ્વવાઙ્મયમાં દયારામભાઈનું સ્થાન.

( એક તર્જનીનિર્દેશ )

લેખકઃ ( ડૉ. મંજુલાલ જ. દવે. એમ. એ. પી. એચ. ડી. લીટ )

જે કવિવરના કવનના પાંચપાંચ દલદાર ગ્રંથો પ્રસિદ્ધ થઇ રહે અને જેના નામ પર સારી ય "નર્મદા" અને ગુજરાત મહાગુજરાત તેમ ઉત્તર હિંદના પ્રદેશો પ્રાણુ તેમ પાલવડો પસારી રહે, તે કવિવર વિશ્વવામહ્યમાં કીયું સ્થાન વરે છે તે જોવું એઓશ્રીની જયંતીને દિને અસ્થાને તો નહીંજ ગણાય.

સૃષ્ટિનાં મંડાણથી તેમ સંસ્કૃતિની માનવ સમાજમાં સંસ્થાપના થઇ તે કાળથી મનુષ્યે 'એક' અને 'અનેક' One and the Multiple વિષે અનેકવિધ વિચારણાઓ વિચારી છે, પૂર્વ તેમ પશ્ચિમના કવિઓ તેમ ફિલસુફોએ વારંવાર એક તેમ અનેક પ્રત્યે પોતાની ભાવના દર્શાવી છે; એકને વા અનેકના પોતાના રસની કવન તેમ જીવન સમસ્તની વંદના સમર્પી છે. કોકજ આમાં એક તેમ અનેકની એકવાકયતા, તેમનો સમન્વય, તેમનો બન્નેનો એકીભાવ સિદ્ધ કરવા સમર્થ થયેલ છે. બ્રહ્મ એકજ સત્ય અને જગત્ કંઇજ નહીં, ક્ષણભંગુર, ચલિત, અનિત્ય અને અસત્, એવી એક બાજુએથી દલીલ થઇ રહે છે, જ્યારે બીજી બાજુએ બ્રહ્મ સત્ય અને બ્રહ્મભાવ પીતું જગતે સત્ય, એકે સત્ય અને એકમાંથી ઉદ્‌ભવેલું અનેકે સત્ય એવી માન્યતા બંધાણી છે. જે કવિ ચિન્તકોએ જગત્‌ને અસત્ ગણી લીધું છે, અને તેની જગત્‌થી, વ્યવહારથી, સંસાર ભાવથકી, વિમુખ થવાની, વૈરાગ્ય સેવવાની સંન્યસ્ત ગ્રહણ કરવાની, મનુષ્યને પ્રેરણા

પાઇ છે, તેમનો એક નોખો વર્ગ પાડી શકાય. "એક" એકલુંજ સત્ય અને તે વિનાનું બીજું સઘળું "અનેક" અસત્ અને મિથ્યા એવી ભાવનાને અંગ્રેજીમાં બ્રહ્મની દૃષ્ટિથી Monism absolute તરીકે ઓળખવામાં આવે છે. જ્યારે જગતની દૃષ્ટિથી Negation Mysticism એ નામે જણાવાય છે. બ્રહ્મ એકજ ખરૂં અને સારૂંય જગતતંત્ર, સ્ત્રી બાળક ઇત્યાદિ જીવન વ્યવહાર, સામાજીક ધાર્મિક રાજકીય શિક્ષણ વિષયક ઇત્યાદિ સૌ સાંસારિક સંચલનો એ જગત્ વ્યાપારનાંજ મૂલમાંથી પ્રકટ થયેલ હોઇ મિથ્યા–માયા એવો એક પ્રેરણાભાવ આ ઉપર કહી તે દૃષ્ટિમાં સમાયેલ જણાય છે. આથી ઉલટું કવિચિન્તકોએ જગતને સત્ ગણ્યું ગણાવ્યું છે, જગત્ વ્યવહારથી જરીય વિમુખ ન થવા સૂચવ્યું છે, ને વ્યવહારનાં સૌ સંચાલનોને ક્રિયાપ્રક્રિયાઓમાં રચ્યાપચ્યા હોવા છતાંય તે સૌને વિશેષ ભાવે જોવાની વિશેષ રાગવતી દૃષ્ટિથી નિહાળવાની, ભાવના ઉચ્ચારી છે, તે સર્વમાં ઓતપ્રોત એવા પરમેશ તત્ત્વને પિછાનવાની જે મહદ્સંવેદના જગવી છે, તે ભાવનાને, તે સંવેદનાને અંગ્રેજીમાં Modified Monism અથવા Affrmation mysticism એ નામે દાખવી શકાશે. કારણ બ્રહ્મ એમાં નિર્ગુણ ન છતાં સગુણ સ્વરૂપે ઉભેલ છે, અલબત્ તે એક ને અવિનાશી તો છેજ. અને સારાય જગતનાં, તેના પ્રત્યેક વાણા ને તાણામાં તે આવાસ્ય છે, વિરાજમાન સુશોભે છે. આથી આમાં જગતનું મિથ્યાત્વ તેમ માયા વાદ પ્રવેશી નથી શકતાં......

હું ભૂલતો ન હોઉં તો આ બંને ભાવો પશ્ચિમ પૂર્વના અતિ પ્રાચીન ગ્રંથોમાં વિદ્યમાન છે; અને પૂર્વમાં જેમ શંકર તથા રામાનુજમાં તે અતિપ્રકટ ને બલવત્તર દીપે છે, તેમ પશ્ચિમમાં સોક્રેટીસ,

પ્લેટો પ્લોટીનસ અને અંતે ટોમસ એક્વીનોમાં તે સવિશેષ સુંદર સ્વરૂપે પ્રકાશે છે. કેવળ ગુજરાતનીજ દૃષ્ટિએ નિહાળીએતો દુનિઆના સાહિત્યનાં સંસ્કૃતયુગ ( પશ્ચિમમાં ગ્રીક તથા લેટીન યુગ ) આવ્યો અને ભાષાયુગ (અર્વાચીન ભાષાઓ પૂર્વ તેમ પશ્ચિમની) પ્રવર્ત્યો ત્યારથીજ કોક આ બે પ્રકારનાં નિરાળાં વ્હેણ પૃથ્વી સમસ્તના વાઙ્મયમાં વિસ્તારમાં જણાઇ આવે છે. જ્ઞાન તથા વૈરાગ્યપ્રધાન સંતજનો કવિ તેમ તત્ત્વજ્ઞોનું એક જુથ, અને તેમણે પ્રકટ કરેલ નિજ નિજ ભાવનાઓ તેમ સંવેદનાઓ.

પ્હેલા જુથે એકજ સત્યઃ બીજાએ એક તથા અનેક ઉભય સત્ય એમ પૂકાર્યું. અને એ દ્વારા કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, દ્વૈતાદ્વૈત. અને દ્વૈત વગેરે વગેરે મતપ્રદર્શનો આદર્યાં.

“ગીતાના ગાનારા મહારાજે” આ સર્વ મતોને પોતાગાં સંકળ્યાઃ અને જ્ઞાન તથા ભક્તિને, પ્રેમ તથા વૈરાગ્યને, બન્નેને પોતામાં સમાવ્યા; ગુજરાતમાં અને સારાય હિન્દમાં આ ભાવ ભાગવતધર્મરૂપે વર્ણવાયો; અને વલ્લભમતરૂપે તે પ્રસિદ્ધ થયો.

નરસિંહ, મીરાં ને દયારામ. ગુજરાત–મહા ગુજરાતના ભાગવત ધર્મના પરમ પ્રણેતાઓ–વિરલ ગાનારાઓ ગણી શકાય; અને તેમની નવધા ભક્તિ તેમ તેથી પરની પરમ અદ્ભુત ને પરમ અનનુભૂત દશમી પ્રેમલક્ષણા ભક્તિ તે વલ્લભમતના પુષ્ટિસંપ્રદાયને અવલંબતી કહી શકાય. અહીં શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ રૂપે-વિશ્વવંદ્ય સાકાર નિરાકાર (Spirit–Person) રૂપે પ્રકટે છે, અને હરકોઈ માનવ ભક્ત (સ્ત્રીપુરૂષ, બ્રાહ્મણ ભંગી સર્વ) તેના સાન્નિધ્યમાં ઉભી, તેને પ્રેમભાવે બની, તેનાં દર્શન, તેનાં શ્રવણ, તેનાં કીર્તન ને યશગુણ રટણ આદરી રહે છે. તેની સાથે, ગુજરાતનાં એક નવયુગનાં કવિચિત્રી ગાય છે—

"હાંરે, કોક ઓથેથી વિશ્વને હુલાવતોઃ
જીવન મૃત્યુનો જૂલો ઝુલાવતોઃ—"

એવાની સાથે પરમ અલક્ષ્ય એવું રસનું, પ્રેમનું, સખ્ત તેમ સાયુજ્ય માણી રહે છે. અને અંતે ચતુર્થામુક્તિથી પરની તાદાત્મ્ય મુક્તિની વાંછના આત્માને અંતરતર અંતર સંગ્રહી રહે છે; એટલુંજ નહિં પરંતુ જેને ભક્તિ મીમાંસકો 'ઉત્તમા સહજાખ્યા' એ નામે વધાવી લે છે તેવી સહજોપલબ્ધ પરમાત્મા પ્રાપ્તિને તે વરી રહે છે. આ સ્થિતિમાં ભક્ત તથા ભગવાન્ અન્યોન્યના સુહૃદ્ સમા શોભે છે. પરસ્પરના સખા સમાઃ—અને ગીતાજીની વાણીમાં ભક્તજન ગાય છે કે: **प्रियः प्रियायार्हसि देव सोढुम्**। અને ભગવાન્ પોતે પ્રત્યુત્તર દઇ રહે છે કે **प्रतिजाने प्रियोऽसि मे**

આટલા પ્રસ્તાવ પરથી આપણને પ્રતીત થઇ રહે છે કે દયારામભાઇના જીવન તેમ કવનના આજ એક પ્રધાન સૂર હોઇ શકે છે. પ્રેમ અને ભક્તિઃ કારણ એજ પ્રધાનભાવ સર્વ કોઇ ભાગવત ધર્મનાં લાડિલાઓએ જગતને સમર્પેલ છે; પશ્ચિમ તેમ પૂર્વમાં. સારોય મધ્યયુગ ( Middle Ages ) યુરપમાંય અનેકાનેક ઓલીઆઓ, સૂફીઓ, ભક્તજનો, સન્તો ને સન્તનીઓ થકી સભર ભર્યો પૂર્યો છે, અને અહીં પણ પૂર્વે હિંદમાં ચંડીદાથી વિદ્યાપતિ તેમ પાછળથી ચૈતન્ય, ઉત્તરમાં સુરદાસ, તુલસીદાસ, કબીર ઉપરાંત રામાનંદ, નાનક ને દાદુ, દક્ષિણમાં તુકારામ ને નામદેવ અને પશ્ચિમમાં ઉપર કહ્યું તેમ નરસિંહ, મીરાં તથા દયારામ અને અત્યારના નવયુગના ભોળાનાથભાઇ તથા કવિ ન્હાનાલાલ ને ખબરદાર પણ.

આમ છતાં ખરેખરો સાચ્ચામાં સાચ્ચો તો એકજ કવિ ગાયક અત્યારના સમસ્ત પૂર્વને આવરતો દૃષ્ટિએ પડે છે; અને તે રવીન્દ્ર

નાથ ટાગોર. ભાગવતધર્મનો ઉંડેરાં પ્રણેતા અત્યારે આ કવિને કહી શકાય. બ્રહ્મ ધર્મની છાયા તળે ઉછરેલ, ઉપનિષદનાં અમૃતપાન પીધેલ ને પચવેલ, આ કવિતત્ત્વજ્ઞ ઉચ્ચોચ્ચ વૈષ્ણવધર્મનો આણુ પ્રવર્તાવનાર તરીકે આપણી સમક્ષ ઉભે છે.

"He is the first among our saints who has not refused to live, but has spoken out of life itself and that is why we give him our love"

તે જગત્‌ને મિથ્યા નથી માનતાં, તે માયા વાદને નથી પિછાનતા; તે વૈરાગ્યને નથી લેખતા; તે સર્વેશ્વરવાદને પિછાને છેઃ તે પ્રભુને તથા પોતાને પરસ્પરના સુહૃદસમા ઓળખાવે છે; પ્રિય તેમ પ્રિયાસમી અન્યોન્યની પ્રશંસા તેમ કીર્તિ બહલાવી રહે છે; સારીય તેમની "ગીતાંજલી" દયારામભાઇના "રસિકવલ્લભ" ની જેમ આજે ભાગવતધર્મને ઉકેલતી દીપી રહી છે.

આવાજ સખા વા સખીભાવે પરમ પુરુષને સુફીઓએય સ્વીકારેલ ફારસી તેમ આરબી વાઙ્મયમાં પ્રત્યક્ષ છે. જેમ નારદે તેમના ભક્તિસૂત્રમાં, ને ગોપીગણોએ તેમના જીવનના પ્રત્યેક નાના મોટા વ્યાપારમાં સ્વીકારેલ છે તેમ. આજ સખા વા સખીભાવે પશ્ચિમનાં સાહિત્યમાં "Bean Eternal" ની ભાવના ગોચર થાય છે; અને ભક્તગણો ભગવાન ઇસુની Eternal Brides રૂપે પ્રકાશે છે. મીરાંરાણી કહેતાં તેમ એકજ પુરુષ સારીય સૃષ્ટિમાં ને વિશ્વવિશ્વાન્તરમાં હોઇ શકે છે; બીજાં સર્વ તેની આગળ સ્ત્રીજન છે, ભક્તજન છે, સખીજન છે. અને દયારામભાઈ પણ પોતાને "પ્રીતમસખી" રૂપેજ વારંવાર કાં નથી ગાઇ રહેતા?

ત્યારે દયારામભાઇનું અક્ષર જયંતીગાન તો આજ એક હોઇ શકે છે જે દુર્બોધ છે કારણ જે કેવળ સ્વાનુભવગમ્ય છેઃ આ ગાન

તે "પ્રેમગાન" છે-પરમ પ્રેમલક્ષણા ભકિત ગાન' છે, ઉત્કૃષ્ટ "પ્રેમ પરબ્રહ્મગાન" છે. આથી તે ગાય છે.

"ઓધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી,
કોઈ અનુભવી જાણે એ, કહેતાં તો નાવે બણીઃ"

અને આગળ ચાલતાં એજ 'ગરબી'માં તે જણાવે છે.

"છે અગમ પંથ સ્નેહનો રે; ઓધવજી તે નથી દીઠો"
"ત્યાં લગી જ્ઞાન ગોઠે રે; જોગ પણ છે મીઠો"

બસ, આ ઉપલી બેજ પંક્તિઓમાં સારૂંય આપણને દયારામભાઇ વિષેનું-તેમના જીવન તેમ કવન સંબંધીનું જ્ઞાન મળી રહે છે. તેમની પ્રેમભકિતની ઉચ્ચ મીમાંસા અહીંજ તેના સાચા સ્વરૂપમાં સાંપડી રહે છે. તેમના પ્રખર Affirmation Mysticism ની સઘળી ભાવના એમાંથી વ્યક્ત-સુવ્યકત થઇ એ તો તે કહે છે તેમજ વ્યકત -સુવ્યકત થઇ રહે છે; એ તો તે કહે છે તેમ 'પરમ પ્રેમ પરબ્રહ્મ" તેણે નથી પિછાન્યો તેનેજ જ્ઞાનનો ને યોગનો, વૈરાગ્યનો ને ત્યાગનો માર્ગ સોંઘો ને મીઠો લાગે છે. અગમ્ય પ્રેમપંથના જાણણહારને તો તેજ એક સર્વોપરિ માર્ગ છે એમ પ્રત્યક્ષ થઇ રહે છે. અને આ કાળે જેમ ઇટાલીન મહાકવિ ડેન્ટીને સંવેદન થયેલ સ્વર્ગસદનમાં પોતાની પ્રિયતમા બીએટ્રીસની સાથે સોલ્લાસ ઉભતા ને આનંદતા, કે તે ભવ્યદિવ્ય પ્રીતિપાત્રના પ્રત્યેક રસસ્મિત વડે પોતે અધિકાધિક સઘન ને સમૃદ્ધ બની રહે છે. અનેરાં સંસિદ્ધ ને શિવત્વમને વરી રહે છે મુક્તિદાદર્શનને નિઃશ્રેયસ કલ્યાણને દેહાત્મ વધાવી રહે છે, ને એ રીતે પોતે પણ બ્રહ્મના સવિશેષ નિકટતર ને નિકટતાર થઇ રહેલ છે, તેમજ દયારામભાઇને સર્વનિજ પ્રેમભક્તિના ગાન ગાતે ગાતે થઇ રહેલ છે. અગમ્ય પ્રેમના પંથમાં તે પોતાના પ્રાણ સખાને નિમંત્રી રહે છે, ને પૂકારે છે કેઃ-

" તે તો અચળ અમારૂં રે ચિત્ત રસિયામાં રમે " રસશક્તિ ને રસોદ્દબોધક શક્તિની મંત્રણા આથી વધુ સરસ અન્યત્ર મળી શકશે ખરી ? " I have found the Living God " એ રૂપની પશ્ચિમના પૂર્વના mystics ને અનુભવતાં પ્રેરણાજ ઉપલી દયારામ ભાઈની પંક્તિમાં પ્રકટ નથી થતી શું ? અને અહીં હું ને તુંના ભેદ ગળી જઇ ભક્ત તથા ભગવાન એકને અભેદ્ય રૂપે દીસતા નથી શું ?

આવોજ સાક્ષાત્કાર પ્રત્યેક સાચા પ્રેમીને પ્રણયીને, ભક્તને, સુધીને અહીંજ આ જગતમાં, પરમ પરમાત્માએ નિજ વિભૂત અંશ વડે પ્રકટાવેલ આપણા સુસુન્દર ને સુખ કુંજરૂપ પૃથ્વી ગ્રહપરજ, કાં નથી થતો ? પ્રત્યેક પરમાત્માના લાડિલાને તેના સાચા સંતજનને તેના સજોડ સખાને સુહૃદરૂપે રમતા "સત–સંગી"ને આવોજ પરમ પ્રેમાસ્પદ અનુભવ કાં નથી પ્રકટતો ?

ભક્ત કવિ શ્રીદાદુના ભજનમાળ ( Psalms of Dadu ) ની પ્રસ્તાવનામાં ડો. એનીબીસાન્ટ જણાવે છે તે સત્યજ છે કે:

Bhakti is a World Message that need no translation, when heart speaks to heart Like music, its tones do not require words, and like the music of the German, the Italian, the Greek Church, it appeals to the highest, the purest emotion, the cry of the embodied spirit the Spirit Universal, "I am self."

આ દૃષ્ટિથકી વિચારતાં આપણને સહજ દયારામભાઇનું સ્થાન વિશ્વવાઙ્મયમાં કયાં છે તે સુલક્ષિત થયા વિના ભાગ્યેજ રહી શકશે ઇતિ શમ્. 'ગુજરાતી' તા. ૨૯ મી સપટેમ્બર ૧૯૨૯.

---

# ઇશ્વર મહાન્ જાદુગર છે !!

( લેખકઃ—શા. વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી )

ગુર્જરસાહિત્યને ખીલવવામાં આગળ પડતો ભાગ લેનાર ભકત કવિઓજ છે એમ તે સાહિત્યના અભ્યાસીને નિશ્ચય થાય છે. વસ્તુતઃ જેનું હૃદય ભકિતરસથી અજ્ઞાત હોય છે, ઇશ્વર ઉપરના ગાઢ સ્નેહથી અપરિચિત હોય છે, તે હૃદયમાંથી ઉદ્ભવેલું કવન ચિરસ્થાયિ અને જનમતોહારિ હોતું નથી, એ નૈસર્ગિક નિયમ જ છે. આદ્યકવિશ્રી ભકત નરસિંહમહેતાના કાવ્યોમાં ભકિતરસ છલકાતો કોણે અનુભવ્યો નથી. ? પૂર્ણગુણવિગ્રહ સદાનંદ શ્રીકૃષ્ણપ્રતિ અપૂર્વ પ્રેમ તેમના કાવ્યોમાં શું નથી પ્રકટી નિકળતો ? એવાં અલૌકિક દિવ્ય પ્રેમનાં દર્શન કરાવીને, લૌકિક સુખમાં આનંદ માનનારી સષ્ટિના અંતરમાં નવો પ્રકાશ ફેલાવીને, આ દુસ્તર ભવસાગરમાંથી સુગમતાએ કરીને તરવાનો ઉત્તમોત્તમ માર્ગ દેખાડનાર ભકત કવિઓજ છે એ વિષે સવિસ્તર વિવેચન કરવાનું અત્ર સ્થલ નથી.

શુષ્ક થયલી ગુર્જરસાહિત્યભૂમિને ખેડીને તેને નવપલ્લવી બનાવવાની યોગ્યતા પ્રાપ્ત કરાવી આપવાનું માન સાક્ષરો જેમ આદ્ય કવિશ્રી નરસિંહમહેતાને આપે છે; તેમ તે ખેડાએલી ભૂમિને નવું જીવન અર્પીને તેને વિકસાવવાનું અને સફલ બનાવવાનું સંપૂર્ણ માન પરમ ભકતરાજ કવિશિરોમણિ દયારામભાઈને ઘટે છે. દયારામભાઈની મર્મભેદક અને રસનિઃસ્યંદિની 'બાની 'એ ગુર્જર હૃદયમાં, ઇશ્વરપ્રેમાંકુરિત સહૃદય સ્વાંતમાં એક પ્રકારની અલૌકિક સુધાજ વહેવરાઇ છે એમાં શક નથી. જો કે આધુનિક જડવાદિ વાતાવરણની અસરવાળા હૃદયોએ કવિશ્રીના ઉત્તમોત્તમ માર્મિક સિદ્ધાંતોનું કેન્દ્રસ્થાન નિર્ણાયાં વિના કવિ-

શ્રીના વિશુદ્ધ સચ્ચારિત્ર્યને પણ કલંકિત કરવામાં પાતકભય માન્યો નથી ! પણ એટલુ ખ્યાલમાં રાખવુ કે કવિશ્રીનો આત્મા સમજવાની યોગ્યતા એકદમ પ્રાપ્ત થતી નથી. કવિશ્રીની વિચારશ્રેણી કઇ દિશાનું અવલંબન કરે છે; કવિશ્રીના ઉચ્ચ હૃદયની ઉંડી લાગણી કઇ તરફ ઢળે છે. એ વિષે શોધખોળ કર્યા વિના કવિશ્રીના કાવ્યો વિષે અમુક મત બાંધી લેવું એ એમને ઘોર અન્યાય કરવા જેવું છે. સ્વર્ગસ્થ સાક્ષર રા. ગોવર્ધનભાઇએ કવિશ્રીનું હૃદય સમજવા માટે કંઇએક અંશે પ્રયાસ કર્યો છે; પરંતુ ઘણા કાલથી ઘર કરી બેઠેલા શુષ્ક વિચારોએ તેમાં સંપૂર્ણ ફતેહ મળવા દીધેલી નથી. બાકી અન્ય વર્ગે તો ' આંધળાની હાર ચલી જે દાતાર ' એ કહેવતને અનુસરવામાં ન્યૂનતા રાખીજ નથી ?

આજે નવા બેસતા વર્ષના આનંદદાયક દિવસે કવિશ્રી ઉપર પ્રેમ ધરાવનારાઓના હસ્તમાં કવિશ્રીની એક અપ્રસિદ્ધ અને સ્વલ્પ પણ અર્થગાંભીર્યવાળી કવિતા મૂકવામાં આવે છે, તે, કવિશ્રીના કાવ્યરસથી ભીંજાયલા હૃદયોને ઘણીજ રુચિકર થઇ પડશે. કાવ્યની જોડણી પ્રાચીન પુસ્તકને અનુસારેજ રાખવામાં આવી છે.

૫૬

[ માઢમાં ગવાય છે. તાલ દોહરો ]

[ કે ] વારી જાઉં રે નાગર નટુવા, ધરે વિવિધના વેશ;
કલારૂપે થઇ ક્રીડા કરે, ન્યારો નાયકરૂપે શેષ. વારિ જાઉં. ટેક.
બાજીગર બાજી સંસારની, તે ભલી રચી છે ભાઇ
મોહન મોર વજાડિ મોહિની, સુણી સહુ ગયું મહોવાઇ,
વારી જાઉં. ૧
ઉલટ ખેલ બતાવે ખલકને, કરે સહુની નજર બંધ;

ચુગટી રજની ફેંકે મંતરી, કરે દેખતાને પણ અંધ
વારી જાઉં. ૨

સાચો હીરો બતાવે ઠિકરી કરે કંકર કંચન મહોર;
જાણીતા તે પણ ભૂલા પડે, સૂઝે નહીં પોતાનો ઠોર.
વારી જાઉં. ૩

તાહારી નટણી માયા જોર છે, કળા કામરૂદેશની પૂર;
અજીત પર ઉસ્તાદના જોરથી, બાંધી લીધા પંડિત સૂર.
વારી જાઉં. ૪

કહાડયા મુખથકી ત્રણ દોરડા, રંગ કાળો ધોળો ને લાલ;
તેહેનો પાર નાં આવે ખેંચતાં, તે ત્રણ્યેના જૂજવા ખ્યાલ.
વારી જાઉં. ૫

તે ત્રણ ગુણના ત્રણ પુરુષ થયા, એક બ્રાહ્મણ યોગી ગૃહસ્થ
બ્રાહ્મણ યોગી તો બળીયા ઘણા, તેથી ગૃહસ્થનો અધિક
દસ્ત વારી જાઉં. ૬

પહેલે વિપ્રે રચ્યાં બહુ પૂતળાં, પૂર્યાં ગૃહસ્થે મન અભિલાખ;
જોગિયે અગ્નિ કહાડયો આંખ્યથી, સહુ બાળીને કીધું ખાખ
વારી જાઉં. ૭

તાહારી મરજી જોઇ મતવાલીયા, વળી કર્યું એવું કર્મ;
ચુટકી માટે કર્યો ચટુકલો, થયું હતું ત્યમનું ત્યમ.
વારી જાઉં. ૮

તાહારી અકળ કળા ગોડીયા, રચી વિદ્યા ઇંદ્રજાલ:
સઉ મોહોવાઇ પડયું તે ફંદમાં, વૃદ્ધ યૌવનને વલી બાલ.
વારી જાઉં. ૯

તાહારો મંત્ર શિખવ્ય તું મુજને, હું ચેલો તાહરો થાઉં;
એહેવી જડીબુટ્ટી મને આપ્ય તું, (જે) તાહારી નટણીથી-
ન મોહોવાઉ. વારી જાઉં. ૧૦
શરણ જાતામાં આપી ભક્તિ જડી દીધો મંત્ર હરિ નિજનામ,
એ સાધે માયાથી મોહોવાશ નહીં એમ કહે **દયારામ**
વારી જાઉં. ૧૧

**ભાવાર્થ**:—ઉપરની કવિતાનું તાત્પર્ય અત્રે આપવામાં આવે તો તે અસ્થાને નહિજ ગણાય.

બ્રહ્મવાદનો સિદ્ધાંતજ એ છે કે પરાત્પર નિર્ગુણ પૂર્ણ પુરુષોત્તમ પરમાત્માને જ્યારે બહીરમણની ઇચ્છા થાય છે ત્યારે પોતે પોતાના અનેક વિલક્ષણ સ્વરૂપો પ્રકટ કરીને ક્રીડા કરે છે. ઉપનિષદ્નો પણ એજ સિદ્ધાંત છે–एकोहं बहु स्यां प्रजायेय, एकाकी न रमते स द्वितीयमैच्छत् વગેરે વાકયો પ્રભુ જગદ્રૂપે થઇને વિવિધ ક્રીડાઓ કરે છે એમ નિશ્ચય કરાવે છે. ભગવાન્ વેદવ્યાસ પણ બ્રહ્મસૂત્રમાં लोकवत्तु लीलाकैवल्यं 'आत्मकृतेः परिणामात्' 'अहिकुण्डलवत्' વગેરે સૂત્રોથી ભગવાનનું બહુસ્વરૂપે ક્રીડાશાલિત્વ દર્શાવે છે. શ્રીમદ્ભાગવતમાં પણ આજ સિદ્ધાંત અનુસ્યૂત क्रीडार्थमात्मन છે इदं त्रिजगत्कृतं ते' 'क्रीडाभाण्डमिदं विश्वं' વગેરે વાક્યદલ પ્રભુનું લીલાવિશિષ્ટત્વ સૂચવે છે. ભગવાન્ સર્વધર્મવિશિષ્ટ છે, અનન્તશક્તિમાન્ છે, પોતેજ આ જગદરૂપ નાટકના સૂત્રધાર છે. આ ઉત્તમોત્તમ શ્રૌત સિદ્ધાંતને અનુસરીને પ્રભુને જાદુગરરૂપે ભક્ત કવિ વર્ણવે છે. 'હે નાગર નટુવા–નટવર ! તારા ઉપર હું વારી જાઉં છું. તું તરેહ તરેહના વેશ ધારણ કરે છે કલારૂપે ક્રીડા કરે છે, પણ નાયકરૂપ 'શેષ' સંજ્ઞાવાલો થઇને કંઇક ન્યારો થઇ રહે છે, भवानेकः शिष्यते शेषसञ्ज्ञः એ ભાગવતવાક્ય પણ

પ્રભુના શેષસંજ્ઞિત્વને સ્ફુટ કરે છે. દુનિયાના મહાન્ જાદુગર વિશ્વાત્મા વિભુની શક્તિ એવી તે અગાધ છે કે કોઇને કશી સમજણ પડતી નથી. આ સંસારરૂપી એક મોટી બાજી રચીને, મોહિની લગાડીને સર્વને મુગ્ધ કરે છે. મોહન આખા વિશ્વને કંઇક ઓરતરેહના ખેલ બતાવે છે. પોતાનું શુદ્ધ સ્વરૂપ સર્વના ખ્યાલમાં આવવા દેતા નથી, બધાની આંખમાં ધૂળની ચપટી મંત્રીને ફેંકે છે, તેથી, દેખતા પણ આંધળા બની જાય છે. બિચારા જ્ઞાનીઓની ગતિ પરાહત થઇ જાય છે. વસ્તુતઃ આ દૃષ્ટિગોચર થતું સર્વ જગત્ તન્મય–ભગવન્મય છે, ભગવાન્‌થી પરબ્રહ્મથી ભિન્ન નથી, છતાં લોકોની દૃષ્ટિએ જુદું દેખાય છે, તેનું કારણ બીજું કંઇ નહિ, પણ એ સર્વ શક્તિમાનની ઇચ્છા-રૂપ માયા શબ્દવાચ્ય એક શક્તિજ છે. વસ્તુનું મૂલ સ્વરૂપ પલટાવી નાંખીને કંઇ અન્યરૂપે દેખાડે છે. લૌકિક જાદૂગર કામરૂ દેશમાં જઇ કલા શીખીને આવે છે, પણ આ દિવ્ય, સચ્ચિદાનંદાત્મક જાદુગર તો એવી શક્તિ ધરાવે છે કે કામરૂદેશની કલા તેના કંઈ હિસાબમાંજ નથી. ગુજરાતમાં કેટલાક બ્રાહ્મણો માતાના ભક્તો બનીને, રસ્તામાં ત્રિશૂલ ખોદીને, ગર્જના કરે છે અને કહેછે કે મારામાં માતાનો આવેશ આવેલો છે, અને મનોવાંછિત પદાર્થ હું મુખમાંથી કાઢી શકું છું, અને કાઢે છે પણ ખરો, જો કે તેમાં માતાના આવેશ જેવું કાંઈ હોતું નથી, એ તો એક જાતનું પ્રતારણાપટુત્વજ છે. છેવટે એ બ્રાહ્મણ મોંઢામાંથી લાંબાને લાંબા નાડાછડીનાં દોરડાં કાઢે છે. તેવીજ કલ્પના અત્રે કવિ શ્રી કરે છે અને કહે છે કે આ જાદુ-ગરના રાજાએ પોતાનાં મુખમાંથી જુદી જુદી જાતના રંગના ત્રણ દોરડાં કાઢ્યાં છે. એકનો રંગ કાળો છે, એકનો ધોળો છે અને એ-કનો લાલ છે. તેનો ખેંચતા પાર આવતો નથી અને ત્રણેનાં માર્ગો

ભિન્ન છે. આ ત્રણુ ગુણો દોરડાં બીજા કોઇ નહિ, પણુ અનુક્રમે બ્રહ્મા-વિષ્ણુ અને શિવ છે. પરાત્પર પુરૂષોત્તમના ધામરુપ અક્ષર બ્રહ્મમાં જ્યારે સત્ત્વ વિવૃદ્ધ થાય છે, ત્યારે તે સત્ત્વાત્મક 'વિષ્ણુ' કહેવાય છે. જ્યારે રજોગુણુ વૃદ્ધિંગત થાય છે. ત્યારે 'બ્રહ્મા'એ સંજ્ઞાને પ્રાપ્ત કરે છે, જ્યારે તમોગુણુ સમેધિત થાય છે, ત્યારે 'શિવ' શબ્દથી ઓળખાય છે. શ્રીમદ્દવલ્લભાચાર્યજી આજ્ઞા કરે છે કે **ब्रह्मा ब्राह्मणतां यातस्तद्रूपेण सुसेव्यते ।** બ્રહ્મા બ્રાહ્મણુ થયા. શિવ યોગી થયા. વિષ્ણુ ગૃહસ્થ થયા. તેથી વધારે હક્ક એમનોજ છે. બ્રહ્માએ સૃષ્ટિ રચી. વિષ્ણુએ તેનું રક્ષણુ કર્યું શંકરે તૃતીય નેત્રાગ્નિથી સર્વ બાળીને ખાખ કરી નાંખ્યું. હે પ્રભો ! તું પલમાં સર્વને સૃજે છે. પલમાં લય પમાડી દે છે, તારી અકળકલાને કોઈ કળી શક્તું નથી. તારી માયાશક્તિના ફંદમાં સર્વ ફસી પડયા છે. તારા ઇંદ્રજાલથી કોઇ બચ્યું નથી. વૃદ્ધ, યુવાન કે તારી અગાધ વિચિત્ર શક્તિના પંજામાં સપડાયા સિવાય રહ્યા નથી, છેવટે કવિ દુનિયાના ઉત્પાદક મહાન્ જાદુગરને કહે છે કે, હે ગુરો ! તારો મંત્ર જો મને શિખવે તો હું તારો ચેલો થાઉં. મને કંઇ તારા સ્વરૂપમાં ભળી જવાની ઇચ્છા નથી, કે હું તારા જેવી સર્વ-શક્તિઓ ધરાવવાનું માગું. હું તો એટલુંજ માગું છું કે તારી સમગ્ર દુનિયાને નચાવનારી માયાથી હું મોહ ન પામું એવી તું મને જડી-બુટ્ટી આપ. આવી મોહક શક્તિ ધરાવનાર જાદુગર ઓછો દયાલુ નથી, માત્ર શરણે જતામાંજ ભક્તિરૂપી જડીબુટ્ટી આપે છે, એ સિદ્ધ થયેથી હે જીવ ! તું એ મહાન્ નાટયકારની નટણીથી મોહ નહિ પામે. કવિવર નરસિંહ મહેતા પણુ કહે છે કે,

'મોહ્યા મોહ્યા તે મુનિવર રામારે, ગોરી તારે તાજુડે;
રૂપ સ્વરૂપ કળ્યું નવ જાયે, કાંઇ દીસો છો ઇશ્વરી માયારે !"

આવી વિભુની વિશ્વમોહિની માયાને ભક્તિરૂપી જડીબુટ્ટી સિવાય જીતી શકાતું નથી, એમ કવિવર કહે છે. મહામાયાવી, સદાનંદાત્મક શ્રીકૃષ્ણભગવાન્ પણ એકજ ઉપદેશ છે કે—मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ये। ભગવદનુગ્રહ જ્યારે થાય છે ત્યારે माया परेत्यभिमुखं च विलज्जमाना એ કથનાનુસાર માયાનું જોર ચાલતું નથી. કવિવર દયારામભાઇનું કવન છે કે—

એરી સો હુ મીત હોત માહૂર અમૃત હોત,
અનીતિ સોં નીત હોત, સુલટી બિગારે કી;
કાયરકી જીત હોત, બિપ્રીત સુપરીત હોત;
દાહક સો સીત હોત, શ્વેત કૃતિ કારે કી;
કિંકર સો ભૂપ હોત, મુગ્ધ બુદ્ધરૂપ હોત;
તુચ્છ સો અનૂપ હોત, અરુ ભૂત આરેકી,
પાહન સો બને પોત, ફૂરે દગ હોત જોત;
દયારામ જબે હોત, કૃપા કૃષ્ણ પ્યારેકી.

પ્રભુકૃપા વિના સર્વસાધનો વ્યર્થ છે. જ્યારે દીનતા આવે છે, ત્યારે પ્રભુની કૃપાનું પાત્ર થવાય છે, માટે દીનતા રાખીને પ્રભુનો અનુગ્રહ મેળવવો. ભગવદનુગ્રહ સિવાય ઇતર સર્વ નકામું છે. આદ્ય કવિ કહે છે કે—

'મનતણા મનસુબા મનમાં રહી ગયા, સાત સાંધુ ત્યારે તેર તૂટે,
નરસૈંયાના સ્વામી તમારી કૃપાવિના; રંક મનાવું ત્યારે રાય રૂઠે.

' श्रेयः स वो दिशतु शाश्वतिकं मुकुन्दः '।

---

# કવિશ્રી દયારામના જીવનના થોડાક પ્રસંગો.

( જગજીવનદાસ દયાળજી મોદી )



ગુજરાતના રસિક કવિવર શ્રી દયારામના નામથી કોણ અજાણ્યું છે? એ રસમસ્ત કવિનાં રસપૂર્ણ કાવ્યોનો જેને એક વખત પણ પરિચય થયો હશે, તેને તો એ કવિના નામની મોહિની લાગ્યા વગર નહિ રહી હોય. ચંદ્રબિંબમાં રહેલા હરિણનાં શિંગડાં જોનાર નિરીક્ષકોને કોઇ કોઈ કાવ્યમાં કંઇ કંઇ નિંદ્ય વસ્તુ દેખાતી હશે, પણ જે કાવ્યામૃતના આસ્વાદ લેનારા છે, તે તો તે અમૃતપાનમાં જ મગ્ન રહેશે. માણસનું શરીર નિંદ્ય વસ્તુઓથી જ ભરેલું છે, છતાં તે સુંદર છે; તેમાં રહેલી સુંદરતા જોઇને જ માણુસ મોહિત થાય છે. તેના નિંદ્ય ભાગો તરફ જોતું નથી; તેમ જ કાવ્યમાં જે હૃદયદ્રાવક અંશો રહેલા છે, તેને અનુભવીને જ કાવ્યરસજ્ઞ પુરુષો આનંદિત થાય છે. કવિ દયારામનાં એકેએક કાવ્યમાં એવા અંશો છે, અને તેથી તેનો પરિચય ગુજરાતને જેમ વધારે થાય તેમ ફાયદો છે. કવિના જીવંત કાવ્યો મનુષ્યહૃદયોને એકરાગી અને રસિક—રસજ્ઞ બનાવે છે. કવિના કાળમાં તેમનાં કાવ્યોએ ગુજરાતની પ્રજા ઉપર એટલી બધી અસર કરેલી જેથી આખી ગુજરાતની સમસ્ત પ્રજા તેમાં તન્મય થઇ ગયેલી. એવા એક સર્વ સમર્થ કવિના જીવનની જેટલી હકીકત મળે, તેટલી જાણવા જેવી છે. કવિના વિસ્તૃત જીવનચરિત્ર-માંથી ઘણી હકીકત એકઠી કરવામાં આવેલી છે; તો પણ જે છૂટા

છૂટા અન્ય પ્રસંગો જનમુખે સાંભળવામાં આવે, તે એકઠા કરી જાહેરમાં મૂકવાની જરૂર છે. કવિના એવા જીવનપ્રસંગો તેમની શિષ્યપરંપરામાંથી વિશેષ જાણવામાં આવે તે રીતે મને જે કંઇ જણાયલા, તે અત્રે સંગ્રહિત કરૂં છું.

કવિને વડોદરાના નગરશેઠ હરિભક્તિ તરફથી વર્ષાસન મળતું હતું. તે લેવાને કવિ એક વખત વડોદરે આવેલા હતા. વડોદરે આવ્યા પછી કવિને ખબર મળી કે, તેમને મળવાને માટે પેટલાદની એક નાગરેણ બાઇ ચું નામે ખાસ ડભોઇ આવેલી છે. આ બાઇ બહુ સારી ગાનારી અને રસમર્મજ્ઞ હતી. કાવ્યસાહિત્ય સમજવામાં નાગરો ખાસ પ્રખ્યાત છે. અને તેમાં નાગરસ્ત્રીઓ તો નાગરિકાઓ—રસચતુર જ, તે ઉત્તમ રસ અને મર્મ જોઇને કવિપર ફિદા કેમ ન થાય? કવિનો પ્રધાન-પ્રિય રસ શૃંગાર હતો. એ રસમાં કવિએ મનુષ્યસ્વભાવ, હૃદયના ધર્મો અને વિવિધ ચતુરાઓની જે ગુંથણી ગુંથી છે, તે જોઇને રસજ્ઞ માણસ તેની પાછળ ગાંડુ થઇ ગયા વગર ન જ રહે. બાઇ ચું પણ એ જ પ્રમાણે કવિનાં કાવ્યો સાંભળીને ગાંડી બનેલી. કવિની ગરબીઓ, ઠુમરીઓ, ગઝલો અને લાવણીઓ ગુજરાતમાં ઠેરઠેર ગવાતી અને ગવાય છે. કવિની એવી કેટલીક ગરબીઓનો ભિક્ષાવૃત્તિ કરનાર ટેહેલિયા બ્રાહ્મણોને નિર્વાહનું સાધન થઇ પડયું હતું. કવિ દરરોજ નવી નવી ચીજો બનાવતા અને મિજલસો ગજાવી મૂકતા. કવિની ચીજો ઘણા લોકો ઉતારી લેતા અને પછી હોંસથી ગાતા ફરતા. એવી એક ચીજઃ—

"એરી એરી યે" બેંદિકા સવાર દીની યં.
લાડલી લાલ બેંદા બીચ મૃગમદ.
"મદન મોહન" "પિયા હિય" હર્યો હવે. એરી યે.

"બાલ બીંબ મધ્ય મીત્ર" જનુ અલી અલી બાલ બસ્યો.
સુસુમ (?)લજી સોતીન હિય ગરવ ગર્યો હવે, એરી યે.
નખ શિખ પ્રતિ અતિ અંગરૂપ, માધુરી અકથિત અનુપ,
લખ લજ્યો મનોજ ચંદ મંદ ઢર્યો વે. એરી યે.
અતિ પ્રવીન જાનરાય. લલિત કહી ન જાય,
સો દયા પ્રીતમ તેરે ફંદ પર્યો વે. એરી યે.

એ ચીજ પરંપરાએ ચાલતી ચાલતી પેટલાદ ગઈ અને બાઇ સુંના સાંભળવામાં આવી.

આ ચીજમાં રાધિકાની સખી લલિતા રાધિકાને કહે છે કે "હે લાડલી! તેં આ બેંદી–કપાળમાં ચાંલ્લાની ટપકી–શી રીતે બનાવી દીધી? ગોરા લાલ ચાંદલો અને તેની વચ્ચે કસ્તુરીની ઝીણી શ્યામ ટપકી! કેવી સુંદર રચના! એનાથી સુંદર શ્યામ પિયા શ્રી કૃષ્ણનું તેં મન હરી લીધું છે. એની સાથે માથામાં ખોસેલો ચાક જાણે સૂર્ય જેવો શોભે છે અને વાળમાં જાણે ભમરાઓ બેસી રહેલા છે, જે જોઇને તારી સર્વ શોકયોનો ગર્વ તો ગળી જ ગયો. નખ-શિખ પર્યંત જેનું રૂપ અપ્રતિમ છે અને જેની માધુરી અકથિત છે; તથા જેને જોઇને કામદેવ લજવાઇ ગયો છે અને ચંદ્ર ઝાંખો પડી ગયો છે; એવા અતિ ચતુર દયાના પ્રીતમ તારા ફંદમાં ફસાઇ ગયા છે, તે કેવીક ચતુરાઇ તેં બિંદી કરવામાં વાપરી છે!"*

આપણા તરફ સ્ત્રીઓ સાધારણ રીતે કંકુનો જ લાલ ચાંલ્લો કપાળમાં સૌભાગ્યસૂચક ચિન્હ તરીકે કરે છે, અને કેટલીક વધારે સૌંદર્યવતી જણાવાને માટે તેની સાથે બે ભમરની વચ્ચે નાની સરખી

* આ પદ વ્યાસ પ્રાણશંકર પાસેથી મારા સાંભળવામાં આવેલું, તે હજી અપ્રસિદ્ધ છે.

કાળી બિંદી પણ કરે છે; હાલની સુધરેલી સ્ત્રીઓને તો જાણે એ સૌભાગ્યચિન્હ ગમતું ન હોય તેમ કેટલીક તો ચાંલ્લો કરવાને જ શરમાય છે. કપાળમાં વળી એ લાલ ડાઘ શો ? તેમને સૌભાગ્યની જરૂર જ શી છે ? સદા સૌભાગ્યવતી જ એ છે. પરંતુ રાધિકાજીએ તો નવી જ રીત શોધી કાઢી કે લાલ ચાંલ્લાની વચ્ચે જ કસ્તુરીની કાળી બિંદી કરી કે જે શ્રીકૃષ્ણને વધારે મોહ ઉપજાવનારી થઇ પડી. સ્ત્રીજાતિના સૌંદર્યમાં અભિવૃદ્ધિ કરનારી, સ્ત્રીજાતિનું ગૌરવ વધારનારી આ કાવ્યની રચના જોઇ રસમર્મજ્ઞ નાગરિકા બાઇ શું કવિ તરફ ગુણલુબ્ધ કેમ નહિ થઇ હોય ? જે પુરૂષ આવાં રસપૂર્ણ કાવ્યો બનાવી શકે છે, તે પુરૂષને નજરે જોવાની ઇચ્છાથી અને, બીજાં કાવ્યો સાંભળવાની ઇચ્છાથી એ બાઇ ડભોઇ આવેલી, પોતાને મળવા એ બાઇને ડભોઇ આવ્યાની ખબર જાણી કવિ વર્ષાસન લેવાનું પડયું મૂકી એકદમ ડભોઇ ચાલ્યા ગયા. પોતાના ગુણની કદર જાણનાર અને પ્રેમથી મળવા આવનાર માણસને મળવા જવામાં પોતાની આજીવિકાના સાધનની પણ દરકાર ન કરી ! ગુણવાન્ માણસને પોતાના ગુણની કદર જાણનાર કોઇ માણસ મળે છે ત્યારે આવો જ હર્ષ થાય છે અને ત્યારે તેને બીજા કશામાં પ્રેમ લાગતો નથી. કવિએ એ બાઇને પંદર દિવસ સુધી ડભોઈ રાખી, અને પોતાનાં અનેક નવીન નવીન કાવ્યો સંભળાવી પ્રસન્ન કરીને વિદાય કરી.

કવિ જેવી જાત મિજલસમાં બેસતા, તેવાં કાવ્યો બનાવીને ગાતા. એમના ગુરૂ શ્રીમદ્વલ્લભ કુળના મહારાજ હતા અને તેઓની ભાષા વ્રજભાષા છે, તેથી જ કેવળ નહિં પણ પોતાના પરબ્રહ્મ પરાત્પર ઇષ્ટદેવ સ્વયં પુરૂષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રે જે વ્રજભાષાની મુખે સ્વ ઉચ્ચાર કરી પ્રસાદી નિર્ગુણ દિવ્ય કરેલી વ્રજભાષા જ ભક્ત કવિશ્રીને

વિશેષ પ્રિય હોવાથી કવિએ તેમની પ્રસન્નતાને માટે વ્રજભાષામાં જ ઘણાં કાવ્યો બનાવેલાં છે. કવિ વૈષ્ણવમંદિરોમાં ભજન ગાવા ઘણી વાર બેસતા અને વૈષ્ણવમંદિરોમાં વ્રજભાષાનાં જ ભજનો ઘણાંખરાં ગવાય છે, તેથી પણ કવિને વ્રજભાષાનો શોખ લાગેલો હોવો જોઇએ. એ જ પ્રમાણે કચ્છી, મારવાડી, ઉરદુ, મરાઠી, પંજાબી વગેરે ભાષાઓમાં પણ કવિએ કાવ્યો બનાવેલાં છે તે, તે ભાષાઓ જાણનાર લોકોની મિજલસમાં તેમની અને પ્રભુની પ્રસન્નતાને માટે અને પોતાના વિધવિધ ભાષાઓના જ્ઞાનની પંડિતાઇ બતાવી લોકને પોતાના તરફ મોહિત કરવા માટે કવિએ રચેલાં હોવાં જોઇએ. એવી એક મિજલસ વડોદરામાં એક વખત મુસલમાનોની મળી હતી. અને તેમાં વડોદરા રાજ્યના મુસલમાન સરદારો વિગેરે હતા. એ મિજલસમાં કવિને ઘણા માન સાથે બોલાવ્યા. કવિના સમયમાં જ કવિની કીર્તિ દિગંતવ્યાપિની હતી. જાતે કવિ અને વળી ઉત્તમ ગવૈયા–સોનું અને સુગંધ બંને સાથે–એટલે પૂછવું શું ? ગુજરાતી કોઇ પણ જાતની પ્રજા એમના નામથી અજાણી નહતી અને તેથી દરેક જાતના લોક કવિને ચહાતા. એક ફક્કડ કવિ તરિકે જ કવિ તે વખતે વખાણુતા હતા. એમનાં શૃંગારી કાવ્યોએ તો ગુજરાતની પ્રજાને ગાંડી બનાવી મૂકી હતી, અને સ્ત્રી જાતિનાં હૃદય વિંધી નાંખ્યાં હતાં. પ્રેમચાતુરી અને દાણલીલાની ગરબીઓ સ્ત્રીઓમાં ઠેર ઠેર ગવાવા લાગી અને આજે પણ નવરાત્રિમાં તેટલા જ ભાવથી ગરબાઓ ગવાય છે. બીજી જાત કરતાં મુસલમાન પ્રજા વધારે વિલાસી અને ઇશ્કી છે, અને તેથી આપણા ઇશ્કી કવિનો સમાગમ તેમને વધારે પસંદ પડતો. પરંતુ કવિનો ઇશ્ક તે આ જગતના પશુજીવનનો નહિ, પણ સુફી-મતના ફકીરોની પેઠે ઇશ્વર સાથેનો હતો. ફેર એટલો કે, એ ફકીરો જ્યારે ઇશ્વરને માશુક માની પોતે તેના આશક થઇને તેની પાછળ ફરે છે,

ત્યારે કવિ તેને આશક માની પોતે તેની માશુક બની તેની પ્રસન્નતામાં પોતાનું સૌભાગ્ય જુએ છે એવા જ ભાવથી ભરેલું ઉપરની મુસલમાની મિજલસમાં કવિએ નીચેનું ઉરદુ ભાષાનું પદ બનાવીને ગાયું હતું.

મદન મોહન પ્યારે, મેહેબુબ મેરા હે,
દિદાર હુવા જબસેં, કિયા દિલમેં ડેરા હે- મદન મોહન૦ ટેક.
ઇશ્ક જખ્મકી મારી, ભઇહું મેં દિવાની,
કોઇ બેલી નહિ સહેલી, શોખી દિલકી યે જાની- મદન મોહન૦ ૧
ઇશ્ક મયે ઉસીપર, ઓઇ હેં મેરા જીવન,
હુઇ ખલ્ક સારી ખારી, કછુ લગતા હેં ન મન- મદન મોહન૦ ૨
આવે યાદ મીઠી બતીયાં, છતીયાં ફૂટી જાતી હે,
કછુ કહેમેં નહિ આતા, નેનાં ભરભર આતી હે- મદન મોહન૦ ૩
મતલબકે ગરજી આલમ, જાન કહલાતે હે,
દયા પ્રીતમ બેપરવાહી, બલિહાર કહલાતે હે- મદન મોહન૦ ૪

એવી જ બીજી ચીજો મુસલમાનોમાં અથવા મુસલમાની જબાન ચહાનારાઓમાં વધારે વખણાતી હતી તે આઃ-

(૧)

એક ખૂબ સુરત ગબરૂ, "દીલદાર સાંવરા,
તારીફ કયા કરૂં ઉસકી, વે સબ ભાંતસે ભલા. ટેક.
ઇસ નગરકી ડગરમેં, મેરા ચિત ચુરા ચલા,
કેહેતીથી સબ આલમ, યે હેં નંદકો લલા. એક. ૧
દેખી મુઝે નિધા ભરત બસેં દુઃખમે ફેલા,
ચિતવનિમે કછુ ટોના, કીઇ કછુ કલા. એક. ૨
અનંગ આગ લગી હેં, તન જાત હે જલા,
જીય જાયગા જરૂર, સૈયાં સજ્જન નહિ મીલા. એક. ૩

બુઝતી જો ઐસા દર્દ, વે બીરહ હેં બલા,
તો મેં ઉસી પલક જાય, પકરતી પલા. એક. ૪
મિલાઓ કોઉ મેહબૂબ દુસરી ન હેં સલા,
દયાકે પ્રીતમ બીન મરૂંગી, અબ મેં કાટકે ગલા. એક. ૫

(૨)

લગી હેં યાદ, પ્રીતમકી, તલફ્કે જીય જાતેગા;
મુઝે સો કહો સૈયાં મેરી, જાંની કબ આવેગા. લગી૦ ટેક.
લગા મેરે કલેજેમેં, ઇસ્કા જખંમ તો જુલ્મ હે;
દર્દ મેરા, મહેરમ માલુંમ, આલમ સારા બેમાલુંમ હે. લગી૦ ૧
ખીલા ગુલચમંન જોબનકા, બેલીકા બહાર જાતા હે;
મુઝે તો આલી આયાપર દીલભર તો હજુ ન આતા હે. લગી૦ ૨
ઉનોને મુઝે હેમક બુઝી, કીધોં કીનો ભરમાયા હે;
કહેંગી કબ જુબાં મેરી, દયાકા પ્રીતમ ઘર આયા હે, લગી૦ ૩

(૩)

કારેને ડસી રે મા કારેને ડસી રે મા,
કારેને ડસી રે કાનડ કારેને ડસી. ટેક.
ઓખદ અંગ નાં લાગીરે મોંકું,
કયોં જડી પાવત ઘસી રે. કારેને ડસી રે મા૦ ૧
રોમ રોમ હીયે ડંસ વિરહ દુઃખ,
નખ શીખ ગયો હે બસી;
દયા પ્રીતમ કોઉ આન મીલાવે,
સબ દુઃખ જાવેગા નસી રે. કારેને ડસી રે મા૦ ૨

કવિએ આ ભાષામાં જેમ આવી શ્રંગારની ચીજો બનાવી છે, તેમ નીતિ અને વૈરાગ્યની પણ બનાવેલી છે અને તે પણ અપ્રતિમજ છે. નમુના તરિકેઃ—

હરદમ કૃષ્ણ કહે શ્રી કૃષ્ણ કહે તું જુઆં મેરી;
એહી મતલબકે ખાતર કરતા હું ખુશાંમત મેં તેરી. ટેક.
દહીં "કયા" દૂધ સક્કર દેતિ હું હરરોઝ તુઝે;
તોભી હરરોજ હરિનામ, સુનાતી ન મુઝે. હરદમ. ૧
કરે ગુનગાન ગોવિંદકા તો તું મુખ પરીવે ભલા;
નહિ તો મેં ખેંચ નિકાલુંગા, કયા મુખ ચામ બલા? હરદમ. ૨
ખોઇ જીંદગાની સારી, સોઇ ગુના માફ તેરા;
દયા પ્રીતમ ભૂલે મત નામ આખર વખ્ત મેરા. હરદમ. ૩

---

સુનિયે જુ હરિ હજરત બંદેકી અર્જ હેં;
બેદીલ હુઇ સબ શ્યાહી, સાહેબકી કયા મરજી હે. ટેક.
જીસ કામકું ભેજાથા, સો કુછભી નહિં કીયા;
મેં કયા કરૂં "અકેલા" કીસીને ન તન દીયા. સુનિયે. ૧
મનાજી સુબેદાર સો દુશ્મનકું જા મીલા;
ઉમરાવ દસોં થે સો ઉસકી સંગતે ચલા. સુનિયે. ૨
માના નહિ કીસીને એક હુકમ હમારા.
દગાબાજ હુઇ ફોજાં, કીયા કામ નકારા. સુનિયે. ૩
જોરા મહેવાસીકા હેં, કહોગે જુ ના કહા?
લુંટે જાત હે પેશાના, તોભી ખાનમેં રહા. સુનિયે. ૪
કહે મુજબદામ ન, દરબાર જાયગા;
ગુનેગારીમેં ગુલામ બહુત માર ખાયગા. સુનિયે. ૫
દો બાત રૂક્કા લીખકે, મનાજી ફિરાવના;
નહિ તો હુજુર કદંમમેં દયાકું બુલાવના. સુનિયે. ૬

શાંત રસમાં કેટલી બધી અસરકારક ચીજો છે અને રૂપક પણ આમાં કેવું ઉત્તમ આપ્યું છે! કવિ જે મહેવાસીને જીતીને જેર કરવાનું કહે છે તે કાળ રૂપી મહેવાસી છે. કર્મકાળના બંધનમાં ફરી ના આવવું પડે, જન્મમરણનો ફેરો ટળી જાય, અને પ્રભુચરણમાં અખંડ રસ અનુભવાય, એ કવિનો અંતિમ ઉદ્દેશ છે. એ કાળરૂપી મહેવાસીને મારવાને માટે કવિ નીચેનાં હથિયાર વાપરવાનું જણાવે છે:—

ત્રિભુવન પતિ તલવાર, ઢાલ ધરણીધર ધારી,
કેશવ તીર કમાન, બાંધ લે કૃષ્ણ કટારી.
ધર બખતર બલબીર, નામ ભગવંતકો ભાલા;
બનવારી બંધૂક, ગોલી ભર નામ ગોપાલા.
સતસંગ તુરી ચઢ દયા, ધર્મ સંગ જોડ લે;
કાલ મહેવાસી મારકે તું, કુકર્મ કિલ્લા તોરિ કે.

કવિ દક્ષિણી મિજલસોમાં મરાઠી પદો બનાવીને ગાતા. "પાહાવે ભાયગ નરસિંહ મેહતાચે" એ મરાઠી પદ અને "શ્રી રામકૃષ્ણ ગોવિંદે મ્હણા મિળોની વૈષ્ણવ વૃંદે" એ પ્રબંધ દક્ષિણી વૈષ્ણવોમાં બહુ પ્રિય છે. શ્રીયુત મગનલાલ છોટાલાલ દેશાઇ બી. એસ. સી., નવસારી પ્રાંતના કેળવણી ખાતાના ઇન્સ્પેકટર સાહેબ, આ પ્રબંધ બહુ સારી રીતે બોલે છે. દયારામભાઈનાં ઘણાં પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ પદો એમના કંઠે છે અને દયારામ ભાઇના શિષ્યપુત્ર હિંમતલાલ ભાઇના સમાગમમાં ઘણા વરસ સુધી રહેલા હોવાથી અસલ રૂપમાંજ પદો ગાઇ જાણે છે, તથા તેના યથાર્થ મર્મ સમજે છે. એમના સમાગમનો મને પણ ઘણો લાભ મળ્યો છે, અને આ બાબતમાં હું તેમનો ઉપકૃત છું.

દયારામ કાવ્યસંગ્રહમાં કવિનાં બે જ મરાઠી પદ છપાયલાં છે,

પરંતુ તે શિવાય બીજાં પણ કેટલાંક અપ્રસિદ્ધ છે, જેમાંની શ્રી રાધિકાજીના વર્ણનની અતિ સુંદર લાવણી આ નીચે આપું છું:-

लावणी

वृषभानुसुता राधिका, रहित बाधिका,
कृष्णचंद्राची प्राणवल्लभा, चरणकमळी—हो.
चरणकमळीं माझी मति लुभा-या, वृषभानु...ध्रुव.
परब्रह्म अक्षरातीत, सुब्रह्मस्तवितें,
होत जोथे मन वाणी पांगुले,
गति ज्याची न कदा कोणी कळे,
ब्रह्मांड कोटि अधिपति, नित्य महामति,
त्रिगुण परकाळ अजा थरथरी,
स्वयंभु सदानंद श्रीहरि,
सर्वेश अनुप सर्वात्म अपरमिति महात्म
विधि शिव ज्याचे पद वंदिते,
सहस्रवदना वर्णीत गुण गीते,
ऐसे प्रभु श्री भूषण, विजितदूषण,
म्हणत श्रीमुख राधे मम शोभा—चरणकमळीं-हो.
चरणकमळीं माझी मति लुभा-या वृषभानु......१
चंद्रभगा चंपकलता, ललित अमृता,
चंद्रिका चपळा चतुरा नना
सौरभा शुभानना सुखधामा,
मधुवेणी मणिकुंडला. मेन मंगळा,
माधवी मालती मन आतुरी,
प्रगल्भा प्रिया प्रेममंजरी,

हंसा हिरसा भगवती, स्वरूपा रति
केतकी कमळा [illegible]वती,
गोपिका रत्नारूपा सती,
इत्यादिक व्रज[illegible]य, वश्य केले हरि,
हेतु हा सकळ स्वामिनीज आभा--चरणकमळी हो.
चरणकम[illegible] माझी मति लुभा-या [illegible]षभानु......२
अति [illegible] धन्यका, नागकन्यका,
उरव[illegible] रंभा तिलोत्तमा,
साम्य कोणी या सांगे आगमा,
[illegible]मवंती अरुन्धती तारा, रोहिणी सुदारा,
अति शुध बुध, सुंदर बाईका.
अति अधिकी सांगु आईका,
शचि सावित्री [illegible]ता, उमा रेवती,
यास अधिकी सांगु जाईका,
रति द्रौपदी रमादिक बाळा,
ज्याची सु [illegible] [illegible] कळा.
कीरतिजा सकळा स्त्रीवर्य अतुल सौंदर्य.
म्हणुं मी काय आता कीती प्रभा—चरणकमळी हो.
[illegible]रणकमळी माझी मति लुभा-या वृषभानु......३
श्रीकृष्ण प्रभावती सुता, सुकृत वस्तुता,
श्री राधाजी असु अविनाशीचे,
कृष्ण आत्मा श्री राधिकाजीचे,
युग्मरूप लीलालीला साटी,
भक्त सदा श्री वृंदावन विलसीत गोड वाटी,

**अखील जकताचे जनुनी पीते,**
**माल्या द्यावी प्रेम दृढ भक्ति, व्यसन आसक्ति,**
**करुनी प्रभु शरणागती आपुला,**
**अविद्यारूपी काढावी बला,**
**दासानुदास दयाराम, युगलचा गुलाम,**
**म्हणे यश दार पुढे निज उभा--चरणकमळी हो.**
**चरणकमळी माझी मति लुभा-या वृषभानु......४**

આવી જ રીતે કવિએ પંજાબી, મારવાડી અને કચ્છી ભાષામાં પણ કવિતાઓ બનાવેલી છે, પણ તેના નમુના અત્રે આપવાનું પ્રયોજન નથી. કવિના કાવ્યસંગ્રહમાંથી વાચકો જોઇ લેશે એવી વિનંતિ છે.

વલ્લભી સંપ્રદાયના વૈષ્ણવોમાં એક એવી આખ્યાયિકા ચાલે છે કે, દયારામભાઈ પૂર્વજન્મની કોઇ ગોપિકાનો અવતાર હતા. તે જન્મે શ્રીકૃષ્ણ ભગવાન સાથે કોઇ જાતનો પ્રણયકલહ થતાં પ્રભુનાં દર્શન બંધ થયાં. અને વિરહદશામાં દિવસ ગુજારવાનું સદાને માટે આવી પડયું. છેવટે ભગવાને અનુગ્રહ કર્યો કે, કલિયુગમાં કવિરૂપે અવતાર થશે અને સખીભાવથી મારી ભક્તિ કરતાં વિરહ તાપથી અતિ વ્યાકુલતા થશે ત્યારે હું બોલાવી લઇશ. કવિને આ જાતિસ્મરણ પાછલી અવસ્થામાં થઇ આવેલું, અને તેના સ્મરણમાં કવિએ ગાવા માંડેલું કેઃ-

પદ*

મારો નેહ લાગ્યોરે આ સાંવરિયા સાથે,
મારો નેહ લાગ્યોરે આ પાતળીઆ સાથે, મારો નેહ લાગ્યો. ટેક.
સાંભરી આવી મુને પ્રીત પૂરવની,
તે અનુભવ આજ જાગ્યોરે, આ સાંવરિયા સાથે૦ ૧

મનનો માન્યો અંતરનો ઇચ્છ્યો,
વર મળિયો છે મુખે માગ્યો રે, આ સાંવરિયા સાથે૦ ૨
દયાના પ્રીતમજીની સંગે નિત્ય રમતાં,
ભવનો તે ભય સહુ ભાગ્યો રે, આ સાંવરિયા સાથે૦ ૩

આ કાવ્યમાં "સાંભરી આવે મને પ્રીત પૂરવની" અને "તે અનુભવ આજ જાગ્યો રે" એ વાક્યો કવિના પૂર્વ સ્મરણનું ભાન કરાવે છે અને કવિનાં દીનતા અને વિરહનાં બીજાં પદો એ વાતની સાક્ષી પૂરે છે. કવિ ગોપિકાનો અવતાર હતા કે નહિ, એ તકરારમાં ન ઉતરીએ, તો પણ એટલું તો પ્રસિદ્ધ જ છે કે, શ્રી કૃષ્ણચંદ્ર તરફ કવિની અનન્ય પ્રેમભક્તિ સખી ભાવની હતી. કવિને મન તેના પરમપ્રેમાસ્પદ એ એક જ પુરુષ શ્રી કૃષ્ણ હતા. તેમના ઉપરના પ્રેમમાં જ કવિ મશગુલ રહેતા. ગોપીભાવે તેમને ભજવામાં જ કવિત્વ જન્મની સાર્થકતા માનતા, અને જગતને પણ તેમ કરવા ઉપદેશ કરતા. તેમની વાણીમાં દીલનું દર્દ સ્પષ્ટ જણાઇ આવે છે. કવિ છાતી ઠોકીને જગતને જણાવે છે કે, "એક વર્યો ગોપીજન વલ્લભ નહિ સ્વામી બીજો" પ્રેમમસ્તની ગોપીને બીજો સ્વામી શી રીતે હોઇ શકે? પોતાના પ્રિયતમ પ્રભુના વિરહતાપથી કવિનું કોમળ હૃદય બહુ દગ્ધ થયેલું છે; અને કવિના આર્જવનાં પદોમાં સ્પષ્ટ જણાઇ આવે છે એ પદો સાંભળી પથ્થર જેવા હૃદયના શુષ્ક વેદાન્તીને આંખમાં પણ પાણી ભરાઇ આવ્યા વગર નહિ રહે, જેવાં કે.

દરશણ દ્યોની રે દાસને, માહારા ગુણનિધિ ગિરિધર લાલ;
નાથ નિવારો રે તાપને, આપો આપ ઉપર અતિ વહાલ. દર્શન૦
શ્રી નટવર નંદન રે નંદના, ભાવે મુને મદન મનોહરરૂપ;
ચિત ના ચોંટે રે માહેરૂં, મુને અનુભવ વ્યાપક બ્રહ્મ અનૂપ. દર્શન૦

જપું નહિ અજયા રે જાપને, ન ગમે સુણુવો અનહદ નાદ;
યજ્ઞસમાધિ રે નાં ગમે, ન ગમે સ્વર્ગ મુક્તિના સ્વાદ. દર્શન૦
અન્ય ઉપાસન રે નાં ગમે, વિના એક પુરણ પુરૂષોત્તમ;
ફીકાં લાગે રે સાધન સહુ, પડી મુને પ્રેમભક્તિમાં ગમ. દર્શન૦

* * * *

શ્રી વૃંદાવનની રે કુંજમાં, જ્યાંહાં કરે જુગલકિશોર વિલાસ;
દાસ દયાની રે વિનતિ, દાસી કરી રાખો નિજ પાસ. દર્શન૦

અને

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, મુને ન ગમે રે ચતુર્ભુજ થાવું,
ત્યહાંથી નંદ કુંવર ક્યાંથી લાવું. વ્રજ વહાલું રે.

એમ કહીને વ્રજમાં પ્રભુ સાથે લીલાક્રીડાનની માગણી કરે છે. પ્રેમી હૃદયને પ્રેમ સમાગમ શિવાય બીજી વાંછના જ ન હોય, અને પછી,

શું કહીએ શ્રીજી શરણ પડયાને સંતાપો;
એ મ્હોટું કૌતક જે, દુષ્ટ વિમુખ સુખ આપોરે. શું કહીએ.

એ પ્રભુકૃતિનાં દષ્ટાંતો આપી છેવટે;

તમને ઠપકો દેતાં કાળજડું મહારૂં ધ્રુજે,
દયો કહે મુને બહુ દુઃખમાં હવે હરિ ભજવા નવ સુઝેરે. શું કહીએ.

એમ ઉપાલંભ કરી છેવટે આર્જવ કરે છે કે,

મારે અંત સમય અલબેલા, મુજને મૂકશો માં,
મ્હારા પ્રાણજીવન છેલા, અવસર ચૂકશો માં.
હરિ હું જેહેવો તેવો તમારો, મુજને મૂકશો માં,
શ્રી ગુરૂ સોંપે ગ્રહ્યો કર મારો અવસર ચૂકશો માં.
મારા દોષકોષ સંભારી મુજને મૂકશો માં,

શરણાગત વત્સલ ગિરિધારિ અવસર ચૂકશો માં.
હરિ મારે ધર્મ નથી કોઇ સાધન, મુજને મૂકશો માં,
નથી સતસંગ સ્મરણ આરાધન, અવસર ચૂકશો માં.
શ્રીપતિ સર્વાત્મા સર્વોત્તમ, મુજને મૂકશો માં,
મારા પ્રાણજીવન પુરૂષોત્તમ, અવસર ચૂકશોમાં;
સમરથ કરૂણસિંધુ શ્રીજી! દયાને મૂકશો માં.
મારે ઓથ નથી કોઇ બીજી અવસર ચૂકશો માં,

આ બધા દ્રવિત હૃદયના જ ઉદ્‌ગારો છે.

ખરા પ્રેમમાં પોતાના પ્રેમાસ્પદ સાથે પ્રેમીનું અદ્વૈત હોય છે, અનન્યભાવ હોય છે. શ્રીકૃષ્ણ સાથેના અનન્ય પ્રેમમાં કવિએ કેટલાક ઐહિક લાભ ગુમાવેલા. કવિના વખતમાં વડોદરામાં ગોપાળરાવ મૈરાળ નામે એક ધનાઢ્ય દક્ષિણી શાહુકાર રહેતા હતા. તે જેવા ધનાઢ્ય તેવા જ મહા દાનશીલ અને ઉદાર હતા. એમણે ઘણાં ધર્મ-સ્થાનો બંધાવેલાં છે. સીનોરમાં નર્મદા કિનારે એક મોટું ગણપતિ-મંદિર અને નર્મદાનો મોટો સુંદર ઘાટ તેમણે બંધાવેલાં છે. એ ગૃહસ્થના ઉપાસ્ય દેવ ગણપતિ હતા. વડોદરામાં એમણે પોતાના મકાનમાં એક ગણપતિમંદિર બનાવ્યું હતું. અને ત્યાં દરરોજ સેંકડો બ્રાહ્મણોને બ્રહ્મભોજન અપાતું. કવિની કીર્તિ એ ગૃહસ્થના કાન સુધી પહોંચી, અને તેથી તેમને પોતાના ઉપાસ્ય દેવ ગણપતિનાં કાવ્યો કવિ પાસે કરાવવાનું મન થઇ આવ્યું. એને માટે તેમણે બહુ જ માનપૂર્વક કવિને પોતાને ત્યાં બોલાવ્યા અને તેના બદલામાં સારૂં વર્ષાસન બાંધી આપવાનું જણાવ્યું; પરંતુ કવિ તો એક જ શ્રી ગોપીજન વલ્લભને વરી ચૂકેલા હતા એટલે એમના મુખમાંથી બીજા કોઇની સ્તુતિનો શબ્દ નિકળવો જ વંધ્યાપ્રસવ જેવો હતો. શ્રી કૃષ્ણ તરફ પતિવ્રતાની ભક્તિ રાખનાર કવિએ કોટયાધિપતિ શ્રીમંત

ગોપાળરાવ મૈરાળનું તેડું પાછું વિદાય કર્યું અને તેડવા આવનાર સાથે નીચેનું પદ લખી મોકલ્યું:—

એક વર્યો ગોપિજન વલ્લભ, નહિ સ્વામી બીજો,
નહિ સ્વામી બીજો રે મ્હારે, નહિ સ્વામી બીજો. એક.
અવર કોઇનું કામ ન હમારે, રીઝો કે ખીજો,
શ્રી કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીજો.
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં મન રખે ભીજો. એક.
મુને સુખી દુઃખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઉં,
વિના મૂલનો ઘર ગુલામ, વેચે ત્યાં વેચાઉં,
એજ ગમ્યો એથી મન માન્યું, બીજે નવ વ્હાઉં,
એના અતિ અવતાર હું કોઇનો, દાસ ન કહેવાઉં. એક.
શ્રી કૃષ્ણ વિના શિર અવર નમે તો છેદનનો દંડ,
નંદકુંવર વણ નામ જપે (તો) જીહવા કરૂં શતખંડ,
અવર દેવની આશ કરે અગ્ર ભાજે બ્રહ્માંડ,
અન્ય અમર દરશન દોડે પગ તો પાડું (હું) પિંડ. એક.
હું ચાતક, જળ સ્વાતી શ્રીજી, હું ઝખ હરિ વારિ,
હું હારીલ કાડી હરિ દૃઢ વ્રત, ધારી તે ધારી,
અનન્ય પતિવ્રત જેને નહિ તે, કહીયે વ્યભિચારી,
હે શ્રી ગુરૂદેવ નભવજ્યો કહે દયો સદા ટેક હમારી. એક.

આ ટેક તે પતિવ્રતાના પ્રેમનો છે. ટેક વગરનો પ્રેમ નકામો છે. એવી જ ટેક મહાત્મા ભક્ત કવિ તુલસીદાસની શ્રીરામચંદ્ર ભગવાન તરફ હતી. દયારામભાઇને જેમ શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્મા શિવાય બીજા કોઇને ( બીજા ઇશ્વરાવતારને ) પણ માથું નહિ નમાવવાની ટેક હતી, એમ તુલસીદાસજીને પણ ભગવાન્ રામચંદ્ર શિવાય બીજાને

માથું નહિ નમાવવાની ટેક હતી અને તેથી વ્રજભૂમિમાં આવી શ્રી કૃષ્ણનાં દર્શન કરતાં કહ્યું કે,

ભલી બની છબ આજકી, ભલે બને હો નાથ;
તુલસી મસ્તક તબ નમે, ધનુષબાન ગ્રહો હાથ.

અને એ કવિ હૃદયની સાથે એકતાન થઇ શ્રી કૃષ્ણ ભગવાને હાથમાં ધનુષ્યબાણ ધારણ કરી રામ લક્ષ્મણરૂપે દર્શન દીધાં હતાં, અને પછી તુલસીદાસજીએ મસ્તક નમાવ્યું હતું. એમ બન્ને અવતારો એક જ ઇશ્વરના છતાં જે અવતારને ઉપાસ્ય માન્યા હોય તે શિવાય બીજાને માથું ન નમાવવું, એ ટેકની ખાતર કવિએ ધનાઢ્ય શાહુકારની મહેરબાની ગુમાવી અને રૂબવા આવતી લક્ષ્મીને તરછોડી કાઢી. એવી ટેક રાખનારા અને સાચવનારા પુરૂષો જગતમાં જવલ્લે જ ઉત્પન્ન થાય છે. તુલસીદાસના રામ અને દયારામના કૃષ્ણ બંને એક છતાં બંનેને મન જૂદા હતા. બંનેની ભક્તિમાં પણ ફેર હતો. તુલસીદાસની સેવ્યસેવક ભાવની દાસ્ય ભક્તિ હતી, દયારામની પ્રિયતમ પ્રિયભાવની પ્રેમભક્તિ હતી. બંનેની ભક્તિ અનન્ય હતી અને તેથી બંને મોક્ષના અધિકારી થયા હતા. પરંતુ તુલસીદાસના જીવનમાં પ્રભુના સાક્ષાત્કારની જેવી વાર્તા ચાલે છે તેવી કવિના જીવનમાં સંભળાતી નથી. તો પણ કવિને પ્રભુ સાથે હૃદયનો સાક્ષાત્કાર તો હોવો જોઇએ જ, નહિ તો હૃદયના દાહની વાણી ભરેલાં કવન એમના મુખમાંથી નિકળે નહિ.

કવિને આત્મમાન બહુ હતું. મંડળીઓમાં અને મિજલસોમાં પોતાનાથી કોઇ વધી જાય તે એમનાથી સહન થઇ શકતું નહિ. અને તેથી પોતાના જ્ઞાન અને કળામાં હંમેશાં વધારો કરતા રહેતા, તથા પ્રસંગે તે દર્શાવી આપી લોકને ચકિત કરતા. કવિના સ્વભાવની

કસોટી કરવાનો સીનોરમાં એક વખત પ્રસંગ બન્યો હતો. સીનોર વૈષ્ણવોથી વસેલું શહેર છે. ત્યાં શ્રીમંત શેઠ લાલભાઇ હરજીવનને ત્યાં એક વખત વૈષ્ણવ મંડળીની બેઠક હતી. તેમાં કવિને તથા ભરૂચના પરમ વૈષ્ણવ દીક્ષિતજીને પણ બોલાવ્યા હતા. દીક્ષિતજી તેમના દ્રઢ વૈષ્ણવપણા માટે વલ્લભી વૈષ્ણવોમાં તે વખતે ઘણા પંકાતા હતા. કવિ પણ સારા વૈષ્ણવ ગણાતા. બેઠકમાં સૌને તિલક કરવામાં આવ્યું, તેમાં પહેલું તિલક દીક્ષિતજીને કર્યું. આ ઉપરથી કવિને રીસ લાગી, અને તે બેઠકમાંથી ઉઠી ગયા. કવિએ કહ્યું કે, "હું દિક્ષિતજી કરતાં ઉતરતો છું કે, મને પહેલું તિલક ન હોય? એ, એકલા વૈષ્ણવ જ છે ત્યારે હું વૈષ્ણવ છું. કવિ છું, અને વિદ્વાન્ છું. તેથી પહેલું તિલક મને જ કરવું જોયતું હતું." કવિને ઘણું મનાવ્યા અને સમજાવ્યા પણ પછી બેઠકમાં ગયા નહિ અને સીનોરમાં પણ પછી ઝાઝો વખત રહ્યા નહિ. કવિએ બેઠકમાંથી ઉઠતી વખત નીચેની સમસ્યા કરી હતી:—

ધર્મધુરંધર વડો વિવેક; તે ઘેર કૌતક દીઠું એક ૧
પિતા પોતાના સુતનો ભ્રાત; સ્વામી તેજ પિતાનો તાત. ૨
માત શ્વસુરની પોતે પત્ની; જનક જનેતા સત્ય સપત્ની. ૩
સ્વામી હરિ અરિનો તાત; સ્ત્રી કોણ નામ જગતની માત. ૪
સ્ત્રીના કાકા કમળા પતિ; નવ સમજાય અટપટું અતિ. ૫
શ્રી ભાગવત તણી એ કથા; રખે માનતા ટીખળ વૃથા. ૬
દયારામ કહે ચેત ચતુર; જો તુજમાં બુદ્ધિ ભરપુર. ૭

આ સમસ્યાનો ઉત્તર કોઈથી થઇ શકયો નહિ એક પુરાણીએ કહ્યું કે શાસ્ત્રમાં કોઇ ઠેકાણે એવું હોય જ નહિ, કવિ તો ગપ મારે છે. કવિએ પુરાણીની ઠેકડી કરતાં કહ્યું કે તમે પુરાણીઓ તો શબ્દ

મોંઢે રાખનારા પોપટો છો, શાસ્ત્રનો ખરો મર્મ તો અમે કવિઓ જ સમજીએ. પછી ભાગવતમાંથી એ કથાભાગ કાઢી બતાવી તેનો સગાઇ સંબંધ સમજાવી પુરાણીની બુદ્ધિનો ભ્રમ ટાળ્યો.

કવિ શ્રીરણછોડરાયનાં દર્શન કરવા ડાકોરમાં ઘણી વાર જતા અને ત્યાં ભજનધુન લગાવતાઃ ડાકોરમાં ભટજી મહારાજ કરીને એક સારા મર્યાદી વૈષ્ણવ રહેતા હતા. તેમની સાથે કવિને સારી ગાંઠ બંધાયેલી હતી. ભટજી મહારાજ બહુ પ્રેમી વૈષ્ણવ હતા. અને નિરંતર પ્રભુસેવામાં મગ્ન રહેતા. કવિ પણ ભક્તિમય જીવન જીવી કહાડનાર પ્રેમી વૈષ્ણવ હતા, એટલે બંનેનો જોગ સારો મળતો, તેથી કવિને ડાકોર રહેવું બહુ ગમતું. કવિની મંડળીમાં વડોદરાના સુલતાનપુરાના કેવળભાઈ પારેખ કરીને એક વૈષ્ણવ હતા, કે જે નૃસિંહજીના મોડે માહાડ ઉપર રહેતા હતા. તે પણ કવિની સાથે ડાકોર જતા.

ગુજરાતના બીજા કેટલાક કવિઓ કવિનાં કાવ્યોનું અનુકરણ કરતા. એ અનુકરણ કરનારાઓમાં અમદાવાદના હરિભટ્ટ અને વડોદરાના પ્રસિદ્ધ કવિ ગિરધર હતા. કોઇ નવો રાગ કવિએ કાઢ્યો કે તેઓ ઝટ તેને ઝીલી લેતા, અને તે રાગમાં પોતાનું નવું કાવ્ય બનાવતા.

"ચાલ વહેલી અલબેલી પ્યારી રાધે"

એ કવિના કાવ્ય ઉપરથી હરિભટ્ટે

"ચાલ ચપલા બ્રખુભાનની દુલારી"

એ કાવ્ય હરિભટ્ટનું બનાવેલું જે દયારામ કાવ્યસંગ્રહમાં કવિને નામે ચઢી ગયું છે. પણ તે કવિની કૃતિ, શબ્દરચના, અને પદલાલિત્ય તથા અર્થગાંભીર્ય ઉપરથી તરત જૂદું જણાઇ આવે છે. તેમ જ

"માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે."

એ કવિના પારણા ઉપરથી

"માતા જસોદા બોલાવે જમવા લાલને."

એ કાવ્ય હરિભટ્ટનું બનાવેલું જે દયારામ કાવ્યસંગ્રહમાં કવિને નામે ચઢી ગયું છે. પણ તે કવિની કૃતિ, શબ્દરચના, અને પદલાલિત્ય તથા અર્થગાંભીર્ય ઉપરથી તરત જૂદું જણાઇ આવે છે. તેમ જ કવિ ગિરધરદાસ પણ એવાં રાગને મળતાં કેટલાં પદ બનાવેલાં છે.

દરેક મિજલસ અથવા બેઠકની સમાપ્તિ વખતે કવિ નીચેનું આશિર્વાદનું પદ બોલતા અને તેથી હું પણ તેજ પદ છેવટે લખી મારો લેખ પૂર્ણ કરું છું:—

ચિરંજીવીઓ સુખી રહો તુમ સકલ હરિજન;
આનંદ મંગળ અખંડ હરિમે રહોની મન. ટેક.

ભક્તિ પ્રેમ આસક્તિ, વ્યસન શ્રી વ્રજેશ.
ગુરૂ ભગવદી ભાવ સદા, દુઃખ કદા ન લેશ. ચિરં૦ ૨

કરમકાલ માયા ભય જનમ મરન જાઓ;
શુભ મતિ રહો સતત મન કુપથ કબુ ન ધાઓ. ચિરં૦ ૩

સદ્ગુન સતસંગ સદા રહો પુરન કામ;
એહી આશીષ દેત, સદા દાસ દયારામ. ચિરં૦ ૪

વડોદરાના વૃદ્ધ અનુભવી વ્યાસ પ્રાણશંકર વૈજનાથ પાસેથી મને કવિના ઘણા પ્રસંગો સાંભળવાના મળેલા છે, તેથી તેમનો આ સ્થળે હું ઉપકાર માનું છું.

ગુજરાતીના દીવાળીના અંકમાંથી

# દયારામભાઈની જયન્તી.

## भगवदीय दयारामभाई.

વામન દ્વાદશી, એટલે ભગવદીય દયારામભાઈની જન્મ-જયંતિ ભાદરવા સુદ ૧૨ ને વાર ગુરૂ તા૦ ૪-૯-૪૦ ને રોજ માધવબાગમાં ભગવદ્ગીતા પાઠશાળા હોલમાં તેમની જયન્તિ ઉજવાઇ હતી. તે પ્રસંગે પ્રમુખપદેથી રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ, પોતાના વ્યાખ્યાનમાંથી, એ સમય ટુંકો હોવાથી બે બોલ કહ્યા હતા. એ વ્યાખ્યાન નીચે પ્રમાણે છેઃ-

### પ્રમુખ રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની. બી. એ. નું વ્યાખ્યાન.

આજે આપણે ભગવદીય દયારામભાઈની જન્મજયન્તિ ઉજવવા અત્રે એકત્રિત થયા છીએ. આજે તેઓશ્રીનો જન્મ થયાને ૧૫૩ વરસ અને ભગવત્પ્રાપ્તિને ૭૬ વર્ષ થયાં છે. આટલાં વર્ષ વીતવા છતાં તેમનું, આપણાં-આપણાં એટલે રસરસિયા પુરૂષોનાંજ નહી, પણ સ્ત્રીજનોનાં, યુવાનોનાંજ નહીં પણ વૃદ્ધ તેમજ આધેડ સ્ત્રી પુરુષોનાં-હૃદયમાં એવું તો ઊંડું સ્થાન છે કે આપણા સુખદુઃખના અવસરોએ તેમનાં પદો અને કાવ્યોમાંથી આનંદની અને કષ્ટશમનની પ્રેરણાઓ આપણે હજીયે મેળવતા રહીએ છીએ.

આવા મહાપુરૂષો-ભગવદ્ભક્તોની જયન્તિ ઉજવવાનો હેતુ, તેમનાં જીવનભરનાં ઊંડા જ્ઞાન, અનુભવો અને અવલોકનોના પરિણામે જે વચનો તેમનાં કવનો, વા કાવ્યોમાં અંકિત થયાં હોય છે,

તે વચનો આપણા જીવનમાં, આપણા વર્તાવમાં, વ્યવહારમાં ઉતરવાં, એજ મુખ્યત્વે કરીને છે. તેમના જીવનના ઝોક કરતાં તેમના કવનમાં અંકિત થયેલા ઊપદેશ ઉપર આપણે વિશેષે કરીને આધાર રાખવાનો છે, ભાર મૂકવાનો છે. મહાપુરૂષોની શક્તિ અને તેઓ જે પ્રસંગમાં મૂકાયા હોય તે શક્તિ અને તે પ્રસંગની અનુરૂપતા આપણને હોય નહીં અને તેમના વર્તાવોનું-ખાસ સંજોગોને અંગે થયેલી વર્તણૂંકોનું અનુસરણ કે અનુકરણ કરવા જઇએ તો આપણને, 'મરે નહીં ને માંદો થાય' તેની પેઠે દુઃખ વહોરી લેવા જેવી આપત્તિમાં આવી પડવું પડે. દયારામભાઇએજ ગાયું છે કે,

મોટાનું વચન સુખધામ કૃતિ રીતિએ કરીએ,
મોટા કરે ચાલ્લ સો કામ, આપણ તો મરીએ

આ પદમાં દયારામભાઈએ પોતાના પૌરાણિક, સાંસારિક તેમજ તત્ત્વવિદ્યાના જ્ઞાનનો પ્રવાહ વહેવડાવ્યો છે. પોતે જે એક નીતિનો, વ્યાવહારિક વર્તનનો સિદ્ધાન્ત સ્થાપ્યો તેને પુરાણ, ઇતિહાસ, સંસારયોથી વગેરેમાંનાં સચોટ દષ્ટાન્તો ઉપર દષ્ટાન્તો ટાંકીને વધુ મજબુત કરી, શ્રોતાઓના મનને આર્દ્ર અને આર્ત કરે છે, ત્યારેજ તેઓ જંપે છે. તેમનાં આવાં ઠોક ભર્યાં અનેક પદો પ્રસિદ્ધ છે; ઘણાએ જનોના જીવનમાં તે પ્રેરણાત્મક પણ નીવડયાં છે.

ભગવદીય દયારામભાઈનાં કવનો આપણને આપણું જીવન ઉજમાળી પ્રભુ પરાયણ કેમ થઈ શકીએ, એ શીખવે છે. आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ એ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહેલી, ચારે પ્રકારની કોટીના ભક્ત દયારામભાઈ હતા એમ એમના જીવનકવનથી સમજાય છે. ઉત્તરોત્તર એક એક કોટિ વટાવી તેઓ પોતાના ઇષ્ટ શ્રીકૃષ્ણના ચરણમાં લીન થયા હતા. તેમનાં પદો અને કવનોમાં આ

દરેક કોટિની ભક્તિના ઉદ્દગારો અંકાયલા છે. તેમની જયન્તિ આપણે ત્યારેજ ઉજવેલી સાર્થક થાય કે જ્યારે આપણે તેમાં સમાયલો બોધ ગ્રહણ કરી, આપણાં જીવનને ઉજમાળીએ અને કૃતકૃત્ય થઇએ.

ઈંગ્લાંડ જેવા દેશમાં મહાકવિ શેકસપીયર આદિની જયન્તિઓ કેવા મોટા પાયા ઉપર દર વર્ષે ઉજવાય છે, અને તેમનાં સ્મરણ ચિન્હો તથા તેમની કૃતિઓ પ્રત્યે કેવો આદર દાખવાય છે એ પણ તેટલુંજ જાણીતું છે. આપણે અહીં એમાંનું કશુંએ થતું નથી. આ ઘણુંજ દિલગીરીભર્યું છે. આવા જયન્તિ પ્રસંગો મહાપુરૂષની સાહિત્યકૃતિઓના વાચનવિચારણાથી ઉજવાય તો તેનો હેતુ સિદ્ધ થાય, એવો મારો નમ્ર અભિપ્રાય છે.

ભગવદીય દયારામભાઇએ શૃંગાર ગાયો છે, અર્થાત્ વાસ્તવિક રીતે કહું તો પોતાના પ્રિયતમ પ્રભુ શ્રીકૃષ્ણની પ્રણયલીલા ગાઈ છે; ઉંડાં આંતર નાદથી જાણે પોતેજ શ્રીકૃષ્ણની પ્રણયિની ગોપી હોય તેવા હૂબહૂ તનમનાટથી ગાઈ છે. એ સ્વાનુભવનું નિવેદનજ જાણે હોય એમ એ લીલાની આર્દ્રતા અને આર્તભાવથી સમજાય છે. કેટલાક ચોખલીયા સુધારકો એથી સૂગાઈ ઉઠે છે. તેમણે કાંઈ એકલો શૃંગારજ ગાયો નથી, તેમનાં કાવ્યોમાં શૃંગારસાહિત્ય ભાગ્યેજ પાંચમા કે છઠ્ઠા ભાગનું છે.

પરંતુ ટીકાખોરો એ ભૂલી જાય છે કે દયારામભાઈ વૈષ્ણવ હતા, વલ્લભસંપ્રદાયના વૈષ્ણવ હતા, પ્રેમલક્ષણા ભક્તિના સાચા ઉપાસક હતા. અને વલ્લભસંપ્રદાયના સિદ્ધાન્તો તેમને સર્વથી વિશેષ ઇષ્ટ હોઇને તેને પોતાના જીવનવ્યવહારમાં ઉતારવા, એ તેમનું લક્ષ્ય હતું. ભારતવર્ષમાં પ્રત્યેક ધાર્મિક આર્યનું પરમ લક્ષ્ય પ્રભુ હોય છે. આર્ય માત્ર પોતાની વિદ્યા, કલા, રૂચિ વગેરેનું સમર્પણ પ્રભુનેજ કરે છે. તે એ સૌનો ઉપયોગ—ઉત્તમ કોટિનો ઉપયોગ પ્રભુ અર્થેજ કરે છે. સ્વરૂચિ અર્થે થયેલી પ્રવૃત્તિમાં જેટલો રસ અને નિપુણતા

રેડાતાં નથી તેથી શતગણો, રે પૂરે પૂરો રસ અને નિપુણતા પોતાના પ્રિયતમ પ્રભુને સમર્પવાને કરેલી કૃતિ અને પ્રવૃત્તિમાં રેડાય છે. આથી આપણાં મંદિરો કલા, રૂચિ અને વિદ્યાનાં ધામ થઈ પડેલાં છે. પ્રાચીન કાળની પ્રકૃતિની સુંદર શોભા, આહ્‌લાદક શૃંગારસામગ્રી, ઉત્તમ સંગીત, ઉત્કૃષ્ટ નૃત્ય, રસરસતી ભોજન સામગ્રીઓ, ચિત્રકલા રંગકલા, એ સૌ આર્યમંદિરોમાંથી, દેવમૂર્તિઓ ઉપરથી આપણને સાંપડે છે; કારણ તે તેના જાણકારો અને નિપુણોએ પોતાનાં હૃદય રેડીને પોતાના ઇષ્ટ પ્રભુની મૂર્તિને અને તેના ધામને ઉત્કૃષ્ટ રીતે શણગારવામાં પોતાની વિશિષ્ઠ બુદ્ધિ અને શક્તિ, સૌ સાધનસામગ્રીને પણ ઓવારી નાંખી હોય છે.

દયારામભાઈએ પોતાનું જ્ઞાન, પોતાનો અનુભવ અને પોતાનાં વ્યાવહારિક અવલોકનનો સંચય, પોતાના ઇષ્ટ ભગવાન, શ્રીકૃષ્ણના ગુણ ગાવામાં, તેમના ગુણ અને લક્ષણોનો બોધ પોતાના શિષ્યો અને ભાવુક શ્રોતાજનોને કરવામાંજ જીવનની સાર્થકતા માની છે. એજ એમના જીવન અને કવનનું લક્ષ્ય હતું. શ્રીકૃષ્ણ તેમના પ્રિયતમ પ્રભુ છે. પોતે એ રાસેશ, રસરૂપ, પ્રભુ—સ્વામીની ગોપિકા છે, એવી ભાવનાથી, તલ્લીન આસક્તિથી તેમની સાથેના રસાનુભવના, સુખાનુભવના, પત્નીને યોગ્ય વ્યવહારો, વિયોગવિરહ અને સંયોગથી મનની આર્દ્રતા, આતુરતા, આર્તપણું અને આનંદ, એ સૌના જે અનુભવો થયા, તે વર્ણવ્યા છે એ કાંઈ અપાત્ર, શુષ્ક ટીકાખોરો માટે તેમને લખ્યું નથી. તેમનાં પદો અને આખ્યાનોમાં આવી બાબતના ઉલ્લેખો છે. તેમણે તો પોતાને ગોપી સમજી પરમપ્રેમાસ્પદ ગોપીજનવલ્લભ સાથે રસાર્દ્ર થઈ તદ્રૂપતા અનુભવી છે અને તે પોતાનાં પાત્ર શિષ્યો અને શ્રોતાઓને અર્થે એ મંડળીના સદુપયોગ માટે પ્રકટ કરી છે. શ્રીમદ્‌ભાગવતમાં રાસપંચાધ્યાયીને અંતે શુકદેવજી સાચું જ કહે છે.

विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोःश्रद्धान्वितोऽनुश्रृणुयादथ वर्णयेद्यः
भक्तिं परां भगवति प्रतिलभ्य कामं हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥
(ભા. દશમ સ્કંધ અ શ્લો.)

વ્રજવધુઓ–ગોપીઓ સાથે વિષ્ણુ–કૃષ્ણે આ જે વિવિધ ક્રીડાઓ લીલાઓ ખેલી છે તે જે પુરૂષ મુમુક્ષુ સ્ત્રી વા પુરૂષ પૂર્ણ શ્રદ્ધાથી યુક્ત થઇને સાંભળશે તે ધીર પુરૂષ ભગવાનમાં પૂરેપૂરી ઇચ્છાપૂર્વક ઉત્તમ–પરા ભક્તિ પામશે અને સવેળા પોતાના હૃદયના (કામવાસના રૂપી) રોગને નિવારશે.

ટુંકમાં માત્ર ભક્તને ઉદ્દેશીને. સ્વાર્થેનેય સંકુચિત પ્રમાણમાં પાત્ર શ્રોતૃવર્ગના પરમાર્થે આવા ભગવદીય ભક્તોની વાણી નીકળેલી હોય છે.

પરલોકપ્રાપ્તિ–ઐહિક અભ્યુદયની સિદ્ધિ સાથે શ્રેયસની સિદ્ધિની વાંછના હરેક આર્યને રહે છેજ. શ્રેયઃ સિદ્ધિ સર્વથા એષણીય–ઇચ્છવાજોગ છે. તે આદર્શ–લક્ષ્ય રૂપ હોઇને પ્રવૃત્તિનું તેના અંગની લોકૈષણા અને વિત્તૈષણાનું વિસ્મરણ કરવું, વા નાશ કરવો, અને નિવૃત્તિ સાધવી, અને સાચી નિવૃત્તિસુખ પામવું એજ ધર્મ્ય માર્ગ આર્યજન માટે રેખાયલો છે.

શ્રેયસની સિદ્ધિ સંસારમાં રહીને સાધવા માટે ત્રણ માર્ગ કર્મ, જ્ઞાન અને ભકિત, સર્વ માન્ય થયેલા છે. પહેલા બેની સંકુલતા. વિકટતા સામાન્ય કોટિના મનુષ્યો માટે હોવાનું સમજાવતાં અનુભવી આચાર્ય, અને મહંત સંતોએ ભકિતમાર્ગને વિશેષ પ્રધાનતા આપી છે. શિવશકિતનાં આરાધન એ ભકિત છે, પણ વૈષ્ણવ સંપ્રદાયે તેને સર્વાગ્ર કરી છે. તેમણે જો કે કર્મ અને જ્ઞાનની આવશ્યકતા તો કાયમ રાખી પણ ભકિત, અનન્યભાવભરી ભકિતથી પ્રભુપ્રાપ્તિની સરળતા, સર્વોત્કૃષ્ટતા તૈત્તિરીય ઉપનિષદ્‌ના रसौ वै सः એ વચનમાં ઉદ્દિષ્ટ પરમાત્માના

રસ રૂપ—આનંદ સ્વરૂપ, નિરવધિ નિરૂપધિ આનંદ સ્વરૂપ—નો અનુભવ, ભગવદ્દરસમાં નિરતિશય નિમગ્નતા એ ભક્તિની ઉત્તમોત્તમ દશા સ્વીકારાઈ છે. આનંદમય પ્રભુ સાથે, રમણ કરવું, તલ્લીન થવું, આલોકનું નિતાન્ત વિસ્મરણ થાય એવી પ્રેમસમાધિ સાધવી, એ પરાભક્તિનું ઉદ્દેશ્ય લેખાયું છે.

એ રસાનુભવમાં શૃંગારને પ્રધાન સ્થાન સ્વાભાવિક રીતે મળ્યું. પતિપત્નીની તદ્રૂપતા, તેમ જીવ—બ્રહ્મની તદ્રૂપતા, એકરૂપતા સર્વૈક્ય બની. शृंगारो विष्णुस्तु એવું નાટચશાસ્ત્રના વિધાતા ભરતના રસ-શાસ્ત્રનું વિધાન છે. તેમ श्यामो भवति शृंगारः એ વચન મેઘશ્યામ શ્રીકૃષ્ણને અનુલક્ષતું ગણાયું છે અને શ્રીકૃષ્ણની પરમપ્રેમાસ્પદ વિભૂતિની પ્રણયલીલામાં તલ્લીન થનાર ભક્ત પોતાને કૃતકૃત્ય સમજે છે. શ્રીમદ્દભાગવત મુખ્યત્વે ભક્તિ પ્રતિપાદક ગ્રંથ છે. દશમસ્કંધ તેનું નવનીત છે. તેમાં શૃંગારરૂપ વિષ્ણુ. એટલે શ્રીકૃષ્ણને શ્રંગારરસના અધિષ્ઠાતા વર્ણવ્યા છે. ગોપીજનોને એ રસની પાત્ર લેખી છે. તેમાં ગોપીઓને વસ્ત્રહરણ, દાણ લીલા, રાસલીલા આદિથી સર્વસ્વનો ત્યાગ કરતી, સર્વપ્રપંચ માત્રને વિસારતી, શ્રીકૃષ્ણમાં તદાકાર થયેલી વર્ણવી છે.

પામર માનવદૃષ્ટિ દોષ જોવાને સામાન્ય રીતે ટેવાયલી હોય છે. તેને પ્રકૃતિ જ એવી પડી ગયેલી હોય છે કે તે જગતમાં એક પૂજ્ય થયેલી વ્યક્તિની પ્રશંસામાં જેટલી ખૂંપતી નથી તેટલી તેની નિંદાના શ્રવણમાં રાચે છે. આવી કેવળ દોષ જોવાની દૃષ્ટિ તેમ વૃત્તિએ ઘણાંક, કેટલાંક નિષ્કલંક સાધુ જીવનોમાં કલંકોનાં અક્ષમ્ય આરોપણ કરેલાં છે. મારી સમજ તેમ અવલોકનથી મને પાકે પાયે લાગે છે કે ભગવદીય દયારામભાઈને આથી ભારે અન્યાય થયેલો છે.

તેમના જેવા ભગવદીય વૈષ્ણવ ભક્તનું જીવન સર્વથા નિષ્કલંક, શુદ્ધ કુંદન સમું હોવું ઘટે છે. જેમણે ૭૫-૭૬ વર્ષનું દીર્ઘાયુષ્ય ભોગવ્યું; જેમણે માતપિતાએ કરેલું વેવિશાળ તોડયું અને આમરણ બાલ બ્રહ્મચારી રહેવાનું વ્રત અંગીકાર કર્યું; જેમણે ત્રણ ત્રણ વાર લઘુ અને મહાયાત્રાઓ વર્ષો પર્યંત કરી; જેઓ પોતાના કાળમાં ભક્તરૂપે, કવિવર રૂપે અને મહાત્મા ગુરૂરૂપે પણ પૂજાયા, તેમ ઠામ ઠામ સત્કારાયા; જેમને તેમના કાળના સંતમંહતો પણ જોવા ડભોઈ-ચાંદોદ પધારતા, તેમ પોતાના ધામમાં પધારવા નિમંત્રણ આપતા; જેઓ આરૂઢ પુષ્ટિમાર્ગીય મરજાદી વૈષ્ણવ હોવા છતાં સામાન્ય ભાવુક જનસમૂહોમાં ઉંચી કક્ષાના ભક્ત તરીકે પંકાયા હતા; અને જેમની સુંદર, મનહર પદાવલિઓ ગુરૂવચન તરીકે કંઠે કરાતી અને અનેકોનાં સંસારતાપથી ઉકળેલાં જીવનને ઉજમાળતી; જેઓને તેમના જીવનકાળમાં જ નહીં, પણ તેમના અવસાન પછીનાં આ પોણોસો વર્ષના ગાળામાંયે ગુજરાતનો સદાચારી, સતીભાવવાળો સ્ત્રી વર્ગ અને પુરૂષવર્ગ 'દયો' નહીં, પણ દયારામભાઈ તરીકે અંતરથી સન્માને છે; જેમની વાણીનું ઓજસ્ અને પ્રભુત્વ સૈકું થવા આવ્યું છતાં ઝાંખાં પડયાં નથી, પણ નિંદક ટીકાકારોની તીણી શરાણે ચઢયાં છતાં હજીયે ઔર દીપી ઉઠે છે; એવા મહાનુભાવી કવિનું ચરિત્ર કહેવામાં આવ્યું છે તેવું કલંકિત હોવું સંભવતું નથી. તેમણે પોતે પોતાનાં પદો અને આખ્યાનોમાં જારભાવ-વ્યભિચારને ખૂબ નિંદ્યો છે, એ પણ અહીં વિસરવું જોઈતું નથી.

સ્વ. સાક્ષર શ્રીગોવર્ધનરામભાઈ 'દયારામના અક્ષરદેહ'માં (પાનું ૬ ઠું) સાચું જ કહે છે:

"તેના (દયારામની કવિતાના) શુદ્ધ રસના ભોગી તો વિરલજ છે. એક કાળે જેની ગરબીઓ ચારૂત્તરથી તે સુરત મુંબઈ સુધીની

ઓીઓ કિન્નરકંઠેથી પ્રસિદ્ધપણે છડેચોક ગરબે મળીને ગાતી હતી અને ઘરમાં હરતાં ફરતાં પણ ગાતી હતી અને જેનાં પદ અનેક ભકતોને રસમાં લય પમાડતાં હતાં અને શ્રોતાવકતાઓનાં હૃદયમાં કવિના હૃદયનું આવાહન કરતાં હતાં, તે કવિના આવા વિકસિત કીર્તિદેહને સ્થાને હવે માત્ર પુસ્તકોમાં સંકુચિત કીર્તિદેહ અને તે પણ અપકીર્તિના કલંકવાળો થઈ હાલમાં માત્ર અસ્તિત્વજ ભોગવે છે."

દયારામભાઈના જીવનમાં કલંકનાં આરોપણ કરનારાઓના ત્રણ ત્રણ વર્ગ મને અનુભવથી જણાયા છે. એક તો કવિશ્રીના પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સંપ્રદાયની પોતાના સમયમાં ટીકાપાત્ર ઠરેલી સ્થિતિ ઉપરજ સૌથી વિશેષ ઝોક મૂકનારો, તેમ તે કાળે શ્રૃંગારનાં વર્ણનોને અનીતિ જગવનારાં ગણી નિંદનારો ચોખલિયો' સુધારક વર્ગ; બીજો વગર જાતિ અભ્યાસે, તેમ વગર જાતિ તપાસે ગતાનુગતિક રીતિએ સુધારકોનાં વેણોને પોપટ પેરે વદી જાણનારો વર્ગ; અને ત્રીજો, અન્ય દેશો અને ભાષાના શ્રૃંગારવિષયોને વર્ણવનારાઓ બહુધા વિષયી હોવાની પોતાની જાણનું, એમાં શું, એ તો વાસ્તવિકતા કહેવાય, એ ભાવથી આરોપણ કરનારો વર્ગ.

મારે ઘણીજ દિલગીરી સાથે કહેવું પડે છે કે પ્રથમ સ્વ. કવિ નર્મદાશંકરે તેમની શૃંગાર રસથી પ્રચૂર પદાવલીઓમાં શ્રવણ અને વાચનથી દોરાઇને ઈંગ્રેજી કવિવર બાયરનની કક્ષામાં, દયારામભાઈને મૂકવાનું સાહસ કર્યું હતું. દયારામભાઈના તે કાળે તેમને હાથ લાગેલાં શ્રૃંગારી પદોને આધારે તેમ તેમની જીવનલીલા સંબંધી કેટલીક કહેતાકહેતીના આધારે અને સંજોગીયાં નિંદાખોરાં લોકવિધાનો ને આધારે કવિ નર્મદે આ સાહસ કર્યું હતું. મહારાજ લાયબલ કેસે તે કાળે ઉભા કરેલા વાતાવરણે આ નિંદાખોરીને ટેકવી અને પોતાને ચોખલીયા કહેવડાવતા સુધારકોએ તેનો હોંસે હોંસે પસારો

કર્યો. આમાં કેટલુંક સ્વાનુભવનું પણ આરોપણ થયું છે, એમ કહું તો તે ખોટું નહીં લેખાય. પણ મારે કહેવું જોઈશે કે ભગવદીય દયારામભાઇની કવનપ્રવૃત્તિ કેવળ શ્રૃંગારી પદોમાં જ ગોંધાઈ રહી નથી. મારા પોતાના શબ્દોમાં આ કથન કહેવાને બદલે સ્વ. સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઇનાંજ વચન હું ટાંકીશ. તેઓ "દયારામના અક્ષરદેહ"માં (પાનું ૫ મું) કહે છેઃ

"પદ્યાત્મક ભાગમાં એક ભાગ ગુજરાતી ભાષામાં છે, તો એક એવડોજ ભાગ હિન્દી, વ્રજ, અને મરાઠી વગેરે ભાષામાં છે, અને તેમાં મુખ્ય ભાગ હિન્દી છે...ગુજરાતી ભાષામાં વધુ કાવ્યો, ગરબીઓ અને પદો છે...હિન્દી કાવ્યોમાં ભક્તિ, નીતિ અને ધર્મ ઉપરાંત ભક્તિથી અમિશ્રિત એટલે શંગારનો ભાગ પણ છે. **ગુજરાતી કાવ્યોમાં કેવળ શૃંગારનો ભાવ નહીં જેવો છે.** પદોમાં ધર્મ, નીતિ, વૈરાગ્ય અને શૃંગાર વિનાની ભક્તિ એટલે કેવળ ભક્તિ, શ્રીકૃષ્ણ ચરિત્રના કેટલાક પ્રસંગો ધર્મ નીતિ અને વૈરાગ્યઃ આ સર્વ વત્તાં ઓછાં લઘુ કાવ્યોમાં છે."

મારૂં કહેવાનું તાત્પર્ય એ છે કે કવિશ્રીએ મુખ્યત્વે ગુજરાતી અને હિન્દી ભાષામાં કાવ્યસાહિત્ય વિપુલ પ્રમાણમાં રચ્યું છે. તેનું પૂર નાનામોટા મળીને ૧૨૫ ગ્રંથો જેટલું થાય છે. તેમાંનો ભાગ્યેજ સાતમો કે દશમોય ભાગ શૃંગારી પદોનો હશે. મેં ઉપર જણાવ્યું છે તેમ કવિશ્રીના ટીકાખોરોએ જેમ માખી સુંદર દેહના ચાંદા ઉપરજ બેસે, જેમ મણિમય મંદિરમાં કીડી છિદ્ર શોધે, તેમ દયારામભાઈની કૃતિઓમાં અતિ બહુલ અંશે તરવરતો ભક્તિરસ, ભકતના હૃદયની આર્દ્રતા અને આર્તતાને નિરૂપનારો અંશ, તેમ ધર્મ અને નીતિનો ઉપદેશ લક્ષમાં ન લેતાં, માત્ર કવિ નર્મદાશંકર અને અન્ય ટીકાકારોએ ખેંચેલા શૃંગાર ભાગમાંજ તેમની ચાંચ ખુંપી

ગઈ. આમ મારે ઘણીજ દિલગીરી સાથે કહ્યા વિના ચાલે તેમ નથી, બાકી કવિશ્રીના કાળમાં અને તે પછીયે જનતાનાં હૃદયના અનુભવીઓનો અનુભવ બીજુંજ કહે છે. સા. શ્રી ગોવર્ધનરામભાઈના શબ્દોજ આના સમર્થનમાં હું ટાંકું છું:—

"એ બે (નરસિંહ અને દયારામ) કવિયોના અનુભવ, એ બેનાં હૃદય, એ બેની જવાલાઓ, જ્યાં સુધી લોક ભક્તિરસના આસ્વાદ કરતા ત્યાં સુધી પૂજાતાં અને તેમનો કીર્તિદેહ પુરૂષોને તેમ સ્ત્રીઓને, વૃદ્ધોને તેમ યુવકોને, પવિત્ર અને પૂજનીય લાગતો. એ કીર્તિદેહના અને અક્ષરદેહના પ્રસાદ એ પૂજકવર્ગને સ્વાદનીય, પથ્ય શ્રેયસ્કર લાગતા. માતાપિતાના અને સ્વામીઓનાં દેખતાં તેમના શૃંગારપરિભાષાવાળા લેખ સ્ત્રીઓ ગાતી, પણ કવિઓની અને આ સર્વની ભાવનાઓ સમાન વૃત્તિની હોવાથી કોઈને એ સ્ત્રીઓનાં ગાવાના પદાર્થોમાં કોઈ શબ્દ વર્જ્ય લાગતો ન હતો અને કોઈના શ્રવણમાં કે હૃદયમાં અપવિત્રતા પેસતી ન હતી. કેવળ વત્સલ ભાવથી ભરેલાં બાળકોનાં હૃદયમાં પોતાનું વય ગમે તેવું છતાં માતાપિતાના દમ્પતિ ભાવ વિષયે તર્ક સરખો ઉઠતો નથી અને પોતાના જન્માવધિના ચિત્રની રેખા પણ તેમની બુદ્ધિમાં દોરાતી નથી. તેમ આ બે કવિઓ પોતાના યુગમાં લોકની દૃષ્ટિએ ગુરૂરૂપે પૂજનીય વસતા અને તેમના ઉદ્દગારોમાં પવિત્ર ભાવનાઓજ શોધાતી. એ યુગ ગયો અને બીજો બેઠો છે. ભાવનાને સ્થાને વ્યવહાર, બુદ્ધિ, અને તર્ક પ્રતિષ્ઠા પામ્યા છે. આવા યુગમાં આ કવિઓના કીર્તિદેહ ધ્વસ્ત થઈ અપકીર્તિ દેહ બંધાય નહિ, એજ આ યુગનું ભાગ્ય ગણવા જેવું છે." (જુઓઃ દયારામનો અક્ષરદેહ પા. ૯૫–૯૬)

સાંજવર્તમાન તા. ૨૫ મી સપટેમ્બર ૧૯૩૦



## પરિશિષ્ટ ૧ લું

ભક્ત કવિશ્રી દયારામભાઈના ઉપર કડીના એક વૈષ્ણવે લખેલો પત્ર

માત પીતા શીર સીરોમણી

# ભાઇ દયારાંમભાઇની સેવામાં

કડીથી દાસાનુદાસ ચરણરજ હરજીવન બાળાના સાષ્ટાંગ દંડવત પ્રણાંમ ત્થા જે અંગીકાર કરવા. અત્ર આપની કૃપા વડે કુશળ છુ આપણી કુશળતા પત્રનો સદા નીરંતર અભીલાષી છુ વાસતે પોતાનો દાસ જાણી કૃપા પત્રદ્વારે સંભાવના લેવી. હું તો રંક જીવ આપને આધારે રહો છુ માહારે તો સરવે વાતે આપ વીના બીજો કોઈ નથી મને જે રીતે આપનો જાણો છો તેજ રીતે જાણવો માહારા ઉપર સદા ક્ષમા રાખવી હું તો ક્ષણ માત્ર આપના ચરણારબંદનુ સ્મૃણ ભુલતો નથી માટે એહેવીજ કૃપા કરે જવી જે માહારૂ ચીત સદા નીરંતર આપની સેવા વીશે તદબર રહે એજ વીનંતી.

સંવત ૧૯૦૨ ના ચઇત્ર સુદ ૯ રવીવાર.

श्री कृष्णाय नमः

## પરિશિષ્ટ ૨ જું.

## ભક્ત કવિ શ્રીદયારામભાઈનું ગદ્ય લખાણ

### પ્રશ્નોત્તરમાલિકા નામના અપ્રસિદ્ધ ગ્રંથમાંથી

# મન શી રીતે જીતાય ?

વળી શિષ્ય બોલ્યો કે હે મહારાજ, આપે મુને શ્રીહરિસંબંધી સ્વમાનુભવ સાચો યુક્તિદૃષ્ટાન્ત વેદશાસ્ત્રને વચને બતાવ્યો, તે મારા હૃદયમાં બેઠું, પણ વળી એક મુને સન્દેહ ઉત્પન્ન થયો છે, તે આપ પ્રત્યે હું વિનતિ કરૂં છું કે શ્રીહરિના રૂપનું ધ્યાન ધરવા બેસીએ છીએ, તે સમય મન તે ધ્યાન વિષે મોટું વિઘ્ન નાખીને કલેશ, કુતર્ક ઘણા ઉદય કરે છે, એ આદ્યે બીજી શુભકૃતિ કરતાં પણ અશુભ વાસના ઉઠે છે, એ આન્તરકલેશ કોઇને કહેવાતો નથી, એ દુઃખ મટવાનો કાંઈ ઉપાય હોય તો મુને કહો. એવું સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા, કે હે તાત ! તેં એ વાત અમને પૂછી તે કંઇ ખોટી નથી. એ કલેશ તો અન્તરમાં સર્વને હોય છે, પણ હરિભક્ત સમજુ હોય તેને વિશેષે થાય તેનું કારણ કહીએ તે સાંભળ કે—હરિનું ધ્યાન, ચિન્તન, મનન, સ્મરણ જે કરવું તે તો એક ઠેકાણે મન સ્થિર હોય ત્યારે થાય તે મન તો અતિશય ચંચલ છે. મહાબલિષ્ટ છે, અગ્રાહ્ય છે તે શ્રીભગવદ્‌ગીતામાં અર્જુને શ્રીકૃષ્ણચન્દ્ર પ્રત્યે વિનતિ કરી છે તે વચન—

**चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम्**
**तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ।**

ત્યારે શ્રીભગવાને એટલો ઉપાય બતાવ્યો તે વચન—

**अभ्यासेन हि कौन्तेय वैराग्येण च गृह्यते ॥**

તે જે ઉપાય શ્રીપ્રભુએ બતાવ્યો તે વાત તો સત્ય જ છે. અહિં ગુણ શું હાર્દ છે તે કોઇના સમજ્યામાં નથી આવતું તે તું વિચાર કે મોટા મોટા યોગિ મુનિ વૈરાગ્ય ધરીને અભ્યાસ ઘણાએક કાલ લગી કરે છે, પણ તેનું મન વશ નથી થાતું, તે કેમ જાણીએ ? કે–અપસરા આવી છલાવે છે, ત્યારે તે છલાય છે, અને હજારો વર્ષનું તપ ધૂલ મેળવીને ચાલી જાય છે, તે મોટા યોગી પાછળથી પસ્તાય છે. પણ તે સમય મનસ્થિર નથી રહેતું. જો રહેતું હોય તો શીદ છળાય ? માટે નથી જ રહેતું. વળી ઘણા કાલ લગી યોગ સમાધિ કરે છે, અને વળી સમાધિ ઉતરે છે, ત્યાં તોએ પછી પૂર્વે મનની વૃત્તિઓ હોય તેની તે લઈ ઉઠે, યોગે કરીને પણ મનવૃત્તિઓ શમતી નથી, તે યોગવાશિષ્ઠ ગ્રન્થમાં લખ્યું છે તે કિંચિંત્ તેમનું કહી દેખાડીએ છીએ, તે તું સાંભળ કે–એક યોગી કોઈ એક ગૃહસ્થીને ઘેર ભિક્ષા લેવાને ગયો હતો તે ત્યાં રસોઈ સઘળી થઈ હતી, પણ કઢી એક બાકી હતી. ત્યારે ગૃહસ્થની સ્ત્રીએ કહ્યું કે હે મહારાજ ! લગારેક બેસો, કઢી થાય એટલી વાર છે, ત્યારે તે યોગીએ વિચાર્યું જે એટલી વાર વૃથા ખોઇએ તેથી ભગવદ્ધ્યાન કરીએ તો સારૂ. એમ જાણીને ઘરમાં એકાંત સ્થલ અંધારામાં પાછળ હતું ત્યાં બેસીને તે યોગીએ ભગવદ્ધ્યાન કરવા માંડયું, તેથી ચિત્ત ધ્યાનમાં લાગી ગયું. તેને સમાધિનો અભ્યાસ હતો તે સમાધિ થઈ ગઇ, પછી સમાધિ ઉતારવી પોતાને વશ રહી નહિ. તે પેલી કઢી થયા પછી પેલા ગૃહસ્થે તો તે યોગીને ઘણી હાંકો મારી, તેના મઠમાં સઘળે શોધી આવ્યા, પણ તે યોગી ન જડયા. ત્યારે હારી કરીને તે ગૃહસ્થના ઘરનાં સર્વ જમ્યાં, પછી ભગવદિચ્છાએ તે ગૃહસ્થને ઘેર બે ચાર ઘાસનાં ગાડાં આવ્યાં, તે યોગિ બેઠા હતા. તે ઘાસ ભરવાનું હતું, ત્યાં અંધારે યોગીને દીઠા નહિ, ને બધું ઘાસ ત્યાં નાખ્યું,

પછી કેટલાએક દિવસે હરીચ્છા થકી તેમાં અગ્નિ પડયો, પછી તે ઘાસને સંબંધે સઘળું ઘર બળી ગયું. ને જોડેનાં ઘરો પણ ઘણા એક બળ્યાં, પછી ત્યાં ઘણાએક વર્ષ વીતી ગયાં ને ઉજાડ પડયાં ને બે ચાર પેઢી પછી તેના કુલમાં કોઇ પુરુષ ધનાઢય નિપજ્યો, તેણે ત્યાં પાછું ઘર કરવા માંડયું, તે ઘણીએક પૃથ્વિ ચઢી ગઇ હતી. તે ખોદતાં ખોદતાં ઘણુંએક ઉંડું ખોદયું, ત્યારે પેલા યોગી નીકળ્યા. તેના યોગબલે કરીને તેવું ને તેવું શરીર રહેલું જોઇને કેટલાએક ડાહ્યા મનુષ્યોએ કહ્યું કે એ કોઇ યોગી હશે, એના મસ્તક ઉપર માખણ ઘસો; તે ઘણીએક વાર માખણ ઘસતાં સમાધિ ઉતરી, ત્યારે તે યોગી બોલ્યા કે—કઢી થઈ? એજ રીતે.

એક નટુવાને સમાધિ કરતાં આવડતી હતી, તે તેણે કોઈએક એક રાજાને ત્યાં ઘણાએક નટુવા મળ્યા હતા, તેમાં તે નટુવો નવો ખેલ બતાવીને હું ઘોડો માગીશ, એવી ઇચ્છા મનમાં રાખીને સમાધિ કરી, પાછલા યોગીની પેઠે પરવશતા થઈ ગઈ, પછી ઘણે કાલે પેલા યોગીની પેઠે સમાધિ ઉતરી ત્યારે તે નટુવો એમ બોલ્યો કે—ઘોડા હું હોં પાઉં. એમ એવી વાતોના ઇતિહાસ તો ઘણા છે. પણ થોડામાં સમજી લેજો કે યોગ થકી પણ મનની વૃત્તિ નથી સમતી, પછી અભ્યાસ તે કોઈ કેટલો કરશે? માટે એ મન તો ભગવાન પોતાની મેળે પોતાના સ્વરૂપમાં કૃપા કરી દઢ લગાડે ત્યારે જ લાગે, બીજો ઉપાય નથી. વળી એક વાત કહું તે સાંભળ. કે શ્રીભગવદ્ગીતામાં શ્રીભગવાન પ્રત્યે અર્જુને એમ પૂછયું કે—હે મહારાજ! મન તો નીચી વાતમાં પડતાં બીહે છે, તેને જોરાવરી અધર્મકાર્ય નીચવસ્તુમાં નાખીને કોણ ભ્રષ્ટ કરે છે? જો પોતાની મેળે ભ્રષ્ટ થતું હોય તો પાછળથી પસ્તાય સીદ? માટે પોતાની મેળે ભ્રષ્ટ થવું સંભવતું નથી. ત્યારે આપ એમ કહેશો કે—પૂર્વના અનુચિત

કર્મ કરેલાં છે તેનું એ ફલ છે તે પણ મોટાને પૂર્વનું અનુચિતકર્મ સંભવતું નથી, ત્યાં તે મોટાને પણ એ દુઃખ તો છે એ સન્દેહ રહે છે, તે એટલો નથી ત્યારે આપ કહેશો કે મોટાને ન હોય તો અર્જુન થકી મોટું કોણ ? તે એ દુઃખ અર્જુનને વીતતું હશે ત્યારે જ એ પૂછયું હશે તો. માટે એ કોટિક સાધને પણ મન તો વશ નથી જ થાતું, તે કેવલ આપની કૃપાબલે જ થાય; તે હે પ્રભો ! આપની કૃપા પણ ઉપાયવશ નથી, એક સાચી દીનતા તમારી કૃપાનો હેતુ છે, તેવી દીનતા તો આપ આપો ત્યારે આવે; એવું વિજ્ઞપ્તિગ્રંથમાં શ્રીગુંસાઇજીએ કહ્યું છે તે વચન.

यद्दैन्यं त्वत्कृपाहेतुर्न तदस्ति ममाण्वपि ।
त्वं कृपां कुरु राधेश यया तद्दैन्यमाप्नुयाम् ॥

માટે હે શિષ્ય ! વિચારતાં કશું જીવના હાથમાં સાધન નથી, તે તુંને દૃષ્ટાન્ત બતાવું તે તું વિચારીજે કે-વ્રજવનિતાઓમાં શું સાધન હતું ? પણ પોતે પોતાની મેળે કૃપા કરીને કોટિકંદર્પ લાવણ્યરૂપ શ્રીગોપીજનને દેખાડીને પોતાના રૂપમાં તીહાંનાં (તેમનાં) મન આસક્ત કર્યાં તે કેવાં કર્યાં ? કે બલાત્કારે ખેંચીને, પ્રપંચમાં નાંખે તદપિ ન પડે, એવાં લોભાયાં. એ રીતે પ્રભુ કૃપા કરીને જે ભક્તનું મન પોતાના સ્વરૂપમાં દૃઢ લગાડે ત્યારે જ લાગે, તે લાગ્યું કેમ જાણીએ ? કે-પ્રપંચની વિસ્મૃતિ સહજ થઈ જાય. એવું સમજી લેજે ત્યારે તું વળી કહેશે કે-મન તો સ્થિર નથી રહેતું ને માનસિક કુકૃતિઓ અકથિત થાય છે. તે કોટિ પ્રાયશ્ચિતે મટે નહિ એવી, ત્યારે એ જીવને પ્રભુ પામવાનો દિવસ કયારે ? તે વાત તો ખરી, પણ આ કલિકાલમાં એટલો મોટો ગુણ છે કે માનસિક પાપ ન લાગે. માનસિક પુણ્ય તો લાગે. વળી કલિયુગમાં એક મોટો ગુણ છે,

સત્યયુગમાં તો એક જણ પાપ કરે તે બધાં સગા કુટુંબને લાગતું: તે આ કલિયુગમાં તે પ્રકાર નથી, જે કરે તેને જ લાગે.

## મન શી રીતે જીતાય?

कलौ कृत्येव लीप्यते, इत्यादिवचनात्।

વળી તુલસીદાસ ભગવદીયે પણ શ્રીરામાયણમાં લખ્યું છે તે (ચોપાઈ)

**યહ કલિજુગકો પ્રબલ પ્રતાપઃ—માનસ પુણ્ય લગે, નહિ પાપ;**

વળી કલિયુગમાં મોટો એ ગુણ છે કે આખા જન્મમાં એક વાર પણ શ્રીકૃષ્ણચંદ્રના ચરણારવિન્દનું ધ્યાન કર્યું હોય તો તેને સ્વપ્ને પણ યમદૂતનું દર્શન ન થાય ત્યાં શ્લોક—

सकृन्मनः कृष्णपदारविन्दयोः।

વળી એક વચન કહીએ તે સાંભળ શ્લોક-

कलेर्दोषनिधे राजन् नास्ति ह्येको महान् गुणः।
कीर्तनादेव कृष्णस्य मुक्तसङ्गः परं व्रजेत्। स्कं॰ १२-३-५१

વળી એક બીજી વાત પણ છે કે શું શુભકૃતિ કરતાં દેવતાને તથા અદેવ જે અસુર તે ઘણાં વિઘ્ન કરીને મન ભ્રષ્ટ કરે છે તેનું વચન.

त्वां सेवितां सुरकृता बहवोन्तरायाः।

વળી પુરાણાન્તરે વચન છે શ્લોક—

कोटिः धनुर्धरगोतायां तदर्धं जाह्नवीतटे।
तदर्धं हरिसेवायां तदर्धं दक्षिणे करे॥

એમ અસુરજન વિઘ્ન તો કરે પણ તે વિઘ્ન દેખીને હરિસ્મરણ મુકી ન દેવું; તે હરિસ્મરણના બલથકી એની મેળે તે શાન્ત પામે. વળી એક વાત કહીએ તે સાંભળ કે પૂર્વે અનેક અધમ અવતાર પામીને ઘણાં કુત્સિત કર્મરૂપી મોટો ઉકરડો થયો છે, તેની ઉપર હરિસ્મરણરૂપી અગ્નિ પ્રબલ મુકયો છે, તે બળતો જાય છે. તે ખોદી

વસ્તુ બળતી જાય છે, તેની દુર્ગંધ ઘણી ઉઠે છે, તે રૂપી મોટો ધૂમ પણ થાય છે, તે સ્મરણવાળાને ઘણું અકળાવે છે. તે અકળામણ દેખીને જો હરિસ્મરણ મુકી દે તો તે તુરત અકળામણ રાખે તો ખરૂ, પણ પેલો ઉકરડો કાચો અગ્નિ હોલવાય પછી રહે તે ફરી ભોગવવો પડે, માટે એ કુતર્ક ઉઠે તદપિ હરિસ્મરણ મુકવું નહિ. જેમ કોઈ એકના હૃદયમાં ઘણાં એક પ્રેત ભરાયાં હોય તેને હાદી (ભુવા) હાંકી કાઢવા આવે ત્યારે રડે કુટે. ઘણાં રૂભાડાં કરે, તેથી બીહવું નહિ ને પેલા હાદી પાસે સમૂળાં પ્રેત કઢાવવાં. જો હાદીને ઉઠાડી મુકીએ તો પ્રેત તોફાન મુકી દે, પણ કાળજામાંથી નીકળે નહિ. એમ સમજી લેજો. વળી એક ઠેકાણે મન વશ કરવાનો ઉપાય કહ્યો છે. તે તુને કહીએ તે તું સાંભળ કે—શ્રીમહાપ્રભુજીના અષ્ટોત્તરશતનામ જેમાં શ્રીગુસાંઈજીએ કહ્યાં છે એવું એક શ્રીસર્વોત્તમજી સ્તોત્ર છે તેની ફલશ્રુતિમાં મન વશ કરવાનો એક શ્લોક લખ્યો છે તે શ્લોકઃ—त्यानन्दनिधेः प्रोक्तं नाम्नामष्टोत्तरं शतम्।

श्रद्धाविशुद्धबुद्धिर्यः पठत्यनुदिनं जनः

स तदेकमना सिद्धिमुक्तां प्राप्नोत्यसंशयः।

વળી શ્રીકૃષ્ણચંદ્રના બે ચરણારવિન્દમાં સોળ ચિન્હ છે, તેમાં દક્ષિણ ચરણારવિન્દમાં નવ ચિન્હ છે. તેમાં એક અંકુશનું ચિન્હ છે તે અંકુશનું ચિન્હ પ્રભુએ શા માટે ધર્યું છે? તેનો હેતુ, માહાત્મ્યમાં એમ લખ્યું છે કે–તે અંકુશનું ધ્યાન કરવાનું ફળ–મનરૂપી મદોન્મત્ત હસ્તિ કોઈને વશ નથી થાતો, તે ભગવચ્ચરણારવિન્દના અંકુશના ધ્યાન વડે વશ થાય તે શ્રી હરિરાયજી ગોસ્વામિજીએ લખ્યું છે. બીજાં ચિન્હનાં માહાત્મ્ય તે તો જુદાં છે. વળી કોઈ ગ્રન્થમાં લખ્યું છે કે–બંધ મોક્ષનું કારણ એ મનજ છે, તેનું વચન—

मन एव म- ष्याणां कारणं बन्धमोक्षयोः।
येन आलिङ्गिता कान्ता तेन आलिङ्गिता सुता।

વળી શ્રીભાગવત એકાદશ સ્કન્ધે અ. ૨૩-૪૩ ભિક્ષુગીતામાં શ્લોક—मनः परं कारणमामनन्ति संसारचक्रं परिवर्तयेद्यर ।

ત્યારે તું વળી કહેશે કે એવું દુર્જય મન તે સકળ કાર્યમાંથી નિવૃત્તિ પામીને સ્થિર થશે ત્યારે હરિ ભજશું. તે દિવસ તો કો કાલે આવવાનો નથી, માટે મન પ્રપંચમાં ભટકતાં જેમ હરિ ભજાય તેમ ભજવા, તે પુરાણાન્તરમાં કહ્યું છે કે—

समाप्य सर्वकर्माणि ब्रह्मप्राप्ति यदीच्छसि।
स- प्रशान्तकल्लोले स्नातुमिच्छति मूढधीः।

માટે લાખ વાતની વાત એક વાતમાં કહું છું કે શીઘ્ર વા વિલંબે શ્રીકૃષ્ણનામથકી શુદ્ધબુદ્ધિ થશે અશુભતાને વિષે નહિ પ્રવર્તે, એવું વિષ્ણુસહસ્ત્ર નામની ફલશ્રુતિમાં લખ્યું છે તે શ્લોક—

न क्रोधो न च मात्सर्यं न लोभो नाशुभा मतिः।
भवन्ति कृतपुण्यानां भक्तानां पुरुषोत्तम॥

વળી મોટાં ભગવદીયોએ ગાયું છે તે વચન—

નામે હોય આન્તરશુદ્ધિ નામે હોય નિર્મળ બુદ્ધિ ॥

ઈત્યાદિ માટે સર્વનો સિદ્ધાન્ત એ છે કે-પુષ્ટિમાર્ગનો સિદ્ધાન્તસાર એ છે કે-મનનો નિરોધ શ્રીગોવર્ધનધર જોડે થાય, તે નિરોધનો અર્થ એ કે પ્રપંચવિસ્મૃતિ પૂર્વક ભગવદાસક્તિ નિરોધઃ એ નિરોધ થવાનો બીજો ઉપાય નથી શ્રી મહાપ્રભુજીના લાલજી શ્રી ગુરુ તેમની કૃપા અને સત્સંગ શ્રીકૃષ્ણનામ ભગવચ્ચરણોદક એ વિના બીજો ઉપાય નથી. એ તુને સિદ્ધાંત હતા તે કહ્યો.



# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૮ | lનજ | નિજ |
| ૩ | ૪ | કાવ્યસહિતાઓના | કાવ્યસંહિતાઓના |
| ૩ | ૪ | ભાગવદ્યસોગાન | ભગવદ્યશોગાન |
| ૬ | ૧૧ | દિક્ષા | દિશા |
| ૭ | ૧૫ | નિર્મિતિમાદધતી, | નિર્મિતિમાદધતી |
| ૮ | ૧૭ | કર્યું | કયું |
| ૮ | ૨૩ | વિચા | વિચાર |
| ૧૧ | ૧ | અદ્દ્ભૂત | અદ્દ્ભુત |
| ,, | ૧૬ | દૃષ્ટિગોચર | દષ્ટિગોચર |
| ૧૩ | ૮ | કંસાર | કંસારિ |
| ૧૩ | ૧૦ | અતિદીર્ઘ | અતિદીર્ઘ |
| ૧૮ | ૧૯ | કાતક | કૌતુક |
| ૨૫ | ૮ | વાસુત | તાસુત |
| ૨૮ | ૭ | આવકાશ | અવકાશ |
| ૩૩ | ૧૪ | રાસક | રસિક |
| ૪૧ | ૧૦ | રમ | રમે |
| ,, | ૨૦ | છૂટ્યારે | છુટયારે |
| ૪૫ | ૧ | પ્રેમાનંદે | નરસિંહ |
| ૪૯ | ૧૩ | 'કવિ' પહેલાં | અભિલાખ્યાન જોઇએ |
| ૫૨ | ૮ | (બુદ્ધિએ) | (બુદ્ધિને) |
| ૫૩ | ૧૨ | તે પણ અન્યન ભોગ | તેવણ અન્ય ન ભોગ |
| ૫૩ | ૨૩ | પાહૂણો | પ્રાહૂણો |
| ૫૪ | ૨૩ | વાળી | વારી |
| ૫૬ | ૧ | કહેલો | કહેલું |
| ૬૪ | ૧ | સાકર | સાકાર |
| ,, | ૧૧ | નંદનંદન | નંદનંદન |
| ૬૬ | ૧૫ | કરે છે | કહે છે |
| ૭૨ | ૧૫ | વિદ્વન્મંડલમાં | વિદ્વન્મંડળમાં |
| ૭૩ | ૧૨ | 'ભક્તિ પોષણ' | કાઢી નાખો |
| ૮૦ | ૫ | अर्थेष्वभिज्ञः | स्वार्थेष्वभिज्ञः |
| ૮૦ | ૬ | 'सदा' | स्वेन પછી મૂકો |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૮૩ | ૭ | ભગવદ્રપ | ભગવદ્રૂપ | ૧૨૩ | ૧૬ | असाधनं | असा[illegible]नं |
| ૮૯ | ૨૨ | આપનિષદ્ | ઔપનિષદ | ૧૩૦ | ૧૨ | सांख्येन પછી | न જોઇએ |
| ૮૯ | ૨૪ | કૃષ્ણને પાર્થ કહે છે | કૃષ્ણ પાર્થને કહે છે. | ૧૩૨ | ૫ | આરા ભગવંત થયાં | આરાધ્યાં |
| ૯૦ | ૩ | किं પછી ज्ञानेन | જોઇએ | ૧૩૬ | ૧૫ | सर्वदेवनमस्कारं ને બદલે | सर्वदेव नमस्कारः જોઇએ |
| ૯૬ | ૧૫ | અવિર્ભાવ | આવિર્ભાવ | ૧૩૮ | ૧૩ | सः પહેલાં | वै જોઇએ |
| ૯૯ | ૧૪ | અંશાઅંશી | અંશાંશી | ૧૪૪ | ૧૦ | 'સિદ્ધ કરવાને' | કાઢી નાખવું |
| ૧૦૩ | ૨૨ | પાગે | પાત્ર | ૧૪૫ | ૬ | ભજનનાયર્થ | ભજનવ્યર્થ |
| ૧૦૩ | ૨૩ | કો | કહે | ૧૪૯ | ૨૩ | चोत्तमम् | चोत्तमः |
| ૧૦૪ | ૧૯ | 'પુરુષભાવ કરતાં' | એ કાઢી નાખવું | ૧૫૦ | ૧૯ | અકુર | અકૂર |
| ૧૦૫ | ૯ | અતિવ | અતીવ | ૧૫૧ | ૧૧ | દામ | દાન |
| ૧૦૫ | ૧૯ | નીજ | નિજ | ૧૫૪ | ૧૬ | મૃત્યુ સાદ્રશ્ય | મૃત્યુ સદૃશ |
| ૧૦૭ | ૧ | બાહિર્વિસ્તાર | બહિર્વિસ્તાર | ૧૫૯ | ૨૧ | સાધનો | સાધને |
| ૧૧૧ | ૭ | નિર્મળ તિ | નિર્મળ મતિ | ૧૬૦ | ૧૫ | વિરમું શું | વિરમીશું |
| ૧૧૪ | ૨ | Sonl's | Soul's | ૧૬૬ | ૭ | मावैर | मावैरं |
| ,, | ૧૨ | 'The' બેવડાયો છે માટે એક કાઢો | | ૧૬૮ | ૨૩ | ચર્યાને | ચર્યાંને |
| ૧૧૬ | ૯ | સલભ | સુલભ | ૧૬૯ | ૬ | શ્રીસુબોધની | શ્રીસુબોધિની |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૧ | ૧૬ | લાગુ | લાગ્યું |
| ૧૭૩ | ૧૧ | કૃષ્ણરે | કૃષ્ણને |
| ,, | ૧૬ | શિતલ | શીતલ |
| ૧૭૭ | ૧૪ | કહેવાં | કહેતાં |
| ,, | ૧૬ | શંગાર | શૃંગાર |
| ૧૭૮ | ૧ | તતિરીયમાં | તૈત્તિરીયમાં |
| ૧૮૦ | ૧૬ | પદમનન્તિ | પદમામનન્તિ |
| ૧૮૩ | ૩ | રોગમાંથા | રોગમાંથી |
| ૧૮૪ | ૧૨ | ધૃતત્રિવહિ | ધૃત વિખ |
| ૧૯૨ | ૮ | यस्यां | तस्यां |
| ૧૯૪ | ૧૯ | ઉત્કૃષ્ટના | ઉત્કૃષ્ટતા |
| ,, | ૨૦ | વિરહાનુર | વિરહાતુર |
| ,, | ૨૧ | આવીતે | આવીને |
| ,, | ,, | કવિ કહે છે | કવિ કરે છે |
| ૧૯૫ | ૫ | વાધી | વાઘી |
| ૧૯૫ | ૧૭ | નિચેષ્ટ | નિશ્ચેષ્ટ |
| ૧૯૮ | ૧૬ | ઘેનુને | ધેનુને |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૪ | ૬ | 'હોવો જોઈએ' શબ્દો છોડી દેવા | |
| ૨૦૫ | ૧ | તેમણે | તેમને |
| ૨૦૫ | ૨ | શંગાર | શૃંગાર |
| ,, | ,, | એટલે | એટલે તે |
| ,, | ૬ | બળતાં | વળતાં |
| ૨૦૭ | ૮ | સનત્કુમારે | સનત્કુમાર |
| ૨૦૮ | ૨૧ | ભૂમાન | ભૂમા |
| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| ૨૧૦ | ૫ | અત્રે | કાઢી નાખવું |
| ૨૧૪ | ૧૮ | જયદેવ | જયદેવે |
| ,, | ૨૧ | भीरुस्य | भीरुयं |
| ,, | ૨૨ | निवेशनस्खलितयो | निदेशतस्खलितयोः |
| ,, | ૨૨ | द्रुमं | द्रुमे |
| ૨૧૯ | ૧૪ | કરે છે | કર્યું છે. |
| ,, | ૧૭ | શંકને | શંકાને |
| ૨૩૩ | ૧૨ | વૈગ્ધ્ય | વૈદગ્ધ્ય |
| ૨૩૫ | ૨ | પ્રકાશો | પ્રકાશે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૮ | ૧૩ | કાવત | કૌવત |
| ૨૪૦ | ૭ | નારા | નાસ |
| ,, | ૧૬ | સરનિગ્ન | સર નિમગ્ન |
| ૨૪૬ | ૫ | પરમાત્મા | પરમાત્માના |
| ૨૫૪ | ૫ | કાવ્યોનું | કાવ્યને |
| ,, | ૯ | દારામ | દયારામ |
| ,, | ૧૯ | અલાકિકતા | અલૌકિકતા |
| ૨૫૫ | ૧૪ | કરજા | કરજો |
| ,, | ૧૭ | યિત્ત | ચિત્ત |
| ૨૭૪ | ૧૦ | વ્રેહેનાથ | વ્રેહેતાપ |
| ૨૭૫ | ૫ | પહેલાં | પડેલાં |
| ૨૭૮ | ૨ | સુકું પાકું | સૂકું પાકું |
| ૨૭૯ | ૪ | તરીક | તરીકે |
| ,, | ૮ | શકાવ | શકાય |
| ,, | ૧૩ | ચમકારા | ચમત્કારો |
| ૨૮૨ | ૨૧ | મલામ | માલમ |
| ,, | ૨૩ | બોલાવું | બોલવું |
| ૨૯૪ | ૬ | સીમંતિઓ | સીમંતિનીઓ |
| ,, | ૨૧ | તેને | તને |
| ૨૯૫ | ૮ | ધુરુ | ગુરુ |
| ,, | ૯ | ફુલ | કુલ |
| ,, | ૯ | તું સેવ | તું કર સેવ |
| ૨૯૬ | ૧૧ | દેવાશે | દેખાશે |
| ૨૯૬ | ૧૯ | 'જણાય છે' પછી વાંચવું—તો પછી ભગવદ્વિષયક કાવ્ય લખતાં કેટલા અભ્યાસની જરૂર છે. | |
| ૨૯૭ | ૩ | વિવિધ | વિવિધ |
| ૨૯૮ | ૧૧ | હવે | હતો |
| ૨૯૯ | ૩ | Realim | Realism |
| ,, | ૨ | Intellectul | Intellectual |
| ,, | ૧૨ | ગણાતા | ગણતાં |
| ૩૦૧ | ૫ | સ્વતંત્ર | સ્વાતંત્ર્ય |
| ૩૦૫ | ૨૧ | પુનરાવલોકન | પુનરવલોકન |
| ૩૦૭ | ૧ | આંબાવાડિયામાંથી | આંબાવાડિયાથી |
| ૩૦૯ | ૧૪ | એંડસ | એંડ્રુસ |
| ૩૧૦ | ૧૭ | ગુજરાતના | ગુજરાતને |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૩૧૫ | ૯ | કવિ પ્રિય | કવિપ્રિયા | ,, | ૨૪ | અહીથીજ | અહિંથીજ |
| ,, | ૨૧ | વગાનારને | વગાડનારને | ૩૫૨ | ૪ | શકતી | શક્તિ |
| ૩૧૬ | ૬ | ગોડિલા | ઘોડિલા | ,, | ૫ | નઉકા | નૌકા |
| ૩૨૦ | ૧ | હારે | મ્હારે | ,, | ૬ | નાવીક | નાવિક |
| ૩૨૮ | ૪ | गरियसी | गरीयसी | ,, | ૧૫ | પ્રાસ્તાવીક | પ્રાસ્તાવિક |
| ૩૩૦ | ૬ | દયારમ | દયારામ | ,, | ૧૫ | કવીતા | કવિતા |
| ૩૩૧ | ૧૯ | નર | નથી | ૩૫૩ | ૨ | નીયમો | નિયમો |
| ૩૪૨ | ૧૧ | કવિવરના | કવિવરની | ,, | ૪ | ઉનમત્તતા | ઉન્મત્તતા |
| ૩૪૬ | ૧૮ | ક્ષોણી | અક્ષૌહિણી | ,, | ૫ | ઉનમત્ત | ઉન્મત્ત |
| ૩૪૮ | ૩ | सोवैसः | रसो वै सः | ૩૫૩ | ૧૨ | દુષીત | દૂષિત |
| ,, | ૧૫ | ભગ્ય | કાઢી નાખવું | ,, | ૧૮ | 'એમ' 'નહોત' પછી જોઇએ | |
| ૩૫૦ | ૧૫ | પૂર્વાવતારનો | પૂર્ણાવતારનો | ,, | ૧૯ | રશિક | રસિક |
| ૩૫૧ | ૩ | ઉપસંહારત્વે | ઉપસંહારપરત્વે | ૩૫૫ | ૧૦ | સિંચત | સિંચન |
| ,, | ૨ | અપુર્વતા | અપૂર્વતા | ૩૫૬ | ૨૦ | ઇશ્વરને | ઇશ્વરના |
| ,, | ૬ | દીગદર્શન | દિગ્દર્શન | ૩૫૭ | ૪ | 'કરનારા' કરનાર થાય નહિ | |
| ,, | ૧૧ | દુર | દૂર | ,, | ૮ | ગંથ | ગ્રંથ |
| ,, | ૧૨ | પ્રીય | પ્રિય | ,, | ૧૮ | ઙ્ગયા | ઙ્ગેયા |
| ,, | ૧૬ | પરીત્યાગ | પરિત્યાગ | ,, | ૨૦ | કૃષ્ણભક્તિનો | કૃષ્ણભક્તિના |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૨૨ | વિધિ વાક્યનો | વિધિવાક્યનો |
| ૩૫૮ | ૭ | છન્દો બદ્ધતા | છન્દોબદ્ધતા |
| ,, | ૯ | સવર્ણ | સુવર્ણ |
| ૩૫૯ | ૧ | અવ્બાધિત | અબાધિત |
| ,, | ૧૮ | કથન | કવન |
| ૩૬૬ | ૬ | અને | એને |
| ૩૬૬ | ૧૨ | શંગાર | શૃંગાર |
| ૩૬૭ | ૧૨ | તેમને | તમને |
| ૩૬૮ | ૨૪ | ભક્તિ | ભક્ત |
| ૩૭૦ | ૮ | શૈલીની | શેલીની |
| ૩૭૫ | ૮ | કવિન્દ્ર | કવીન્દ્ર |
| ,, | ૧૦ | રશિક | રસિક |
| ,, | ૧૩ | કાવ્યો નીચે | કાવ્યો નીચે |
| ,, | ૧૩ | આરતીરણે | આસને |
| ,, | ૨૦ | અવલોકન કારને | અવલોકનકારને |
| ૩૭૬ | ૨ | ત્રિપાઠી એ | ત્રિપાઠીએ |
| ,, | ૫ | પ્રભુ પ્રાક સ્યાનન્દ | પ્રભુપ્રાકટયાનંદ |
| ,, | ૫ | દૃષ્ટાન્તા લંકારની | દૃષ્ટાન્તાલંકારની |
| ૩૭૬ | ૮ | પ્રાય | પ્રાયઃ |
| ,, | ૧૨ | તત્વજ્ઞાન | તત્ત્વજ્ઞાન |
| ,, | ૧૪ | કેવલા દૈત્ય | કેવલાદ્વૈત |
| ૩૭૭ | ૭ | યોગ | યોગ્ય |
| ,, | ૧૪ | સત્ર | સત્ય |
| ૩૭૮ | ૧૫ | અભય | સભય |
| ૩૭૯ | ૨ | સાધુર્મિગ્રસ્ત, | સાધુભિર્ગ્રસ્ત |
| ,, | ૧૮ | વ્યાધતું | વ્યાધતુ |
| ૩૭૯ | ૨૨ | ચક્ષ્ઓ | ચક્ષુઓ |
| ૩૮૦ | ૩ | ઇચ્ચા | ઇચ્છા |
| ,, | ૧૦ | ચરણાવિન્દો | ચરણારવિન્દો |
| ,, | ૧૯ | પાત્રિ | પાત્ર |
| ,, | ૨૧ | પ્રત્યુત્ત | પ્રત્યુત |
| ૩૮૧ | ૧૪ | સત્યસંગ | સત્સંગ |
| ,, | ૨૨ | જપી | જમી |
| ૩૮૨ | ૫ | નિશ્ચયરૂપી | નિશ્ચયરૂપી |
| ૩૮૩ | ૧૨ | પામે | વામે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૮૭ | ૨ | દયારામના | દયારામે |
| ,, | ૨૩ | પ્રછી | પછી |
| ૩૮૮ | ૧૯ | સબંધમાં | સંબંધમાં |
| ૩૯૧ | ૧૫ | કામના | કાળના |
| ૩૯૧ | ૨૩ | ર્ચ્યાં | ચર્ચ્યાં |
| ૩૯૩ | ૨ | આલંબનવિભાગ | આલંબનવિભાવ |
| ૪૦૬ | ૧૮ | ત્યાર | ત્યારથી |
| ૪૦૭ | ૧૩ | ગુંથ્યો છે. | ગુંથ્યું છે. |
| ૪૦૭ | ૨૨ | જાણીને લેને | જાણી લે |
| ૪૦૮ | ૧૩ | માંઢની | માઢની |
| ૪૦૯ | ૮ | પદની | પદના |
| ,, | ૯ | તરંગો | તરંગોએ |
| ૪૧૦ | ૧૦ | વાણી | વાણી છે |
| ૪૨૧ | ૨ | બ્રહ્મધર્મ | બ્રાહ્મધર્મ |
| ૪૨૨ | ૨૨ | નિકટતાર | નિકટતર |
| ૪૨૪ | ૭ | જનમતો હારિ | જનમનોહારિ |
| ૪૨૫ | ૨૭ | દોહરો | દાદરો |
| ૪૨૬ | ૧૫ | વિષે | વિપ્રે |
| ૪૨૭ | ૧૭ | અનુસ્થૂત | અનુસ્યૂત |
| ૪૨૯ | ૨૩ | રામારે | મોટારે |
| ૪૩૦ | ૩ | છે | દે છે |
| ૪૩૨ | ૧૩ | ચતુરાએોની | ચતુરાઈની |
| ૪૩૨ | ૨૨ | યં | વે |
| ૪૩૪ | ૨ | ચિનહ | ચિહ્ન |
| ,, | ૨૦ | જાત | જાતની |
| ૪૩૭ | ૫ | જાતેગા | જાયેગા |
| ૪૩૭ | ૭ | છરિકા | છરિકકા |
| ,, | ૨૧ | શ્રંગારની | શૃંગારની |
| ૪૩૮ | ૧૪ | સંગતે | સંગલે |
| ૪૫૦ | ૧૬ | ધાઓ | ધાઓ |
| ૪૫૧ | ૭ | 'પોતાનાં વ્યાખ્યાનમાંથી' કમી(કરવું) | |
| ૪૫૫ | ૧ | વિક્રિડિતં | વિક્રીડિતં |
| ,, | ૨ | પચિનો० | પદ્દિનો० |
| ૪૫૮ | ૧૦ | શ્રૃંગારનાં | શૃંગારનાં |

તા. ક. આ પુસ્તકમાં પ્રેસના ટાઇપો ભાગી ગયેલા હોવાથી કેટલીક જગ્યાએ કાનાં, માત્ર તથા ટપકાંની ભૂલો રહી ગઇ છે. તથા કેટલેક સ્થળે શરત ચૂકથી હ્રસ્વ દીર્ઘની ભૂલો રહી ગઇ છે. તેમજ અલ્પ વિરામ અગર પૂર્ણ વિરામ ચિહ્નોની ભૂલો રહી છે. તેમાંની કેટલીક શુદ્ધિપત્રકમાં સુધારી છે, છતાં વાચકો પોતાની મેળે વાંચતી વખતે તે સુધારી શકે એમ છે, એટલે બધી તે સુધારી નથી. વળી પૃ. ૩૫૧ થી ૩૫૩ તથા ૩૭૫ થી ૩૮૪ સુધીની છપાયલી મેટર સાંઝ વર્તમાન ઉપરથી છપાયેલી, તેથી તેમાં તે પત્રની જોડણી રહી ગઈ છે. પ્રૂફ સુધારનારે તે સુધારી નથી. અહિંઆં તેમાંની કેટલીક સુધારી છે, પણ બધી સુધારી શકાઈ નથી.

પૃ. ૧૪૬ ઉપર જે પ્રકરણ ૩ જાતું મથાળું છે તે કાઢી નાંખવું. પૃ. ૨૬૭ ના મથાળામાં 'પ્રકરણ ૭ મું,' છે તેને બદલે 'પ્રકરણ ૮ મું 'વાંચવું.

જે. ગો. શાહ

ભક્તકવિશ્રીદયારામભાઈનાં

# અમારા તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો

શ્રીદયારામકૃત **કાવ્યમણિમાલા** આવૃત્તિ ૨જી ભાગ ૧લો

**કીંમત રૂ. ૧–૦–૦**

શ્રીદયારામકૃત **કાવ્યમણિમાલા** ભાગ ૨જો **કીંમત રૂ. ૧–૮–૦**

શ્રીદયારામકૃત **કાવ્યમણિમાલા** ભાગ ૩જો **કીંમત રૂ. ૨–૮–૦**

શ્રીદયારામકૃત **કાવ્યમણિમાલા** ભાગ ૪થો **કીંમત રૂ. ૧–૦–૦**

શ્રીદયારામકૃત **કાવ્યમણિમાલા** ભાગ ૫મો **કીંમત રૂ. ૧-૧૨-૦**

ભક્તકવિ શ્રીદયારામભાઈનું **જીવન ચરિત્ર** (સચિત્ર)

**કીંમત રૂ. ૨–૪–૦**

ભક્તકવિ શ્રીદયારામભાઈનું **આન્તર જીવન** **કીંમત રૂ. ૨–૦–૦**

ભક્તકવિ શ્રીદયારામભાઈકૃત **રમવાની જ્ઞાનબાજી**

**કીંમત રૂ. ૦–૨–૦**

પ્રકાશકઃ-

**નારાયણદાસ પરમાનંદદાસ શાહ–ડભોઈવાલા**

૨. પાંજરાપોળ ઓફીસ સામે, પાંજરાપોળના ચાલ-મુંબઈ. નં. ૪



**મુંબઈ અને બહાર ગામના જાણીતા બુકસેલરો પાસેથી પણ મળશે.**